॥ श्री ॥

# स्कंदपुराणोक्त द्वारकामाहात्म्य.

## મૂલસહિત ગુજરાતી ભાષાન્તર.

શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી પાસે તૈયાર કરાવી

દ્વારકાં પુસ્તકપ્રસારક મંડલીએ

છપાવી પ્રસિદ્ધ કર્યું.

મુંબઈ:

ઓરિએન્ટલ છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૩. ઇસ્વી સન ૧૮૮૭



(કિંમત રૂપીયા ૩)

સદા સર્વદા પરોપકારી શેઠ શ્રી ૫

ગોકલદાસ કોરજીની હજુરમાં.

( રેહેવાસી દ્વારકા તાબે વરવાળું. )

(હાલ) મુંબઈ.

સાહેબ, આપે ઓખાઈ શેઠીઆઓની પંક્તિમાં પોતાના સ્વદેશી બંધુઓના કલ્યાણાર્થે, તન મન અને ધનનો ઘટતો વ્યય કરી ઉદારતા ભરેલાં કામો કરેલાં છે. ઓખામંડલના બીજા કેટલાક શેઠીઆઓએ જે જે ધર્મનાં કામો કરેલાં છે, તેનો લાભ આપના સ્વદેશી બંધુઓને બિલકુલ મળેલો નથી; અને આપણા ઉદારતાવાળા હાથથી આ દેશમાં જે જે ધર્મનાં કામો થએલાં છે તેનો લાભ દેશી-પરદેશી ગરીબ અને શ્રીમંત બંધુઓને સરખી રીતે મળે છે. તેની સાથે મારી ઉપર પણ વખતો વખત આપ અનુગ્રહ કરતા આવ્યા છો. તેની યાદગીરી કાયમ રાખવા માટે આ 'શ્રીદ્વારકામાહાત્મ્ય' (મૂળ અને તેનું ગુજરાતીમાં ભાષાંતર) આપ નામદાર શેઠને માનપૂર્વક અર્પણ કરૂં છું.

દ્વારકા પુસ્તકપ્રસારક મંડળીના

વ્યવસ્થાપક.

# પ્રસ્તાવના.

આપણા વેદ, ધર્મશાસ્ત્ર અને પુરાણ આદિ માન્ય ગ્રંથોમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોનું નિરૂપણ કરી એઓમાં મોક્ષને પરમ પુરૂષાર્થ કહી તેનું મુખ્ય સાધન ધર્મ છે એવો સિદ્ધાંત કરેલો છે અને શમ, દમ, તીર્થ યાત્રા તથા શ્રાદ્ધ આદિને ધર્મનાં સ્વરૂપ ભૂત માનેલાં છે. જો કે ધર્મનાં ફળરૂપે આ લોક તથા પરલોક સંબંધી સુખ ભોગોને પણ માનેલા છે તો પણ શાસ્ત્રોનો તાત્પર્ય જોતાં નિશ્ચય થાય છે કે મોક્ષ શિવાય બીજાં સુખો ગૌણ ફ્લ રૂપ છે અને મોક્ષજ મુખ્ય ફ્લ છે. તીર્થ યાત્રાના પ્રકરણમાં અયોધ્યા, મથુરા, માયા (હરિદ્વાર) કાશી, કાંચી, ઉજેણ અને દ્વારકા એ સાત પુરીઓને મોક્ષદાયક ગણેલી છે અને તેઓમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનના નિવાસરૂપ દ્વારકાપુરીને સર્વોત્તમ ગણેલી છે. આ પંચ ભૂતમય મનુષ્ય દેહ કે જે આપણને પશુ, પક્ષી તથા કીટ આદિ અનેક યોનિઓમાં ભટકતાં ભટકતાં યદચ્છાથી મળ્યો છે, ઘણાં ઘણાં પ્રયત્નો કરતાં પણ પાછો મેળવી શકાય એવો નથી અને ક્ષણભંગુર છતાં પણ મોટા પુરૂષાર્થને આપે એવો છે તેને પામીને પોતાના શ્રેયનું સંપાદન કરવામાં આળસુ રેહેવું એ કેવી મોટી ભૂલ ગણાય ? એટલા માટે વેદશાસ્ત્રોક્ત ધર્મમાં મનુષ્યોએ અવશ્ય આગ્રહ પૂર્વક પ્રવૃત્તિ કરવી યોગ્ય છે કે જેથી મનુષ્ય દેહનું સાફલ્ય થાય. હાલ કલિકાલના પ્રભાવથી આયુષ્ય અલ્પ થઈ જવાને લીધે અને વ્યવહાર સંબંધી ખટપટો વધી જવાને લીધે શાસ્ત્રોમાં કહેલા સઘળા ધર્મો માણસોથી પાળી શકાય તથા કરી શકાય એવી સ્થિતિ રહી નથી માટે જે એક ધર્મ કરવાથી તેમાં સઘળા ધર્મોનો સમાવેશ થાય એવા ધર્મનો માર્ગ આસ્તિક અને બુદ્ધિમાન આર્ય લોકોએ શોધી લેવો જોઇએ. શાસ્ત્રોનું રહસ્ય જોતાં એવો ધર્મ તીર્થયાત્રાજ છે એમ નિશ્ચય થાય છે. કારણ કે તીર્થયાત્રામાં શમ, જિતેંદ્રિયપણું, શ્રાદ્ધ, મહાત્મા પુરૂષોનો સમાગમ, દાન અને દેવપૂજન આદિ સઘળા ધર્મોનો સમાવેશ થાય છે. આ ઉપરથી તીર્થયાત્રા કરવાનો વિચાર કરતાં પણ તીર્થો અનેક હોવાથી અને તે સઘળાં તીર્થોની યાત્રા કરવામાં પુરી પડે એવી શરીર શક્તિ તથા ધન શક્તિ આદિ સગવડો ઘણું કરીને સર્વ લોકોને હોતી નથી તેથી એવું એક તીર્થ શોધી લેવું જોઇએ કે જેના યાત્રામાં સઘળાં તીર્થોની યાત્રા કરવાનો સમાવેશ થાય. એવું તીર્થ તો એક ગોમતી સંયુક્ત દ્વારકાજ છે એમ સઘળાં પ્રમાણોથી સિદ્ધ થાય છે. ત્યારે હવે દ્વારકાની યાત્રા કરવામાં કયા કયા વિધિ કરવા જોઇએ અને કેમ કરવાથી દ્વારકાની યાત્રા સફલ [illegible]ા સંપૂર્ણ થાય એ જિજ્ઞાસ[illegible] ઉત્પન્ન થયા વિના રેહેતી નથી. આ જિજ્ઞાસાને શ[illegible] કરવાનું સાધન સ્કંદપુરાણમાં કહેલું દ્વારકા[illegible]હાત્મ્ય છે પણ તે સં[illegible] ભાષામ[illegible]વાથી તેનો અર્થ સઘળા

આર્ય લોકોથી સમજી શકાય એમ નથી તેથી સર્વ લોકોની સગવડને વાસ્તે શ્રીદ્વારકાપુરીના રેહેવાસી મોત **સોમા વાલજી** તથા ભટ્ટ **રતનજી દયારામ** વગેરેએ જામનગરના રેહેવાસી શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજીના હાથથી આ દ્વારકા માહાત્મ્યનું ગુજરાતી ભાષાંતર તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યું છે.

દ્વારકામાં આવનારા યાત્રાળું લોકોને દ્વારકામાં મુખ્ય અને કેટલાં અવાંતર તીર્થો છે એ જાણવાની ઘણી જરૂર છે કે જે જાણીને વિધિપૂર્વક યાત્રા કરવાથી યાત્રા સંપૂર્ણ અને સફલ થતાં ખરચવામાં આવેલાં ધનનો યથાર્થ ઉપયોગ થયો જાણી મનમાં પરમ સંતોષ પ્રાપ્ત થાય. જો કે શ્રીદ્વારકાનાથજી ગોમતીજી, બેટ શંખોદ્ધાર, પિંડતારક અને ચક્રતીર્થ આદિ કેટલાંક મુખ્ય સ્થલો ત્યાં પ્રસિદ્ધજ છે તો પણ બીજાં કેટલાંક અજાણ્યાં મુખ્ય અને અવાંતર તીર્થો યાત્રા કરવા વગરનાં રહી જાય છે. કાલના મહિમાને લીધે ત્યાં રેહેનારા અને ગોરપાણું કરનારા બ્રાહ્મણ લોકો પણ ત્યાંના કેટલાંક તીર્થોને જાણતા નથી ત્યારે વિધિથી અજાણ્યા હોય એ તો સ્વાભાવિકજ છે. વખતપર એમ પણ બને છે કે બ્રાહ્મણ લોકો ત્યાં કોઈ તીર્થ વિષે અને ત્યાં કરવાના વિધિ વિષે યાત્રાળુ ગૃહસ્થોને કેહે છે તો કેટલાએક ગૃહસ્થો એમ માને છે કે બ્રાહ્મણો પોતાના સ્વાર્થને વાસ્તે કેહે છે પણ આ વિષય કોઈ શાસ્ત્રમાં નહીં હોય. આમ થવાથી ધન પુરેપુરૂં ખરચતાં છતાં અને દૂર દૂરથી આવવાનો પરિશ્રમ લીધા છતાં પણ યાત્રાની કેટલીક અપૂર્ણતા રહી જાય છે તે અડચણ પણ આ ભાષાંતર પ્રસિદ્ધ થવાથી દૂર થશે.

દ્વારકા માહાત્મ્યમાં મુખ્ય અને પેટાનાં સઘળાં તીર્થોનાં નામ, તે તે તીર્થોની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે તે, તે તે તીર્થોમાં કયો વિધિ કરવો તે, તે તે તીર્થોનો મહિમા અને તે તે તીર્થો કયા કયા સ્થલમાં છે ઈત્યાદિ સંપૂર્ણ વર્ણન કરવામાં આવ્યું છે.

એકલું ભાષાંતર પ્રકટ કરવાથી કેટલાએકને એવો શક ઉત્પન્ન થાય કે 'આમાં જે લખ્યું છે તે મૂલમાં નહી હશે' તો તે શકને દૂર કરવાને વાસ્તે મૂલ સંસ્કૃત પણ સાથે દાખલ કર્યું છે અને કયા શ્લોકનું કયું ભાષાંતર છે એ તુરત જાણવામાં આવે તેટલા વાસ્તે મૂલ શ્લોકના તથા ભાષાંતરના આંક પણ બરાબર રાખ્યા છે.

દ્વારકા માહાત્મ્ય કરતાં અમુક તીર્થોની ઉત્પત્તિના બે ત્રણ વિષય ગર્ગસંહિતાના દ્વારકાખંડમાં અધિક જોવામાં આવતાં તે વિષયના ગર્ગસંહિતાના ચાર અધ્યાય પણ ભાષાંતરસહિત આ પુસ્તકની સાથેજ દાખલ કરવામાં આવ્યા છે.

**દ્વા. પુ. પ્ર. મંડળી.**

---

# अनुक्रमणिका.

## ગર્ગસંહિતા.

३०४२

॥ श्री ॥

# ॥ स्कन्दपुराणोक्त द्वारिकामाहात्म्य ॥

અને

# તેનું ગુજરાતી ભાષાંતર.

ગ્રંથ નિર્વિઘ્નપણે પરિપૂર્ણ થવા માટે આરંભે
ઇષ્ટદેવનું સ્મરણ.

## ॥ अथध्यानम् ॥

अत्यद्भुतंभासकमंबुजेक्षणंचतुर्भुजंशंखगदार्युदायुधं ॥ श्रीवत्सलक्ष्मंगलशोभिकौस्तुभंश्रीद्वारकेशंसततंनमामि ॥ १ ॥ महार्हवैदूर्यकिरीटकुंडलंपीतांबरंसांद्रपयोदसौभगं ॥ श्रीगोमतीतीरनिवासिमुक्तिदंतन्मांपुनातुसततंहरिकृष्णरूपं ॥ २ ॥

ધ્યાન.

અત્યંત અદ્ભુત, તેજસ્વી, કમળસરખાં નેત્રવાળા, ચાર ભુજાવાળા, શંખ ગદા તથા ચક્રરૂપ ઊંચાં આયુધોવાળા, ડાબા સ્તનપર જમણી પાસ વળેલી રૂવાડાની ચક્રીવાળા અને કૈસ્તુભ મણિ જેના ગળામાં શોભે છે એવા શ્રીદ્વારકાનાથજીને હું નિરંતર પ્રણામ કરૂં છું ॥ ૧ ॥ શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વરૂપ કે જે ભારે મૂલ્યના વૈડૂર્ય મણિઓથી જડેલા મુકુટ તથા કુંડલોવાળું, પીળાં વસ્ત્ર ધરનાર, ઘાટા મેઘસરખી શોભાવાળું, શ્રીગોમતીજીના તટપર બીરાજેલું અને મુક્તિ આપનાર છે તે મને સર્વદા પવિત્ર કરજો ॥ ૨ ॥

# अथ स्कंदपुराणोक्त श्रीद्वारिकामाहात्म्य प्रारंभः

नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमं ॥ देवींसरस्वतींव्यासंततोजयमु
दीरयेत् ॥ १ ॥ शौनकउवाच ॥ कथंसूतयुगेह्यस्मिन्रौद्रेवैकलि
संज्ञके ॥ बहुपाखंडसंकीर्णेप्राप्स्यामोमधुसूदनं ॥ २ ॥ युगत्रये
व्यतिक्रांतेधर्माचारपरेधुना ॥ प्राप्तेकलियुगेघोरेक्कविष्णुर्भगवानि
ति ॥ ३ ॥ सूतउवाच ॥ दिवंयातेमहाराजेरामेदशरथात्मजे ॥ दु
ष्टराजन्यभारेणपीडितेधरणीतले ॥ ४ ॥ देवानांकार्यसिद्ध्यर्थंभु
वोभारावतारणात् ॥ वसुदेवगृहेसाक्षादाविर्भूतेजनार्दने ॥ ५ ॥
नंदगेहंगतेदेवेशोषितेपूतनास्तने ॥ घातितेचतृणावर्त्तेशकटेपरिलो
डिते ॥ ६ ॥ दमितेकालियेनागेप्रलंबेविनिषूदिते ॥ धृतेगोवर्धनेशै
लेपरित्रातेचगोकुले ॥ ७ ॥ सुरभ्याचाभिषिक्तेचशक्रेचविमर्दीकृ
ते ॥ रासक्रीडांगतेदेवेदारितेकेशिदानवे ॥ ८ ॥

નારાયણને, સર્વ નરોમાં ઉતમ નર ભગવાનને, સરસ્વતી દેવીને તથા વ્યાસને પ્રણામ કરીને પછી ગ્રંથનો આરંભ કરવો ॥ ૧ ॥

શૌનક સૂતને પુછે છે—હે સૂત ! આ મહાભયંકર અને ઘણા પાખંડોથી વ્યાપ્ત થએલા કલિયુગમાં આપણે ભગવાનને શી રીતે પામશું ॥ ૨ ॥ પેહેલાંના ત્રણ યુગો કે જેઓમાં ધર્મ અને આચાર સારી રીતે પાળવામાં આવતા હતા તેઓ વીતી ગયા છે અને હમણાં આ ત્રાસદાયી કલિયુગ પ્રાપ્ત થયો છે તો હવે આ યુગમાં વિષ્ણુ ભગવાન ક્યાં રહ્યા છે ॥ ૩ ॥

સૂત કહે છે—દશરથના પુત્ર મહારાજ રામચંદ્રજી સ્વધામમાં પધાર્યા પછી દુષ્ટ રાજાઓના ભારથી પૃથ્વી પીડાતાં ॥ ૪ ॥ દેવતાઓનાં કાર્ય સિદ્ધ કરવાને વાસ્તે અને પૃથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે વસુદેવના ઘરમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન પ્રકટ થયા હતા ॥ ૫ ॥ એમણે નંદરાયને ઘેર જઈ પૂતનાનાં સ્તન શોષી લીધાં, તૃણાવર્ત્ત દૈત્યને માર્યો, ગાડાને ઊંધું વાળી દીધું ॥ ૬ ॥ કાલિય નાગનું દમન કર્યું, પ્રલંબાસુરને મરાવ્યો, ગોવર્દ્ધન પર્વત ધર્યો, ગોકુલની રક્ષા કરી ॥ ૭ ॥ કામધેનુએ કરેલા અભિષેકને સ્વીકાર્યો, ઈંદ્રનો મદ ઉતાર્યો, ગોપીઓની સાથે રાસક્રીડા કરી, કેશિ દૈત્યને માર્યો ॥ ૮ ॥

अक्रूरवचनादेवमधुपूर्यांहरौगते ॥ हतेकुवलयापीडेमल्लराजेचघातिते ॥९॥ पश्यतांसर्वदैत्यानांभोजराजेनिपातिते ॥ यदुपूर्यांमभिषिक्तेउग्रसेनेनराधिपे ॥१०॥ जरासंधबलेघोरेत्वसंख्यातेहतेक्षितौ ॥ राजसूयेक्रतुवरेचैद्येचैवतथाहते ॥ ११ ॥ निर्वृत्तेभारतेयुद्धेभारेचक्षपितेभुवः ॥ यात्राव्याजसमानीतेप्रभासेयादवेकुले ॥ मद्यपानप्रसंगेनपरस्परवधोद्यते ॥ १२ ॥ कलहाग्नौमहारौद्रेप्रदग्धेयादवेकुले ॥ गात्रंसंत्यज्यतत्रैवगतेनंतेस्वमालयं ॥ १३ ॥ अश्वत्थमूलमाश्रित्यसमासीनेजनार्द्दने ॥ व्याधप्रहारभिन्नांघ्रिपरित्यक्तकलेवरे ॥ १४ ॥ स्वधाम्निसंस्थितेदेवेपार्थेचपुनरागते ॥ आचितायांयदुपूर्यांसागरेणसमंततः ॥ १५ ॥ इंद्रप्रस्थंगतेवज्रेकारयित्वाहरेर्गृहं ॥ द्वापरेचव्यतिक्रांतेधर्माधर्मविमिश्रिते ॥ १६ ॥ संप्राप्तेचमहारौद्रेयुगेस्मिन्कलिसंज्ञके ॥ क्षीयमाणेस्वधर्मेवैविधर्मेप्रबलेतदा ॥ १७ ॥ नष्टेधर्मक्रियायोगेवेदवादेबहिष्कृते ॥ एकपादस्थितेधर्मेवर्णाश्रमविवर्जिते ॥ १८ ॥

અક્રૂરજીનાં વચન ઉપરથી મથુરામાં પધારીને કુવલયાપીડ હાથીને માર્યો, મોટા મલ્લને માર્યો ॥ ૯ ॥ સઘળા દૈત્યો જોતાં કંસને પાડીને મારી નાખ્યો, મથુરામાં ઉગ્રસેનને રાજ્યાભિષેક કર્યો ॥ ૧૦ ॥ પૃથ્વીમાં મહાભયંકર અને અસંખ્યાત જરાસંધના સૈન્યને માર્યું, રાજસૂય નામના મોટા યજ્ઞમાં શિશુપાલને માર્યો ॥૧૧॥ અને મહાભારતનું યુદ્ધ કરાવીને પૃથ્વીનો ભાર ઉતાર્યો. પછી શ્રીકૃષ્ણ ભગવાન યાદવોનાં કુલોને યાત્રાના બાહાનાથી પ્રભાસમાં લાવ્યા અને ત્યાં મદિરાપાન કરવાથી સઘળા યાદવો એક બીજાને મારવા લાગીને ॥ ૧૨ ॥ મહાભયંકર કજીયારૂપ અગ્નિમાં બળી ગયા. બલભદ્ર પોતાના શરીરનો ત્યાગ કરીને પોતાના સ્થાનકમાં ગયા, ॥ ૧૩ ॥ શ્રીકૃષ્ણ ભગવાન પીપળાના થડનો આશ્રય લઈને બીરાજ્યા, ત્યાં પારાધીના બાણથી પોતાના ચરણને ભેદાવી શ્રીઅંગનો ત્યાગ કરીને ॥ ૧૪ ॥ સ્વધામમાં પધાર્યા, અર્જુન દ્વારકામાંથી હસ્તિનાપુરમાં ગયા, સમુદ્રે ચારે પાસથી દ્વારકાને બોળી દીધી ॥ ૧૫ ॥ ભગવાનનું મંદિર કરાવીને વજ્રનાભ ઇંદ્રપ્રસ્થમાં ગયો, જેમાં ધર્મ તથા અધર્મ મિશ્રિત થતા હતા એવો દ્વાપરયુગ વીતી ગયો ॥ ૧૬ ॥ આ મહાત્રાસદાયી કલિયુગ પ્રાપ્ત થયો, ધર્મનો ક્ષય થવા લાગ્યો, અધર્મ પ્રબલ થયો, ॥૧૭॥ ધર્મ સંબંધી ક્રિયાઓ કરવાનો લોપ થઈ ગયો, વેદની ચર્ચા દૂર જતી રહી, ધર્મનો માત્ર એક પાયો રહ્યો અને વર્ણ તથા આશ્રમની મર્યાદાઓ તુટી ગઈ ॥ ૧૮ ॥

तस्मिन्युगेविचलितेऋषयोवनचारिणः ॥ समंतात्परिधावद्भिर्दस्यु
भिर्बाध्यतेप्रजा ॥ १९ ॥ अधर्मनिरतैःपुंभिःसत्यार्जवविनाकृतौ ॥
संगत्यामंत्रयन्सर्वेगर्गादिमुनयस्तदा ॥ २० ॥ असितोदेवलोधौ
म्योमुनिरुद्दालकस्तदा॥एतेचान्येपिबहवोपरस्परमथाब्रुवन्॥२१॥
अहोपश्यतभूरेषाकलिव्याप्तदिगंतरा ॥ भगवंतंकथंविष्णुंपश्यामो
मधुसूदनं ॥ २२ ॥ कोवाभवाब्धौपतितान्तारयिष्यतिनोधुना ॥
नकलौसंगतिस्तस्यदृश्यतेद्यजगद्गुरोः ॥ २३ ॥ तंविनापुंडरीकाक्षं
कथंस्यामकलौवयं॥तेषांचिंतयतामेवंदुःखितानांतपस्विनां॥२४॥
उवाचवचनंतत्रऋषिरुद्दालकस्तदा ॥ उद्दालकउवाच ॥ यावन्न
कलिदोषेणलिप्यामोमुनिसत्तमाः॥२५॥ पृच्छामोलोकधातारंस्थि
तिंविष्णोःकलौयुगे ॥ यदिविष्णुःक्षितौनस्यात्ब्रह्मणोवचनेनहि ॥
२६ ॥ विष्णुंविनातदाविप्रास्त्यक्ष्यामःस्वकलेवरं॥ विनाभगवताने
नकःस्थास्यतिकलौयुगे ॥ २७ ॥

આ પ્રમાણે કલિયુગ ચાલતાં, ચારે પાસ દોડાદોડ કરતા ચોર લોકોથી પ્રજાને પીડા થતાં ॥ ૧૯ ॥ અને અધર્મ કરવામાં લાગેલા તથા સત્ય અને સરલતાથી રહિત થએલા લોકો વધી જતાં તે સમયે ગર્ગ આદિ મુનિઓ એકઠા થઈને સર્વે વિચાર કરવા લાગ્યા ॥ ૨૦ ॥ અસિત, દેવલ, ધૌમ્ય, ઉદ્દાલક તથા બીજા પણ ઘણા ઋષિઓ મળીને પરસ્પરમાં વાતો કરવા લાગ્યા કે ॥ ૨૧ ॥ "અહો ! ! જુવો ! આ પૃથ્વીના સઘળા ભાગોમાં કલિયુગ વ્યાપ્ત થયો છે તો હવે આપણે મધુદૈત્યને મારનારા વિષ્ણુ ભગવાનને શી રીતે દેખીએ? ॥ ૨૨ ॥ આપણે કે જેઓ સંસારરૂપ સમુદ્રમાં પડ્યા છીએ તેઓને હવે કોણ તારશે? કલિયુગમાં જગતના ગુરૂ એ ભગવાનનો સમાગમ થાય એવું કાંઈ જોવામાં આવતું નથી ॥ ૨૩ ॥ તો હવે કમળસરખા નેત્રવાળા એ પ્રભુવિના આપણે કલિયુગમાં રહી પણ કેમ શકીયે" દુઃખ પામેલા એ તપસ્વી લોકો એપ્રમાણે વિચાર કરતા હતા ॥ ૨૪ ॥ ત્યાં તેઓમાના એક ઉદ્દાલક નામના મુનિએ નીચે પ્રમાણે કહ્યું.—

ઉદ્દાલક કેહે છે–હે ઉત્તમ મુનિઓ ! આપણે હજી કલિયુગના દોષથી લેપાયા નથી ॥ ૨૫ ॥ તે પેહેલાં બ્રહ્માની પાસે જઈને કલિયુગમાં વિષ્ણુની સ્થિતિ વિષે તેમને પુછીએ. હે બ્રાહ્મણો ! જો બ્રહ્માના કેહેવા ઉપરથી ॥ ૨૬ ॥ એમ જણાશે કે 'કલિયુગમાં વિષ્ણુ પૃથ્વીપર નથી' તો આપણે વિષ્ણુ વગર પોતાના દેહનો ત્યાગ કરીશું. ભગવાનના સમાગમ વિના કલિયુગમાં તે કોણ રેહેશે. ॥ ૨૭ ॥

॥सूतउवाच॥ तत्श्रुत्वावचनंतस्यऋषयःशंसितव्रताः॥ साधुसाध्विति तेप्युक्त्वाप्रस्थिताब्रह्मणोंतिकं ॥२८॥ कथयंतःकथाविष्णोःस्वरूपमनुवर्णनं ॥ तपसाप्रययुःसर्वेसंदृष्टाब्रह्मणोंतिकं ॥२९॥ असितो देवलोधौम्योमुनिरुद्दालकस्तथा ॥ ददृशुस्तेतदादेवमासीनंपरमासने ॥ ३० ॥ पितामहंभूतगणैर्मूर्त्तामूर्त्तैःसमावृतं ॥ दृष्ट्वाचतुर्मुखंदेवं दंडवत्प्रणताःक्षितौ ॥ ३१ ॥ प्रणम्यदेवदेवानांतेस्तोत्रेणप्रतुष्टुवुः ॥ ऋषयऊचुः ॥ नमस्तुभ्यंजगत्तातचतुर्वक्त्राक्षयाव्यय ॥३२॥ नमस्ते सृष्टिकर्तस्तुपितामहनमोस्तुते ॥ सूतउवाच ॥ एवंस्तुतस्तैर्मुनिभिःसुप्रीतःकमलोद्भवं ॥३३॥ पाद्यार्घ्येणाभिनंद्यैतान्प्रपच्छमुनिपुंगवान् ॥ ब्रह्मोवाच ॥ किमागमनकृत्यंवोब्रूततत्वेनपुत्रकाः ॥३४ ॥ कुशलंवोमहाभागाःकुशशिष्याग्निवारिषु ॥ ऋषयऊचुः ॥ भवत्प्रसादात्कुशलंप्राप्तंनस्तपसःफलं ॥ ३५ ॥

સૂત કેહે છે—એ પ્રમાણે ઉદ્દાલકનું વચન સાંભળી તીવ્ર નિયમો ધરનારા તે સઘળા મુનિઓ 'સારૂં સારૂં' એમ કહીને બ્રહ્માની પાસે જવા ચાલ્યા. ॥ ૨૮ ॥ પ્રસન્નપણાથી વિષ્ણુની કથાઓનું તથા સ્વરૂપનું વર્ણન કરતા તે સઘળા ઋષિઓ તપોબળને લીધે બ્રહ્માની પાસે ગયા. ॥ ૨૯ ॥ અસિત, દેવલ, ધૌમ્ય અને ઉદ્દાલક આદિ તે મુનિઓએ ઉત્તમ આસનપર બીરાજેલા બ્રહ્માનાં દર્શન કર્યાં. ॥ ૩૦ ॥ કેટલાએક દેહધારી અને કેટલાએક દેહવગરના જીવોથી વીંટાએલા એ ચાર મુખવાળા બ્રહ્માને જોઈ તેઓએ પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરયા. ॥ ૩૧ ॥ દેવતાઓના પણ દેવ બ્રહ્માને પ્રણામ કરયા પછી તેઓએ નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી.

ઋષિઓ સ્તુતિ કરે છે—હે જગતના પિતા! હે ચાર મુખવાળા! હે ક્ષયથી રહિત! હે ન્યૂનતાથી રહિત! તમને પ્રણામ કરીએ છીએ. ॥ ૩૨ ॥ હે સૃષ્ટિને કરનારા! તમને પ્રણામ કરીએ છીએ. હે પિતામહ! તમને પ્રણામ હોજો.

સૂત કેહે છે—એ પ્રમાણે તે ઉત્તમ મુનિઓએ સ્તુતિ કરતાં સારી રીતે પ્રસન્ન થએલા બ્રહ્માએ ॥ ૩૩ ॥ પાદ્યથી તથા અર્ઘ્યથી તેઓનો સત્કાર કરીને નીચે પ્રમાણે પુછ્યું.

બ્રહ્મા પુછે છે—હે પ્યારા પુત્રો! તમારે અહીં આવવાનું શું પ્રયોજન છે. જે હોય તે યથાર્થ રીતે કહો. ॥ ૩૪ ॥ હે પૂજ્ય લોકો! તમારાં દર્ભ, શિષ્યો, અગ્નિઓ અને જળ કુશલ છે!

ઋષિઓ કેહે છે—આપની કૃપાથી સર્વ કુશલ છે. અમને તપનું ફળ મળી ચુકું. ૩૫

यद्भवंतंप्रपश्यामःसर्वेश्वरगुरुंप्रभुं ॥ शृणुतत्कारणंब्रह्मन्येनप्राप्तास्त
वांतिकं ॥ ३६ ॥ युगत्रयेऽप्यतिक्रांतेकृताद्येद्वापरांतके ॥ प्राप्तेक
लियुगेघोरेक्कविष्णुःपृथिवीतले ॥ ३७ ॥ यंदृष्ट्वापरमांमुक्तिंयास्यामः
कर्मबंधनात् ॥ ब्रह्मोवाच ॥ मत्स्यकूर्मादिरूपैस्तुभगवानर्च्यतेमया
॥३८॥ विष्णोःपरामिमांमूर्तिंनजानामिद्विजोत्तमाः ॥ ऋषयऊचुः ॥
यदित्वंनविजानासितातविष्णोरवस्थितिं ॥ ३९ ॥ गत्वाप्रयागेत
त्रैवसंत्यक्ष्यामःकलेवरं ॥ ब्रह्मोवाच ॥ माविषादंकुरुध्वंहिउपदेक्ष्या
मिवोहितं ॥ ४० ॥ इतोव्रजध्वंपातालंयत्रास्तेदैत्यसत्तमः ॥ तंग
त्वापरिपृच्छध्वंप्रल्हादंदैत्यसत्तमं ॥ ४१ ॥ सज्ञास्यतिहरेःस्थानंय
थादर्श्यतकेशवः ॥ सूतउवाच ॥ तत्श्रुत्वावचनंतस्यब्रह्मणःपरमा
त्मनः ॥ ४२ ॥ प्रणिपत्यचदेवेशंप्रस्थितास्तेतपोधनाः ॥ जग्मुःसं
ह्रष्टमनसःस्तुवंतोदैत्यसत्तमं ॥ ४३ ॥

કારણ કે આપ કે જે સઘળા મહાત્માઓના ગુરૂ અને પ્રભુ છો તેમનાં દર્શન થયાં. હે બ્રહ્મા! હવે અમો જે કારણથી આપની પાસે આવ્યા છીએ તે કારણ સાંભળો. ॥ ૩૬ ॥ સત્યયુગથી દ્વાપર સુધીના ત્રણ યુગો વ્યતીત થઈ ગયા છે અને મહાભયંકર કલિયુગ આવ્યો છે તો આ સમયમાં વિષ્ણુ પૃથ્વીમાં કયા સ્થળમાં છે? ॥ ૩૭ ॥ કે જેમનાં દર્શન કરીને અમો કર્મોના બંધનમાંથી પરમ મુક્તિ પામીએ.

બ્રહ્મા કેહે છે—હું તો મત્સ્ય તથા કચ્છપ આદિ રૂપ ભગવાનનું પૂજન કરૂં છું. ॥ ૩૮ ॥ પણ તમારા પુછવા પ્રમાણે તેમની સર્વોત્તમ મૂર્તિના સ્થલને જાણતો નથી.

ઋષિઓ કેહે છે—હે પિતામહ! તમે પણ વિષ્ણુના સ્થલને જાણતા નથી ॥ ૩૯ ॥ માટે હવે અમો પ્રયાગમાં જઈને ત્યાંજ અમારા દેહ છોડી દેશું.

બ્રહ્મા કેહે છે—તમો મુંઝાઓ નહી. તમારા હિતનો માર્ગ કહું છું. ॥ ૪૦ ॥ તમો અહીંથી પાતાલ કે જ્યાં બલિરાજા રેહે છે ત્યાં જાઓ. ત્યાં જઈ દૈત્યોમાં ઉત્તમ પ્રલ્હાદજીને પુછજો ॥ ૪૧ ॥ એટલે તે તમને ભગવાનનું સ્થલ બતાવશે કે જ્યાં ભગવાનનું દર્શન થશે.

સૂત કેહે છે—એ પ્રમાણે સર્વોત્તમ બ્રહ્માનાં વચન સાંભળી ॥ ૪૨ ॥ તે તપસ્વી લોકો બ્રહ્માને પ્રણામ કરી ત્યાંથી ચાલી આનંદ ભરેલા મનથી પ્રલ્હાદજીનાં વખાણ કરતા કરતા પાતાલ ભણી ગયા. ॥ ૪૩ ॥

धन्यःसदैत्यराजोयंयोजानातिजनार्द्दनं ॥ इतिसंचिंतयानास्तेसंप्रा
प्ताधरणीतले ॥ ४४ ॥ गत्वातेतस्यनगरंविविशुर्भवनोत्तमं ॥ दूरा
देवसतान्दृष्ट्वाबलिर्वैरोचनिस्तदा ॥४५॥ प्रत्युत्थायार्हणांचक्रेप्रल्हा
देनसमन्वितः ॥ मधुपर्कंचधेनुंचदत्वाचार्घ्यंतथैवच ॥ ४६ ॥ उ
वाचप्रांजलिर्भूत्वाप्रहृष्टेनांतरात्मना ॥ बलिरुवाच ॥ स्वागतंवोम
हाभागाःसुभाग्यंपरमंमम ॥ ४७ ॥ यद्भवंतोनुपश्यामिब्रूतकिं
करवाणिवः ॥ सूतउवाच ॥ एवंहिदैत्यराजेनसत्कृतास्तेतपो
धनाः ॥ ४८ ॥ ऊचुःसंहृष्टमनसोदानवेंद्रसुतंप्रति ॥ ऋषयऊचुः ॥
कार्यार्थिनस्तुसंप्राप्ताःप्रल्हादहरिवल्लभाः ॥ ४९ ॥ तदस्माकंमहा
बाहोत्राताभवभवार्णवात् ॥ कथंवयंयुगेह्यस्मिन्रौद्रेवैकलिसं
ज्ञिके ॥ बहुपाखंडसंकीर्णेप्राप्स्यामोमधुसूदनं ॥ ५० ॥ भविष्या
मोविनाविष्णुंभीतानामभयप्रदं ॥ यस्मिन्युगेह्यधर्मेणजितोधर्मः
सनातनः ॥ ५१ ॥

'ધન્ય છે પ્રલ્હાદજીને કે જે વિષ્ણુની સ્થિતિને જાણે છે' એમ વિચાર કરતા કરતા તેઓ પાતાલમાં પોહોચ્યા ॥ ૪૪ ॥ બલિરાજાના નગરમાં જઈ ઉત્તમ રાજદ્વારમાં ગયા ત્યાં તેઓને દૂરથીજ દેખી પ્રલ્હાદજી સહિત બલિરાજાએ ॥ ૪૫ ॥ ઉઠી સામે ઉભા થઈ તેઓની પૂજા કરી. મધુપર્ક, ગાય અને અર્ઘ્ય આપ્યા પછી ॥ ૪૬ ॥ હાથ જોડી આનંદ ભરેલા મનથી તેઓને નીચે પ્રમાણે કહ્યું.

બલિરાજા કેહે છે—હે પૂજ્ય લોકો! તમો ભલે આવ્યા. આજ મારાં મોટાં ભાગ્ય કે જેથી ॥ ૪૭ ॥ આપ લોકોનાં દર્શન થયાં. જે આજ્ઞા હોય તે કહો. આપ લોકોનું કયું કામ કરી આપું.

સૂત કેહે છે—આ પ્રમાણે બલિરાજાએ સત્કાર કરતાં ॥ ૪૮ ॥ મનમાં રાજી થઈને તે તપસ્વી લોકોએ પ્રલ્હાદ રાજાને નીચે પ્રમાણે કહ્યું.

ઋષિઓ કેહેછે—હે પ્રલ્હાદ! હે ભગવાનને પ્યારા! અમો કાર્યને વાસ્તે તમારી પાસે આવ્યા છીએ ॥ ૪૯ ॥ માટે હે વીર! તમે આ સંસાર રૂપી સમુદ્રમાંથી અમારી રક્ષા કરો. આ ભયંકર કલિયુગ કે જે ઘણા પાખંડોથી વ્યાપ્ત છે તેમાં અમો ભગવાનને જે રીતે પ્રાપ્ત થઈએ તે કહો. ॥ ૫૦ ॥ વિષ્ણુ કે જે ભય પામેલાઓને અભય આપનારાછે તે વિના અમો શી રીતે રહી શકીએ. આ કલિયુગમાં સનાતન ધર્મને અધર્મે જીતી લીધો છે, ॥ ૫૧ ॥

अनृतेनजितंसत्यंविप्राश्चवृषलैर्जिताः ॥ विटैर्जितावेदमार्गाःस्त्री भिश्चपुरुषाजिताः ॥ ५२ ॥ दुर्बुद्धयोब्राह्मणाःसर्वेम्लेच्छाराजन्यरूपिणः ॥ अस्मिन्विलुलितप्रायेवर्णाश्रमविवर्जिताः ॥ ५३ ॥ वेदमार्गेषुलुप्तेषुक्वविष्णुर्भगवानिति ॥ विनाज्ञानाद्विनाध्यानाद्विना चेंद्रियनिग्रहात् ॥ ५४ ॥ प्राप्यतेभगवान्यत्रतद्गुह्यंकथयस्वनः ॥ दैत्यराजत्वमस्माकंसुहृन्मार्गप्रदर्शकः ॥ ५५ ॥ कथयस्वमहाभाग यत्रातिष्ठतिकेशवः ॥ सूतउवाच ॥ एवंसद्विजमुख्यैस्तैःसंपृष्टोदैत्य सत्तमः ॥ ५६ ॥ प्रणम्यब्राह्मणान्सर्वान्भक्त्यासंहृष्टमानसः ॥ नमस्कृत्यसदेवेभ्योब्रह्मणेपरमात्मने ॥ भगवद्भक्तिसंयुक्तोव्याहर्तुमुपचक्रमे ॥ ५७ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारिकामाहात्म्ये प्रथमोध्यायः ॥ १ ॥

સત્યને ખોટાએ જીતી લીધું છે. બ્રાહ્મણોને શૂદ્રોએ જીતી લીધા છે, વેદના માર્ગોને જારકર્મ કરનારાઓએ જીતી લીધા છે અને પુરૂષોને સ્ત્રીઓએ જીતી લીધા છે. ॥ ૫૨ ॥ સઘળા બ્રાહ્મણો દુર્બુદ્ધિ થઈ ગયા છે, મ્લેચ્છો રાજાઓનો વેશ ધરી રાજ્ય કરવા લાગ્યા છે અને વર્ણ કે આશ્રમની મર્યાદાઓ રહી નથી તો હવે આ પ્રમાણે સઘળું ઘણું કરીને બગડી જતાં ॥ ૫૩ ॥ અને વેદના માર્ગોનો લોપ થઈ જતાં આ સમયમાં વિષ્ણુ ભગવાન ક્યાં છે તે કહો. જ્ઞાન વિના, ધ્યાન વિના અને ઈંદ્રિયોનો નિગ્રહ કર્યા વિના પણ ॥ ૫૪ ॥ જે સ્થલમાં ભગવાનની પ્રાપ્તિ થાય તે ગુહ્ય સ્થલ અમને બતાવો. હે દૈત્યોના રાજા! તમે અમારા સ્નેહી છો અને માર્ગ દેખાડનારા છો ॥ ૫૫ ॥ માટે હે પૂજ્ય! જે સ્થલમાં ભગવાન રેહેતા હોય તે સ્થલ કહો.

સૂત કેહેછે—એ પ્રમાણે મહાત્મા બ્રાહ્મણોએ પુછતાં પ્રલ્હાદજીએ પ્રસન્ન થઈ ॥ ૫૬ ॥ ભક્તિપૂર્વક સઘળા બ્રાહ્મણોને, દેવતાઓને, બ્રહ્માને તથા પરમાત્માને પ્રણામ કરી અંતઃકરણમાં ભગવદ્ભક્તિ રાખીને નીચે પ્રમાણે કેહેવાનો પ્રારંભ કર્યો. ॥ ૫૭ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો પેહેલો અધ્યાય સંપૂર્ણ.

---

# ॥ द्वितीयोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ सर्वेषामपिभूतानांदैत्यदानवरक्षसां ॥ भवं तोवैपूज्यतमाविशेषेणतपोधनाः॥ १ ॥ अनुज्ञयातुयुष्माकंप्रसादा त्केशवस्यच ॥ अवस्थानंभगवतःकथयामिनिबोधत ॥ २ ॥ पश्चि मस्यसमुद्रस्यतीरमाश्रित्यातिष्ठति ॥ कुशस्थलीतियापूर्वंकुशेनस्था पितापुरी ॥ ३ ॥ वहत्तेगोमतीयत्रसागरेणसमन्विता ॥ द्वारावतीच साविप्राआनर्तेषुप्रकीर्तिता ॥ ४ ॥ तस्यांवसतिविश्वात्माभुक्तिमु क्तिप्रदोहरिः ॥ कलाषोडशसंयुक्तोमूर्त्तिद्वादशसंयुतः ॥ ५ ॥ तदेव परमंधामतदेवपरमंपदं ॥ द्वारकासाचवैधन्यायत्रास्तेमधुसूदनः ॥ ६ ॥ यत्रकृष्णश्चतुर्बाहुःशंखचक्रगदाधरः ॥ नरामुक्तिप्रयास्यंति तत्रगत्वाकलौयुगे ॥ ७ ॥ सूतउवाच ॥ तच्छ्रुत्वावचनंतस्यप्रल्हा दस्यमहात्मनः ॥ विस्मयाविष्टमनसस्तमूचुर्द्विजसत्तमाः ॥ ८ ॥ ऋ षयऊचुः ॥ क्षयंयदुकुलेयातेभारेचापहृतेभुवः ॥ प्रभासेयादवश्रेष्ठः स्वस्थानमगमद्धरिः ॥ ९ ॥ द्वारावत्यांप्लावितायांसमंतात्सागरेण

## અધ્યાય ૨ જો.

પ્રલ્હાદજી કેહેછે—હે તપસ્વી લોકો ! દૈત્ય, દાનવ અને રાક્ષસ આદિ સઘળાં પ્રાણિઓને પણ તમો વિશેષે કરી પૂજ્ય છો. ॥ ૧ ॥ હવે હું આપ લોકોની આજ્ઞાથી અને ભગવાનની કૃપાથી ભગવાનને રેહેવાનું સ્થલ કહું છું તે સાંભળો. ॥ ૨ ॥ પશ્ચિમ સમુદ્રના તીરમાં કુશસ્થલી નામની નગરી છે કે જે પૂર્વે કુશે સ્થાપેલી છે. ॥ ૩ ॥ એ સ્થલમાં સમુદ્રની સાથે મળેલી ગોમતી નદી વેહેછે અને તે નગરીઓ આ દેશમાં 'દ્વારકા' એવા નામથી ઓળખાય છે. ॥ ૪ ॥ સોળે કલાઓથી સંપૂર્ણ, ભુક્તિ તથા મુક્તિને આપનારા અને બાર મૂર્તિઓથી વીટાએલા વિશ્વાત્મા ભગવાન એ નગરીમાં રેહે છે. ॥૫॥ એ દ્વારકા કે જેમાં ભગવાન રેહેછે તેજ પરમધામ પરમપદરૂપ અને ભાગ્યશાળી છે. ॥ ૬ ॥ દ્વારકા કે જેમાં ચાર ભુજાવાળા અને શંખ ચક્ર તથા ગદાને ધરનાર શ્રીકૃષ્ણ રેહે છે ત્યાં જવાથી લોકો કલિયુગમાં પણ મુક્તિ પામશે. ॥ ૭ ॥

સૂત કેહેછે—એ પ્રમાણે મહાત્મા પ્રલ્હાદજીનાં વચન સાંભળી મનમાં વિસ્મય પામેલા તે મુનિઓએ પ્રલ્હાદજીને નીચે પ્રમાણે પુછયું ॥ ૮ ॥

મુનિઓ પુછે છે—યદુકુલનો ક્ષય થયા પછી અને પૃથ્વીનો ભાર ઉતરયા પછી યાદવોમાં ઉત્તમ શ્રીકૃષ્ણ ભગવાન પ્રભાસમાં સ્વધામમાં પધારી ગયા છે ॥ ૯ ॥

हि ॥ कथंसभगवांस्तत्रकलौदैत्यप्रकीर्तितः ॥ १० ॥ बलिरु
वाच ॥ कथयस्वममाप्येतत्कथंविष्णुर्महीतले ॥ स्थितश्चा
नर्त्तविषयेचैतद्विस्तरतोवद ॥ ११ ॥ प्रल्हादउवाच ॥ उग्रसेनेनर
पतौप्रशासतिवसुंधरां ॥ कृष्णेयदुपुरीमेतांशोभमानेसमंततः ॥१२॥
रममाणेरमानाथेरामाभिरमणेहरौ ॥ एकदातुसमासीनेसभायांयदु
सत्तमे ॥ १३ ॥ कथाभिःक्रियमाणाभिर्विचित्राभिरनेकधा ॥ उ
द्धवःकथयामासप्रवरंचात्रिनंदनं ॥ १४ ॥ यात्रायामनुसंप्राप्तंदुर्वा
ससमकल्मषं ॥ तच्छ्रुत्वासहसोत्थायभगवान्रुक्मिणीगृहं ॥१५॥
जगामहृष्टमनसाविश्वशक्तिपुरस्कृतः ॥ आगत्योवाचवैदर्भींसंप्राप्तमृ
षिसत्तमं॥१६॥ तपोनिर्धूतपापोवैअत्रिपुत्रोमहायशाः॥आतिथ्येना
र्चितोविप्रःप्रदास्यतिमहोदयं॥१७॥ गृहिणोनगृहेयस्यसत्पात्रागमनं
वृथा॥तस्यदेवानगृह्णंतिपितरश्चोदकंतथा ॥ १८ ॥ तदागच्छस्वग

અને દ્વારકાને પણ આરે કોરથી સમુદ્રે બોળી દીધી છે તે છતાં 'એ ભગવાન કલિ-યુગમાં ત્યાં રેહે છે' એમ તમે કેમ કહોછો. ॥ ૧૦ ॥

બલિરાજા પણ પ્રલ્હાદજીને કેહેછે—હે દાદા! મને પણ એ વાત કહો કે વિષ્ણુ પૃથ્વીમાં ઓખા દેશમાં કયા કારણથી અને શી રીતે રહ્યા છે, આ વાત વિસ્તારથી કહો. ॥ ૧૧ ॥

પ્રલ્હાદજી કેહેછે—ઊગ્રસેન રાજા પૃથ્વીનું રાજ્ય કરતા હતા અને શ્રીકૃષ્ણ ભગવાન દ્વારકાને સઘળી રીતે શોભાવતા હતા ॥ ૧૨ ॥ તથા પોતે લક્ષ્મીના પતિ છતાં પણ બીજી અનેક સ્ત્રીઓની સાથે સુંદર રીતે વિલાસ કરતા હતા. આ પ્રમાણે વર્ત્તતા શ્રીકૃષ્ણ એક દિવસે સભામાં બેઠા હતા ॥ ૧૩ ॥ અને અનેક પ્રકારની વિચિત્ર વાતો થતી હતી તે સમયે ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણને કહ્યું કે ॥ ૧૪ ॥ 'અત્રિના પુત્ર પવિત્ર મુનિ દુર્વાસા યાત્રા કરવા આવ્યા છે.' એ વાત સાંભળી સઘળી શક્તિઓથી સંપન્ન શ્રીકૃષ્ણ તુરત ઉઠીને ॥ ૧૫ ॥ આનંદ ભરેલા મનથી રૂક્મિણીને ઘેર આવ્યા. ત્યાં આવીને તેમણે રૂક્મિણીને દુર્વાસા આવ્યાનું નિવેદન કર્યું કે ॥ ૧૬ ॥ "તપોબળને લીધે અત્યંત નિષ્પાપ થએલા મહાયશસ્વી અત્રિના પુત્ર દુર્વાસા મુનિ આવ્યા છે તેમનું જો આતિથ્યની રીતિથી પૂજન કરવામાં આવશે તો તે મોટું કલ્યાણ આપશે. ॥ ૧૭ ॥ જે ગૃહસ્થના ઘરમાં સત્પાત્ર બ્રાહ્મણનું આવવું વૃથા થાય તેના હાથના અન્નને કે જળને દેવતાઓ કે પિતૃઓ સ્વીકારતા નથી. ॥૧૮॥ માટે ચાલો આપણે દુર્વાસા મુનિને નિમંત્રણ આપવા જઈએ." એ પ્રમાણે શ્રીકૃષ્ણ

च्छामोनिमंत्रयितुमत्रिजं॥तथेत्युक्त्वातुसादेवीरथमारुरुहेसती १९
रथमारुह्यदेवेशोरुक्मिणीसहितोहरिः ॥ जगामतत्रयत्रास्तेदुर्वासामु
निसत्तमः॥२०॥दृष्ट्वाज्वलंतंतपसाकूलेनदनदीपतेः॥कपालिनस्तुपु
रतःसुस्नातंकणवीरके॥२१॥ प्रणम्यभगवान्भक्त्यापप्रच्छानामयं
ततः ॥पश्चाद्विदर्भतनयारुक्मिणीप्रणनामतं॥२२॥दुर्वासाश्चापितौ
दृष्ट्वादर्शनार्थमुपागतौ ॥ पप्रच्छकुशलंतत्रस्वागतेनाभिवंद्यतौ॥२३॥
दुर्वासाउवाच ॥ कुशलंकृष्णसर्वत्रकुत्रवासस्तवाधुना ॥ कतिदारा
स्तथापत्यान्येतद्विस्तरतोवद ॥ २४ ॥ श्रीकृष्णउवाच ॥ समुद्रे
णप्रदत्तामेभूमिर्द्वादशयोजना ॥ तस्यांनिवसिताब्रह्मन्पुरीहेममयी
मया ॥ २५ ॥ प्रासादास्तत्रसौवर्णानवलक्षाणिसंख्यया ॥ त
स्यांवसामिसंहृष्टस्त्वत्प्रसादात्सुनिर्भयः ॥ २६ ॥ प्रल्हादउवाच ॥
तच्छ्रुत्वावचनंतस्यविस्मयाविष्टमानसः ॥प्रत्युवाचसदुर्वासाःप्रहस्य
मधुसूदनं ॥ २७ ॥ वसंतितावकायेचतेषांसंख्यांवदस्वमे ॥ यावं

ना वचन सांभळी 'बहु सारूं' एम कहीने सती रुक्मिणी रथमा बेठां. ॥ १९ ॥ देवताओना स्वामी श्रीकृष्ण पण रुक्मिणीनी साथे रथमां बेसीने जे स्थलमा महामुनि दुर्वासा हता ते स्थलमां गया. ॥ २० ॥ समुद्रने कांठे कपालीश्वरनी पासे कणवीर क्षेत्रमां सारी रीते नाहीने बेठेला अने तपथी प्रकाशता दुर्वासाने जोई ॥ २१ ॥ भक्तिथी प्रणाम करीने श्रीकृष्णे तेमने आरोग्य पुछ्युं अने भीष्मकराजानी पुत्री रुक्मिणीए प्रणाम करया ॥ २२ ॥ एओने दर्शनने वास्ते आवेला जोई दुर्वासाए पण भले आव्यां एम सत्कार करीने त्यां तेओने कुशल पुछ्युं. ॥२३॥

दुर्वासा पुछे छे—हे कृष्ण ! तमे सघळी रीते कुशल छो ? हमणां तमे कयां रहो छो तमारे स्त्रीओ केटली छे अने संतान केटलां छे ? ए सघळुं विस्तारथी कहो. ॥ २४ ॥

श्रीकृष्ण कहे छे—मने समुद्रे बार योजन पृथ्वी आपेली छे अने ते पृथ्वीमां मे सोनानी नगरी वसावी छे. ॥ २५ ॥ ए नगरीमां सोनाना नव लाख मोहोल छे. हुं आपनी कृपाथी हर्ष युक्त थई निर्भय रीते ए नगरीमां वसुं छुं. ॥ २६ ॥ ए प्रमाणे श्रीकृष्णनां वचन सांभळी मनमा बहुज विस्मय पामेला दुर्वासाए हसीने कह्युं के ॥ २७ ॥ "ए नगरीमा जेटलां तमारां माणसो रहेतां होय तेओनी संख्या मारी पासे कहो अने तमारे पोताने जेटली राणीओ होय,

त्यश्चमहिष्यस्तेपुत्राश्चस्वजनास्तथा ॥ २८ ॥ श्रीकृष्णउवाच ॥ ब्रह्मन्षोडशसाहस्रंभार्याश्चाष्टाधिकामम ॥ तासांमध्येश्रेष्ठतमाविदर्भाधिपतेःसुताः ॥ २९ ॥ एकैकस्यांदशसुताः कन्याचैकाममांगजा ॥ षट्पंचाशद्यदूनांतुकोट्यःपरिजनोमम ॥ ३० ॥ शेषाः प्रकृतयोब्रह्मंस्तेषांसंख्यानविद्यते ॥ प्रल्हादउवाच ॥ तच्छ्रुत्वाचिंतयामासकिमेतदितिविस्मितः ॥ ३१ ॥ अहोअनंतवीर्यःस्वमायामाश्रित्यतिष्ठति ॥ अनंतसर्गकर्तृत्वेप्रवृत्तिर्दृश्यतामया ॥३२॥ ॥ दुर्वासाउवाच ॥ स्वागतंवोमहाबाहोब्रूहिकिंकरवाणिते ॥ दर्शनेनत्वदीयेनप्रहृष्टंमेमनोधिकं ॥ ३३ ॥ श्रीकृष्णउवाच ॥ यदिप्रसन्नोभगवंस्तदागच्छस्वमेगृहं ॥ शिरस्याधायपादांबुततोयामिपवित्रतां ॥ ३४ ॥ दुर्वासाउवाच ॥ अक्षमासारसर्वस्वंकिंमांनयसिमाधव ॥ नयत्वंयदिमद्वाक्यंकरोषिसहभार्यया ॥ ३५ ॥ लवणेनास्तिमिष्टत्वंनास्तिशीतंहुताशने ॥ नास्त्यंबरेबीजरोहोनास्तिदुर्वा

જેટલા પુત્રો હોય તથા જેટલા પરિજનો હોય તેઓની સંખ્યા પણ કહો." ॥૨૮॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે મહારાજ ! મારી સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓ છે તેઓમાં રૂક્મિણી પટરાણી છે. ॥ ૨૯ ॥ મને એક એક સ્ત્રીમાં દશ દશ પુત્રો અને એક એક કન્યા જનમેલ છે. છપન કરોડ યાદવો મારા પરિજનો છે ॥ ૩૦ ॥ અને તે ઉપરાંત પ્રજાઓ પણ તેમાં રેહેછે કે જેઓની સંખ્યાજ નથી.

પ્રલ્હાદજી કેહે છે—એ સાંભળી 'આ તે શું' એમ વિસ્મય પામીને દુર્વાસાએ વિચાર કર્યો કે ॥ ૩૧ ॥ 'અહો ! અનંત શક્તિવાળા ભગવાન પોતાની માયા ફેલાવીને દ્વારકામાં રહ્યા છે. ભગવાન આવી રીતેજ અનંત સૃષ્ટિઓ બનાવતા હશે.' ॥ ૩૨ ॥

પછી દુર્વાસાએ ભગવાનને કહ્યું કે—હે મહાબાહુ ! તમો ભલે આવ્યા ! હવે કહો. તમારૂં કહ્યું કામ કરૂં. તમારૂં દર્શન મળવાથી મારૂં મન બહુ રાજી થયું છે. ॥૩૩॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે મહારાજ ! જો આપ પ્રસન્ન થયા હો તો મારે ઘેર પધારો એટલે તમારા ચરણના જળને માથાપર ચડાવીને હું પવિત્ર થાઉં ॥ ૩૪ ॥

દુર્વાસા કેહે છે—હે કૃષ્ણ ! હું કે જેમાં કોઈ રીતની ક્ષમા તો છેજ નહી તેને શા માટે ઘેર તેડી જાઓ છો. તમે જો તમારી સ્ત્રીની સાથે મારૂં કહ્યું કરવાનો સ્વીકાર કરો તો સુખેથી તેડી જાઓ. ॥૩૫॥ જેમ લૂણમાં મધુરતા નથી, અગ્નિમાં શીતલપણું નથી અને આકાશમાં બીજનો જન્મ નથી તેમ દુર્વાસામાં ક્ષમા નથી. ॥૩૬॥

ससिक्षमा ॥ ३६ ॥ प्रल्हादउवाच ॥ एवमस्त्विविचोक्त्वासप्रस्थि
तःस्वरथेनहि ॥ तंदृष्ट्वाप्रस्थितंविष्णुंप्रहस्योवाचभीषयन् ॥ ३७ ॥
दुर्वाससंनजानीषेमुंचेमान्हयसत्तमान् ॥ त्वंचभार्यातथाचैववहतं
स्वरथेनमां ॥ ३८ ॥ श्रीकृष्णउवाच ॥ भवान्यथाप्रब्रवीतिविप्र
कर्तास्मितत्तथा ॥ त्वयाकृपालुनाब्रह्मन्पवित्रोहंसबांधवः ॥ ३९ ॥
॥प्रल्हादउवाच॥ तत्तथाऋषिवर्योसौयुक्त्वादेवींरथेस्वके ॥ तथैवपुं
डरीकाक्षंयाहियाहीत्यभाषत ॥ ४० ॥ तंदृष्ट्वादेवताःसर्वावहमानं
हरिरथं ॥ साधुसाध्विविभाषंतऊचुःसर्वेपरस्परं ॥ ४१ ॥ अहो
ब्रह्मण्यदेवस्यपरांभक्तिंप्रपश्यत ॥ स्कंधेकृत्वातुयोध्वानंवहतेसह
भार्यया ॥४२ ॥ विकीर्यमाणंकुसुमैःसुरसंघैर्जयस्वनैः ॥ जगामस
रथंगृह्यसभार्योद्वारकांप्रति ॥ ४३ ॥ वहमानेरथेतस्मिन्रुक्मिणी
तृषिताभवत् ॥ उवाचकृष्णंवैदर्भीश्रमव्याकुललोचना ॥ ४४ ॥
श्रांताभारपरिक्लिष्टावहंतीकोपिनंद्विजं ॥ पाययित्वोदकंकांतनय

પ્રલ્હાદજી કહે છે—પછી, 'જેમ આપ કહેશો તેમ કરશું' એમ સ્વીકારી ભગવાન રથમાં બેસીને ચાલવા લાગ્યા. એમને જતા જોઈ બીવડાવવા સારૂ હસીને દુર્વાસાએ કહ્યું કે ॥ ૩૭ ॥ "તમે દુર્વાસાને ઓળખતા નથી. હવે આ રથમાંથી ઉત્તમ ઘોડા છોડી નાખો અને તમે તથા તમારી સ્ત્રી મને પોતાના રથમાં બેસાડી તે રથને ઘોડાની પેઠે તાણીને લઈ જાઓ." ॥ ૩૮ ॥

શ્રીકૃષ્ણ કહે છે—હે મહારાજ! જેમ આપ કહેશો તેમજ હું કરીશ. તમે તો કૃપા કરીને મને તથા મારાં બાંધવોને પવિત્ર કરયાં છે ॥ ૩૯ ॥

પ્રલ્હાદજી કહે છે—પછી દુર્વાસા એ પ્રમાણે રૂક્મિણીને તથા શ્રીકૃષ્ણને પોતાના રથમાં જોડીને તેઓને 'ચાલો ચાલો' એમ બોલીને હાકવા લાગ્યા. ॥ ૪૦ ॥ એ પ્રમાણે ભગવાનને રથ તાણતા જોઈ 'વાહવા' બોલતા સર્વ દેવતાઓ પરસ્પરમાં વાતો કરવા લાગ્યા કે ॥ ૪૧ ॥ "અહો શ્રીકૃષ્ણ કે જે બ્રહ્મણ્ય દેવ છે તેમની બ્રાહ્મણો વિષે પરમ ભક્તિ જુવો કે પોતે રથને કાંધપર લઈને સ્ત્રીની સાથે માર્ગમાં ચાલ્યા જાય છે" ॥ ૪૨ ॥ દેવતાઓ 'જય જય' પોકારીને જેને ફુલથી વધાવતા હતા એવા ભગવાન સ્ત્રીની સાથે રથને લઈને દ્વારકામાં જવા ચાલ્યા ॥ ૪૩ ॥ રથને તાણવાના પરિશ્રમને લીધે વ્યાકુલ નેત્રવાળાં રૂક્મિણીએ પોતાને તરસ લાગવાથી ભગવાનને કહ્યું કે ॥ ૪૪ ॥ "આ રીસાલ બ્રાહ્મણને તાણવાથી હું થાકી રહી છું અને ભારથી મુંઝાણીછું માટે હે સ્વામી! મને પાણી

मांमंदिरंस्वकं ॥ ४५ ॥ तच्छ्रुत्वावचनंतस्याः पादेनाक्रम्यमेदिनीं ॥ तस्मिन्समानयामासगंगांत्रिपथगांशुभां ॥ ४६ ॥ तद्दृष्ट्वानिर्मलंशीतंसुगंधंपावनंजलं ॥ पपौपिपासितादेवीरुक्मिणीजान्हवीजलं ॥ ४७ ॥ पीतंतयाजलंदृष्ट्वाचुकोपऋषिसत्तमः ॥ जज्वालज्वलनप्रख्यंशशापपरमेश्वरीं॥४८॥दुर्वासाउवाच ॥मामपृष्ट्वाजलंयस्मात्पीतवत्यसिरुक्मिणि॥तस्मात्पानरतानित्यंभविष्यसिनसंशयः॥४९॥ अवियुज्यरथाद्यस्मान्मामपृष्ट्वाजलंत्वया ॥ पीतंतस्माच्चकृष्णेनावियुक्तात्वंभविष्यसि ॥ ५० ॥ प्रल्हादउवाच ॥ एतावदुक्त्वावचनं क्रोधसंरक्तलोचनः ॥ परित्यज्यरथंविप्रोभूमावेवावतिष्ठत ॥ ५१ ॥ एवंशप्तातदादेवीरुरोदार्तीवविह्वला ॥ उवाचकृष्णंकारुण्यात्कथंस्यास्येत्वयाविना ॥ ५२ ॥ श्रीकृष्णउवाच ॥ आयास्येप्रत्यहंदेविद्विकालंभुवनंतव ॥ योमांपश्यतिचात्रस्थंसत्वामेवप्रपश्यति ॥ ५३ ॥ मांहिदृष्ट्वानरोयस्तुत्वांनपश्यतिभक्तितः ॥ अर्धयात्राफलं

પાઈને પોતાના મંદિરમા તેડી જાઓ." ॥ ૪૫ ॥ એ પ્રમાણે રૂક્મિણીનું વચન સાંભળી શ્રીકૃષ્ણે પોતાના ચરણવતે પૃથ્વીને દબાવી તે સ્થલમાં સુંદર ગંગાજીને લાવી પ્રકટ કર્યાં ॥ ૪૬ ॥ તરસ્યાં થએલાં રૂક્મિણીએ નિર્મલ, ટાઢું, સુગંધી તથા ગંગાજલ નીકલ્યું જોઈને તે જલ પીધું ॥ ૪૭ ॥ રૂક્મિણીએ પાણી પીધેલું જોઈ જેને ભારે કોપ ચડ્યો એવા દુર્વાસાએ અગ્નિની પેઠે પ્રજ્વલિત થઈને તે પરમેશ્વરીને નીચે પ્રમાણે શાપ દીધો ॥ ૪૮ ॥

દુર્વાસા કેહે છે—હે રૂક્મિણી! તેં મને પુછ્યા વિના પણી પીધું એટલા માટે તું નિરંતર મદિરા પીવામાં આસક્તિ વાળી થશે એમાં સંશય નથી. ॥૪૯ ॥ તેં રથમાંથી છુટચા વિના તથા મને પુછચા વિના પાણી પીધું એટલા માટે તને કૃષ્ણનો વિયોગ થશે. ॥ ૫૦ ॥

પ્રલ્હાદજી કેહે છે—જેનાં નેત્ર ક્રોધથી બહુજ રાતાં થયાં હતાં એવા દુર્વાસા એટલાં વચન બોલી રથમાંથી ઉતરીને ધરતી પર ઉભા રહ્યા ॥ ૫૧ ॥ એ પ્રમાણે ઋષિનો શાપ થતાં તે સમયે અત્યંત વિહ્વલ થઈને રૂક્મિણી રોવા લાગ્યાં. પછી તેમણે રાંક થઈને ભગવાનને કહ્યુંકે "તમ વિના હું એકલી શીરીતે રહી શકીશ" ॥ ૫૨ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે સુંદરી! હું નિત્ય બે વાર તમારા સ્થાનકમાં આવીશ. જે માણસ દ્વારકામાં મારાં દર્શન કરે તેણે તમારાં દર્શન કરવાંજ જોઈએ. ॥ ૫૩ ॥ જે માણસ મારાં દર્શન કરીને પછી ભક્તિભાવથી તમારાં દર્શન નહિ

तस्यभविष्यतिनसंशयः ॥ ५४ ॥ विलप्यैवंप्रियंवाक्यंब्रह्मण्यो यदुनंदनः ॥ ततःप्रसादयामासदुर्वाससमकिल्बिषं ॥ ५५ ॥ बाह्योपवनमध्येतुपूजयामासतंतदा ॥ अवनिज्यस्वयंपादौविप्रपादावनेजनं ॥ ५६ ॥ शिरसाधारयामासजगतःपावनोहरिः ॥ दत्वार्घं गांचविप्रायमधुपर्कंचभक्तितः ॥ ५७ ॥ विधिवद्भोजयामासषड्रसेर्नद्विजोत्तमं ॥ ५८ ॥

**॥ इति श्रीस्कंदपुराणे प्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये दुर्वास आनयनंनाम द्वितीयोऽध्यायः ॥ २ ॥**

કરે તેને યાત્રાનું આરધું ફલ થશે એમાં સંશય નથી. ॥ ૫૪ ॥

પ્રલ્હાદજી કહે છે—આ પ્રમાણે બ્રાહ્મણને માનનારા શ્રીકૃષ્ણ ભગવાને રૂક્મિણીને પ્રિય વચન કહીને પછી નિષ્પાપ દુર્વાસા મુનિની ક્ષમા માગી ॥ ૫૫ ॥ અને પછી બાહારના બગીચામાંજ તેમની પૂજા કરી પોતાના હાથથી દુર્વાસાનાં ચરણ ધોઈ તે ચરણ ધોવાનાં જળને ॥ ૫૬ ॥ પોતાને માથે ચડાવ્યું. પછી જગતને પવિત્ર કરનારા ભગવાને દુર્વાસાને ભક્તિભાવથી અર્ઘ, ગાય તથા મધુપર્કનું નિવેદન કરી ॥ ૫૭ ॥ તેમને છ રસવાલા ભોજનથી વિધિસહિત જમાડ્યા ॥ ૫૮ ॥

**ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો બીજો અધ્યાય સંપૂર્ણ.**

---

## ॥ तृतीयोऽध्यायः ॥

॥ ऋषयऊचुः ॥ अहोब्रह्मण्यदेवस्यकृष्णस्यामिततेजसः ॥ महिमायदयंनैवमृषाचक्रेमुनेर्वचः ॥ १ ॥ नैतच्चित्रमशेषाणांसेतुपाले जनार्दने ॥ भृगोर्यश्चरणाघातंदधारहृदिलांछनं ॥ २ ॥ सातुदेवी

### અધ્યાય ૩ જો.

ઋષિઓ પુછે છે—અહો! અપાર શક્તિવાળા બ્રહ્મણ્યદેવ શ્રીકૃષ્ણની અપૂર્વ મોટાઈ કે તેમણે કોઈ રીતે દુર્વાસાના વચનને મિથ્યા કર્યુંજ નહી. ॥ ૧ ॥ સઘળાઓની મર્યાદાને પાળનાર અને જેમણે ભૃગુની પાટુ વાગવાના ચિન્હ રૂપે હૃદયમાં શ્રીવત્સનું ધારણ કર્યું છે એવા શ્રીકૃષ્ણ આ પ્રમાણે બ્રાહ્મણનું પ્રતિપાલન કરે એમાં કાંઈ આશ્ચર્ય નહી. ॥ ૨ ॥ હે દૈત્યોના રાજા! હવે કહો કે સ્વામીની

कथंतेनप्रेयसाविप्रयोजिता ॥ एकाकिनीस्थितातत्रकथ्यतामसुरे श्वर ॥ ३ ॥ उत्कंठिताअपिवयंश्रोतुंद्वारावतींमुदा ॥ इदमादौबुभु त्सामश्चित्तखेदापनुत्तये ॥ ४ ॥ श्रीप्रल्हादउवाच ॥ श्रूयतामृष यःसर्वेगदतोममविस्तरात् ॥ यथाशापोद्भवंदुःखंमुमोचहरिवल्लभा ॥ ५ ॥ अथदुर्वाससःशापमवाप्यारुंतुदंतदा ॥ यादवेंद्रस्यगृहिणीव हुशःपर्यदेवयत् ॥ ६ ॥ श्रीरुक्मिण्युवाच ॥ कल्याणीबतगाथेयं लौकिकीसंविभाव्यते ॥ कुंभस्याब्धौचसिंधौचनिर्माणान्नाधिकंफलं ॥ ७ ॥ यन्ममाभूरिभाग्यायाःप्राप्यनाथंजगत्पतिं ॥ इयमेकाकि नीजातापौरस्त्यादेवहेलनात् ॥ ८ ॥ क्वमंगलालयःश्रीमाननवद्य गुणोहरिः ॥ अल्पपुण्याशुचांधामकुमतिःक्वचमादृशी ॥ ९ ॥ अ पिनौघटयामासधातावंचनकोविदः ॥ विधानमशुभायामेवियोगावि षमव्ययं ॥ १० ॥ अन्यथावर्णगुरवःस्नातास्त्रैविद्यवर्त्मनि ॥ कथं तुशप्तुमर्हंतिस्त्रियंखिन्नामनागसं ॥ ११ ॥ ध्रुवमेतदयोमयांविधि

સાથે વિયોગ પામેલાં તે રૂક્મિણી ત્યાં એકલાં શી રીતે રહ્યાં ? ॥ ૩ ॥ જો કે અમે દ્વારકાંવિષે સાંભળવાને ઉત્કંઠિત છીએ તો પણ હમણાં ચિત્તનો ખેદ મટાડવાને વાસ્તે પ્રથમ રૂક્મિણીની સ્થિતિ જાણવા ઇચ્છીએ છીએ. ॥ ૪ ॥

પ્રલ્હાદજી કેહે છે—હે સર્વે ઋષિઓ ! રૂક્મિણી જે રીતે શાપથી થએલા દુઃખમાંથી મુક્ત થયાં તે વિષે હું વિસ્તારથી કહુંછું તે સાંભળો ॥ ૫ ॥ એ પ્રમાણે મર્મસ્થલને પીડા કરે એવો દુર્વાસાનો શાપ પ્રાપ્ત થતાં શ્રીકૃષ્ણની રાણી રૂક્મિણી નીચે પ્રમાણે બહુ બહુ વિલાપ કરવા લાગ્યાં. ॥ ૬ ॥

રૂક્મિણી વિલાપ કરે છે—જગતમાં કેહેવાય છે કે 'ઘડો સમુદ્રમાં પડે અથવા નદીમાં પડે તો પણ તેને પોતાના માપ કરતાં વધારે ફળ મળતું નથી' એ વાત સાચેસાચી લાગે છે. ॥ ૭ ॥ કેમકે હું કે જે અભાગણી છું તેને જગતના નાથ શ્રીકૃષ્ણ પતિ પ્રાપ્ત થયા છતાં પણ એ પ્રમાણેજ થયું. કોઈ પૂર્વજન્મના અપરાધને લીધેજ હું એકલી થઈરહી. ॥ ૮ ॥ મંગળોનાં નિવાસ રૂપ અને નિર્દોષ ગુણોવાળા શ્રીકૃષ્ણ ભગવાન ક્યાં અને થોડાં પુણ્યવાળી તથા શોકોના નિવાસવાળી મારા જેવી દુર્બુદ્ધિ સ્ત્રી ક્યાં. ॥ ૯ ॥ ઠગાઈ કરવામાં ચાતુરીવાળા વિધાતાએ અમારો એવો સંયોગ કર્યો કે જે સંયોગમાંથી ભાગ્યની મંદતાનેલીધે અપાર વિયોગ રૂપી ઝેર ની કળ્યું. ॥ ૧૦ ॥ એમ ન હોય તો ત્રણે વેદ સંબંધી વિદ્યામાં પોહોચેલા અને ત્રણે વર્ણોના ગુરૂ કેહેવાતા બ્રાહ્મણો ખેદ પામેલી નિરપરાધી સ્ત્રીને શાપજ કેમ આપે. ॥ ૧૧ ॥

विदधेमेऽत्दयंस्वयंहितत् ॥ शतधानविदीर्यतेयतोविरहेदुर्विषहेमधुद्विपः ॥ १२ ॥ कठिनःखलुखेलतीतरैर्बतवामांचरितोऽयमंतकः ॥ अभिवांछितमृत्यवेपियन्मरणेसौविदधात्यसौलभं ॥ १३ ॥ अधिकृत्यसुदुश्चरंतपःप्रतिलब्धःप्रथमंमयात्मजः॥वर्ततेनविनाकृताप्यहंनमृतापंचसुवासरेषुह ॥ १४ ॥ उपलभ्यसुदारुणामिमामथपीडामविताऽस्म्यहंतदा ॥ यदिदंनिधनायुतायुतैस्तुलनांसमुपैत्यलक्षणं ॥ १५ ॥ परिपातिकथंनदुःखहाजनमीशोविवशंत्वमित्रतः ॥ निजवित्तजिघृक्षयायदिह्यधमर्णधनिकोपिपालयेत् ॥ १६ ॥ इतिसाविलपंत्यनारतंकुररीवार्ततरामनस्विनी ॥ व्यसनेनविदूषिताशयाद्विजशापोपहताममूर्छह ॥ १७ ॥ अथज्ञात्वाश्रियंसाक्षाद्रुक्मिणींकृष्णवल्लभां ॥ मूर्छितामतदर्हांतामाजगामपयोनिधिः ॥ १८ ॥ सुधाशीकरगर्भेण करपंकजवायुना ॥ तांसमाश्वासयामाससिंधुःपूर्वभवात्मजां ॥ १९॥

અવશ્ય વિધાતાએ આ મારા હૃદયને લોઢાનું બનાવ્યું છે કે જેથી આ શ્રીકૃષ્ણ ભગવાનનો અસહ્ય વિયોગ પ્રાપ્ત થતાં પણ સેકડો ટુકડા થઈને ફાટી પડતું નથી. ॥ ૧૨ ॥ કઠણ અને અવળાં આચરણ કરનારો આ કાળ પ્રાણીઓને રમકડાં રૂપ ગણીને રમ્યા કરતો હોય એમ જણાય છે. કારણ કે મોતની ઇચ્છા ધરાવનારા માણસને પણ મોતની દુર્લભતા કરે છે. ॥ ૧૩ ॥ કોઈથી થઈ શકે નહી એવું તપ કરીને પ્રથમ મે પ્રદ્યુમ્ન નામના પુત્રને મેળવેલ તે પુત્રનો વિયોગ થતાં પાંચ દિવસમાંજ મોત આવવું જોઈએ પણ આવ્યું ન હતું. ॥ ૧૪ ॥ આ પતિના વિયોગ રૂપ મહા દારૂણ પીડા પ્રાપ્ત થતાં પણ કાળજ મને બચાવે છે તો અભાગીયું બચવું હજારો અને કરોડો મરણ પ્રાપ્ત થયા જેવું છે. ॥ ૧૫ ॥ આપત્કાળમાં પડેલા દેણદારને લેણદાર પણ પોતાનું ધન લેવાની ઇચ્છાથી પાળે છે ત્યારે ઈશ્વર કે જે દુઃખોને મટાડનાર છે તે, શત્રુના હાથથી પરવશ થએલા પોતાના ભક્તજનને કેમજ નહી પાળે. ॥ ૧૬ ॥

પ્રલ્હાદ કેહે છે—બ્રાહ્મણના શાપથી દુખી થવાને લીધે બહુજ ગભરાએલાં અને શોકથી વ્યાપ્ત અંતઃકરણવાળાં તે રૂક્મિણી એપ્રમાણે ટીટોડીની પેઠે વારંવાર વિલાપ કરતાં કરતાં મૂર્છા પામી ગયાં ॥ ૧૭ ॥ પછી શ્રીકૃષ્ણનાં અર્દ્ધાંગના અને સાક્ષાત્ લક્ષ્મીજી રૂપ રૂક્મિણીને તેવાં દુઃખ ભોગવવાને અયોગ્ય અને મૂર્છા પામેલાં જાણીને સમુદ્ર ત્યાં આવ્યો ॥ ૧૮ ॥ અને તે રૂક્મિણી કે જે પૂર્વ જન્મમાં પોતાની પુત્રી હતાં તેમની અમૃતના બિંદુઓવાળા પોતાના હસ્ત કમળના પવનથી આશ્વાસના કરવા લાગ્યો ॥ ૧૯ ॥ એ સમયમાંજ નારદજી ત્રિવિક્રમ (ત્રીકમજી) ભગ-

एतस्मिन्नंतरेतत्रव्योममार्गेणनारदः ॥ उपवीणयितुंप्रागाच्चिविक्र
मतनुंहरिं ॥ २० ॥ सदृष्ट्वासिंधुनाश्वास्यमानांविश्वस्यमातरं ॥
अवतीर्यश्रुतकथोबोधयामासभक्तिमान् ॥ २१ ॥ माखिदोदेविदे
वैशदयितेदयितेपतौ ॥ दूरीकृतेविप्रशापात्कुरुकल्याणिधीरतां ॥
॥ २२ ॥ देवीभगवतीसाक्षात्कृष्णश्चपुरुषोत्तमः ॥ अवतीर्णौ
धराभारमपनेतुंयदृच्छया ॥ २३ ॥ देवोसौपरमंब्रह्मानिर्विकारोनिरं
जनं ॥ मायाशक्तिस्त्वमेतस्यसर्गस्थित्यंतकारिणी ॥ २४ ॥ संहृ
त्यनिखिलंशेतेयदासौकलयास्वराट्॥तदापिनवियुज्येतत्वयाविश्वप
तिश्वसः ॥ २५ ॥ अवियुक्तस्त्वयानित्यंदेवदेवोजगत्पतिः ॥ ली
लावतारेष्वेतस्यत्वंसर्वेषुसहायिनी ॥ २६ ॥ संयोगंचवियोगंचत
थाप्येषत्वयानघे ॥ विडंबयतिभूतानामनुकारार्थमीश्वरं ॥ २७ ॥
आराधनीयाःसततंभूदेवाभूतिमीप्सुभिः ॥ प्रकोपणीयानैवैतेवाग्व
ज्राहितपस्विनः ॥ २८ ॥

વાનની પાસે વીણા વગાડીને સ્તુતિ કરવા આકાશ માર્ગમાંથી આવતા હતા ॥ ૨૦ ॥ તેમણે સમુદ્રને રૂક્મિણીની આશ્વાસના કરતો જોઈ આકાશમાંથી ઉતરી વાત સાંભળીને ભક્તિથી નીચે પ્રમાણે રૂક્મિણીને સમજાવ્યાં. ॥ ૨૧ ॥

નારદજી કેહે છે—હે દેવિ ! હે શ્રી કૃષ્ણનાં પત્ની ! હે કલ્યાણી ! બ્રાહ્મણના શાપને લીધે તમારા પ્યારા પતિ દૂર થયા છે તો તે વિષયમાં ખેદ નહી કરો, ધીરજ રાખો ॥ ૨૨ ॥ તમે સાક્ષાત્ લક્ષ્મીજી રૂપ છો અને શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ રૂપ છે તમો બન્ને પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ યદચ્છાથી અવતરેલાં છો ॥ ૨૩ ॥ જે શ્રીકૃષ્ણ છે તે નિર્વિકાર અને નિરંજન પરબ્રહ્મ છે અને તમે સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયને કરનારી એમની માયાશક્તિ છો ॥ ૨૪ ॥ જગતના પતિ એ પરમાત્મા જ્યારે સર્વનો સંહાર કરીને પોઢે છે ત્યારે પણ તમે કે જે કલારૂપ છો તેથી જુદા પડતા નથી. ॥ ૨૫ ॥ દેવના દેવ અને જગતના પતિ વિષ્ણુ તમારાથી કોઈ સમયે પણ જુદા પડતા નથી. એમણે લીલાથી ધરેલા સઘળા અવતારોમાં તમે સાથેના સાથેજ રહ્યા છો ॥ ૨૬ ॥ આપ્રમાણે છે તો પણ એ ઈશ્વર સાધારણ માણસોના જેવી ચેષ્ટા કરવા સારૂ કોઈ સમયે તમારાથી સંયુક્તપણું દેખાડે છે અને કોઈ સમયે વિયુક્તપણું (અળગા રહેલપણું) દેખાડે છે ॥ ૨૭ ॥ 'સુખને ઈચ્છનારાઓએ બ્રાહ્મણોની નિરંતર આરાધના કરવી જોઈએ. એ લોકોને કચવાવવાજ નહી, કારણકે એ તપસ્વીઓની રોષથી નીકળેલી વાણી વજ્ર જેવી હોયછે' ॥ ૨૮ ॥ એવી રીતે લો-

इत्येवंशिक्षयंल्लोकंवियोगंतेनुमन्यते ॥ मुनिशापादचिंत्यात्मागूढः कपटमानुषः ॥ २९ ॥ अपिस्मरसिकल्याणिरघुवंशधरोयथा ॥ लोकानुग्रहमान्विच्छंस्त्वांविवासितवानयं ॥ ३० ॥ अवेतुव्रत लोकोयंजनानामनुरंजनं ॥ प्राणेभ्योपिगरीयस्तदितिदेवस्तथाव्य धात् ॥ ३१ ॥ येनेदंपूरितंविश्वंबहिरंतश्चसुव्रते ॥ विश्वात्मनावि योगस्तेकथंतेनोपपद्यते ॥ ३२ ॥ असंगस्यविभोःसंगोयद्वशादित रैःसह ॥ तयात्वयावियुक्तोसावितिप्रत्येतिकोन्विह ॥ ३३॥ तद्विमुं चाधिमत्यर्थमात्मानमनुसंस्मर ॥ प्रसीदमातःसंधेहिधीरतांस्वमनी षया ॥ ३४ ॥ इतिब्रुवतिदेवर्षाववसानेनदीपतिः ॥ उवाचाव सराभिज्ञोगिरामृदुलवर्णया ॥ ३५ ॥

॥ समुद्रउवाच ॥ यदाहदेविदेवर्षिर्नतत्राण्वपिवैमृषा ॥ गीयसे त्वंहिवेदेषुनित्यंविष्णोःसहायिनी ॥ ३६ ॥

શીખામણ દેવા સારૂ અચિંત્ય સ્વરૂપવાળા ભગવાને મુનિના શાપથી થએલો તમારો વિયોગ સ્વીકારી લીધો છે કારણ કે હમણાં પોતે માયાથી મનુષ્યરૂપ થઈને ગુઢ રહ્યા છે ॥ ૨૯ ॥ હે કલ્યાણિ! પ્રભુએ રામચંદ્રજીનો અવતાર ધરચો હતો તે સમયે લોકોને રાજી રાખવા સારૂ તમને (સીતાજીને) વનમાં કાહાડી મુક્યાં હતાં એ વાતનું તમને સ્મરણ છે ? ॥ ૩૦ ॥ 'લોકોને રાજી રાખવાનું કામ મને પ્રાણ કરતાં પણ વધારે પ્યારૂં છે' એમ સર્વેને સમજાવવા સારૂ શ્રીકૃષ્ણ હમણાં લોકોની ઢબને અનુસરચા છે ॥ ૩૦ ॥ હે પતિવ્રતા ! જો એમ ન હોય તો અંદર અને બાહાર આ સઘળું બ્રહ્માંડ જેથીજ વ્યાપ્ત છે એવા વિશ્વાત્મા ભગવાનની સાથે તમારે વિયોગ થવો કેમજ સંભવે. ॥ ૩૨ ॥ પરમાત્મા કે જે પોતે અત્યંત અસંગ (સંગરહિત) જ છે તેમને બીજાઓની સાથે જે સંગ થાય છે તે તમારા સંબંધથીજ થાય છે તો એ પરમાત્મા તમારાથી જુદા પડવાની વાતને જગતમાં કોણ સાચી માને ? ॥ ૩૩ ॥ એટલા માટે હે માતાજી ! આ ભારે શોકને છોડી દીયો, પોતાના સ્વરૂપને સંભારો, પ્રસન્ન થાઓ અને પોતાની બુદ્ધિથી ધીરજ ધરો. ॥ ૩૪ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે બોલીને નારદજી બંધ પડતાં અવસરને જાણનારા સમુદ્રે કોમળ અક્ષરોવાળી વાણીથી રૂક્મિણીને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૩૫ ॥

સમુદ્ર કેહે છે—હે દેવી ! નારદજી જે વચન કેહે છે તેમાં જરા પણ ખોટું નથી. કારણ કે તમે સર્વદા વિષ્ણુની સાથેજ રેહેનારાં છો એમ વેદ કેહે છે. ॥ ૩૬ ॥ એ પરમાત્મા પોતે એકજ છતાં પણ પોતાના પ્રભાવરૂપ તમારી સહાય-

एकःपुमानेषनिरस्ततंत्रमदोविधत्तेपिदधातिभूयः ॥ विश्वंव्यवस्था पर्यातिस्वरोचिषात्वत्साह्यतश्चापिदधातिमूर्तीः ॥ ३७ ॥ तदंबपरिखेदस्तेनमनागपियुज्यते ॥ वक्षस्थलस्थाभवतानित्यंश्रीवत्सलक्ष्मणः ॥ ३८ ॥ इयंभागीरथीदेवीमदादेशादुपागता ॥ विनोदयिष्यत्यनिशंत्वांहिदेविशरीरिणी ॥ ३९ ॥ एतस्याश्चमृदुस्वादुपयःपूरोपशोभितः ॥ प्रदेशोयमशेषस्यभवितानयनोत्सवः ॥ ४० नानाद्रुमलताकीर्णनिकुंजैरुपशोभितं ॥ मत्तबर्हिसमाजुष्टंमंजुगुंजन्मधुव्रतं ॥ ४१ ॥ नवपल्लवभंगीभिःकुसुमस्तबकैःशुभैः ॥ फलैरमृतकल्पैश्चमंजरीराजिभिस्तथा ॥ ४२ ॥ नंदनस्यश्रियाजुष्टंमनोनयननंदनं॥ वनंरम्यतरंचात्रअचिरेणभविष्यति ॥ ४३ ॥ त्वयासंबोधनीयाःस्मोवयंमातःसदैवहि ॥ अशेषरूपाविद्यात्वमस्माभिर्बोध्यसेकथं ॥ ॥ ४४ ॥ अथमामनुजानीहिप्रसीदपरमेश्वरि ॥ नमस्तेविश्वजननिभूयोऽपिचनमोनमः ॥ ४५ ॥

તાથીજ બીજા કોઈ સાધનની અપેક્ષા નહી રાખતાં જગતને રચેછે, પાળેછે, અને પાછું નષ્ટ કરે છે તથા નોખ નોખા અવતારો પણ તમારી સહાયતાથીજ ધરે છે. ॥૩૭॥ એટલા માટે હે મા! તમારે જરા પણ ખેદ રાખવો યોગ્ય નથી. તમે તો સર્વદા ભગવાનના વક્ષઃસ્થલમાં રહ્યાં છો. ॥ ૩૮ ॥ હે દેવિ ! આ ભાગીરથી ગંગા મારી આજ્ઞાથી અહીં આવ્યાં છે તે દેહધારી થઈને સર્વદા તમને વાતચીત આદિ કરીને વિનોદ કરાવ્યા કરશે. ॥ ૩૯ ॥ ગંગાજીના કોમલ અને મીઠાં પાણીના પૂરથી શોભી રહેલો આ પ્રદેશ સર્વ લોકોનાં નેત્રોને આનંદ આપશે. ॥ ૪૦ ॥ આ સ્થલમાં અનેક નિર્મલ વૃક્ષોથી વ્યાપ્ત, કુંજોથી શોભી રહેલું, મદોન્મત્ત મયૂરોએ સેવેલું, સુંદર ગુંજાર કરતા ભ્રમરોઓ વાળું, ॥ ૪૧ ॥ નવી પલ્લવોની રચનાથી, પુષ્પોના સુંદર ગુચ્છોથી, અમૃત જેવાં ફળોથી અને માંજરોના સમૂહોથી દીપી રહેલું ॥ ૪૨॥ નંદન વનના જેવી શોભાવાળું અને મન તથા નેત્રને આનંદ આપે એવું અત્યંત રમણીય વન થોડા દિવસમાં થશે. ॥ ૪૩ ॥ તમે કે જે સઘળી વિદ્યાઓ રૂપ છો તેમણે સર્વદા અમ લોકોને સમજાવવા જોઈએ પણ અમો તમને સમજાવવા બેસીએ એ ઘટેજ કેમ ? ॥ ૪૪ ॥ હે પરમેશ્વરી ! પ્રસન્ન થાઓ અને હવે મને અહીંથી જવાની આજ્ઞા આપો. હે જગતની મા ! તમને પ્રણામ કરૂંછું અને વળી પણ વારંવાર પ્રણામ કરૂંછું. ॥ ૪૫ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ एवमुक्त्वाजगद्धात्रींजग्मतुस्तौयथा गतं ॥ आजगामहिसातत्रदेवीभागीरथीस्वयं ॥ ४६ ॥ वनंसमभ वत्तत्रदिव्यभूरुहशोभितं ॥ सेव्यंसमस्तलोकानांफलपुष्पसमृद्धिम त् ॥ ४७ ॥ प्रवाहेणचभूतानामशेषाघौघहारिणी ॥ भूषयाभा सतंदेवीसाचविष्णुपदीसरित् ॥ ४८ ॥ देवीचमुनिवाक्येनगंगाया श्चविनोदनात् ॥ सौंदर्यात्तस्यदेशस्यकिंचित्स्वास्थ्यमवापह ॥४९॥ अथविष्णुपदींदेवींश्रुत्वासागरसंगतां ॥ इतस्ततःसमाजग्मुःश्रद्धा मास्तपस्विनः ॥ ५० ॥ द्वारकावासिनश्चैवजनाःकाननशोभया ॥ हृष्टचित्ताःसमाजग्मुरनीशंरुक्मिणीवनं ॥ ५१ ॥ श्रुत्वातदखिलंस र्वंदुर्वासाःशांभवीकला ॥ चुकोपस्मयमानश्चभूयएतदभाषत ॥५२॥

॥ श्रीदुर्वासाउवाच ॥ नप्रभुस्त्रिपुलोकेषुमद्वचनमन्यथा ॥ विधातुमपिदेवानामाद्योलोकपितामहः ॥५३॥ किंनजानातिलोको यंमयिरोषकषायिते ॥ शक्रस्यापित्रिभुवनंभ्रष्टश्रीकमभूत्तदा॥५४॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે રૂક્મિણીને કહીને નારદજી તથા સમુદ્ર એઓ બન્ને જેમ આવ્યા હતા તેમજ પાછા ગયા. તે સમયમાં ભાગીરથી ગંગા ત્યાં તુરત આવ્યાં ॥ ૪૬ ॥ અને વન પણ દિવ્ય વૃક્ષોથી દીપી રહેલું, સઘળા લોકોએ સેવવા યોગ્ય અને ફૂલો તથા પુષ્પોની સમૃદ્ધિવાળું થયું. ॥ ૪૭ ॥ સઘળા પાપોના સમૂહને હરનારાં ભાગીરથીએ તે પ્રદેશને પોતાના પ્રવાહથી શણગારી દીધો ॥ ૪૮ ॥ રૂક્મિણી પણ નારદજીનાં તથા સમુદ્રનાં વચનથી, ગંગાજીએ વિનોદ કરાવવાથી અને તે પ્રદેશના સુંદરપણાને લીધે પણ કાંઈક સ્વસ્થપણું પામ્યાં. ॥ ૪૯ ॥ પછી સમુદ્રની સાથે મળનારાં ગંગાજીને ત્યાં આવેલાં સાંભળી શ્રદ્ધાવાળા તપસ્વી લોકો ચારેમેરથી ત્યાં આવવા લાગ્યા ॥ ૫૦ ॥ અને દ્વારકાના રેહેવાશી લોકો પણ વનની શોભાથી રાજી થઈને નિરંતર એ રૂક્મિણીના વનમાં આવવા લાગ્યા ॥ ૫૧ ॥ આ સઘળી વાત સાંભળી સદાશિવના અંશરૂપ દુર્વાસા મુનિ ક્રોધ પામ્મા અને હસતા હસતાં ફરીવાર નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૫૨ ॥

દુર્વાસા કેહે છે—ત્રણે લોકમાં દેવતાઓને ઉત્પન્ન કરનારા બ્રહ્મા પણ મારાં વચનનો ફેરફાર કરવાને સમર્થ નથી. ॥ ૫૩ ॥ હું જ્યારે ક્રોધથી વ્યાપ્ત થયો હતો ત્યારે ઈંદ્રનું ત્રૈલોક્ય પણ લક્ષ્મી વગરનું થઈ ગયું હતું એ વાત લોકોના જાણવામાં નથી શું ? ॥ ૫૪ ॥ રૂક્મિણી મારા શાપનું અપમાન કરીને નંદન જેવા અને ઘણા

ममशापमवज्ञायनंदनप्रतिमेवने ॥ कथंतुरुक्मिणीतत्ररमतेजन
सेविते ॥५५॥ तदेतेतरवःसर्वेसंत्वभोग्यफलानृणां॥विभ्रष्टसर्वसौ
भाग्याःकुसुमस्तबकोज्झिताः ॥ ५६ ॥ इयंतुनैवशापार्हाहरचूडाम
णिःसरित् ॥ शरीरिणीतथापीयंनेहचस्थातुमर्हति ॥ ५७ ॥

॥ श्रीप्रल्हादउवाच॥ तथासर्वमभूत्तत्रयद्यदाहचवैमुनिः ॥
वाचिवीर्यंहिविप्राणांनिर्मितंविष्णुनास्वयं ॥ ५८ ॥ सातुदेवीतथा
वृत्तमवेक्ष्यभृशदुःखिता ॥ मेनेदुरत्ययंदैवमापतंतंपुनःपुनः ॥ ५९ ॥
ततस्तुसाविनिश्चित्यमरणंदुःखभेषजं ॥ उत्तरीयांबरेणैवकंठपाशं
चकारसा ॥ ६० ॥ दध्यौचचरणांभोजंभर्तुःसंतापनाशनं ॥ एका
ग्रमनसानैवबहिःकिंचिदबुध्यत ॥ ६१ ॥ अथावबुध्यतत्सर्वंसर्वभू
तगुहाशयः ॥ देवःसत्वरमभ्यागात्सुपर्णेनत्वरान्वितः ॥ ६२ ॥
ददर्शदूरतोदेवींकंठपाशकरांविभुः ॥ अधःस्थांतरुशाखायांनिमीलित
विलोचनां ॥ ६३ ॥

લોકોએ સેવેલા તે વનમાં કેમ રમે છે. ॥ ૫૫ ॥ તો હવે એ વનનાં સઘળાં વૃક્ષો મનુષ્યોને કામ ન આવે એવાં ફળોવાળાં, સઘળી શોભાથી રહિત અને ફુલના ગુચ્છો વગરનાં થઈ જાઓ. ॥ ૫૬ ॥ ગંગા નદી મહાદેવના મસ્તક ઉપર રેહેનાર છે માટે શાપદેવાને યોગ્ય નથી તો પણ તે દેહધારી થઈને તે સ્થલમાં નહી રહી શકે ॥ ૫૭ ॥

પ્રલ્હાદજી કેહે છે—જે પ્રમાણે દુર્વાસાએ કહ્યું તે પ્રમાણેજ તે સ્થલમાં સઘળું થઈ ગયું. કારણ કે પ્રભુએ પોતેજ બ્રાહ્મણોને વાણીમાં શક્તિ આપેલી છે. ॥ ૫૮॥ એ પ્રમાણે થએલું જોઈ બહુ દુઃખ પામેલાં રૂક્મિણીએ એ વારંવાર આવીને નડતા પ્રારબ્ધને ન ટાળી શકાય એવું માન્યું. ॥ ૫૯ ॥ પછી રૂક્મિણીએ મોતજ આ દુઃખના ઓસડ રૂપ છે એવો નિશ્ચય કરી પોતાના ઉત્તરીય વસ્ત્રથી ગળામાં ફાંસી નાખી ॥ ૬૦ ॥ અને એકાગ્ર મનથી સઘળા સંતાપોને ટાળનારાં શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન ધર્યું કે જેથી કોઈ બાહારના પદાર્થનું ભાનજ રહ્યું નહી. ॥ ૬૧ ॥ સર્વ પ્રાણીઓના અંતર્યામી શ્રીકૃષ્ણ એ સઘળી વાત જાણી લઈ ઉતાવળને લીધે ગરૂડ ઉપર બેસીને તુરત ત્યાં આવી પોહોચ્યા. ॥ ૬૨ ॥ ત્યાં ઝાડની શાખાની નીચે ગળા ફાંસી હાથમાં લઈ આંખ્યો વીચીને ઉભેલાં રૂક્મિણી તેમના જોવામાં આવ્યાં. ॥ ૬૩ ॥ ફીકા મુખવાળાં, પૃથ્વીપર પસરાએલા ચોટલા વાળાં, દુબળાં થએલાં, અને જેનાં ઘરેણાં ધરતીપર પડી ગયાં હતાં તથા મોહોડાની કાંતિ સુકાતી

तांवीक्ष्यपांडुवदनांमुविकीर्णवेणींविभ्रष्टभूषणगणांकृशदेहवल्लीं॥ शु
ष्यन्मुखांबुजरुचंमरणप्रसक्तांमेनेसविग्रहवतींकरुणांकृपालुः॥६४॥
संश्रुत्यसापिपतगाधिपतेर्निनादंसंभूतसंभ्रमगतेश्चलपक्षजातं ॥ सा
मान्यतोविपरिवर्तितलोचनाब्जाप्राप्तंतमैक्षदरणंनिजजीवनाथं॥६५॥
तत्रैवहर्षविवशात्रपयापरीताकोपोपरागकलुषास्मृतविप्रलंभा ॥ ॥
संवर्धितद्विगुणशोकभराचदेवीनानारसैर्वतदशांविषयंप्रपेदे ॥ ६६ ॥
तस्याःससाध्वसविशेषविकर्षितायाःपाशंव्यपोह्यकरतोजगतामधी
शः ॥ आदायपाणिममृतोपमयाचवाचासंजीवयन्हारिरुदारमुदाज
हार ॥ ६७ ॥

॥ श्रीभगवानुवाच ॥ किमेतत्साहसंभीरुचिकीर्षस्यविचा
रितम् ॥ ननुदेविममाचक्ष्वकिंनुतेखेदकारणं ॥ ६८ ॥ त्वंविद्याहं
परोबोधस्त्वंमायाचेश्वरस्त्वहं ॥ त्वंचबुद्धिरहंजीवोवियोगःकथमा
वयोः ॥ ६९ ॥ मायाविमोहितात्मानोभ्राम्यंत्यजभवादयः ॥

હતી એવાં રૂક્મિણીને મરવા લાગેલાં જોઈ દયાળુ શ્રીકૃષ્ણે 'આ પોતે દેહધારી કરૂણાજ છે' એમ માન્યું. ॥ ૬૪ ॥ રૂક્મિણીએ પણ ઉતાવળથી ઉડ્યા આવતા ગરૂડજીની હાલતી પાંખોની સુસવાટી સાંભળી સાધારણ રીતે આંખ ફેરવીને જોયું ત્યાં પોતાના શરણરૂપ અને પ્રાણનાથ શ્રીકૃષ્ણ પધારેલા જોવામાં આવ્યા. ॥ ૬૫ ॥ તે સમયે તુરતજ હર્ષથી પરવશ થએલાં, લાજથી ઘેરાએલાં, કોપ ચડવાથી લાલ થએલાં, વિયોગના સ્મરણથી દીન થએલાં અને જેનો શોક બમણો વધ્યો એવાં રૂક્મિણી એકજ સમયે શૃંગાર આદિ અનેક રસોના આવિર્ભાવવાળાં જોવામાં આવ્યાં. ॥ ૬૬ ॥ જગતના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાન ભારે સંભ્રમથી ખેંચાએલાં તે રૂક્મિણીના હાથમાંથી ગળાફાંસી છોડી લઈ તેમનો હાથ પકડી અમૃત જેવી વાણીથી જાણે જીવાડતા હોય એવી ઢબથી નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૬૭ ॥

ભગવાન કેહે છે—હે ભીરૂ ! હે દેવિ ! વિચાર કર્યા વગર આ શું સાહસ કરવા ધારો છો. તમને ખેદ થવાનું કારણ શું છે તે મને કહો. ॥ ૬૮ ॥ તમે વિદ્યારૂપ છો અને હું પરમબોધ રૂપ છું, તમે માયા છો અને હું ઈશ્વર છું, તેમજ તમે બુદ્ધિરૂપ છો અને હું જીવરૂપ છું તો હવે આપણો પરસ્પર વિયોગ થયેજ કેમ મનાય ? ॥ ૬૯ ॥ બ્રહ્મા અને સદાશિવ આદિ દેવતાઓ પણ જેણે મોહ ઉપજાવવાને લીધે ભમ્યા કરે છે તે માયારૂપ તમે પોતે મારા અરધા અંગમાં રેહેનારાં થઈને કેમ

साकथंमुह्यसित्वंतुमदंगार्धविलासिनी ॥ ७० ॥ त्वयाहिबद्धाऋष
यःसंसरंतीहकर्मभिः ॥ तांत्वांकथमृषिःशप्तुंशक्नुयादथवासुरः ॥
॥ ७१ ॥ रक्षार्थंत्विहलोकानामेवमेवविचेष्टितं ॥ मयात्वयासमावि
ष्टःकुरुतेविवशःपुमान् ॥ ७२ ॥ पश्यकोपपरीतात्मादुर्वासायोभव
त्तथा ॥ सौम्येतिभक्तिनम्रोयमधुनामत्स्वकीर्तकः ॥ ७३ ॥
॥ श्रीप्रल्हादउवाच॥विभोर्मनोरथसमंपश्चात्तापानुगाशयः॥
किंमयाकृतमित्यार्तोदुर्वासाःसमुपागमत् ॥ ७४ ॥ अदूराद्विलुठ
न्भूमौदंडवच्चाश्रुसंप्लुतः ॥ पितरौजगतोदेवौक्षमयामासदीनवाक् ॥
॥ ७५ ॥ तुष्टावसूक्तवाक्यैस्तुरहस्यैर्भक्तिसंयुतः ॥ आहचेदंजग
न्नाथयदिमय्यप्यनुग्रहः ॥ ७६ ॥ तदापुरेचसंयोगोदेवदेव्याविधीय
तां ॥ अथप्रहस्यगोविंदस्तमाहभक्तिसंयुतं ॥ ७७ ॥
॥ श्रीकृष्णउवाच ॥ नचतेवचनंजातुमृषाभवितुमर्हति ॥
मयैवविहितःसेतुर्यदमोघगिरोद्विजाः ॥ ७८ ॥

મોહ પામો છો. ॥ ૭૦ ॥ ઋષિઓ પણ જેણે બાંધી લેવાને લીધે કર્મયોગથી સંસારમાં જન્મ-મરણ પામ્યાં કરે છે તે માયારૂપ તમને કોઈ ઋષિ અથવા દેવ પણ શાપ દેવાને કેમ સમર્થ થાય ॥ ૭૧ ॥ હે દેવિ ! લોકોની મર્યાદા રાખવા સારૂજ મેં આ પ્રમાણે કરેલું છે અને હું કે જે પુરૂષ કેહેવાઊં છું તે તમારા આવેશથી પરવશ થઈનેજ સઘળું કામ કરૂંછું. ॥ ૭૨ ॥ જુવો હવે જે દુર્વાસાએ કોપથી ઘેરાઈને તે સમયે શાપ દીધો હતો તેજ દુર્વાસા હમણાં ભક્તિથી નમ્ર થઈ મારી સ્તુતિ કરતા કરતા ચાલ્યા આવે છે. ॥ ૭૩ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે ભગવાને મનમાં સંકલ્પ કર્યો કે તે સમયેજ 'આ કામ તે મેં શું કર્યું' એવા પસ્તાવાથી ઘેરાએલા દુર્વાસા મુનિ ત્યાં આવ્યા ॥ ૭૪ ॥ ઢુકડે આવી ધરતીપર લાકડીની પેઠે લોટતા અને આંસુથી ભીજાએલા દુર્વાસાએ દીનવાણીથી જગતનાં માતાપિતા રૂપ તે રૂક્મિણી અને શ્રીકૃષ્ણની ક્ષમા માગી ॥ ૭૫ ॥ અને ભક્તિ પૂર્વક વેદના રહસ્ય રૂપ સૂક્ત મંત્રોથી સ્તુતિ કરવા માંડી. દુર્વાસા બોલ્યા કે "હે જગતના નાથ ! હે દેવ ! જો મારા ઉપર અનુગ્રહ કરવો હોય ॥ ૭૬ ॥ તો હવે દ્વારકામાં પધારીને રૂક્મિણીનો સમાગમ કરો." એ વચન સાંભળી ભગવાને પોતાના ભક્ત દુર્વાસાને હસીને નીચે પ્રમાણે કહ્યું. ॥૭૭॥

શ્રી કૃષ્ણ કેહે છે—આપનું વચન કદી પણ ખોટું પડવું નહી જોઈએ. કારણ કે 'બ્રાહ્મણો જેમ બોલે તેમ થાયજ' એ મર્યાદા મેંજ કરેલી છે ॥ ૭૮॥ તો

तंकथंस्वकृतंसेतुंभिंद्यांलोकस्यपालकः ॥ दिनेदिनेद्विकालस्यसं
प्राप्तोमुनिसत्तम ॥७९॥ विनोदयिष्येन्यदातुमुनिरुन्मत्तकोप्ययं ॥
प्रहासवचनैर्भव्यैर्मत्कथाकथनैरपि ॥ ८० ॥ यतःपूज्योहिलोकस्य
समस्तस्यभविष्यति ॥ यदाचमयिवैकुंठमधिरूढेमहोमम ॥ ८१ ॥
प्रवेक्ष्यतिकलौह्येतान्त्रिविक्रमतनुंहरिं ॥ तदैतस्याःकलौविप्रसम्य
क्स्वकलयामहः ॥ ८२ ॥ अस्याश्चैवपुनर्मूर्त्तौसमवस्थितिमेष्य
ति ॥ इयंभागीरथीचापिसागरेणसमागता ॥ ८३ ॥ नृणामशेषदुः
खानितस्मादपहरिष्यति ॥ अनुग्रहंविधायैवंऋषिणासहकेशवः ॥
॥ ८४ ॥ विवेशस्वपुरींतत्रनिधायोन्मत्तकंविभुः ॥ सापिदेवीचसं
बुध्यतदातस्यविचेष्टितं ॥ ८५ ॥ अनुग्रहाद्भगवतोबभूवविगत
ज्वरा ॥ अतश्चमुक्तादुःखेनतत्रदेवीहरिप्रिया ॥ ८६ ॥ ततोभागी
रथीसातुगदितादुःखमोचनी ॥ अमावास्यांपौर्णमास्यांयस्तस्याःसं
गमेशुभे ॥ ८७॥ स्नायादशेषदुःखात्तुसनरःपरिमुच्यते ॥ अष्टम्यां
चचतुर्दश्यांनवम्यांचविलोकिता ॥ ८८ ॥

હું લોકોનો પાળનાર થઈને એ પોતેજ કરેલી મર્યાદાને કેમ તોડું. હે મુનિઓમાં ઉત્તમ ! હું નિત્ય પ્રાતઃકાલ અને સાયંકાલે અહીં આવીને ॥ ૭૯ ॥ રૂક્મિણીને રાજી કરતો જઈશ અને બીજા સમયોમાં આ ઉન્મત્ત મુનિ હસવાની વાતોથી અને મારી સુંદર કથાઓ કેહેવાથી તેને વિનોદ કરાવશે. ॥ ૮૦ ॥ એમ કરવાથી આ મુનિ પણ સર્વ લોકોમાં પૂજ્ય થશે. હું જ્યારે અંતે વૈકુંઠમાં જઈશ ॥ ૮૧ ॥ ત્યારે કલિમાં મારૂં આ તેજ ત્રીકમજીની મૂર્ત્તિમાં પ્રવેશ કરશે અને તે સમયેજ આ રૂક્મિણીનું તેજ પણ પોતાના અંશથી કલિયુગમાં ॥ ૮૨ ॥ તેમની મૂર્ત્તિમાં રેહેશે. સમુદ્રથી સંગમ પામેલાં આ ભાગીરથી ગંગા ॥ ૮૩ ॥ અહીં રહીને મનુષ્યોનાં સઘળાં દુઃખોને ટાળશે. એ પ્રમાણે અનુગ્રહ કરી ઉન્મત્ત નામના મુનિને ત્યાં રાખી દુર્વાસાને સાથે લઈ શ્રીકૃષ્ણ ભગવાન ॥ ૮૪ ॥ દ્વારકામાં પધારયા. તે સમયે ભગવાનને પ્યારાં રૂક્મિણી પણ એ સઘળું ભગવાનનું કહેલું જાણી ॥ ૮૫ ॥ ભગવાનના અનુગ્રહને લીધે તાપ રહિત થઈને રહ્યાં અને સઘળાં દુઃખોથી મુક્ત થયાં ॥ ૮૬ ॥ એ સમયથી તે સ્થલમાં રહેલાં ભાગીરથી પણ 'દુઃખમોચની' કેહેવાયાં. અમાવાસ્યાને દિવસે અને પુનમને દિવસે જે માણસ એ ભાગીરથીના શુભ સંગમમાં ॥ ૮૭ ॥ સ્નાન કરે તે માણસ સઘળાં દુઃખોમાંથી મુક્ત થાય છે. આઠમ, ચૌદશ કે નવમીને દિવસે રૂક્મિણીનાં જે લોકો દર્શન કરે ॥ ૮૮ ॥ તે લો-

नराणांरुक्मिणीदेवीसर्वान्कामान्प्रयच्छति ॥ इत्येतत्कथितंदेव्या ऋषयोदुःखमोक्षणं ॥ ८९ ॥ अनुग्रहाच्चदेवस्यकिंभूयःश्रोतुमिच्छथ ॥ ९० ॥ ॥ छ ॥ ॥ छ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये रुक्मिणीदुःखमोक्षणनाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

લોકોની સઘળી મન કામનાને રૂક્મિણી પરિપૂર્ણ કરે છે. હે ઋષિઓ ! રૂક્મિણી દુઃખમાંથી છુટ્યા વિષેની આ કથા મે તમારી પાસે કહી ।। ૮૯।। કે જે છુટવું ભગવાનના અનુગ્રહથી થયું. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો. ।। ૯૦ ।।

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રલ્હાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો રૂક્મિણીદુઃખ મોક્ષણનામનો ૩ જો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ चतुर्थोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ एवंसंपूजितस्तत्रहरिणाब्राह्मणोत्तमः ॥ उवाचपरिसंतुष्टोवरंब्रूहीतिकेशवं ॥ १ ॥

॥ श्रीकृष्णउवाच ॥ यदितुष्टोसिभगवन्यदिदेयोवरोमम ॥ स्थातव्यमत्रभवतानत्यक्तव्यंकदाचन ॥ २ ॥

॥ श्रीदुर्वासाउवाच ॥ यदितिष्ठाम्यहंकृष्णतथात्वमपिकेशव॥ तिष्ठस्वषोडशकलोनित्यंमद्वचनेनाहि ॥ ३ ॥

॥ श्रीकृष्णउवाच ॥ यत्रपश्यंतिभक्तास्त्वांमांचापिद्विजसत्तम॥ किंददासिचतेषांत्वंभाविनांभगवन्वद ॥ ४ ॥

### અધ્યાય ૪ થો.

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે દ્વારકામાં ભગવાને પૂજેલા દુર્વાસા મુનિએ પ્રસન્ન થઈને ભગવાનને કહ્યું કે "વરદાન માગો."

શ્રીકૃષ્ણ કેહે છે—હે મહારાજ ! તમે જો પ્રસન્ન થયા હો અને મને વરદાન દેવું હોય તો હું માગુંછું કે તમારે સર્વદા આ સ્થલમાં રેહેવું. કદી પણ આ સ્થલને છોડવું નહી. ।। ૨ ।।

દુર્વાસા કેહે છે—હે કૃષ્ણ ! હું અહીં રહું છું તો હવે તમારે પણ મારા વચનથી એજ પ્રમાણે સંપૂર્ણ કળાથી અહીં સર્વદા રેહેવું. ।। ૩ ।।

શ્રીકૃષ્ણ કેહે છે—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! જે ભક્તો આ સ્થલમાં તમારાં અને મારાં દર્શન કરશે તે માહાત્માઓને તમે શું આપશો તે કહો. ।। ૪ ।।

॥ श्रीदुर्वासाउवाच ॥ यःस्नात्वासंगमेकृष्णगोमत्याःसागर
स्यच ॥ त्वांमामर्चेच्चसनरःसर्वपापैःप्रमुच्यते ॥ ५ ॥ त्वमप्येवंवि
धंकृष्णयत्प्रदास्यसितद्वद ॥ ममदत्तस्यदेवेशभावयन्षोडशोत्तरं ॥६॥
॥ श्रीकृष्णउवाच ॥ योनरःपूजयित्वात्वांपूजयिष्यतिमामि
ह ॥ तस्यमुक्तिप्रदास्यामियासुरैरपिदुर्लभा ॥ ७ ॥
॥ श्रीप्रल्हादउवाच ॥ परस्परौवरौदत्वातस्मिन्स्थानेव्यति
ष्ठतां ॥ वरदानमितिप्रोक्तंतत्स्थानंसर्वकामदं ॥ ८ ॥ तदाप्रभृति
विप्रेंद्राद्वारकांहरिरीश्वरः ॥ दुर्वाससोगिराबद्धोनजहातिकदाचन ॥
॥ ९ ॥ यत्रत्रैविक्रमीमूर्तिर्वहतेयत्रगोमती ॥ नरामुक्तिंप्रयास्यंति
चक्रतीर्थेनसंगता ॥ १० ॥ कलेवरंपरित्यक्तंप्रभासेहरिणायदा ॥
कलाभिःसहितंतेजःस्वमूर्तौविनिवेशितं ॥ ११ ॥ तस्मात्कलियुगे
विप्रानान्यत्रप्राप्यतेहरिः॥यदिकार्यंहिकृष्णेनतत्रगच्छतमाचिरं १२
॥ ऋषयऊचुः ॥ साधुभागवतश्रेष्ठसाधुमार्गप्रदर्शक ॥ त

દુર્વાસા કેહે છે—હે કૃષ્ણ ! જે માણસ ગોમતીનાં અને સમુદ્રના સંગમમાં સ્નાન કરીને તમારી તથા મારી પૂજા કરશે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થશે. ॥ ૫ ॥

હે કૃષ્ણ ! તમે પણ એવું કાંઈક જે વરદાન આપતા હો તે કહો. મારા વ-રદાન કરતાં તમારૂં વરદાન સોળગણું અધિક હોવું જોઈએ. ॥ ૬ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—જે માણસ અહી તમારી પૂજા કરીને પછી મારી પૂજા કરશે તે માણસને હું મુક્તિ આપીશ કે જે મુક્તિ દેવતાઓને પણ દુર્લભ છે. ॥ ૭ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે શ્રીકૃષ્ણ અને દુર્વાસા એક બીજાને વચન આપીને તે સ્થાનકમાં રહ્યા કે જેથી સઘળા મનોરથોને પૂરનારા એ સ્થાનકનું 'વર-દાન' એવું નામ કેહેવાય છે. ॥ ૮ ॥ હે ઋષિઓ ! તે સમયથી દુર્વાસાના વચનથી બંધાએલા શ્રીકૃષ્ણ ભગવાન કદી પણ દ્વારકાને છોડતા નથી. ॥ ૯ ॥ જે સ્થલમાં ત્રિવિક્રમની મૂર્ત્તિ છે તથા ચક્રતીર્થની સાથે મળીને ગોમતી વેહે છે તે સ્થલમાં મનુષ્યોને મુક્તિ પ્રાપ્ત થશે. ॥૧૦॥ જે સમયે શ્રીકૃષ્ણે પ્રભાસમાં પોતાના કલેવરનો ત્યાગ કર્યો તે સમયે સઘળી કળાઓ સહિત પોતાનું તેજ તેમણે પોતાની મૂર્ત્તિમાં નાખેલું છે. ॥ ૧૧ ॥ માટે હે બ્રાહ્મણો! કલિયુગમાં દ્વારકાવિના બીજે ઠેકાણે ભગવાન મળવાના નથી. જો ભગવાનનું કામ હોય તો દ્વારકામાં જાઓ. વિલંબ નહી કરો. ૧૨

ઋષિઓ કેહે છે—હે વૈષ્ણવોમાં ઉત્તમ ! હે સારા માર્ગને દેખાડનારા ! તમે જે જાણેલું છે તેને બીજો કોઈ જાણતો નથી. ॥ ૧૩ ॥ હવે અમને કહો કે દ્વાર-

त्वयायत्परिज्ञातंयन्नजानातिकश्चन ॥ १३ ॥ किंफलंगमनेतस्यां किंफलंकृष्णदर्शने॥कानितीर्थानितत्रैवकेदेवास्तद्वदस्वनः ॥ १४ ॥ कस्मिन्मासेतिथौकस्यांकस्मिन्पर्वणिमानवैः ॥ गंतव्यंकानिदेयानि दानानिदनुजर्षभ ॥ १५ ॥

॥ सूतउवाच ॥ इतिपृष्टतदातैस्तुमहाभागवतोऽसुरः ॥ कथयामासविप्रेभ्योभगवद्भक्तिसंयुतः ॥ १६ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ भोभूमिदेवाःशृणुतपरंगुह्यंसनातनं ॥ यन्नकस्यसमाख्यातंतद्वदामिसुविस्तरं ॥ १७ ॥ यदामतिंचकुरुते द्वारकागमनंप्रति ॥ तदानरकनिर्मुक्तागायंतिपितरोदिवि ॥ १८ ॥ यावत्पदानिकृष्णस्यमार्गेगच्छतिमानवः ॥ पदेपदेऽश्वमेधस्ययज्ञ स्यलभतेफलं ॥ १९ ॥ यात्रार्थंकृष्णदेवस्ययःप्रेरयतिचापरान् ॥ मानवान्नात्रसंदेहोलभतेपरमंपदं ॥ २० ॥ द्वारकांगन्तुकामस्ययो ददातिप्रतिश्रयं ॥ तथैवमधुरांवाणींनंदनेक्रीडतेहिसः॥ २१ ॥ अ ध्वनिश्रांतदेहस्यवाहनंयःप्रयच्छति ॥ हंसयुक्तेनसनरोविमानेनदि

કામાં જવાથી કેવું ફલ થાય છે, ભગવાનનું દર્શન કરવાથી શું ફળ થાય છે, ત્યાં ક્યાં ક્યાં તીર્થ છે, ક્યા ક્યા દેવ રહ્યા છે, ॥ ૧૪ ॥ ત્યાં ક્યાં ક્યાં દાન દેવાં અને ક્યા માસમાં, કઈ તિથિમાં તથા ક્યા પર્વમાં મનુષ્યોએ ત્યાં જવું. હે દૈત્યોમાં ઉત્તમ ! એ સઘળા પ્રશ્નોના ઉત્તર અમને આપો. ॥ ૧૫ ॥

સૂત કેહે છે—એ પ્રમાણે ઋષિઓએ પુછતાં ભગવાનની ભક્તિવાળા મહા-વૈષ્ણવ પ્રલ્હાદજીએ તેઓને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧૬ ॥

પ્રલ્હાદજી કેહે છે—હે બ્રાહ્મણો ! સાંભળો. જે ઘણા કાળની ગુપ્ત રહેલી વાત મે કોઈની પાસે કહી નથી તે તમોને વિસ્તારથી કહું છું ॥ ૧૭ ॥ માણુસ જે સમયે દ્વારકામાં જવાનું મન કરે છે તે સમયેજ તેના પિતૃઓ નરકમાંથી મુક્ત થઈ સ્વર્ગમાં જઈને ગાવા લાગે છે. ॥ ૧૮ ॥ માણુસ ભગવાનના માર્ગમાં ચાલવા લાગે કે તેને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફલ પ્રાપ્ત થાયછે. ॥૧૯॥ જે માણુસ કૃષ્ણની યાત્રા કરવા વાસ્તે બીજા માણુસોને પ્રેરણા કરે છે તેને પરમપદની પ્રાપ્તિ થાય છે એમાં સંદેહ નથી. ॥ ૨૦ ॥ કોઈ માણુસ દ્વારકામાં જવાની ઈચ્છા કરતો હોય તેને જે માણસ ઉતારો આપે તથા મધુર વાણીથી બોલાવે તે માણુસ સ્વર્ગના નંદન વનમાં ક્રીડા કરે છે. ॥૨૧॥ જે માણુસ દ્વારકાના માર્ગમાં થાકેલાને વાહન આપે તે માણુસ હંસોથી જોડાએલા વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે. ॥૨૨॥ જે માણસ,

वंव्रजेत् ॥ २२ ॥ यात्रायांगच्छतःपुंसोमध्यान्हेक्षुधितस्यच ॥
अन्नंददातियोभक्त्याशृणुयल्लभतेफलं ॥ २३ ॥ गयाश्राद्धेनयत्पु
ण्यंलभतेमानवोभुवि ॥ अन्नदानेनतत्पुण्यंपितॄणांतृप्तिरक्षया ॥
॥ २४ ॥ सर्वत्रसुखसंतानंददातिहृष्टमानसः ॥ भगवान्गोपिका
नाथःसर्वयादवनंदनः ॥ २५ ॥ उपानहौचयोदद्याद्द्वारकांप्रतिग
च्छतां ॥ कृष्णप्रसादात्सनरोगजस्कंधेनगच्छति ॥ २६ ॥ विघ्नमा
चरतेयस्तुद्वारकांप्रतिगच्छतां ॥ नरकेमज्जतेमूढःकल्पमात्रंतुरौरवे ॥
॥ २७ ॥ मार्गस्थितस्ययोध्वन्यंप्रयच्छतिकमंडलुं ॥ प्रपादानसह
स्रस्यफलमाप्नोतिमानवः ॥ २८ ॥ यात्रायांगच्छतःपुंसःपादाभ्यं
गंददातियः ॥ पादप्रक्षालनंचापिसर्वान्कामानवाप्नुयात् ॥ २९ ॥
कथांशृणोतियोविष्णोर्गीतंवागच्छतःपथि ॥ दानंददातिमनुजस्त
स्माद्धन्यतरोनहि ॥ ३० ॥ कैलासशिखराकारंश्वेताभ्रमिवनि
र्मलं ॥ प्रासादंदेवदेवस्ययेपश्यंतिनरोत्तमाः ॥ ३१ ॥

યાત્રામાં જતાં મધ્યાન્હકાળે ભુખ્યા થએલા માણસને ભક્તિપૂર્વક અન્ન આપે છે તેને જે ફળ થાય છે તે સાંભળો. ॥ ૨૩ ॥ મનુષ્યને પૃથ્વીમાં જે પુણ્ય પ્રાપ્ત થાય છે અને જેવી પિતૃઓને અક્ષય તૃપ્તિ થાયછે તેવું પુણ્ય અને તેવી અક્ષય તૃપ્તિ દ્વારકાના માર્ગમાં અન્નદાન કરવાથી પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥ ગોપીઓના નાથ અને સઘળા યાદવોને પ્રસન્ન કરનાર શ્રીકૃષ્ણ ભગવાન અન્નદાન કરનાર ઉપર પ્રસન્ન થઈને તેને સર્વસ્થલમાં સુખની વૃદ્ધિ આપે છે. ॥ ૨૫ ॥ જે માણસ દ્વારકામાં જનારાઓને પગરખાનું દાન આપે છે તે માણસ ભગવાનની કૃપાથી સ્વર્ગમાં હાથીપર બેસીને ચાલે છે. ॥ ૨૬ ॥ જે માણસ દ્વારકા જનારાઓને વિઘ્ન કરે છે તે માણસ એક કલ્પ પુરો થતાં સુધી નરકમાં ડુબ્યો રેહે છે. ॥ ૨૭ ॥ જે માણસ દ્વારકાના માર્ગમાં જનારાને માર્ગમાં ઉપયોગી થાય એવાં કમંડલુ (કળશીઆ) આપે છે તે માણસને હજાર પરબો બંધાવવાનું પુણ્ય થાય છે. ॥ ૨૮ ॥ જે માણસ યાત્રા કરવા જતા માણસને પગે ચોપડવાનું તેલ અને પગ ધોવાનું જળ આપે છે તે માણસના સઘળા મનોરથો પૂર્ણ થાય છે. ॥ ૨૯ ॥ જે માણસ યાત્રામાં જતા માણસની પાસેથી ભગવાનની કથા કે ભગવાનનાં કીર્ત્તન સાંભળે છે અને તેને દાન આપે છે તે માણસ જેવો બીજો કોઈ પણ ભાગ્યશાળી નથી. ॥ ૩૦ ॥ કૈલાસ પર્વતના શિખર જેવા અને ધોળા વાદળાં જેવા નિર્મલ દ્વારકાનાથના પ્રાસાદને જેઓ જુવે છે તેઓને મનુષ્યોમાં ઉત્તમ જાણવા. ॥ ૩૧ ॥ સુવર્ણના કલશને અને ધ્વજાને દૂરથી જોઈ વાહન

दूराद्धेममयंदृष्ट्वाकलशंध्वजसंयुतं ॥ वाहनंसंपरित्यज्यलुठतेधर
णीगतः ॥ ३२ ॥ पंचसूनाकृतंपापंतथामार्गकृतंचयत् ॥ कृमि
कीटपतंगाश्चनिहताःपथिगच्छता ॥ ३३ ॥ परान्नंपरपानीयमस्पृ
श्येचापिसंगमं ॥ तत्सर्वंनाशमायातिभगवत्केतुदर्शनात् ॥ ३४ ॥
पठन्नामसहस्रंतुस्तवराजमथापिवा ॥ गजेंद्रमोक्षणंवापिपथिगच्छे
च्छनैःशनैः ॥ ३५ ॥ गायमानोभगवतःप्रादुर्भावाननेकधा ॥ नित्यं
चहर्षसंयुक्तोगच्छेद्धृष्टमनाःशुचिः ॥ ३६ ॥ धौतपादश्चप्रथमंनम
स्कुर्याद्गणेश्वरं ॥ सर्वविघ्नविनाशंचलभतेनात्रसंशयः ॥ ३७ ॥ नी
लोत्पलदलश्यामंकृष्णंदेवकिनंदनं ॥ दंडवत्प्रणमेत्प्रीत्याप्रणिपत्या
ग्रजंपुरा ॥ ३८ ॥ बाल्येचयत्कृतंपापंकौमारेयौवनेतथा ॥ दर्शना
देवकृष्णस्यतन्नश्येन्नात्रसंशयः॥३९॥ कर्मणामनसायच्चवाचायत्स
मुपार्जितं॥पापंजन्मसहस्रस्यतन्नष्टंनात्रसंशयः॥४०॥ नमस्कृत्वाच
देवेशंपुंडरीकाक्षमच्युतं॥दुर्वाससंमहेशानंद्वारकापरिरक्षणं ॥ ४१ ॥

ઉપરથી ઉતરીને જે માણસ પૃથ્વી ઉપર લોટે ॥ ૩૨ ॥ તે માણસના ઘરમાં ચુલા આદિમાં થએલાં પાંચ પ્રકારનાં પાપ, માર્ગમાં થએલાં પાપ, રસ્તામાં ચાલતાં કૃમિ કીડા તથા પતંગ આદિ જીવો પગથી ચંપાઈ ગયાનું પાપ, ॥ ૩૩ ॥ પરાયું અન્ન જમાયાનું પાપ, પરાયું પાણી પીવાયાનું પાપ તથા જેઓનો સ્પર્શ નહી કરવો જોઈએ તેઓનો સમાગમ થયાનું પાપ એ સઘળાં પાપો ભગવાનની ધ્વજાનું દર્શન કરવાથી નાશ પામે છે. ॥ ૩૪ ॥ વિષ્ણુ સહસ્રનામનો અથવા ભીષ્મસ્તવરાજનો ગજેંદ્ર મોક્ષનો પાઠ કરતાં માર્ગમાં ધીરે ધીરે ચાલવું. ॥૩૫॥ નિરંતર હર્ષ રાખીને ભગવાનનાં અનેક અવતારોનાં કીર્ત્તન કરતાં કરતાં પ્રસન્ન અને પવિત્રપણાથી દ્વારકાના માર્ગમાં જવું. ॥૩૬॥ દ્વારકામાં જઈ પ્રથમ પગ ધોઈ ગણપતીને નમસ્કાર કરવા કે જેથી સઘળાં વિઘ્નોનો વિનાશ થાય છે એમાં સંશય નથી. ॥ ૩૭ ॥ પ્રથમ બલદેવજીને પ્રણામ કરીને પછી નીલ કમળની પાંખડી જેવા શ્યામ દેવકીના પુત્ર શ્રીકૃષ્ણને પ્રીતિપૂર્વક પ્રણામ કરવા. ॥ ૩૮ ॥ બાલપણામાં, કુમારપણામાં તથા જુવાનીમાં જે કોઈ પાપો કરવામાં આવ્યાં હોય તે સઘળાં પાપો શ્રીકૃષ્ણના દર્શનથીજ નાશ પામે છે એમાં સંશય નથી. ॥ ૩૯ ॥ હજારો જન્મોમાં કર્મથી, મનથી કે વાણીથી જે પાપો કરવામાં આવ્યાં હોય તે સઘળાં ભગવાનનાં દર્શનથી અવશ્ય નાશ પામે છે. ॥ ૪૦ ॥ કમળ સરખા નેત્રવાળા દ્વારકાનાથજીને, દુર્વાસાને, દ્વારકાનું રક્ષણ કરનારા મહાદેવને, તથા ગરૂડજીને ॥ ૪૧ ॥ પરમભક્તિથી પ્રણામ કરી મિત્રો

प्रणम्यपरयाभक्त्यावैनतेयसमान्वितम् ॥ द्वारआगत्यचपुनःस्वर्गद्वारोपमेशुभे ॥ ४२ ॥ विश्रम्यचमुहूर्तार्धसुहृद्भिर्बांधवैर्वृतः ॥ तत्राश्रितान्समाहूयब्राह्मणान्मंत्रकोविदान् ॥ ४३ ॥ हविर्द्रव्यंसमानीयततस्तीर्थंसमाचरेत् ॥ ४४ ॥

॥ इति श्रीस्कंदपुराणे प्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये द्वारकागमनप्रशंसानाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

તથા બાંધવોની સાથે ફરી સ્વર્ગના દ્વાર જેવા સુંદર દ્વારમાં આવી ૪૨ ॥ ઘડીવાર વીસામો લઈ ત્યાંના આશ્રિત અને મંત્રોને જાણનારા બ્રાહ્મણોને બોલાવી ॥ ૪૩ ॥ હવિષ્ય પદાર્થો લઈને તીર્થ ઉપર જવું. ॥ ૪૪ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

## ॥ पंचमोऽध्यायः ॥

॥श्रीप्रल्हादउवाच॥ततोगच्छेद्द्विजश्रेष्ठागोमतींकृष्णासंश्रयां यस्यादर्शनमात्रेणमुच्यतेसर्वपातकैः ॥ १ ॥ दुरितौघक्षयकरममंगल्यविनाशनं॥सर्वकामप्रदंपुंसांप्रणमेद्गोमतीजलं ॥२॥ महापापक्षयकरमगतीनांगतिप्रदं ॥ प्राप्यतेपूर्वपुण्येनसुशीतंगोमतीजलं॥ ३॥

॥ ऋषयऊचुः ॥ दैत्येंद्रसंशयोस्माकंछेत्तुमर्हस्यशेषतः ॥ इयंकागोमतीतत्रकेनानीतामहामते ॥ ४ ॥ केनकार्यवशेनैवसंप्राप्तावरुणालयं ॥ सर्वभागवतश्रेष्ठह्येतद्विस्तरतोवद ॥ ५ ॥

### અધ્યાય ૫ મો.

પ્રલ્હાદજી કેહે છે–હે ઋષિઓ ! ત્યાંથી જેને ભગવાનનો આશ્રય છે એવાં ગોમતીજી ઉપર જવું કે જેનાં દર્શન મળતાંજ સઘળાં પાપોથી મુક્ત થવાય છે. ॥ ૧ ॥ ગોમતીનું જળ કે જે પાપના સમૂહનો ક્ષય કરનાર છે, અમંગલનો વિનાશ કરનાર છે, પુરૂષોના સઘળા મનોરથોને પૂર્ણ કરનાર છે તેને પ્રણામ કરવા. ॥ ૨ ॥ મહા પાપોનો ક્ષય કરનાર, જેઓને સદ્ગતિ ન થતી હોય તેઓને સદ્ગતિ આપનાર અત્યંત શીતલ ગોમતીનું જળ પૂર્વ જન્મોના પુણ્યથીજ પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥

ઋષિઓ પુછે છે–હે દૈત્યોના રાજા ! અમને એક સંશય પડે છે તે સઘળી રીતે આપે કાપવો જોઈએ. હે મોટી બુદ્ધિવાળા ! દ્વારકામાં એ ગોમતી નદી કોણ છે, કોણે આણેલી છે ॥ ૪ ॥ અને કયા કાર્યને લીધે સમુદ્રમાં મળી ગએલ છે ? હે સઘળા વૈષ્ણવોમાં ઉત્તમ ! એ સઘળું વિસ્તારથી કહો. ॥ ૫ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ एकार्णवेपुराभूतेनष्टेस्थावरजंगमे ॥ तदाब्रह्मासमभवद्विष्णोर्नाभिसरोरुहात ॥ ६ ॥ आदिष्टःप्रभुणाब्रह्मासृजस्वविविधाःप्रजाः ॥ इतिधातासमादिष्टोहरिणासृष्टिकारणात् ॥ ७ ॥ बाढमित्येवतंचोक्त्वाततःसृष्टौमनोदधे ॥ ससर्जमानसात्सद्यःसनकाद्यान्कुमारकान् ॥ ८ ॥ उवाचवचनंब्रह्माप्रजाःसृजतपुत्रकाः ॥ ब्रह्मणोवचनंश्रुत्वाकृतांजलिपुटाब्रुवन् ॥ ९ ॥ भगवन्भगवद्रूपंद्रष्टुकामाजगत्पते ॥ नबंधमनुवर्तामःसृष्टिरूपंदुरासदं ॥ १० ॥ इत्युक्त्वातेययुःसर्वेसनकाद्याःकुमारकाः ॥ पश्चिमांदिशमास्थायतीरेनदनदीपतेः ॥ ११ ॥ तेजोमयस्यरूपस्यद्रष्टुकामामहात्मनः ॥ तस्मिन्मनःसमाधायतेपिरेपरमंतपः ॥ १२ ॥ बहुवर्षसहस्रैस्तुप्रसन्नेधरणीधरे ॥ भित्त्वाजलंसमुत्तस्थौसूर्यरूपंदुरासदं ॥ १३ ॥ अनेकदैत्यदमनंबहुयंत्रविदारणं ॥ सूर्यकोटिसमाभासंसहस्रारंसुदर्शनं ॥ १४ ॥ तद्दृष्ट्वाविस्मिताःसर्वेब्रह्मपुत्राःपरस्परं ॥ वीक्षमा

પ્રલ્હાદજી કેહે છે—પૂર્વે પ્રલયમાં સઘળું જગત સમુદ્રમય થઈ ગયું હતું અને સઘળાં સ્થાવર જંગમો નાશ પામ્યાં હતાં તે સમયે ભગવાનના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. ॥ ૬ ॥ ભગવાને બ્રહ્માને આજ્ઞા કરી કે 'અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કરો.' ભગવાને સૃષ્ટિ કરવાને વાસ્તે એ પ્રમાણે આજ્ઞા કરતાં બ્રહ્માએ ॥ ૭ ॥ 'બહુ સારૂં' એમ સ્વીકારીને સૃષ્ટિ કરવાનું મન કર્યું અને મનમાંથી પ્રથમ ચાર સનક આદિ કુમારોને તુરત ઉત્પન્ન કરયા. ॥ ૮ ॥ બ્રહ્માએ તેઓને કહ્યું કે "હે પુત્રો ! પ્રજાને ઉત્પન્ન કરો." બ્રહ્માનું વચન સાંભળી તેઓએ હાથ જોડીને કહ્યું કે "પિતાજી ! જગતના પતિ ! અમારે તો ભગવાનનું સ્વરૂપ જોવાની ઇચ્છા છે માટે અમો સૃષ્ટિ રૂપ મહાત્રાસદાયી બંધનમાં પડીશું નહી." ॥ ૧૦ ॥ એમ કહી તે સઘળા સનક આદિ કુમારો પશ્ચિમ દિશામાં ચાલીને સમુદ્રને કીનારે ગયા. ॥ ૧૧ ॥ વિષ્ણુ ભગવાનના તેજોમય રૂપને જોવાને ઇચ્છતા એ લોકો એ સ્થલમાં મનને સ્થિર કરીને ભારે તપ કરવા લાગ્યા. ॥ ૧૨ ॥ હજારો વર્ષ વીતી ગયા પછી શેષશાયી ભગવાન્ પ્રસન્ન થયા તે સમયે પ્રથમ જળને ભેદીને સૂર્ય જેવા રૂપવાળું અને ભારે પ્રતાપવાળું ચક્ર નીકળ્યું. ॥ ૧૩ ॥ અનેક દૈત્યોને કાપનારા, ઘણા ઘણા યંત્રોને તોડનારા અને કરોડો સૂર્યોના જેવી કાંતિવાળા તે હજાર આરાવાળા સુદર્શન ચક્રને ॥ ૧૪ ॥ જોઈ પરસ્પરમાં વિસ્મય પામેલા તે સનકાદિક એ ભગવાનના ઉત્તમ આયુધ સામું જોઈ રહ્યા. ॥ ૧૫ ॥ તે સમયે વિસ્મય પામેલા એ લો-

णाभगवतःपरमायुधमुत्तमं॥ १५॥तान्विस्मितांस्तदोवाचवाक्तत्रसा
शरीरिणी ॥ भोब्रह्मपुत्राभगवान्शीघ्रमाविर्भविष्यति ॥ १६ ॥ अ
र्हणार्थंभगवतःसर्वेयूयंप्रतीक्षत ॥ आयुधंलोकनाथस्यशीघ्रमत्रप्रसा
द्यतां ॥ १७ ॥ तच्छ्रुत्वावचनंतस्यतुष्टुवुस्तेसुदर्शनं ॥

॥ ऋषयऊचुः ॥ ज्योतिर्मयनमस्तेस्तुनमस्तेहरिवल्लभ ॥
॥ १८ ॥ सुदर्शननमस्तुभ्यंसहस्राराक्षयाव्यय ॥ नमस्तेसूर्यरूपाय
वह्निरूपायतेनमः ॥ १९ ॥ अमोघायनमस्तुभ्यंरथांगायनमोनमः ॥

॥ प्रल्हादउवाच ॥ एवंतेपूजयामासुःसुमनोभिस्तथाक्षतैः॥
॥ २० ॥ स्तवैर्नानाविधैःस्तुत्वाप्रणेमुर्हरिवल्लभं ॥ तत्प्रसाद्यमुनार्भ
तुप्रभुसंदर्शनोत्सुकाः॥२१॥ स्मरंतोमनसादेवंब्रह्माणंपितरंस्वकं ॥
तेषांतुचिंतितंज्ञात्वाब्रह्मोवाचसरिद्वरां ॥ २२ ॥ याहिशीघ्रंसरिच्छ्रेष्ठे
पृथिव्यांहरिकारणात् ॥ गंगेगच्छमहाभागेततोबहुमतासिमे ॥२३॥
उर्व्यांतेगोमतीनामसुप्रसिद्धंभविष्यति ॥ वसिष्ठस्यानुगाभूत्वायाहि

કોને આકાશવાણીએ કહ્યું કે "હે બ્રહ્માના પુત્રો ! ભગવાન અહીં તુરત પ્રકટ થશે ॥ ૧૬ ॥ એટલા માટે તમો સઘળા ભગવાનનું પૂજન કરવાને વાસ્તે સજ્જ રહો અને ભગવાનના આ આયુધને તુરત પ્રસન્ન કરો." ॥ ૧૭ ॥ એ પ્રમાણે આકાશવાણી સાંભળીને તેઓએ સુદર્શનની સ્તુતિ કરી.

સનકાદિક સ્તુતિ કરે છે—હે જ્યોતિર્મય ! તમને પ્રણામ હોજો. હે ભગવાનને પ્યારાં ! તમને પ્રણામ કરીએ છીએ. ॥ ૧૮ ॥ હે સુદર્શન ! હે હજાર આરાવાળાં ! હે અક્ષય ! હે અવ્યય ! તમને પ્રણામ કરીએ છીએ. તમે કે જે સૂર્યરૂપ અને અગ્નિરૂપ છો તેમને વારંવાર પ્રણામ હોજો. ॥ ૧૯ ॥ તમે કે જે કોઈ સમયે પણ વ્યર્થ નહી જનાર ચક્ર છો તેમને વારંવાર પ્રણામ કરીએ છીએ.

પ્રલ્હાદજી કહે છે—એ પ્રમાણે સ્તુતિ કરીને તેઓએ પુષ્પોથી તથા અક્ષતોથી ચક્રની પૂજા કરી. ॥ ૨૦ ॥ અને બીજાં પણ અનેક સ્તોત્રોથી સ્તુતિ કરીને તે ભગવાનના પ્યારા ચક્રને પ્રણામ કરયા. એ પ્રમાણે સુદર્શનને પ્રસન્ન કરી તેઓ પ્રભુના દર્શનમાં ઉત્કંઠિત થઈને ॥ ૨૧ ॥ મનમાં પોતાના પિતા બ્રહ્માનું સ્મરણ કરવા લાગ્યા. તેઓનો અભિપ્રાય જાણીને બ્રહ્માએ ગંગાજીને કહ્યું કે ॥ ૨૨ ॥ "હે નદીઓમાં ઉત્તમ ! હે ગંગાજી ! તમે તુરત જાઓ અને ભગવાનને વાસ્તે પૃથ્વીમાં પોહોચો. હે ભાગ્યશાળી ! એમ કરવાથી તમે મને બહુ પ્યારાં લાગશો. ॥ ૨૩ ॥ પૃથ્વીમાં તમે 'ગોમતી' એવા નામથી પ્રસિધ્ધ થશો. આ વસિષ્ઠ મુનિની પાછળ પાછળ તમે

शीघ्रंधरातलं ॥ २४ ॥ तातस्यपुत्रीवतथावशिष्ठतनयाभव ॥ बाढ
मित्येवतंदेवीप्रस्थितावरुणालयात् ॥ २५ ॥ वशिष्ठस्त्वग्रतोयाति
गंगातंपृष्ठतोन्वगात्॥ तांदृष्ट्वामनुजाःसर्वेवशिष्ठेनसमन्वितां ॥२६ ॥
नमश्चक्रुर्महाभागांगच्छंतींपश्चिमार्णवं ॥ आविर्बभूवतत्रैवयत्रते
मुनयःस्थिताः ॥ २७ ॥ द्रष्टुकामाहरेरूपंश्रियाजुष्टंचतुर्भुजं ॥ दृष्ट्वा
वशिष्ठमनुगामायांतींसुरपावनीम्॥२८॥संहृष्टमनसःसर्वेसाधुसाध्वि
तिचाब्रुवन् ॥ वशिष्ठंतत्रतेदृष्ट्वाउत्तस्थुःसर्वतोद्विजाः ॥ २९ ॥ अ
र्घादिसत्क्रियांकृत्वाप्रहृष्टाइदमब्रुवन् ॥ यस्मात्त्वयासमानीताअ
स्मिन्स्थानेसरिद्वरा ॥ ३० तस्मात्तवसुतेत्येवंख्यातिलोकेगमिष्य
ति ॥ गांस्वर्गादागतायस्मादेतत्स्थानंसतांमतं ॥ ३१ ॥ तस्मा
द्विगोमतीनामख्यातिंलोकेगमिष्यति ॥ अस्यादर्शनमात्रेणमुक्तिं
यास्यंतिमानवाः ॥ ३२ ॥ किंपुनःस्नानदानादिकृत्वायांतिहरेःपदं॥
तामेवमर्घंदत्वातेयोगींद्राईडिरेहरिं ॥ ३३ ॥

તુરત પૃથ્વીમાં જાઓ. ॥ ૨૪ ॥ જેમ પિતાની પછવાડે પુત્રી ચાલે તેમ વસિષ્ઠની પછવાડે ચાલીને તમે તેમની પુત્રી થાઓ." પ્રભુનાં વચન સાંભળી તેમ કરવાનો સ્વીકાર કરીને તુરત ગંગાજી સમુદ્રને માર્ગે ચાલ્યાં. ॥ ૨૫ ॥ વસિષ્ઠ આગળ ચાલ્યા આવે છે અને ગંગાજી પાછળ ચાલ્યાં આવે છે, એવી રીતે વસિષ્ઠની સાથે આવતાં તે મહાપૂજ્ય ગંગાજીને સર્વે માણસો ॥ ૨૬ ॥ પશ્ચિમ સમુદ્રની પાસે જતાં જોઈ તેમને નમસ્કાર કરવા લાગ્યાં. જે સ્થલમાં તે સનકાદિક મુનિઓ ॥ ૨૭ ॥ લક્ષ્મી-વાળા અને ચારભુજાવાળા ભગવાનના સ્વરૂપને જોવાની ઇચ્છાથી ઉભા હતા ત્યાં ગંગાજી પ્રકટ થયાં. વસિષ્ઠને અનુસરનારાં તે દેવપાવની ગંગાજીને જોઈ ॥ ૨૮ ॥ મનમાં પ્રસન્ન થએલા સર્વે સનકાદિક 'સારૂં થયું સારૂં થયું' એમ બોલવા લાગ્યા અને વસિષ્ઠને જોઈને ચારે પાસથી ઉભા થયા. ॥ ૨૯ ॥ અર્ધ્ય પાદ્ય આદિથિ વસિષ્ઠનો સત્કાર કરી રાજી થઈને તેઓ બોલ્યા કે "હે વસિ-ષ્ઠ મુનિ ! આ ઉત્તમ નદીને તમે આ સ્થલમાં લાવ્યા ॥ ૩૦ ॥ એટલા માટે લોકમાં આ નદી તમારી પુત્રી કેહેવાશે. આ નદી સ્વર્ગમાંથી ગો એટલે પૃથ્વી ઉપર સ-ત્પુરૂષોએ સ્વીકારેલાં આ સ્થલમાં આવ્યાં ॥ ૩૧ ॥ એટલા માટે જગતમાં 'ગો-મતી' એવા નામથી પ્રખ્યાત થશે. આનાં દર્શન માત્રથીજ મનુષ્યો મુક્તિ પામ-શે ॥ ૩૨ ॥ એટલે પછી આમાં સ્નાન દાન આદિ કરીને મુક્તિ પામે એમાં તે શું જ કેહેવું. પછી ગંગાજીને અર્ઘ દઈને તે મોટા યોગિઓ ભગવાનની સ્તુતિ કરવા

परंपुरुषसूक्तेनरमेशंशेषशायिनं ॥ इतिसंस्तुवतांतेषांहरिराविर्बभूव
ह ॥ ३४ ॥ पीतकौशेयवसनंवनमालाविभूषितं ॥ दिव्यगंधानु
लिप्तांगंदिव्याभरणभूषितं ॥ ३५ ॥ शेषासनगतंदेवंदिव्यानेकोद्य
तायुधं ॥ ज्वलत्किरीटमुकुटंस्फुरन्मकरकुंडलं ॥ ३६ ॥ भक्ताभय
प्रदंकांतंश्रीवत्सांकंमहाभुजं ॥ सदाप्रसन्नवदनंघनशामंचतुर्भुजं
॥ ३७ ॥ पादसंवाहनपरलक्ष्मीजुष्टंमनोहरं ॥ तंदृष्ट्वामुनयःसर्वेह
र्षोत्कर्षसमन्विताः ॥ ३८ ॥ विष्णुंतेविष्णुसूक्तैश्वतुष्टुवुर्वेदसंभ
वैः ॥ एवंसंस्तुवतांतेषांविष्णुर्दीनानुकंपनः ॥ ३९ ॥ उवाचसु
प्रसन्नेनमनसाद्विजसत्तमान् ॥ भोभोःकुमारास्तुष्टोहंप्रदास्यामिय
थेप्सितं ॥ ४० ॥ भविष्यथज्ञानयुताअस्पृष्टाममामायया ॥ य
स्मान्मोक्षार्थिभिर्विप्राजलवासीप्रसादितः ॥ ४१ ॥ तस्मादिदंपरंती
र्थंमोक्षदंसर्वकामदं ॥ अनुग्रहायभवतांयस्माच्चक्रंसुदर्शनं ॥ ४२ ॥
निस्सृतंप्रथमंविप्राजलंभित्त्वाममाग्रतः ॥ चक्रतीर्थमितिख्यातंच

લાગ્યા. ॥ ૩૩ ॥ એઓ પુરૂષસૂક્તથી શેષશાયી ભગવાનની સ્તુતિ કરતા હતા તેટલીવારમાં ભગવાન પ્રકટ થયા. ॥ ૩૪ ॥ પીળાં રેશમી વસ્ત્રોવાળા, વનમાળાથી શણગારેલા, દિવ્ય ચંદનનાં લેપનવાળા, દિવ્ય આભરણોથી શોભતા, ॥ ૩૫ ॥ શેષરૂપ આસનપર બીરાજેલા, જેણે અનેક દિવ્ય આયુધો ધરચાં હતાં એવા, પ્રકાશતા કિરીટ મુકુટવાળા, ચળકતાં મકરાકૃતિ કુંડલોવાળા, ॥ ૩૬ ॥ ભક્તોને અભય દેનારા, દીપતા, શ્રીવત્સના ચિન્હવાળા, મોટી ભુજાઓવાળા, સર્વદા પ્રસન્ન મુખવાળા, મેઘની પેઠે શ્યામપણાવાળા, ચાર હાથવાળા, ॥ ૩૭ ॥ ચરણ ચાંપવામાં લાગેલાં લક્ષ્મીજીએ સેવેલા અને મનનું આકર્ષણ કરનારા વિષ્ણુ તે દેવને જોઈ બહુજ આનંદ પામેલા તે સર્વ સનકાદિક ॥ ૩૮ ॥ વેદમાં કહેલાં વિષ્ણુસૂક્તોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. વેદોક્ત મંત્રોથી તેઓએ સ્તુતિ કરતાં દીનજનો ઉપર દયા કરનારા વિષ્ણુ ભગવાને ॥ ૩૯ ॥ અત્યંત પ્રસન્ન મનથી તે મુનિઓને કહ્યું કે "હે કુમારો ! હું પ્રસન્ન થયો છું માટે તમારી ઇચ્છા પ્રમાણે વરદાન આપીશ. ॥ ૪૦ ॥ તમો જ્ઞાનવાળા થશો અને તમોને મારી માયાનો સ્પર્શ નહી થાય. હું કે જે જળમાં રેહેનાર છું તેને તમોએ મોક્ષની ઇચ્છાથી પ્રસન્ન કરચો છે ॥ ૪૧ ॥ એટલા માટે આ તીર્થ ઉત્તમ, સર્વ કામનાઓને પૂર્ણ કરનાર અને મોક્ષ દેનાર થશે. તમારા ઉપર અનુગ્રહ કરવાને વાસ્તે મારૂં સુદર્શન ચક્ર ॥ ૪૨ ॥ મારાથી પેહેલાંજ જળને ભેદીને નીકળ્યું એટલા માટે હે બ્રાહ્મણો ચ-

क्नाम्नाभविष्यति ॥४३॥ ममापिनियतंवासोभविष्यतिमहार्णवे ॥ यत्रस्नानंप्रकुर्वंतिप्रसंगेनापिमानवाः॥चक्रतीर्थेद्विजश्रेष्ठास्तेषामुक्तिः करेस्थिता ॥ ४४ ॥ भवंतोपिसदाह्यत्रनिवसंतुद्विजर्षभाः ॥ वायुभूतांतरिक्षस्थाःसर्वकामप्रदायकाः ॥ ४५ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ श्रुत्वातुत्दृष्टमनसःकृत्वार्घंसुरपावनीं॥ अवनिज्यहरेःपादौमूर्ध्नाचैनामधारयन् ॥ ४६ ॥ प्रक्षाल्यसातदापादौप्रविष्टावरुणालयं॥तस्मिन्महापापहरागोमतीसागरसंगमा॥४७॥ इत्युक्त्वाभगवान्विष्णुस्तत्रैवांतरधीयत॥ सनकाद्याब्रह्मपुत्रास्तस्थुस्तत्रसमाहिताः ॥ ४८ ॥ एवंसागोमतीतत्रसंगतासागरंगता ॥ सर्वपापहराप्रोक्तापूर्वगंगेतियाश्रुता ॥ ४९ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये गोमतीचक्रतीर्थोत्पत्तिर्नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

ક્રના નામ ઉપરથી આ તીર્થ 'ચક્રતીર્થ' એવા નામથી પ્રખ્યાત થશે. ॥ ૪૩ ॥ હું પણ આ મહાસમુદ્રમાં સર્વદા રહીશ. હે ઉત્તમ બ્રાહ્મણો ! જે માણસો આ ચક્રતીર્થમાં પ્રસંગોપાત્ત રીતે પણ સ્નાન કરશે તેઓને મુક્તિ હાથમાંજ રહી છે એમ સમજવું. ॥ ૪૪ ॥ હે સનકાદિક ! તમો પણ આ સ્થલમાં વાયુરૂપે અંતરિક્ષમાં સર્વદા રેહેજો અને માણસોની સઘળી કામનાઓને પૂર્ણ કરજો. ॥ ૪૫ ॥

પ્રલ્હાદજી કેહે છે—વિષ્ણુનાં એ વચનો સાંભળી મનમાં રાજી થએલા તે બ્રાહ્મણોએ ગંગાજીને અર્ઘરૂપ કરી ભગવાનનાં ચરણ ધોઈને તે ચરણોને ધોઈને તે જળને પોતાના મસ્તકો ઉપર ધર્યું. ॥ ૪૬ ॥ ગંગાજી ભગવાનનાં ચરણને ધોઈને તે સમયેજ સમુદ્રમાં પેશી ગયાં કે જે તે સ્થલમાં મહાપાપને હરનારાં અને સમુદ્રમાં મળેલાં ગોમતી કેહેવાય છે. ॥ ૪૭ ॥ ભગવાન પણ સનકાદિકને ઉપર પ્રમાણે કહી ત્યાંજ અંતર્ધાન થઈ ગયા અને બ્રહ્માના પુત્ર સનકાદિક સાવધાન થઈને ત્યાંજ રહ્યા. ॥ ૪૮ ॥ એ પ્રમાણે જે પ્રથમ ગંગાજી કેહેવાતાં હતાં તેજ ગોમતી ત્યાં સમુદ્રમાં મળીને રહ્યાં છે. એ ગોમતી સઘળાં પાપોને હરનારાં કેહેવાય છે. ॥ ૪૯ ॥

ઇતિ શ્રી સ્કંદ પુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકામાહત્મ્યનો 'ગોમતી ચક્રતીર્થોત્પત્તિ' એવા નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ षष्ठोऽध्यायः ॥

॥ ऋषयऊचुः ॥ साधुसाधुमहाभागप्रल्हादासुरसत्तम ॥ येननःकलिमध्येतुदर्शितोभगवान्हरिः ॥ १ ॥ त्वन्मुखक्षीरसिंधूत्थाकथेयममृतात्मिका ॥ कर्णाभ्यांपिबतांतृप्तिर्नमुनीनांप्रजायते ॥ २ ॥ कथयस्वमहाबाहोतीर्थयात्रांसुविस्तरां ॥ अस्माभिस्तत्रगंतव्यंवहतेयत्रगोमती ॥ ३ ॥ तिष्ठतेभगवान्यत्रचक्रतीर्थावलोककः ॥ भवाब्धौपतितांस्तातउद्धरास्मान्भवार्णवात् ॥ ४ ॥ कृष्णापूजाविधानंचकथयस्वमहामते ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ गत्वाचगोमतीतीरेप्रणमेद्दंडवच्चतां ॥ प्रक्षाल्यपाणिपादंतुकृत्वातुकरयोःकुशान् ॥ ५ ॥ गृहीत्वाचफलंशुभ्रमक्षतैश्वसमन्वितं ॥ प्राङ्मुखःसंयतोभूत्वादद्यादर्घविधानतः ॥ ॥ ६ ॥ ब्रह्मलोकात्समायातेवशिष्ठतनयेशुभे ॥ सर्वपापविशुद्ध्यर्थंददाम्यर्घंचगोमति ॥ ७ ॥ वशिष्ठदुहितर्देविशक्तिजेष्ठेयशस्विनि ॥ त्रैलोक्यवंदितेदेविपापंमेहरगोमति ॥ ८ ॥ इत्युच्चार्यद्विजश्रेष्ठामृ

### અધ્યાય ૬ ઠો.

ઋષિઓ પુછે છે—હે ભાગ્યશાલી! હે દૈત્યોમાં ઉત્તમ પ્રલ્હાદજી! બહુ સારૂં થયું કે આપે કલિયુગમાં અમને શ્રીકૃષ્ણ દેખાડયા. ॥ ૧ ॥ તમારા મુખરૂપી ક્ષીર સમુદ્રમાંથી નીકળેલા આ કથારૂપી અમૃતનું પાન કરતાં અમોને તૃપ્તિ થતી નથી. ॥ ૨ ॥ હે મહાબાહુ! અત્યંત વિસ્તારથી તીર્થયાત્રાનું નિરૂપણ કરો. જ્યાં ગોમતી વેહે છે તે સ્થલમાં અમારે જવું છે. ॥ ૩ ॥ જે સ્થલમાં ચક્રતીર્થને જોનારા ભગવાન વસે છે ત્યાં અમો જઈશું. હે પ્રલ્હાદજી! અમો કે જેઓ સંસારરૂપી સમુદ્રમાં પડયા છીએ તેઓનો એ સમુદ્રમાંથી ઉદ્ધાર કરો. ॥ ૪ ॥ હે મોટી બુદ્ધિવાળા! શ્રીકૃષ્ણની પૂજા કરવાનો વિધિ પણ અમને કહો.

પ્રલ્હાદજી કેહે છે—ગોમતીને કાંઠે તેમને દંડવત પ્રણામ કરવો. પછી હાથ પગ ધોઈ હાથમાં દર્ભ રાખી ॥ ૫ ॥ અક્ષત સહિત સુંદર ફળ લઈ ઉગમણી કોર મોહોડું રાખી સાવધાન થઈને વિધિથી અર્ઘ દેવો. ॥ ૬ ॥ "હે બ્રહ્મલોકથી આવેલાં, હે વસિષ્ઠની પુત્રી! હે કલ્યાણ કરનારાં! હે ગોમતી! સઘળાં પાપોથી શુદ્ધ થવાને વાસ્તે અર્ઘ આપું છું. ॥ ૭ ॥ હે વસિષ્ઠની પુત્રી! હે દેવી! હે શક્તિથી મોટેરાં!' હે કીર્ત્તિવાળાં! હે ત્રૈલોકયે નમેલાં! હે ગોમતી દેવી! મારાં પાપોને મટાડજો." ॥ ૮ ॥ હે બ્રાહ્મણો! એ પ્રમાણે મંત્ર બોલી હાથમાં માટી લઈ મનમાં વિષ્ણુનું સ્મર-

दमादायपाणिना ॥ विष्णुंसंस्मृत्यमनसामंत्रमेनमुदीरयेत् ॥ ९ ॥ अश्वक्रांतेरथक्रांतेविष्णुक्रांतेवसुंधरे ॥ उद्धृतासिवराहेणकृष्णेनशतबाहुना ॥ १० ॥ मृत्तिकेहरमेपापंयन्मयापूर्वसंचितं ॥ त्वयाहृतेनपापेनपूतःसंवत्सरंभवेत् ॥ ११ ॥ इत्येवंमृदमालभ्यस्नानंकुर्याद्यथाविधि ॥ आपोअस्मानितिस्नात्वाशृणुध्वंयत्फलंभवेत् ॥ १२ ॥ कुरुक्षेत्रेतुयत्पुण्यंराहुग्रस्तेदिवाकरे ॥ स्नानमात्रेणतल्लोकंगोमत्यांकृष्णसंनिधौ ॥ १३ ॥ सिंहस्थेचगुरौविप्रागोदावर्यांचयत्फलं ॥ स्नानमात्रेणतल्लोकंगोमत्यांकृष्णसंनिधौ ॥ १४ ॥ भक्त्यास्नात्वाचपरयाकुर्यात्कर्मयथोदितं ॥ देवान्पितॄन्मनुष्यांश्चतर्पयेद्भावसंयुतः ॥ १५ ॥ येचरौरवसंस्थाहियेचकीटत्वमागताः ॥ गोमतीनीरदानेनमुक्तियांतिनसंशयः ॥ १६ ॥ विनाप्यक्षतदर्भैश्चाविनावासनयातथा ॥ वारिमात्रेणगोमत्यांगयाश्राद्धफलंलभेत् ॥ १७ ॥ ततश्चविप्रानाहूयवेदज्ञांस्तीर्थसंश्रितान् ॥ विश्वेदेवादिसंपूज्यपितॄणां

ણુ કરીને નીચે પ્રમાણે મંત્ર બોલવો. ॥ ૯ ॥ "હે ઘોડા, રથ તથા હાથીઓ જેના પર ફરે છે એવાં ! હે વિષ્ણુએ ચરણથી દબાવેલાં ! હે પૃથ્વી ! હજારો હાથવાળા શ્રીકૃષ્ણ વરાહનું રૂપ ધરીને તમને કાહાડેલાં છે. ॥ ૧૦ ॥ હે માટી ! જે કોઈ પાપ મે પ્રથમ કરેલાં હોય તેઓનું હરણ કરજો. તમે પાપોને હરશો એટલે એક વર્ષ સુધી હું પવિત્ર રહીશ." ॥ ૧૧ ॥ એ પ્રમાણે બોલી માટી ચોપડી आपो अस्मान् એ મંત્રનું ઉચ્ચારણ કરી વિધિ પ્રમાણે સ્નાન કરવું. એમ સ્નાન કરવાથી જે ફળ થાય છે તે સાંભળો. ॥ ૧૨ ॥ કુરૂક્ષેત્રમાં સૂર્ય ગ્રહણ થવાના સમયમાં પુણ્યો કરવાથી જે ફળ થાય છે તે ફળ શ્રીકૃષ્ણના સમીપમાં ગોમતીજીમાં નાહાવા માત્રથી થાય છે. ॥ ૧૩ ॥ હે બ્રાહ્મણો ! બૃહસ્પતિ સિંહરાશિમાં હોય તે સમયે ગોદાવરીમાં નાહાવાથી જે ફળ થાય છે તે ફળ શ્રીકૃષ્ણના સમીપમાં ગોમતીજીમાં નહાવા માત્રથી થાય છે. ॥ ૧૪ ॥ પરમ ભક્તિથી નાહીને પછી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કર્મ કરવાં. ભક્તિ ભાવથી દેવ પિતૃ અને મનુષ્યોનું તર્પણ કરવું. ॥ ૧૫ ॥ જે પિતૃઓ રૌરવ નરકમાં પડયા હોય તથા જેઓ કીડાનો અવતાર પામ્યા હોય તેઓ ગોમતીનું જળ દેવાથી મુક્તિ પામે છે એમાં સંશય નથી. ॥ ૧૬ ॥ અક્ષત, દર્ભ કે ભાવના વિના પણ ગોમતીનું જળ માત્ર દેવાથી ગયાશ્રાદ્ધ કરયાનું ફળ થાય છે. ॥ ૧૭ ॥ હે ઋષિઓ ! પછી તીર્થના આશ્રિત વેદ જાણનારા બ્રાહ્મણોને બોલાવી વિશ્વેદેવા આદિની પૂજા કરીને પિતૃઓનું શ્રાદ્ધ કરવું. ॥ ૧૮ ॥ પરમ શ્રદ્ધા રાખી વિધિપૂર્વક શ્રાદ્ધ કરયા પછી દક્ષિણા, સોનું તથા

श्राद्धमाचरेत् ॥ १८ ॥ श्रद्धयापरयायुक्तःश्राद्धंकुर्याद्विधानतः ॥ दक्षिणांचततोदद्यात्सुवर्णरजतंतथा ॥ १९ ॥ सुवर्णशृंगसहितां रजतक्षुरभूषितां ॥ रत्नपुच्छांवस्त्रयुतांताम्रपृष्ठांसवत्सकां ॥ २० ॥ पुनर्विप्रंसमभ्यर्च्यवस्त्रालंकारभूषणैः॥ सप्तधान्ययुतांदद्याद्विष्णुर्मेप्रीयतामिति ॥ २१॥ आसीमांतेविसृज्यैतान्ब्राह्मणान्नियतःशुचिः ॥ दीनांधकृपणानांचदानंदेयंस्वशक्तितः॥२२॥गोमतीगोमयस्नानंगोदानंगोपिचंदनं॥ दर्शनंगोपिनाथस्यगकाराःपंचदुर्लभाः॥२३॥तस्मान्नरेणकर्तव्यंगोदानंगोमतीतटे ॥ एवंकृतेद्विजश्रेष्ठाःकृतकृत्योभवेन्नरः ॥ २४ ॥ येगतानरकेघोरेप्रेतत्वंयेगतास्तथा॥ पूर्वकर्मविपाकेनस्थावरत्वंगताश्चये ॥ २५ पितृपक्षेचयेकेचिन्मातुश्चापिकुलोद्भवाः ॥ तेसर्वेतृप्तिमायांतिगोमतीदर्शनात्कलौ ॥ २६ ॥ यःकरोत्युदितंश्राद्धं गोमत्यांद्विजसत्तमाः ॥ हयमेधसहस्रस्यफलंप्राप्नोत्यसंशयं ॥२७॥ गंगास्नानेनयत्पुण्यंप्रयागेपरिकीर्तितं ॥ तत्पुण्यंसमवाप्नोतिगोमत्यां श्राद्धकृन्नरः ॥२८ ॥ विष्णुलोकंहिगच्छंतिपितरस्त्रिकुलोद्भवाः ॥

રૂપું દેવું. ॥ ૧૯॥ સોનાની શીંગડીઓવાળી, રૂપાની ખરીઓવાળી, રત્નના પુંછડાવાળી, પીઠ ઉપર જેને ઝુલ નાખી હોય એવી, ત્રાંબાના વાંસાવાળી અને વાછડાંવાળી ॥ ૨૦ ॥ ગાય તૈયાર કરી વસ્ત્ર, અલંકાર અને વસ્ત્રથી ફરીવાર બ્રાહ્મણની પૂજા, કરી 'મને વિષ્ણુ પ્રસન્ન થજો' એમ બોલી સાત ધાન્યો સહિત તે ગાયનું દાન કરવું. ॥ ૨૧॥ સાવધાનપણું તથા પવિત્રપણું રાખી સીમાડાસુધી એ બ્રાહ્મણોને વળાવી આવીને પછી પોતાની શક્તિ પ્રમાણે રાંક, આંધળાં અને કૃપણ વગેરેને પણ દેવું. ॥ ૨૨ ॥ ગોમતી, ગોમયથી સ્નાન (છાણથી નાહાવું) ગાયનું દાન, ગોપીચંદન અને ગોપીઓના નાથનું દર્શન એ પાંચ ગકાર દુર્લભ છે. ॥૨૩॥એટલા માટે ગોમતીને કાંઠે માણસે ગાયનું દાન કરવું જોઈએ. હે ઋષિઓ ! એમ કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે ॥ ૨૪ ॥ જે પિતૃઓ પૂર્વ કર્મોને લીધે ભયંકર નરકમાં પડ્યા હોય, પ્રેતપણું પામ્યા હોય, સ્થાવરપણું પામ્યા હોય ॥ ૨૫ ॥ પિતાના કુલમાં તથા માતાના કુલમાં જેઓ અવગતીઆ થયા હોય તેઓ સઘળા કલિયુગમાં ગોમતીનું દર્શન કરવાથી તૃપ્તિ પામે છે. ॥ ૨૬ ॥ હે ઋષિઓ ! જે માણસ ગોમતીમાં વિધિ પ્રમાણે શ્રાદ્ધ કરે તેને હજાર અશ્વમેધ કર્યાનું ફળ મળે એમાં સંશય નથી. ॥ ૨૭ ॥ પ્રયાગમાં ગંગાજીમાં નાહાવાથી જે પુણ્ય થયાનું કહ્યું છે તે પુણ્ય ગોમતીમાં શ્રાદ્ધ કરવાથી પ્રાપ્ત થાય છે. ॥ ૨૮ ॥ શ્રાદ્ધ કરનારના ત્રણ કુલના પિતૃઓ વિષ્ણુ લો-

अनेकजन्मसाहस्त्रंपापंयातिनसंशयः ॥ २९ ॥ वाचाचयत्कृतं पापंकर्मणामनसातथा ॥ तत्सर्वंविलयंयातिगोमतीदर्शनेनहि॥३०॥ योनरःकार्तिकस्नानंगोमत्यांकुरुतेद्विजाः ॥ प्रसन्नोभगवांस्तस्यल क्ष्म्यासहनसंशयः ॥ ३१ ॥ प्रत्यहंहुतभोक्तारंतर्पयेत्सुसमाहितः ॥ प्रत्यहंसद्धनंदेयंभोजनंचद्विजातये ॥ ३२ ॥ पूजयेत्कृष्णदेवंचप्र त्यहंभक्तितत्परः ॥ संपूर्णेकार्तिकेमासेसंप्राप्तेबोधवासरे ॥ ३३ ॥ पंचामृतेनदेवेशंस्नापयेत्तीर्थवारिणा ॥ श्रीखंडकुंकुमोन्मिश्रंमृगना भिसमुद्भवं ॥ ३४ ॥ विलेपयेच्चदेवेशंभक्त्यादामोदरंहरिं ॥ कुसुमै र्वारिसंभूतैस्तुलस्याकणवीरकैः ॥ ३५ ॥ तद्देशसंभवैश्चान्यैःपूजये द्गरुडध्वजं ॥ नैवेद्यंरुचिरंदद्याद्विष्णुर्मेप्रीयतामिति ॥ ३६ ॥ गी तवाद्यादिनृत्येनतथापुस्तकवाचनैः ॥ रात्रौजागरणंकार्यंस्तोत्रै र्नानाविधैरपि ॥ ३७ ॥ आहूयब्राह्मणान्भक्त्याभोजयेच्चस्वशक्ति तः ॥ ततोरथस्थितंदेवंपूजयेद्गरुडध्वजं ॥३८॥ कार्तिकांतेचाविशे द्रागोमत्युदधिसंगमे॥स्नात्वापितॄंश्चसंतर्प्यपूजयेच्चजनार्दनं॥ ३९॥

કમાં જાય છે અને હજારો તથા લાખો જન્મનું પાપ મટી જાય છે એમાં સંશય નથી. ॥ २९ ॥ વાણીથી, કર્મથી અને મનથી જે જે પાપ કરવામાં આવ્યાં હોય તે સઘળાં ગોમતીજીનાં દર્શનથી નાશ પામે છે. ॥ ૩૦ ॥ હે ઋષિઓ ! જે માણસ ગોમતીજીમાં કાર્તિક સ્નાન કરે તેને લક્ષ્મીજી સહિત ભગવાન પ્રસન્ન થાય છે એમાં સંશય નથી. ॥ ૩૧ ॥ સાવધાનપણાથી નિત્ય અગ્નિમાં હોમ કરવો, નિત્ય બ્રાહ્મણને ઉત્તમ ધન તથા ભોજન દેવાં ॥ ૩૨ ॥ અને નિત્ય ભક્તિમાં તત્પર રહીને દ્વારકાનાથની પૂજા કરવી. કાર્તિક માસ સંપૂર્ણ થવાના સમયમાં પ્રબોધિની એકાદશીને દિવસે ॥ ૩૩ ॥ પંચામૃતથી તથા તીર્થના જળથી ભગવાનને નવરાવવા. ચંદન અને કેસર કસ્તૂરીથી ॥ ૩૪ ॥ ભક્તિ પૂર્વક ભગવાનને લેપન કરવું. જળમાં ઉત્પન્ન થએલાં પુષ્પોથી, તુલસી પત્રોથી, કણવીરનાં પુષ્પોથી ॥ ૩૫ ॥ અને તે દેશમાં ઉત્પન્ન થતાં બીજાં પણ પુષ્પોથી ભગવાનની પૂજા કરવી. 'વિષ્ણુ મને પ્રસન્ન થજો.' એમ બોલીને સુંદર નૈવેદ્ય ધરવું. ॥ ૩૬ ॥ ગાયન, વાજિંત્રના નાદ આદિ, પુસ્તકોના વાચન તથા અનેક પ્રકારનાં સ્તોત્રોના પાઠોથી રાતે જાગરણ કરવું. ॥ ૩૭ ॥ બ્રાહ્મણોને બોલાવી ભક્તિથી પોતાની શક્તિ પ્રમાણે જમાડવા. પછી રથમાં બીરાજેલા ભગવાનની પૂજા કરવી. ॥ ૩૮ ॥ કાર્તિક માસમાં અને ગોમતી તથા સમુદ્રના સંગમમાં પૂજા કરવી. નાહી પિતૃઓનું તર્પણ કરી પૂજા કરી ॥ ૩૯ ॥ ઉત્તમ

सुवस्त्रैर्भूषणैश्चापिसमभ्यर्च्यरमापतिं ॥ अनुज्ञयातुविप्राणांव्रतं संपूर्णतांव्रजेत् ॥ ४० ॥ एवंयेस्नांतिविप्रेंद्राःकार्तिकेकृष्ण संनिधौ ॥ सर्वपापविनिर्मुक्ताविष्णुलोकंव्रजंतिते ॥ ४१ ॥ माघस्नानंनरोभक्त्यागोमत्यांकुरुतेतुयः ॥ तिलान्हिरण्यंरजतंदेयं ब्राह्मणसत्तमाः ॥ ४२ ॥ मोदकागुडसंमिश्राःप्रत्यंहदक्षिणान्विताः ॥ तिलैराज्ययुतैर्होमैःकर्तव्यंप्रत्यहंनरैः ॥ ४३ ॥ होमार्थंसेवयेद्वन्हिंनशीतार्थंकदाचन ॥ गोमत्यांस्नातियोभक्त्यामाघंमाधववल्लभं ॥ ४४ ॥ समाप्तौरक्तवस्त्राणिकंचुकोष्णीषमेवच ॥ दद्यादुपानहौचैवकुंकुमंचविशेषतः ॥ ४५ ॥ कंबलंतैलपक्वंचविष्णुर्मेप्रीयतामिति ॥ स्वामिकार्येमृतानांचसंग्रामेरिपुसंकुले ॥ ४६ ॥ गवार्थेब्राह्मणार्थेचमृतानांयागतिःस्मृता ॥ माघस्नानेनसाप्रोक्तागोमत्यांनात्रसंशयः ॥ ४७ ॥ सर्वदानफलंतस्यसर्वतीर्थफलंतथा ॥ माघस्नायीनरोयातिविष्णुलोकंसनातनं ॥ ४८ ॥ सर्वान्कामान

વસ્ત્ર તથા આભૂષણો ભગવાનને અર્પણ કરવાં. બ્રાહ્મણોના વચનથી એ વ્રત પરિપૂર્ણ થાય છે. ॥ ૪૦ ॥ હે ઋષિઓ ! એ પ્રમાણે જેઓ ભગવાનના સમીપમાં કાર્તિક મહીનો નાહાય તેઓ સઘળાં પાપોથી મુક્ત થઈને વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૪૧ ॥ ગોમતીજીમાં ભક્તિપૂર્વક માઘ મહીનો પણ એ પ્રમાણેજ નાહાવો અને તલ, સોનું, રૂપું તથા ॥ ૪૨ ॥ ગોળના લાડુઓનું દાન નિત્ય દક્ષિણા સહિત દેવું. ઘીમાં ભીંજાવેલા તલથી નિત્ય હોમ કરવો. ॥ ૪૩ ॥ હોમને વાસ્તે અગ્નિનું સેવન કરવું પણ ટાઢ મટાડવાને વાસ્તે કદી કરવું નહી. જે માણસ ભગવાનને પ્યારા માઘ મહીનામાં એ પ્રમાણે ભક્તિથી નાહાય તેનું કલ્યાણ થાય છે. ॥ ૪૪ ॥ માઘ મહીનો પુરો થાય ત્યારે રાતાં વસ્ત્ર, કુસડી, પાઘડીઓ, પગરખા અને વિશેષે કરી કેસરનું દાન કરવું. ॥ ૪૫ ॥ ધાબળા તથા તેલમાં પકાવેલાં અન્નોનું પણ દાન કરવું. એ સઘળાં દાનો 'વિષ્ણુ મને પ્રસન્ન હોજો' એમ બોલીને કરવાં. શત્રુઓથી ઘેરાએલી રણભૂમિમાં પોતાના ધણીના કામને વાસ્તે મરણ પામેલાઓને ॥ ૪૬ ॥ ગાયને વાસ્તે મરણ પામેલાઓને તથા બ્રાહ્મણને વાસ્તે મરણ પામેલાઓને જે ગતિ થવાનું શાસ્ત્રમાં કહ્યું છે તે ગતિ ગોમતીજીમાં માઘવટો નાહાવાથી પ્રાપ્ત થાય છે એમાં સંશયનથી. ॥ ૪૭ ॥ એ માણસને સઘળાં દાનો કરવાનું તથા સઘળાં તીર્થો કરવાનું પણ ફળ થાય છે. માઘવટો નાહાનાર માણસ અવિનાશી વૈકુંઠલોકમાં જાય છે. ॥ ૪૮ ॥ માઘ મહીનામાં ભગવાનની પૂજા કરવાથી સઘળા મનોરથ પૂર્ણ થાય છે. ગોમતી

वाप्नोतिसमभ्यर्च्यजनार्दनं ॥ माघंसमापयेन्माघ्यांगोमत्युदधिसंग
मे ॥ ४९ ॥ ब्राह्मणानुज्ञयाविप्राःसर्वसंपूर्णतांव्रजेत् ॥ पापिनोपि
द्विजश्रेष्ठायेस्नातागोमतीजले ॥ ५० ॥ यज्विनांचगतिंयांतिप्रसादा
च्चक्रपाणिनः ॥ ब्रह्मरुद्रपदादूर्ध्वंयत्पदंचक्रपाणिनः ॥ ५१ ॥ स्ना
नमात्रेणतत्प्रोक्तंगोमत्यांकृष्णसंनिधौ ॥ मित्रद्रोहेपियत्पापंयत्पापं
ब्रह्मघातिनः ॥ ५२ ॥ तत्पापंसमवाप्नोतियात्राविघ्नंकरोतियः ॥
सुरापानेचयत्पापंयत्पापंगुरुघातिनः ॥ ५३ ॥ ब्रह्मस्वहारिणःपापं
तथादेवस्वहारिणः॥स्नानमात्रेणशुध्यंतिगोमत्यांनात्रसंशयः ॥५४॥
भीताभयप्रदानेनयत्पुण्यंलभतेनरः ॥ तत्प्राप्नोतिनसंदेहोगोमतीनीर
संगमात्॥५५॥लभतेपुत्रकामस्तुपुत्रानिष्टान्नसंशयः॥धनकामस्तुवि
पुलंलभतेधनमूर्जितं ॥५६॥ प्राप्नुयादीप्सितान्कामान्गोमतीनीरसं
गमात्॥कृतकृत्योभवद्विप्राऋणान्मुच्येतपैतृकात् ॥५७॥वाचाकृतंम
नःकृतंकर्मणायदुपार्जितं॥तत्सर्वंनश्यतेपापंगोमतीनीरसंगमात् ५८

અને સમુદ્રના સંગમમાં માઘ મહિનાની પુનમને દિવસે માઘવટો પુરો કરવો. ॥ ૪૯ ॥ હે ઋષિઓ ! બ્રહ્મણોની અનુજ્ઞાથી સઘળું વ્રત પરિપૂર્ણ થાય છે. પાપી લોકો પણ ગોમતીના જળમાં નાહાય તો ॥ ૫૦ ॥ ભગવાનની કૃપાથી યજ્ઞ કરનારાઓની ગતિ પામે છે. બ્રહ્માના લોકથી અને રૂદ્રના લોકથી પણ ઉપર ભગવાનનો લોક છે તે ॥ ૫૧ ॥ લોકને શ્રીકૃષ્ણના સમીપમાં ગોમતી સ્નાન કરવા માત્રથીજ પ્રાપ્ત થાય છે. મિત્રોનો દ્રોહ કરવામાં તથા બ્રહ્મહત્યા કરવામાં ॥ ૫૨ ॥ જે પાપ છે તે સઘળું પાપ જે માણસ યાત્રામાં વિઘ્ન કરે તેને પ્રાપ્ત થાય છે. સુરાપાન કરવાથી, ગુરૂની હત્યા કરવાથી ॥ ૫૩ ॥ બ્રાહ્મણના ધનનું હરણ કરવાથી તથા દેવના ધનનું હરણ કરવા વગેરેથી જે પાપો લાગ્યાં હોય તેઓ સઘળાં ગોમતીમાં સ્નાન માત્ર કરવાથી નાશ પામે છે એમાં સંશય નથી. ॥ ૫૪ ॥ ભય પામેલા પ્રાણીને અભયદાન દેવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય ગોમતીનું જળ મળવાથી પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. ॥ ૫૫ ॥ પુત્રની ઈચ્છાવાળાને જેવા જોઈએ તેવા પુત્રો અને ધનની ઈચ્છાવાળાને ઘણું અને ભારે શોભાવાળું ધન પણ મળે છે એમાં સંશય નથી. ॥ ૫૬ ॥ હે ઋષિઓ ! ગોમતીનું જળ મળવાથી સઘળા ધારેલા મનોરથ પુરા થાય છે, કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે અને પિતૃઓનું ઋણ પણ છુટી જાય છે ॥ ૫૭ ॥ વાણીથી, મનથી અને કર્મથી જે કાંઈ પાપ કરવામાં આવ્યું હોય તે સઘળું ગોમતીનું જળ મળવાથી નાશ પામે છે. ॥ ૫૮ ॥ માણસ ગોમતીમાં સ્નાન માત્ર કરવાથી પીળાં વસ્ત્ર પે-

पीतांबरधरोभूत्वातथागरुडवाहन: ॥ वनमालीचतुर्बाहुर्दिव्यगंधानुलेपन: ॥ ५९ ॥ यातिविष्णवालयंविप्राअपुनर्भवलक्षणं ॥ गोमतीस्नानमात्रेणमानवोनात्रसंशय: ॥ ६० ॥

॥ इति श्रीस्कंदपुराणे प्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये गोमतीमाहात्म्यंनाम षष्ठोऽध्याय: ॥ ६ ॥

હરી, ગરુડજી ઉપર બેસી, વનમાળાથી સુશોભીત થઈ, ચાર ભુજાવાળો થઈ અને દિવ્ય ચંદનના લેપન વાળો થઈ વિષ્ણુનું પદ કે જ્યાં જવાથી પાછો ભવનો ફેરો રેહેતો નથી તેને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. ॥ ૫૯ ॥ ૬૦ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો 'ગોમતીમાહાત્મ્ય' એવા નામનો ૬ ઠ્ઠો અધ્યાય સંપુર્ણ.

## ॥ सप्तमोऽध्याय: ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठारथांगाख्यंमहोदधिं ॥ चक्रांकायत्रपाषाणादृश्यंतेमुक्तिदायका: ॥ १ ॥ यै:पूजितैर्जगन्नाथ:कृष्ण:सांनिध्यतांव्रजेत् ॥ सदानेत्रैरनिमिषैर्वक्ष्यितेचजनार्दन: ॥ २ ॥ यत्रसाक्षाद्भगवत:सदादृष्ट्याविलोकितं ॥ तत्तीर्थं सर्वपापघ्नंचक्राख्यंपरमंहरे: ॥ ३ ॥ यस्यप्रसिद्धि:परमात्रैलोक्ये सचराचरे ॥ प्रयागादधिकंतत्रमुक्तिदंह्यस्थिपातनं ॥ ४ ॥

### અધ્યાય ૭ મો.

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ ! ત્યાંથી સમુદ્રના 'રથાંગ' નામના સ્થલમાં જવું કે જ્યાં મુક્તિ આપનાર ચક્રના ચિન્હવાળા પાષાણો જોવામાં આવે છે. ॥ ૧ ॥ જે પાષાણોની પૂજા કરવાથી જગતના તથા શ્રીકૃષ્ણનો લોક પ્રાપ્ત થાય છે અને દેવરૂપ પ્રાપ્ત થઈને ભગવાનનાં સર્વદા અવિચળ દર્શન મળે છે. ॥ ૨ ॥ એ ભગવાનનું ઉતમ ચક્રતીર્થ કે જેના ઉપર સર્વદા ભગવાનની દ્દષ્ટિ પડે છે તે સઘળાં પાપોનો નાશ કરનાર છે. ॥ ૩ ॥ એ તીર્થ સચરાચર ત્રૈલોક્યમાં અત્યંત પ્રસિદ્ધ છે અને ત્યાં જેનાં અસ્થિ નાખવામાં આવે તેને પ્રયાગ કરતાં પણ અધિક મુક્તિ મળે છે. ॥ ૪ ॥ એ તીર્થમાં પડવાથી છ મહીનાની અંદર ચક્રના ચિન્હવાળાં થએલાં લોકોના

सुरैरपिप्रपूज्यंतेयत्रांगानिमनीषिणां ॥ अंकितानिहिचक्रेणषण्मा
सान्नात्रसंशयः ॥ ५ ॥ यद्दृष्ट्वामुच्यतेपापात्प्रसंगेनापिमानवः ॥
तत्तीर्थंसर्वतीर्थानांप्रवरंपावनंतथा ॥ ६ ॥ तत्रगत्वाद्विजश्रेष्ठाःप्रक्षा
ल्यचरणौमृदा ॥ करौचाचम्यचपुनःप्रणमेद्दंडवत्ततः ॥ ७ ॥ प्रणि
पत्यगृहीत्वार्घंपंचरत्नसमन्वितं ॥ सपुष्पाक्षतगंधंचसफलस्वर्णचं
दनं ॥ ८ ॥ सावधानमनाभूत्वामंत्रमेनमुदीरयेत् ॥ प्रत्युङ्मुखःसु
नियतःसंमुखोवामहोदधेः ॥ ९ ॥ ॐनमोविष्णुरूपायविष्णुचक्रा
भिधाभृते ॥ गृहाणार्घंमयादत्तंसर्वकामप्रदोभव ॥ १० ॥ अग्नि
श्चतेजश्चतवास्तिदेहेततोसिविष्णोरमृतस्यनाभिः ॥ एतद्ब्रुवन्प्रांज
लिःसत्यवाक्यंततोवगाहेतपतिंनदीनां ॥ ११ ॥ मृदमालभ्यचजलं
विप्राविप्रकराच्च्युतं ॥ संधारयित्वाशिरसागोत्रप्रवरपूर्वकं ॥ १२ ॥
तर्पयेत्पितृदेवांश्चमनुष्यांश्चयथाक्रमं ॥ तर्पयित्वाहविर्द्रव्यंप्रोक्ष
येच्चस्वभक्तितः ॥ १३ ॥ अश्वमेधसहस्रेणसम्यगिष्टेनयत्फलं ॥
स्नानमात्रेणतत्प्रोक्तंचक्रतीर्थेनसंशयः ॥ १४ ॥

અંગોની દેવતાઓ પણ પૂજા કરે છે એમાં સંશય નથી. ॥ ૫ ॥ કોઈ પ્રસંગને લીધે પણ એ તીર્થનું દર્શન થાય તો માણસ પાપોથી મુક્ત થાય છે એટલા માટે એ તીર્થ સઘળાં તીર્થોમાં શ્રેષ્ઠ છે અને અધિક પવિત્ર છે. ॥ ૬ ॥ હે ઋષિઓ ! ત્યાં જઈ માટીવતે પગ તથા હાથ ધોઈ આચમન લઈને ફરીવાર દંડવત્ પ્રણામ કરવા. ॥ ૭ ॥ પ્રણામ કર્યા પછી પંચરત્ન, પુષ્પ, અક્ષત, ચંદન, ફળ, સુવર્ણ તથા કેસર સહિત અર્ઘ હાથમાં લઈ ॥ ૮ ॥ મન સાવધાન રાખી ઉગમણી કોર મુખ રાખી અથવા સમુદ્રને સન્મુખ બેસી જિતેંદ્રિયપણું ધરીને નીચે પ્રમાણે મંત્ર બોલવો. ॥ ૯ ॥ "તમે કે જે વિષ્ણુનું રૂપ છો અને વિષ્ણુચક્ર એવા નામને ધરનારા છો તેમને પ્રણામ કરૂંછું. આ મારા આપેલા અર્ઘને સ્વીકારો અને સઘળા મનોરથોને પૂર્ણ કરો. ॥ ૧૦ ॥ તમારા દેહમાં અગ્નિ અને તેજ રહેલાં છે અને એ કારણેથીજ તમે મોક્ષરૂપ વિષ્ણુની નાભિરૂપ છો." એ પ્રમાણે સત્ય વચન બોલી હાથ જોડી પછી સમુદ્રમાં સ્નાન કરવું. ॥ ૧૧ ॥ હે ઋષિઓ ! શરીરે માટી ચોપડી પછી બ્રાહ્મણે હાથથી આપેલા જળને માથે ચડાવી ગોત્ર તથા પ્રવરનો ઉચ્ચાર કરીને. ॥ ૧૨ ॥ અનુક્રમ પ્રમાણે દેવ, પિતૃ અને મનુષ્યોનું તર્પણ કરવું. તર્પણ કરયા પછી ભક્તિપૂર્વક શ્રાદ્ધના પદાર્થોનું પ્રોક્ષણ કરવું. ॥ ૧૩ ॥ સારી રીતે હજાર અશ્વમેધ કરવાથી જે ફળ મળે છે તે ફળ ચક્ર-

प्रयागेयत्फलंप्रोक्तंमाघ्यांमाधवपूजनं ॥ स्नानमात्रेणतत्प्रोक्तंचक्र तीर्थेद्विजोत्तमाः ॥ १५ ॥ कारयेच्चततःश्राद्धंपितॄणांश्रद्धयान्वितः॥ विश्वेदेवान्सुवर्णेनरजतेनपितॄन्यजेत् ॥ १६ ॥ ब्राह्मणान्भोज नेनैववस्त्रालंकारभूषणैः ॥ दीनांधकृपणेभ्यश्चदानंदेयंस्वशक्तितः ॥ ॥ १७ ॥ चक्रतीर्थेतीर्थवरेविशेषेणद्विजर्षभाः ॥ रथदानंप्रकुर्वीत प्रीणनार्थेजगत्पतेः ॥ १८ ॥ गंत्रीमनड्वाहयुतांसर्वास्तरविभूषितां॥ सोपस्करांचविप्रायविष्णुर्मेप्रीयतामिति ॥ १९ ॥ सुविनीतंशीलवं तंतयासोपस्करंहयं ॥ भूषयित्वाचविप्रायदद्याद्दक्षिणयासह॥२०॥ एवंकृतेद्विजश्रेष्ठाःकृतकृत्योभवेन्नरः ॥ मुक्तिप्रयांतितस्यैवपितरस्त्रि कुलोद्भवाः॥ २१ ॥ प्रेतयोनिगतायेचयेचकीटत्वमागताः॥ पच्यं तेनरकेयेचमहारौरवसंज्ञके ॥ २२ ॥ तेसर्वेमुक्तिमायांतिचक्रतीर्थे प्रभावतः ॥ श्राद्धेकृतेद्विजश्रेष्ठागयाश्राद्धफलंलभेत् ॥ २३ ॥ यागति र्मातृभक्तानांयज्विनांयागतिर्भवेत् ॥ चक्रतीर्थेद्विजश्रेष्ठाःस्नात्वा तांलभतेनरः ॥ २४ ॥ श्राद्धंप्रशस्तंविप्रेंद्राःसंप्राप्तेचेंदुसंक्षये ॥

તીર્થમાં સ્નાન માત્ર કરવાથી મળે છે એમાં સંશય નથી. ॥ ૧૪ ॥ પ્રયાગમાં માઘ મહીનાની પુનમને દિવસે વેણીમાધવનું પૂજન કરવાથી જે ફળ મળે છે તે ફળ ચક્ર-તીર્થમાં નાહાવા માત્રથી મળે છે. ॥ ૧૫ ॥ પછી શ્રદ્ધા રાખીને પિતૃઓનું શ્રાદ્ધ કરવું. વિશ્વદેવાને સુવર્ણથી પિતૃઓને રૂપાથી ॥ ૧૬ ॥ અને બ્રાહ્મણોને ભોજન, વસ્ત્ર, અલંકાર તથા આભરણોથી પૂજવા. દીન, અંધ તથા કૃપણ લોકોને પણ પોતા-ની શક્તિ પ્રમાણે દાન દેવું. ॥ ૧૭ ॥ હે ઋષિઓ ! ભગવાનને પ્રસન્ન કરવા વાસ્તે સર્વ તીર્થોમાં ઉતમ ચક્રતીર્થમાં વિશેષે કરી રથનું દાન કરવું. ॥ ૧૮ ॥ 'વિષ્ણુ મને પ્રસન્ન હોજો' એમ બોલી બળદવાળી, સઘળાં પ્રકારનાં બીછાનાઓથી શણ-ગારેલી અને સઘળા ઉપસ્કરો વાળી ગાડી બ્રાહ્મણને દેવી. ॥ ૧૯ ॥ સારીરીતે કેળ-વેલો, ગરીબ અને સઘળા ઉપસ્કરો વાળો ઘોડો શણગારીને બ્રાહ્મણને દેવો અને તે ઉપર દક્ષિણા પણ દેવી. ॥ ૨૦ ॥ હે ઋષિઓ ! એમ કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે અને તેના ત્રણ પેહેડીના પિતૃઓ મુક્તિ પામે છે. ॥ ૨૧ ॥ જેઓ પ્રેતયોનીને પામ્યા હોય, જેઓ કીડાપણું પામ્યા હોય અને જેઓ રૈરવ નામના નરકમાં પીડાતા હોય ॥ ૨૨ ॥ તે સઘળા પિતૃઓ ચક્રતીર્થના પ્રભાવથી મુક્તિ પામે છે. હે ઋષિઓ ! ચક્રતીર્થમાં શ્રાદ્ધ કરવાથી ગયાશ્રાદ્ધનું ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૨૩ ॥ મા-તાની અત્યંત સેવા કરવાથી તથા ઘણા ઘણા યજ્ઞો કરવાથી માણસને જે ગતિ મળે છે

सूर्यपर्वविशेषेणकुरुक्षेत्रफलंस्मृतं ॥ २५ ॥ श्राद्धेस्नानेतथादानेपि तृणांतर्पणेकृते ॥ प्रभासस्यसमंप्रोक्तंसोमपर्वण्यसंशयं ॥ २६ ॥ सर्वदापावनंविप्राश्चक्रतीर्थंनसंशयः ॥ यस्तुश्राद्धंप्रकुर्वीतयात्रायामागतोनरः ॥ २७ ॥ चक्रांकिताश्चतत्रस्थाःसंपूज्यामानवैःसदा ॥ यैःपूजितैस्तुविप्रेंद्राविष्णुसांनिध्यतांव्रजेत् ॥ २८ ॥वाचाकृतंमनःकृतंकर्मणासमुपार्जितं॥स्नानमात्रेणतत्सर्वंक्षीयतेनात्रसंशयः।२९।

इति श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये चक्रतीर्थमाहात्म्यं नाम सप्तमोऽध्यायः॥ ७ ॥

તે ગતિ ચક્રતીર્થમાં નાહાવા માત્રથી મળે છે. ॥ ૨૪ ॥ અમાવાસ્યાને દિવસે એ તીર્થમાં શ્રાદ્ધ કરવું ઉત્તમ છે. સૂર્ય ગ્રહણની પર્વણી હોય તો કુરૂક્ષેત્રના જેવું ફળ થાય છે. ॥ ૨૫ ॥ ચંદ્રગ્રહણને દિવસે એ તીર્થમાં શ્રાદ્ધ, સ્નાન, દાન અને પિતૃઓનું તર્પણ કરવામાં આવે તો પ્રભાસના જેવું ફળ થાય છે એમાં સંશય નથી. ॥ ૨૬ ॥ યાત્રામાં આવેલો જે માણસ ચક્રતીર્થમાં શ્રાદ્ધ કરે તેને તે તીર્થ સર્વદા પવિત્ર કરે છે એમાં સંશય નથી. ॥ ૨૭ ॥ મનુષ્યોએ ત્યાં રહેલા ચક્રાંકિતોનું સર્વદા પૂજન કરવું કે જે કરવાથી વિષ્ણુની પાસે રેહેવાય છે. ॥ ૨૮ ॥ વાણીથી, મનથી કે ક્રિયાથી કરવામાં આવેલાં સઘળાં પાપો ચક્રતીર્થમાં નાહાવા માત્રથી મટે છે એમાં સંશય નથી. ॥ ૨૯ ॥

ઇતિશ્રી પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકા માહાત્મ્યનો 'ચક્રતીર્થ માહાત્મ્ય' એવા નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ अष्टमोऽध्यायः ॥

श्रीप्रल्हादउवाच ॥मागच्छध्वंसुरनदींकालिंदींमासरस्वतीं ॥ यातयत्रद्विजश्रेष्ठागोमत्युदधिसंगमः॥ १ ॥ प्राप्यंतेहेलयायत्रसर्वे कामानसंशयः ॥ गोमतीजलकल्लोलैःक्रीडतेयत्रसागरः ॥ २ ॥

### અધ્યાય ૮ મો.

પ્રલ્હાદજી કહે છે—ગંગામાં, યમુનામાં કે સરસ્વતીમાં નહી જાઓ પણ હે બ્રાહ્મણો! ગોમતી અને સમુદ્રનો જ્યાં સમાગમ છે ત્યાં જાઓ. ॥ ૧ ॥ જે સ્થલમાં સમુદ્ર ગોમતીના જળના કલ્લોલોથી ક્રીડા કરે છે તે સ્થલમાં સર્વે મનોરથો અનાયાસથી પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. ॥ ૨ ॥ એ સ્થલમાં સમુદ્રની સાથે મ-

पापघ्नंगोमतीनीरंप्राप्यतेयत्रतत्रच ॥ सागरेणचसंमिश्रंमहापातक
नाशनं ॥ ३ ॥ गोमतीसंगतायत्रसागरेणद्विजोत्तमाः ॥ मुक्तिद्वारं
चतत्प्रोक्तंकलिकालेनसंशयः ॥ ४ ॥ यत्पुण्यंसंगमेनृणांगंगायाः
सागरस्यच ॥ संगमेनतदाप्नोतिगोमत्याःसागरस्यच ॥ ५ ॥ यत्पु
ण्यंलभतेस्नात्वासिंधुसागरसंगमे ॥गोमत्युदधिसंयोगेतत्फलंलभतेन
रः ॥ ६ ॥ वाचापिमनसाचैवकर्मणायदुपार्जितं ॥ पापंप्रणश्यतेस
र्वंगोमत्युदधिसंगमे ॥ ७ ॥ नमस्कृत्यचतोयेशंगोमतींचसरिद्वरां ॥
अर्घंदद्याद्विधानेनकृत्वाचकरयोःकुशान् ॥ ८ ॥ मंत्रेणानेनविप्रेंद्रा
दद्यादर्घंविधानतः ॥ ब्राह्मणैःसहसंगत्यसदातत्तीर्थवासिभिः॥ ९ ॥
भक्त्याचार्घंप्रदास्यामिदेवायपरमात्मने ॥ त्राहिमांनरकाद्घोरान्न
मस्तेस्त्वंबुरूपिणे ॥ १० ॥ तीर्थराजनमस्तेस्तुरत्नाकरमहार्णव ॥
गोमत्यासहितोदेवग्रहाणार्घंनमोस्तुते ॥ ११ ॥ दत्वार्घंचशिखां
बध्वासंस्मृत्यजलशायिनं॥ कुर्यात्स्नानंप्राङ्मुखःसन्पुनःप्रत्यङ्मुख
स्तथा ॥ १२ ॥ स्नात्वाचपरयाभक्त्यापितॄन्संतर्पयेत्ततः ॥

ળેલું ગોમતીનું જળ પ્રાપ્ત થાય છે કે જે માહા પાપોનો પણ નાશ કરનાર છે. ॥ ૩ ॥ હે ઋષિઓ ! જે સ્થલમાં ગોમતી સમુદ્રની સાથે મળેલી છે તે સ્થલ કલિયુગમાં મુક્તિનું દ્વાર છે એમાં સંશય નથી ॥ ૪ ॥ ગંગા અને સમુદ્રના સમાગમમાં માણસો-ને જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય ગોમતીના અને સમુદ્રના સમાગમમાં પ્રાપ્ત થાય છે. ॥ ૫ ॥ સિંધુ નદીના અને સમુદ્રના સમાગમમાં નાહાવાથી માણસને જે પુણ્ય મળે છે તે પુણ્ય ગોમતીના અને સમુદ્રના સંગમમાં નાહાવાથી મળે છે. ॥ ૬ ॥ વા-ણીથી, મનથી અને ક્રિયાથી જે કોઈ પાપો કરવામાં આવ્યાં હોય તે સઘળાં પાપો ગોમતીના અને સમુદ્રના સંગમમાં નાશ પામે છે. ॥ ૭ ॥ સમુદ્રને અને નદીઓમાં ઉત્તમ ગોમતીને પ્રણામ કરી હાથમાં દર્ભ રાખીને વિધિ પૂર્વક અર્ઘ દેવો. ॥ ૮ ॥ હે ઋષિઓ ! સર્વદા તે તીર્થમાં રેહેનાર બ્રાહ્મણોની સાથે મળી વિધિ સહિત નીચે કહેલા મંત્રથી અર્ઘ દેવો. ॥ ૯ ॥ "ભક્તિથી હું પરમાત્મા દેવને અર્ઘ આપીશ. ઘોર નરકથી મારી રક્ષા કરજો. તમે કે જે જલ રૂપ છો તેમને પ્રણામ કરૂં છું. ॥ ૧૦ ॥ હે તીર્થોના રાજા ! હે રત્નાકર ! હે મહાસાગર ! તમને પ્રણામ કરૂં છું. હે દેવ ! ગોમતીજી સહિત અર્ઘને સ્વીકારજો. તમને પ્રણામ હોજો." ॥ ૧૧ ॥ એ મંત્રથી અર્ઘ આપી શિખા બાંધી શેષશાયી ભગવાનનું સ્મરણ કરી પ્રથમ ઉગમણી કોર મોહોડું રાખીને નાહવું અને પછી આથમણી કોર મોહોડું રાખીને નાહવું. ૧૨

विश्वदेवादिसंपूज्यपितॄणांश्राद्धमाचरेत् ॥१३॥ यथोक्तांदक्षिणांदद्याविष्णुर्मेप्रीयतामिति ॥ विशेषतःप्रदातव्यंसुवर्णंद्विजसत्तमाः ॥ ॥१४॥ दंपत्योर्वाससीचैवकंचुकोष्णीषमेवच ॥ लक्ष्म्यासहजगन्नाथोविष्णुर्मेप्रीयतामिति ॥ १५ ॥ महादानानिसर्वाणिगोमत्युदधिसंगमे ॥ देयानिवैद्विजश्रेष्ठायदीच्छेछ्रेयआत्मनः ॥ १६ ॥ यस्तुलापुरुषंदद्याद्गोमत्युदधिसंगमे ॥ सप्तद्वीपपतिर्भूत्वाविष्णुलोकेमहीयते ॥ १७ ॥ आत्मानंतोलयेद्यस्तुस्वर्णेनरजतेनवा ॥ वस्त्रैर्वाकुंकुमैर्वापिफलैर्वापितथारसैः ॥ १८ ॥ भुक्त्वाभोगान्सुविपुलांस्तथाकामान्मनोरमान् ॥ संपूज्यमानस्त्रिदशैर्यातिविष्णवालयंनरः ॥ १९ ॥ हिरण्यगर्भदानंतुहस्त्यश्वंयस्तथैवच ॥ गोमतीसंगमेदद्यात्तस्माद्धन्यतरोनहि ॥ २० ॥ भूमिदानंचयोदद्याद्गोमत्याःसागरस्यच ॥ कन्यादानंचयोदद्याद्विद्यादानमथापिवा ॥२१॥ गोमत्याःसंगमेस्नात्वाप्राप्नोब्रह्मपदंनरः ॥ योदद्यात्स्वर्णधेनुंहिघृत

નાહ્યા પછી પરમભક્તિથી પિતૃઓનું તર્પણ કરવું. વિશ્વેદેવા આદિની પૂજા કરીને પિતૃઓનું શ્રાદ્ધ કરવું. ॥ ૧૩ ॥ "મને વિષ્ણુ પ્રસન્ન થજો" એમ બોલીને શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે દક્ષિણા દેવી. હે ઋષિઓ! વિશેષે કરી સુવર્ણ રૂપ દક્ષિણા દેવી જોઈએ. ॥ ૧૪ ॥ "લક્ષ્મીજી સહિત જગતના નાથ વિષ્ણુ મને પ્રસન્ન હોજો" એમ બોલીને સ્ત્રી પુરૂષોને વસ્ત્ર, કુલટી અને પાઘડી દેવાં. ॥ ૧૫ ॥ હે ઋષિઓ! જો પોતાના કલ્યાણની ઈચ્છા હોય તો ગોમતી અને સમુદ્રના સંગમમાં સઘળાં મોટાં દાનો દેવાં. ॥ ૧૬ ॥ જે માણસ ગોમતી અને સમુદ્રના સંગમમાં તુલાપુરૂષનું દાન કરે તે માણસ સાતે દ્વીપોનો અધિપતિ થઈને અંતે વિષ્ણુના લોકમાં આનંદ કરે છે. ॥ ૧૭ ॥ જે માણસ સોનાથી, રૂપાથી, વસ્ત્રોથી, કેસરથી, ફળોથી અથવા રસોથી પોતાની તુલા કરે ॥ ૧૮ ॥ તે માણસ મોટા વૈભવોને તથા સુંદર વિષયોને ભોગવી અંતે દેવતાઓના હાથથી પૂજાતો વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૧૯ ॥ જે માણસ ગોમતીના સંગમમાં સોનાથી ભરેલું કોળું તથા હાથી ઘોડા એઓનું દાન કરે તેથી વધારે કોઈ પણ ભાગ્યશાળી નથી. ॥ ૨૦ ॥ જે માણસ ગોમતીના અને સમુદ્રના સંગમમાં ભૂમિદાન, કન્યાદાન અથવા વિદ્યાદાન કરે તેથી વધારે કોઈ પણ ભાગ્યશાળી નથી. ॥ ૨૧ ॥ ગોમતીના સમાગમમાં જે નાહાય તેને બ્રહ્માના લોકને પ્રાપ્ત થયોજ સમજવો. જે માણસ *સુવર્ણ ધેનુ, ઘીની ધેનુ ॥ ૨૨ ॥ અથવા બ્ર-

* સુવર્ણ ધેનુ વગેરે કેવી રીતે થાય તેનો વિધિ દાનચંદ્રિકામાં લખ્યો છે, તે જોઈ લેવો.

धेनुमथापिवा ॥ २२ ॥ ब्रह्मांडदानमपिवातस्यपुण्यमनंतकं ॥ तथालवणधेनुंचनीरधेनुमथापिवा ॥ २३ ॥ दत्वायातिपरंस्थानंगोमत्युदधिसंगमे ॥ युगादिषुचसर्वेषुगोमत्युदधिसंगमे ॥ २४ ॥ स्नात्वासंतर्प्यचपितॄनक्षयंलोकमाप्नुयात् ॥ २५ ॥ आषाढ्यांच तथामाघ्यांकार्तिक्यांसंगमेनरः ॥ पितॄणांतर्पणंश्राद्धंस्नानंपावकपूजनं ॥ २६ ॥ कुर्याच्चैवतथादानंयदीच्छेदक्षयंपदं ॥ पितॄणां चाक्षयातृप्तिर्गयाश्राद्धेनवैयथा ॥ २७ ॥ श्राद्धपक्षेमहाभागागोमत्युदधिसंगमे ॥ पंचकासुद्विजश्रेष्ठास्तथाचैवाष्टकासुच ॥ २८ ॥ वैधृत्यांचव्यतीपातेछायायांकुंजरस्यच ॥ षष्ठ्यांचकपिलाख्यायां तथाहिद्वादशीषुच ॥ २९ ॥ गोमत्याःसंगमेस्नात्वादद्याद्दानंस्वशक्तितः ॥ निर्मलंलोकमाप्नोतियत्रगत्वानशोचति ॥ ३० ॥ श्राद्धपक्षेत्वमावास्यांगोमत्युदधिसंगमे ॥ हेलयाप्राप्यतेपुण्यंगोमतीचक्रतीर्थयोः ॥ ३१ ॥ तस्मात्सर्वप्रयत्नेनत्वमावास्यांद्विजोत्तमाः ॥

માંડનું દાન આપે તેને અનંત પુણ્ય થાય છે. લૂણની ધેનુ કે તિલની ધેનુ ॥ ૨૩ ॥ એ સ્થલમાં આપે તો પણ પરમ સ્થાનની પ્રાપ્તિ થાય છે. સઘળી યુગાદિ તિથિઓમાં ગોમતી તથા સમુદ્રના સંગમમાં નાહી ॥ ૨૪ ॥ પિતૃઓનું તર્પણ કરે તો અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૫ ॥ જો પરમપદ પામવાની ઈચ્છા હોય તો અસાડની, માઘની તથા કાર્ત્તિકની પુનમને દિવસે ગોમતીના સંગમમાં સ્નાન, પિતૃઓનું તર્પણ, શ્રાદ્ધ, અગ્નિનું પૂજન તથા દાન કરવાં. ગયા શ્રાદ્ધથી જેવી પિતૃઓને તૃપ્તિ થાય છે તેવી એ સ્થલમાં શ્રાદ્ધ કરવાથી થાય છે. ॥ ૨૬ ॥ ૨૭ ॥ હે ઋષિઓ ! ગોમતી અને સમુદ્રના સંગમમાં શ્રાદ્ધ પક્ષમાં, પંચકાશ્રાદ્ધના દિવસોમાં, અષ્ટકા શ્રાદ્ધના દિવસોમાં, ॥ ૨૮ ॥ વૈધૃતમાં, વ્યતીપાતમાં, *ગજચ્છાયામાં, કપિલા છઠને દિવસે તથા દ્વાદશીઓમાં પિતૃઓનું પૂજન અવશ્ય કરવું. ॥ ૨૯ ॥ ગોમતીના સંગમમાં સ્નાન કરી પોતાની શક્તિ પ્રમાણે દાન આપે તો નિર્મલ લોકને પામે છે કે જ્યાં ગયા પછી શોક કરવો પડતો નથી. ॥ ૩૦ ॥ ગોમતી અને સમુદ્રનો સમાગમ કે જ્યાં ગોમતી અને ચક્રતીર્થ છે તે સ્થલમાં શ્રાદ્ધપક્ષની અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરવાથી સઘળાં શ્રાદ્ધોનું પુણ્ય અનાયાસે પ્રાપ્ત થાય છે. ॥ ૩૧ ॥ એટલા માટે હે ઋષિઓ ! શ્રાદ્ધ પક્ષની અમાવાસ્યાને દિવસે ગોમતીના સંગમમાં સર્વ પ્રયત્નથી

* હસ્ત નક્ષત્રના સૂર્ય હોય અને શ્રાદ્ધ પક્ષની તેરસને દિવસે મઘા નક્ષત્ર હોય તો તેરસ ગજચ્છાયા કહેવાય છે.

श्राद्धंवैपितृपक्षांतेकार्यंगोमतिसंगमे ॥ ३२ ॥ यद्यप्यश्रोत्रियंश्राद्धं यद्यप्युपहतंभवेत् ॥ पक्षश्राद्धकृतंपुण्यंदिनेनैकेनलभ्यते ॥ ३३ ॥ श्रद्धाहीनंमंत्रहीनंपात्रहीनमथापिवा ॥ द्रव्यहीनंकालहीनंमनसः स्वास्थ्यवर्जितं ॥ ३४ ॥ श्राद्धपक्षेह्यमावास्यांगोमत्युदधिसंगमे ॥ परिपूर्णंभवेत्सर्वंपितॄणांतृप्तिरक्षया ॥ ३५ ॥ गोमतीकमलाचैव चंद्रभागातथैवच ॥ तिस्रस्ताःसंगतानद्यःप्रविष्टावरुणालयं ॥३६॥ गयायांपिंडदानेनप्रयागेह्यस्थिपातने ॥ तत्पुण्यंसमवाप्नोतिपक्षांते श्राद्धकृन्नरः ॥ ३७ ॥ यदीच्छेत्सर्वतीर्थेषुहेलयाचाभिषेचनं ॥ स्नानंकुर्वीतभक्त्यावैगोमत्युदधिसंगमे ॥ ३८ ॥ पितृपक्षेसमग्रेतुपितृपूजाकृतेनयत् ॥ तेषांभवतिसंपूर्णगोमत्युदधिसंगमे ॥ ३९ ॥ श्राद्धक्षतेतुवैविप्राःपितृपक्षस्यवैद्विजाः॥ तस्मात्सर्वप्रयत्नेनश्राद्धंतत्रैव कारयेत् ॥ ४० ॥ अपुत्राचैवयानारीस्नानंकुर्याद्विधानतः ॥ मृतपुत्रातथाविप्राःकाकवंध्याचयाभवेत् ॥ ४१ ॥

શ્રાદ્ધ કરવું. ॥ ૩૨ ॥ એ શ્રાદ્ધ વિધાન બ્રાહ્મણો વગર કરવામાં આવ્યું હોય અથવા કોઈ દોષથી દૂષિત થઈ ગયું હોય તો પણ એક દિવસથી આખા પખવાડીઆમાં શ્રાદ્ધ કરવાનું પુણ્ય થાય છે. ॥ ૩૩ ॥ શ્રાદ્ધપક્ષની અમાવાસ્યાને દિવસે ગોમતીના અને સમુદ્રના સંગમમાં શ્રદ્ધા વગરનું, મંત્ર વગરનું, પાત્ર વગરનું, દ્રવ્ય વગરનું, કાળ વગરનું અને મનની સ્વસ્થતા વગરનું શ્રાદ્ધ કરવામાં આવે તો પણ પરિપૂર્ણ થાય છે અને પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ગોમતી, કમળા અને ચંદ્રભાગા એ ત્રણ નદીઓ એ સ્થલમાં સમુદ્રમાં મળી છે ॥ ૩૬ ॥ એટલા માટે ગંગાજીમાં પિંડદાન કરવાથી અને પ્રયાગમાં અસ્થિ નાખવાથી જે પુણ્ય મળે છે તે પુણ્ય એ સ્થલમા અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કરવાથી મળે છે. ॥ ૩૭ ॥ સઘળાં તીર્થોમાં સ્નાન કરવાનું પુણ્ય અનાયાસથી મેળવવું હોય તો ગોમતી અને સમુદ્રના સંગમમાં ભક્તિપૂર્વક સ્નાન કરવું. ॥ ૩૮ ॥ આ શ્રાદ્ધ પક્ષમાં પિતૃઓનું પૂજન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ શ્રાદ્ધ પક્ષની અમાવાસ્યાને દિવસે ગોમતી અને સમુદ્રના સંગમમાં શ્રાદ્ધ કરવાથી સંપૂર્ણ રીતે પ્રાપ્ત થાય છે એટલા માટે સર્વ પ્રયત્નથી ત્યાં તે શ્રાદ્ધ કરવું જોઈએ. ॥ ૩૯ ॥ ૪૦ ॥ પુત્ર વગરની, અથવા જેના પુત્ર મરી જતા હોય એવી અથવા જેને એક પુત્ર આવ્યા પછી બીજું સંતાનજ ન થતું હોય એવી સ્ત્રી વિધિ સહિત ગોમતી અને સમુદ્રના સંગમમાં સ્નાન કરે તો સઘળા દોષોથી મુક્ત થાય છે, સુખ પામે છે અને ઘણા કાલ સુધી જીવે એવાં સંતાન જણે છે. ॥ ૪૧ ॥

दोषैःप्रमुच्यतेसर्वैर्गोमत्युदधिसंगमे ॥ स्नात्वासुखमवाप्नोतिप्रजांच चिरजीविनीं ॥४२॥ यानिकानिचदानानिपृथिव्यांसंभवंतिहि ॥ तानिसर्वाणिदेयानिगोमत्युदधिसंगमे ॥ ४३ ॥सर्वदाचैववाविप्रेंद्राःप्रतिपर्वविशेषतः ॥ स्नानंकुर्वीतनियतोगोमत्युदधिसंगमे ॥४४॥ दर्शनादेवपापस्यक्षयोभवतिवैद्विजाः ॥ प्रणामेमनसस्तुष्टिर्मुक्तिश्चैवावगाहने ॥ ४५ ॥ श्राद्धेकृतेपितॄणांतुतृप्तिर्भवतिशाश्वती ॥ दानेमनोरथावाप्तिर्भवेन्नैवात्रसंशयः॥४६॥कृतकृत्यास्तुतेधन्यायैःकृतंपितृतर्पणं॥ श्राद्धंचऋषिशार्दूलागोमत्युदधिसंगमे ॥ ४७ ॥ पितृपक्षेचयेकेचिद्येचमातृकुलोद्भवाः॥ तथाश्वशुरपक्षेतुतथान्येमित्रबांधवाः ॥४८॥ तिर्यग्योनिगतायेचयेचकीटत्वमागताः ॥ पिशाचत्वंगतायेचयेचप्रेतत्वमागताः ॥४९॥ स्नानमात्रेणतेसर्वेमुक्तिंयांतिनसंशयः॥ किंपुनःश्राद्धदानादिगोमतीसंगमेद्विजाः ॥ ५० ॥ कृत्वामुक्तिमवाप्नोतिमानवोनात्रसंशयः ॥ ५१ ॥ श्रवणद्वादशीयोगेगोमत्युदधिसंगमे ॥ स्नानंकृत्वातथाश्राद्धंकृतकृत्योभवेन्नरः ॥ ५२ ॥

૪૨ ॥ પૃથિવીમાં જે કોઈ દાન થાય છે તે સઘળાં દાનો ગોમતી અને સમુદ્રના સંગમમાં દેવાં જોઈએ. ॥ ૪૩ ॥ હે ઋષિઓ ! ગોમતી અને સમુદ્રના સંગમાં સર્વદા સ્નાન કરવું જોઈએ તેમાં પર્વણી આવે ત્યારે તો વિશેષે કરી જિતેંદ્રિય રહીને સ્નાન કરવું જોઈએ. ॥ ૪૪ ॥ ગોમતીનાં દર્શનથી પાપોનો ક્ષય થાય છે, પ્રણામ કરવાથી મનને સંતોષ થાય છે, નાહ્વાથી મુક્તિ મળે છે, શ્રાદ્ધ કરવાથી પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે અને દાન કરવાથી સઘળા મનોરથો પૂર્ણ થાય છે એમાં સંશય નથી. ॥ ૪૫ ॥ ૪૬ ॥ હે ઉત્તમ ઋષિઓ ! ગોમતી અને સમુદ્રના સંગમમાં જેઓ પિતૃ તર્પણ અને શ્રાદ્ધ કરે તેઓને કૃતાર્થ અને ભાગ્યશાળી સમજવા. ॥ ૪૭ ॥ એ શ્રાદ્ધ કરવામાં આવે તો પિતાના કુલના, મોસાલ પક્ષના, સાસરાના પક્ષના અને બીજા પણ મિત્ર બાંધવો, મુક્તિ પામે છે. ॥ ૪૮ ॥ પશુપક્ષીની યોનિને પ્રાપ્ત થએલા, કીડાપણું પામેલા, પિશાચપણું પામેલા અથવા પ્રેતપણું પામેલા પણ જે પિતૃઓ હોય ॥ ૪૯ ॥ તેઓ ગોમતીના સંગમમાં સ્નાન માત્ર કરવાથી મુક્તિ પામે છે ત્યારે શ્રાદ્ધ અને દાન આદિ કરવાથી મુક્તિ પામે તેમાં શું કહેવું. ॥ ૫૦ ॥ માણસ એ સ્થલમાં ઉપર કહ્યા પ્રમાણે વિધિ કરે તો મુક્તિ પામે છે એમાં સંશય નથી. ॥ ૫૧ ॥ જે માણસ શ્રવણ નક્ષત્ર અને દ્વાદશીના યોગમાં ગોમતી અને સમુદ્રના સમાગમમાં સ્નાન અને શ્રાદ્ધ કરે તે માણસ કૃતાર્થ થાયછે. ॥૫૨ ॥ સઘળાં તીર્થોને છોડી દઇ ગોમતી અને સમુદ્ર-

संत्यज्यसर्वेतीर्थानिगोमत्युदधिसंगमे ॥ परमंलोकमाप्नोतिसमभ्य
र्च्यचवामनं ॥ ५३ ॥ सम्यक्स्नात्वानरोयस्तुपूजयेद्गरुडध्वजं ॥
पीतांबरधरोभूत्वादिव्याभरणभूषितः ॥ ५४ ॥ चतुर्भुजधरोभूत्वा
वनमालाविभूषितः ॥ सेव्यमानःसुरस्त्रीभिर्नागारिकृतवाहनः ॥५५॥
संस्तूयमानोमुनिभिर्यातिविष्णवालयंनरः ॥ गोमतीस्नानमात्रेणकृ
तकृत्योभवेन्नरः ॥ ५६ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये गोमतीश्राद्धमाहात्म्यं नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

ના સંગમમાં વામન દ્વાદશીને દિવસે વામનજીની પૂજા કરે તો પરમ લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૫૩ ॥ જે માણસ સારી રીતે સ્નાન કરી ભગવાનની પૂજા કરે તે માણસ પીળાં વસ્ત્ર વાળો, દિવ્ય આભરણેથી શણગારેલો, ચાર ભુજા વાળો, વનમાળાથી દીપતો, દેવાંગનાઓએ સેવાતો અને ગરૂડજી ઉપર બેસનાર થઈને વિષ્ણુના લોકમાં જાય છે અને તે સમયે મુનિઓ તેની સ્તુતિ કરે છે ગોમતીમાં નાહાવા માત્રથીજ મનુષ્ય કૃતાર્થ થાય છે. ॥ ૫૪ ॥ ૫૫ ॥ ૫૬ ॥

ઇતિ શ્રી સ્કંદ પુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકામાહાત્મ્યનો 'ગોમતી શ્રાદ્ધમાહાત્મ્ય' નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ नवमोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठाःसप्तकुंडान्सुवि
श्रुतान् ॥ सर्वपापप्रशमनानृद्धिवृद्धिविवर्धनान् ॥ १ ॥ आराधि
तोयत्रभक्तैर्हरिराविर्बभूवह ॥ संस्तूयमानोमुनिभिर्लक्ष्म्यासहजग
त्पतिः ॥ २ ॥ अर्हणांचतदाचक्रुर्हरयेजान्हवीजलैः ॥

### અધ્યાય ૯ મો.

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ ! ત્યાંથી અત્યંત પ્રખ્યાત, સઘળાં પાપોને શમાવનારા અને ઋદ્ધિ તથા અભ્યુદયને વધારનારા સાત કુંડોમાં જવું. ॥ ૧ ॥ એ સ્થલમાં સનત્કુમાર આદિ મુનિઓએ આરાધના કરવાથી જેની મુનિલોકો સ્તુતિ કરતા હતા એવા ભગવાન લક્ષ્મીજીની સાથે પ્રકટ થયા હતા. ॥ ૨ ॥ તે સમયે ભ-

वामपार्श्वेस्थितांपद्मामभिषेक्तुंसमुद्यताः ॥३॥ सनकाद्याब्रह्मसुताः सप्तैतेमानसाद्विजाः ॥ पृथक्पृथग्घटान्कृत्वासिषिचुःसागरोद्भवां ॥ ४ ॥ ततोलक्ष्मीह्रदाःप्रोक्तादेव्यानाम्नैवसंज्ञिताः ॥ संप्राप्तेद्वापर स्यांतेद्वारकायांमुनीश्वराः ॥ ५ ॥ रुक्मिणीह्रदमित्येवकलौख्या तंभविष्यति ॥ भृगुणासेवितंयस्माद्भृगुतीर्थमितिश्रुतं ॥ ६ ॥ तस्मिन्गत्वामहाभागाःप्रक्षाल्यचरणौमुदा ॥ आचम्यचकुशान्गृह्य प्राङ्मुखोनियतःशुचिः ॥ ७ ॥ संपूर्णंचार्घमादायफलपुष्पाक्षता दिभिः ॥ रजतंचशिरःकृत्वामंत्रमेतमुदीरयेत् ॥ ८ ॥ भक्त्यात्वर्घं प्रदास्यामिह्रदेरौक्मिणसंज्ञके ॥ सर्वपापविनाशायरुक्मिण्याः प्रीणनायच ॥ ९ ॥ स्नानंकुर्यात्ततोविप्राःकृत्वाशिरसितारकं ॥ देवान्मनुष्यान्संतर्प्यपितॄनथविशेषतः ॥ १० ॥ श्राद्धंततःप्रकुर्वी तविप्रानाहूयभक्तितः॥ दक्षिणांचततोदद्याद्रजतंरुक्ममेवच ॥११॥ विशेषतःप्रदेयानिफलानिरसवंतिच ॥ दंपत्योर्भोजनंदद्यान्मिष्टान्नेन द्विजोत्तमाः ॥ १२॥ विप्रपंक्तिषुसंपूज्यास्त्रियश्चान्याःस्वशक्तितः ॥

ગવાનની પૂજા કરીને તેમના ડાબા પડખામાં રહેલાં લક્ષ્મીજીનો ગંગાજલથી અભિ-ષેક કરવા માટે તેઓ સજ્જ થયા. ॥ ૩ ॥ પછી બ્રહ્માના મનમાંથી ઉત્પન્ન થએલા એ સનક આદિ સાત મુનિઓએ ગંગાજળથી ભરેલા નોખનોખા સાત ઘડા બનાવી-ને તેઓના જળથી લક્ષ્મીજીનો અભિષેક કર્યો ॥ ૪ ॥ એટલા માટે લક્ષ્મીજીનાં નામ ઉપરથી એ સાત ધરો 'લક્ષ્મી-હ્રદ' એવા નામથી ઓળખાય છે, હે મોટા મુનિ-ઓ! દ્વાપર યુગના અંતમાં દ્વારકામાં એ સ્થલ 'રૂક્મિણી-હ્રદ' એવા નામથી પ્રખ્યા-ત થશે. એ તીર્થનું સેવન ભૃગુઋષિ કરશે તે ઉપરથી ભૃગુતીર્થ પણ કેહેવાશે. ॥ ૫ ॥ ૬ ॥ હે પૂજ્ય ઋષિઓ! ત્યાં જઈ પ્રેમથી પગ ધોઈ આચમન લઈ હાથમાં દર્ભ લ-ઈ, ઉગમણી કોર મોહોડું રાખી સાવધાન અને પવિત્ર થઈ ॥ ૭ ॥ ફળ, પુષ્પ અને અક્ષત આદિ સામગ્રીથી સંપૂર્ણ અર્ઘ લઈ ઉપર રૂપામોર મુકીને નીચે પ્રમાણે મંત્ર બોલવો. ॥ ૮ ॥ "સઘળાં પાપોના નાશને વાસ્તે અને રૂક્મિણીને પ્રસન્ન કરવા વા-સ્તે આ રૂક્મિણી નામના ધરોમાં ભક્તિ પૂર્વક અર્ઘ આપીશ." ॥ ૯ ॥ હે ઋષિઓ! તે પછી માથાપર રૂપું રાખીને તેમાં સ્નાન કરવું. વિશેષે કરી દેવ, મનુષ્ય અને પતૃ-ઓનું તર્પણ કરી ॥ ૧૦ ॥ ભક્તિથી બ્રાહ્મણોને બોલાવીને શ્રાદ્ધ કરવું તથા રૂપા અ-ને સોના રૂપ દક્ષિણા દેવી. ॥ ૧૧ ॥ વિશેષે કરી રસ ભરેલાં ફળોનું દાન કરવું અને મીઠાં અન્નથી સ્ત્રી પુરૂષોને જમાડવાં ॥ ૧૨ ॥ બ્રાહ્મણોની પંક્તિને સારી રીતે પૂજીને

कंचुकैरक्तवस्त्रैश्चरुक्मिणीप्रीयतामिति ॥१३॥ एवंकृतेद्विजश्रेष्ठाः कृतकृत्योभवेन्नरः ॥ सर्वान्कामानवाप्नोतिविष्णुलोकंचगच्छति ॥ १४ ॥ वसतेचसदागेहेलक्ष्मीस्तस्यनसंशयः ॥ परमंसुखमाप्नोतिलक्ष्मीस्तस्यप्रसीदति ॥ १५ ॥ आरोग्यंमनसस्तुष्टिर्नचोद्वेगः कथंचन ॥ पितॄणांचाक्षयातृप्तिःप्रजाभवतिनिर्मला ॥ १६ ॥ ह्रीनसत्वोनचभवेन्नभवेत्परयाचकः ॥ आपोभवतिसर्वत्रयःस्नातोरुक्मिणीह्रदे ॥ १७ ॥ गमनागमनंनस्यात्संसारभ्रमणात्मकं ॥ दुःखशोकौकुतस्तस्ययःस्नातोरुक्मिणीह्रदे ॥ १८ ॥ सर्वपापविनिर्मुक्तोमहाभयविवर्जितः॥सर्वकामसमायुक्तोयातिविष्णुपदंनरः१९

इति श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये रुक्मिणीह्रदमाहात्म्ये नवमोऽध्यायः ॥ ९ ॥

પછી પોતાની શક્તિ પ્રમાણે કાંચળીઓ તથા રાતાં વસ્ત્રોથી બીજી સ્ત્રીઓની પણ પૂજા કરવી અને પૂજા કરતાં ' રૂક્મિણી મને પ્રસન્ન થજો ' એમ બોલતું જવું. ॥ ૧૩ ॥ હે ઋષિઓ ! એમ કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે, સઘળા મનોરથો ને પ્રાપ્ત થાય છે, અને અંતે વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૧૪ ॥ એના ઘરમાં લક્ષ્મી સર્વદા વસે છે, પરમ સુખની પ્રાપ્તિ થાય છે અને લક્ષ્મી પ્રસન્ન થાય છે એમાં સંશય નથી. ॥ ૧૫ ॥ શરીરમાં આરોગ્ય રેહે છે, મનમાં સંતોષ થાય છે, કોઈ રીતનો ઉદ્વેગ થતો નથી. પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે અને પ્રજા પણ બહુ ઉતમ થાય છે. ॥ ૧૬ ॥ એ માણસ નમાલો કે બીજાની પાસે માગનારો થતો નથી. રૂક્મિણીના ધ્રોમાં સ્નાન કરનાર માણસ સર્વ સ્થલમાં ધનવાન થાય છે. ॥ ૧૭ ॥ અને સંસારમાં ભગવાન રૂપ જવા આવવાનો ફેરો પણ તેને રેહેતો નથી. રૂક્મિણીના ધ્રોમાં જે નાહાય તેને દુઃખ અને શોક તો ક્રમજ હોય. ૧૮ ॥ એ માણસ સઘળાં પાપોથી મુક્ત, માહાભયથી રહિત અને સઘળા મનો રથોથી પૂર્ણ થઇને અંતે વિષ્ણુના પદમાં જાય છે. ॥ ૧૯ ॥

ઇતિ શ્રીપ્રલ્હાદે કહેલી સંહિતારૂપ દ્વારકામહાત્મ્યનો 'રૂક્મિણીહ્રદમાહાત્મ્ય' એવા નામનો નવમોઅધ્યાય સંપૂર્ણ.

# ॥ दशमोऽध्यायः ॥

॥ प्रल्हादउवाच ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठास्तीर्थंपापप्रणाशनं ॥ कृकलासमितिख्यातंनृगतीर्थमनुत्तमं ॥ १ ॥ नृगोयत्रमहीपालःकृकलासवपुर्धरः ॥ कृष्णेनसहसंगत्यसंप्राप्तःपरमांगतिं ॥ २ ॥

॥ ऋषयऊचुः ॥ नृगोनामनृपःकोयंकथंकृष्णेनसंगतः ॥ कर्मणाकृकलासत्वंकेनतद्ब्रूहिविस्तरात् ॥ ३ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ नृगोनामनृपोविप्राःसार्वभौमोबलान्वितः ॥ बुद्धिमान्धृतिमान्दक्षःश्रीमान्सर्वगुणान्वितः ॥ ४ ॥ अनेकशतसाहस्रंभूमिपालाश्चतद्वशे ॥ हस्त्यश्वरथसंयोधोपत्तिभिर्बहुभिर्वृतः ॥ ५ ॥ सैन्यंचतस्यनृपतेःकोशश्चैवाक्षयस्तथा ॥ सनित्यंगुरुभक्तश्चदेवताराधनेरतः ॥ ६ ॥ महादानानिविप्रेंद्राददात्यनुदिनंनृपः ॥ शश्वद्गवांसहस्रंतुददातिनृपसत्तमः ॥ ७ ॥ प्रक्षाल्यचरणौभक्त्याउपवेश्यासनेशुभे ॥ परिधायशुभेक्षौमेसुगंधेनोपलिप्य च ॥ ८ ॥ पुष्पमाल्यैश्चसंपूज्यधूपेनाथसुगंधिना ॥ ददौदक्षिण

## અધ્યાય ૧૦ મો.

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ! ત્યાંથી કૃકલાસ કુંડ નામનું નૃગરાજાનું તીર્થ કે જે પાપોનો નાશ કરનાર અને સર્વોત્તમ છે ત્યાં જવું. ॥ ૧ ॥ એ સ્થલમાં કાંકીડાના અવતારને પામેલો નૃગરાજા શ્રીકૃષ્ણનો સમાગમ મળવાથી પરમ ગતિ પામ્યો હતો. ॥ ૨ ॥

ઋષિઓ પુછે છે—એ નૃગરાજા કોણ હતો, શ્રીકૃષ્ણની સાથે કેમ મળ્યો હતો અને કાકીંડાનો અવતાર કયા કર્મથી આવ્યો હતો તે વિસ્તારથી કહો. ॥ ૩ ॥

પ્રલ્હાદજી કેહે છે— હે ઋષિઓ! બુદ્ધિમાન્ ધીરજવાળો, ઉદ્યોગી, લક્ષ્મીવાળો, સર્વ ગુણવાળો અને મહાબળવાન્ નૃગ નામનો ચક્રવર્ત્તી રાજા હતો. ॥ ૪ ॥ લાખો રાજાઓ તેના સ્વાધીનમાં હતા અને હાથી, ઘોડા, રથ તથા પ્યાદાઓ પણ ઘણા હતા. એ સેનાથી તે શત્રુઓને હરાવતો હતો. ॥ ૫ ॥ એ રાજાનું સૈન્ય અને ભંડાર અખૂટ હતો. પોતે પણ સર્વદા ગુરૂનો ભક્ત અને દેવતાઓનું આરાધન કરવામાં તત્પર હતો. ॥ ૬ ॥ એ રાજા નિત્ય મોટાં દાન આપતો હતો અને નિત્ય હજાર ગાયોનું દાન કરતો હતો. ॥ ૭ ॥ ભક્તિ પૂર્વક બ્રાહ્મણનાં ચરણ ધોઈ, શુભ આસન પર બેસાડી, સુંદર રેશમી વસ્ત્રો પેહેરાવી, ચંદનથી લેપન કરી, ॥ ૮ ॥ પુષ્પ, માળા તથા સુગંધી ધૂપથી પૂજા કરીને પ્રત્યેક બ્રાહ્મણને દક્ષિણા સહિત ગાય દેતો

यासार्धंप्रतिविप्रसतांतदा ॥ ९ ॥ तांबूलसहितांचैवविष्णुर्मेप्रीय
तामिति ॥ एवंप्रददतस्तस्ययजतश्चतथामखैः ॥ १० ॥ यर्यौका
लोद्विजश्रेष्ठाभोगांश्चैवानुभुंजतः ॥ एकदातुद्विजश्रेष्ठंजैमिनिंशंसितव्र
तं ॥ ११ ॥ श्रद्धयातंचनृपतिःप्रतिग्रहपराङ्मुखं ॥ उवाचवाक्यंनृ
पतिःकृतांजलिपुटःस्थितः ॥ १२ ॥ मामुद्धरमहाभागकृपांकुरुकृपा
निधे ॥ गृहाणगांमयादत्तांदयांकृत्वाममोपरि ॥ १३ ॥ तच्छ्रुत्वा
वचनंतस्यत्वनिच्छन्नपिगौरवात् ॥ नृपंप्रत्यब्रवीद्विप्रएवमस्त्विति
ज्जितः ॥ १४ ॥ अवनिज्यततःपादौशिरसाधारयन्नृपः ॥ सुवर्ण
शृंगसहितांरौप्यक्षुरविभूषितां ॥ १५ ॥ रत्नपुच्छींकांयदुहंसितव
स्त्रावगुंठितां ॥ समभ्यर्च्यसविप्रेंद्रादददौदक्षिणयान्वितां ॥ १६ ॥
ताम्रपृष्ठींतथारत्नवस्त्रालंकारभूषितां ॥ प्रोश्चार्यकुलगोत्रादिसंक
ल्पेनयथाविधि ॥ १७ ॥ आसीमांतमनुव्रज्यहृष्टोराजाबभूवह ॥
युवतींहंसवर्णांचहंसीनाम्नेतिविश्रुतां ॥ १८ ॥ तांगृह्यस्वगृहंप्राप्तो
दामबद्धांसवत्सकां ॥ सतत्रयवसंभूरिददौब्राह्मणसत्तमः ॥ १९ ॥

હતો. ॥ ૯ ॥ 'મને વિષ્ણુ પ્રસન્ન થજો' એમ બોલીને પાનબીડા સહિત તે ગાય આપતો હતો. એ પ્રમાણે ગાયોનાં દાન કરતાં, ઘણા યજ્ઞો કરતાં અને અનેક સુખ ભોગવતાં તેને કેટલોક કાલ વ્યતીત થઇ ગયો. એક દિવસે જૈમિનિ નામનો તીવ્ર નિયમ વાળો બ્રાહ્મણ કે જે કોઈની પાસેથી દાન નાહી લેતો હતો તેને રાજાએ હાથ જોડી શ્રદ્ધા પૂર્વક કહ્યું કે ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨ ॥ "હે પૂજ્ય! હે કૃપાના ભંડાર રૂપ! મારો ઉદ્ધાર કરો, મારાપર કૃપા કરો અને મારા પર દયા કરીને હું જે ગાય આપું તે લીઓ. ॥ ૧૩ ॥ એ પ્રમાણે રાજાનાં વચન સાંભળી તે બ્રાહ્મણે પોતાને દાન લેવાની ઇચ્છા ન હતી તો પણ લજાઇને રાજાની મોટાઇને લીધે ગાય લેવાની હા પાડી. ॥ ૧૪ ॥ પછી એ બ્રાહ્મણના પગ ધોઈ ચરણ ધોવાનું જળ માથે ચડાવી તેની સારી રીતે પૂજા કરી તથા કુલ ગોત્રઆદિના ઉચ્ચાર પૂર્વક યથાવિધિ સંકલ્પ કરીને સોનાનાં શીગડાં વાળી, રૂપાની ખરીઓ વાળી, રત્નનાં પુછડાં વાળી, ધોળી ઝુલથી ઢાંકેલી, ત્રાંબાના વાંસાવાળી અને રત્ન, વસ્ત્ર તથા અલંકારોથી શણગારેલી એક ગાય તે બ્રાહ્મણને દક્ષિણા સહિત એ રાજાએ આપી. ॥ ૧૫ ॥ ૧૬ ॥ ॥ ૧૭ ॥ એને સીમાડા સુધી વળાવીને રાજા રાજી થયો. જુવાન, હંસ જેવી ધોળી અને 'હંસી' એવા નામવાળી તે ગાયને લઈ વાછડા સહિત દોરીથી બાંધીને તે બ્રાહ્મણ પોતાને ઘેર આવ્યો અને ત્યાં ઘણું ખડ ખવરાવ્યું. ॥ ૧૮ ॥ ૧૯ ॥ બ-

सुतृप्तांपयसेनैवमध्यान्हेतृषितांतदा ॥ गृहीत्वानिर्ययौविप्रोदामबद्धां
जलाशयं ॥२०॥ मार्गेगजाश्वसंबाधेस्त्रस्तासाचोष्ट्रदर्शनात् ॥ हस्ता
दाच्छिद्यसाधेनुर्ब्राह्मणस्यययौतदा ॥ २१ ॥ विचिन्वन्सकलामुर्वी
नापश्यत्तांद्विजर्षभः ॥ साययौविद्रुताधेनुःसुमहद्राजगोधनं ॥२२॥
द्वितीयेन्हिपुनर्विप्रमाहूयनृपसत्तमः ॥ संपूज्यविधिवद्भक्त्यावस्त्रा
लंकारभोजनैः ॥ २३ ॥ विधिवद्गांददौतांचसनृपःसोमशर्मणे ॥
गृहीत्वाराजभवनान्निर्ययौसद्विजर्षभः ॥ २४ ॥ आशंसमानोराजा
नंधर्मज्ञइतिवैद्विजः ॥ सचविप्रोविचिन्वानःसर्वतोगांसुदुःखितः
॥ २५ ॥ ददर्शपथिगच्छंतींपृष्टतःसोमशर्मणः ॥ममेयंचापहृत्यत्वंद
स्युवद्यास्यसेकुतः ॥ २६ ॥ सतस्यवचनंश्रुत्वाविस्मयन्दस्युकी
र्तनात् ॥ राजतोहिमयालब्धागांनयामिस्वमंदिरं ॥ २७ गोहर्त्तेति
चमांकस्माद्ब्रवीषित्वंद्विजर्षभ ॥

॥ ब्राह्मणउवाच ॥ मयापिराजतोलब्धाममेयंगौर्नसंशयः
॥२८॥ कथंनयसिविप्रत्वंमयिजीवतिमंदिरं ॥ मुंचमुंचममेयंगौर्मि

ડથી ધ્રાઈ રેહેતાં મધ્યાન્હે તરશી થઈ ત્યારે તેને મોરીમાં બાંધી પાણી પાવા સારૂ તે બ્રાહ્મણ જલાશય ઉપર જવા ચાલ્યો. ॥ ૨૦ ॥ માર્ગમાં હાથી, ઘોડા અને ઊંટ ઝઝા હતા તેઓમાં ઊંટને જોઈ ભડકવાને લીધે તે ગાય એ બ્રાહ્મણના હાથમાંથી વછોડાવીને ભાગી ગઈ. ॥ ૨૧ ॥ બ્રાહ્મણે આખી પૃથ્વીમાં તેની શોધ કરી પણ ક્યાંય પત્તો ન મળ્યો. ભાગી ગએલી ગાય તો નૃગરાજાના મોટા ધણમાં ભળી ગઈ. ॥ ૨૨ ॥ બીજે દિવસે નૃગરાજાએ વળી બીજા સોમશર્મા નામના બ્રાહ્મણને બોલાવી ભક્તિથી વિધિ સહિત વસ્ત્ર, અલંકાર અને ભોજનથી તે બ્રાહ્મણની પૂજા કરીને ॥ ૨૩ ॥ વિધિ પ્રમાણે તે ગાય આપી. એ સોમશર્મા બ્રાહ્મણ ગાય લઈ 'રાજા ધર્મને જાણનાર છે' એવાં વખાણ કરી રાજદ્વારમાંથી બાહાર નીકળ્યો. ॥ ૨૪ ॥ ત્યાં ચારે કોર ગાયને શોધ્યા કરતો અને દુઃખ પામેલા પેલા જૈમિનિએ માર્ગમાં સોમશર્માની પાછળ જતી તે ગાયને દીઠી. જોઈને તે બોલ્યો કે "આ ગાય મારી છે તે છતાં તું તેનું હરણ કરીને ચોરની પેઠે ક્યાં જાય છે." ॥ ૨૫ ॥ ૨૬ ॥ જૈમિનિનું વચન સાંભળી ચોર કેહેવાથી વિસ્મય પામેલો સોમશર્મા બોલ્યો કે "આ ગાય મને રાજાની પાસેથી મળી છે અને હું મારે ઘેર લઈ જાઉં છું ॥ ૨૭ ॥ હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! તમે મને ગાયનો ચોર શા માટે કહો છો."

જૈમિનિ બોલ્યો કે—મને પણ આ ગાય રાજાની પાસેથી મળેલી છે એમાં

ध्यात्वंवदसिद्विज ॥२९॥ गतेह्निवैमयालब्धाबलान्नेतुंत्वमिच्छसि ॥ ममेयमितिसंक्रुद्धःसोमशर्माब्रवीद्वचः ॥ ३० ॥ प्रज्वलन्क्रोधरक्ताक्षोममेयमितिचापरः ॥ विवदंतौतथाविप्रौराजद्वारमुपागतौ॥३१॥ कुर्वाणौकलहंघोरंत्यक्तुकामौस्वजीवितं ॥ संक्रुद्धौब्राह्मणौदृष्ट्वाशपंतौतौपरस्परं ॥ ३२ ॥ राज्ञेनिवेदयामासद्वाःस्थःप्रणयपूर्वकं ॥ अवज्ञायसविप्रौतौविवदंतौरुषान्वितौ ॥ ३३ ॥ कामव्याकुलचित्तस्तुविवेशांतःपुरंस्वकं॥एवंविवदमानौतौत्रिरात्रंसमुपोषितौ ॥३४॥ अवज्ञातौचुकुपतूराजानंप्रतितापसौ ॥ ऊचतुःकुपितौवाक्यंतमथोनृपतिंप्रति ॥३५॥ अवमन्यसेस्मान्यस्मात्त्वंनानिर्गच्छसिमंदिरात् ॥ शास्ताभवान्प्रजानांहिन्यायमस्मान्नवक्षिहि ॥ ३६ ॥ भविष्यतिभवांस्तस्मात्कृकलासोनसंशयः ॥ एवंशप्त्वातदाविप्रावन्यस्मैगांप्रदायवै ३७ ॥ क्षुधितौखेदसंयुक्तौस्वगृहान्गंतुमुद्यतौ ॥ प्रस्थितौतौनृगोद्वारमागत्यसमुपस्थितः ॥ ३८ ॥

સંશય નથી. ॥ ૨૮ ॥ તો હું જીવતાં છતાં આ ગાયને તું તારે ઘેર કેમ લઈ જાય છે. હે બ્રાહ્મણ! મુકીદે મુકીદે. 'આ મારી ગાય છે' એમ તું ખોટું બોલે છે. ॥ ૨૯ ॥ ગયે દિવસેજ મને મળી છે અને તું તો બલાત્કારથી લઈજવા ઈચ્છે છે. એ સાંભળી ક્રોધ પામેલો સોમશર્મા બોલ્યો કે ॥ ૩૦ ॥ 'આ ગાય મારી છે.' અને બળતો તથા ક્રોધથી રાતી આંખો વાળો જૈમિનિ બોલવા લાગ્યો કે "આ ગાય મારી છે." એમ વિવાદ કરતા એ બે બ્રાહ્મણો નૃગરાજાના દરબારમાં આવ્યા. ॥ ૩૧ ॥ ભારે કજીઆ કરતા, પ્રાણ છોડી દેવાને ઈચ્છતા અને ભારે ક્રોધથી એક બીજાને ગાળો દેતા એ બે બ્રાહ્મણોને જોઈ ॥ ૩૨ ॥ દ્વારપાલે વિનયથી રાજાની પાસે તે વાતનું નિવેદન કર્યું. એ સમયે રાજા પોતાનું ચિત્ત કામદેવથી વ્યાકુલ થએલું હોવાને લીધે, ક્રોધ પામેલા એ બે બ્રાહ્મણોની વાતનો અનાદર કરીને પોતાની સ્ત્રીઓની પાસે ગયો. બ્રાહ્મણોને તો વાંધામાં ને વાંધામાં બેસી રેહેતાં ત્રણ રાતના ઉપવાસ થઈ ગયા. ॥ ૩૩ ॥ ૩૪ ॥ હે ઋષિઓ! ત્યાં સુધી પણ રાજાએ કાંઈ ખબર નહી લેતાં તેઓને રાજા ઉપર કોપ ચડ્યો અને કોપને લીધે તેઓએ રાજાને શાપ દીધો કે ॥ ૩૫ ॥ "તું અમારૂં અપમાન કરે છે અને ઘરમાંથી બહાર નીકળતો નથી. તું પ્રજાઓને શાસન કરનાર છતાં અમોને ન્યાય આપતો નથી ॥ ૩૬ ॥ એટલા માટે તું કાંકીડો થઈ જશે એમાં સંશય નથી" એ પ્રમાણે શાપ દઈ ત્રીજા કોઈ બ્રાહ્મણને તે ગાય આપી દઈ ॥ ૩૭ ॥ ભુખ્યા અને ખેદ પામેલા એ બે

दंडवत्प्रणिपत्याथकृतांजलिरभाषत ॥ अमोघवचनायूयंतत्तथान
तदन्यथा ॥ ३९ ॥ ममोपरिकृपांकृत्वाशापांतउपदिश्यतां ॥ तस्यत
द्वचनंश्रुत्वासोमशर्माप्युवाचह ॥ ४० ॥ द्वापरस्ययुगस्यांतेभगवान्दे
वकीसुतः ॥ वसुदेवगृहेराजन्हरिराविर्भविष्यति ॥ ४१ ॥ तस्यसंस्प
र्शनादेवपापमुक्तिर्भविष्यति ॥ इत्युक्त्वातौतदाविप्रौजग्मतुःस्वंनिवे
शनं ॥ ४२ ॥ ततोजगामधर्मात्माधर्मराजनिवेशनं ॥ सत्कृतोधर्मरा
जेनस्वागतेननृपोत्तमः॥४३॥प्रथमंसुकृतंभुंक्ष्वअथवादुष्कृतंविभो॥
॥ नृगउवाच ॥ यद्यस्तिदुष्कृतंकिंचित्प्रथमंप्रतिपादय ॥
॥ ४४ ॥ अनुज्ञातोयमेनैवंकृकलासोभवत्तदा ॥ ततोवर्षसहस्रा
णिकृकलासत्वमन्वभूत् ॥ ४५ ॥ एकस्मिन्दिवसेविप्राःसर्वेयदुकु
मारकाः ॥ वनंजग्मुर्मृगान्हंतुंरामकृष्णसमन्विताः ॥ ४६ ॥ क्रीडि
त्वासुचिरंतत्रविचिन्वंतोजलाशयं ॥ तृषान्विताश्चमध्यान्हेगर्तेनीरं
सुनिर्मलं ॥ सत्वंचसुमहत्तत्रकृकलासंचसंस्थितं ॥ ४७ ॥

બ્રાહ્મણો પોત પોતાને ઘેર જવાને તૈયાર થયા. એઓ ચાલતા થયા તે સમયે નૃગરાજા દ્વારમાં આવી ઉભો રહી ॥ ૩૮ ॥ દંડવત પ્રણામ કરી હાથ જોડીને બોલ્યો કે "તમારૂં વચન ખાલી જાય નહી એટલા માટે તમે જે બોલ્યા છો તે સાચું થશે ॥ ૩૯ ॥ તો પણ હવે મારા પર કૃપા કરીને 'શાપનો છેડો ક્યારે આવશે તે કહો.' એ પ્રમાણે રાજાનું વચન સાંભળી સોમશર્મા તથા જૈમિનિ એ બન્ને બોલ્યા કે ॥૪૦॥ "દ્વાપર યુગને અંતે વસુદેવને ઘેર દેવકીના પુત્ર ભગવાન પ્રકટ થશે ॥ ૪૧ ॥ તેમનો સ્પર્શ તને મળશે ત્યારે તારો પાપથી છુટકારો થશે" એ પ્રમાણે કહીને એ બન્ને બ્રાહ્મણો પોત પોતાને ઘેર ગયા ॥ ૪૨ ॥ પછી નૃગરાજા કાળના યોગથી ધર્મ રાજાના નગરમાં ગયો ત્યાં ધર્મરાજાએ સ્વાગતથી સત્કાર કરીને તેને કહ્યું કે ॥૪૩ "હે રાજા! તમે પ્રથમ પુણ્ય ભોગવશો કે પાપ ભોગવશો?" નૃગરાજાએ કહ્યું કે "જો મારૂં કાંઈ પાપ હોય તો તેનું ફળ મને પ્રથમ આપો" ॥ ૪૪ ॥ એ સાંભળી ધર્મરાજાએ સંમતિ આપતાં તે સમયે નૃગરાજા કાંકીડો થઈ ગયો અને હજારો વર્ષો સુધી તે અવતાર ભોગવ્યો ॥ ૪૫ ॥ હે ઋષિઓ! એક દિવસે યાદવોના સર્વે બાલકો મૃગયા કરવા સારૂ શ્રીકૃષ્ણ તથા બલભદ્રની સાથે વનમાં ગયા હતા ॥ ૪૬ ॥ વનમાં ઘણી વાર સુધી ક્રીડા કરીને બપોરે તરસ લાગતાં તેઓ જલાશય શોધવા લાગ્યો ત્યાં એક ખાડામાં નિર્મલ જલ અને તેમાં પડેલો મોટો કાંકીડો જોવામાં આવ્યો ॥ ૪૭ ॥ સર્વે બાલકોએ તે કાંકીડાને બાહાર કાહાડવાનું યત્ન કરીને તેને

चक्रुश्चोद्धरणेतस्ययत्नंयदुकुमारकाः॥ आकृष्यमाणःसतदागुरुत्वा न्नचचालह॥४८॥यदानशेकुस्तेसर्वेआचख्यूरामकृष्णयोः॥ ददर्शतं तदाकृष्णोनृगंमत्वास्मयन्निव ॥ ४९ ॥ चिक्षेपवामहस्तेनलीलयै वजगत्पतिः ॥ ससंस्पृष्टोभगवतानिर्मुक्तःशापबंधनात् ॥ ५० ॥ त्यक्त्वाकलेवरंराजादिव्यदेहमवापह ॥ कृतांजलिरुवाचेदंभक्त्याप रमयायुतः ॥ ५१ ॥ नमस्तेजगदाधारसर्गस्थित्यंतकारिणे ॥ सह स्रशिरसेतुभ्यंब्रह्मणेनंतशक्तये ॥ ५२ ॥ एवंसंस्तुवतस्तस्यभगवा न्देवकीसुतः ॥ तुष्टोहंतेवरंब्रूहियत्तेमनसिवर्तते ॥ ५३ ॥ याहिपु ण्यकृतांलोकान्दर्शनात्स्पर्शनाच्चमे ॥ एवमुक्तःसदेवेनसंप्रहृष्टत नूरुहः ॥ ५४ ॥ उवाचयदिकृष्णोसियदिदेयोवरोमम ॥ गर्तोयं ममनाख्यातुख्यातिंगच्छतुकेशव॥५५॥ यःस्नात्वापरयाभक्त्यापितॄ न्संतर्पयिष्यति ॥ त्वत्प्रसादेनगोविंदविष्णुलोकंसगच्छतु ॥ ५६ ॥ एवं[1]भविष्यतीत्युक्त्वातत्रैवांतरधीयत ॥ ५७ ॥

ખેંચવા માંડ્યો પણ બહુ ભારે હોવાથી તે ચલાયમાન પણ થયો નહી ॥ ૪૮ ॥ પોતાથી કાંઈ થઈ શક્યું નહી ત્યારે તેઓએ શ્રીકૃષ્ણ તથા બલભદ્રની પાસે તે વાત કરી એ ઉપરથી શ્રીકૃષ્ણે ત્યાં આવી કાંકીડાને જોયો અને તે નૃગરાજા છે એમ ઓળખી હસતાં હસતાં જાણે રમત કરતા હોય એમ ॥ ૪૯ ॥ ડાબા હાથથી તે કાંકીંડાને ઉપાડી બાહાર ફેંકી દીધો. ભગવાનનો સ્પર્શ થતાં શાપના બંધનમાંથી છુટેલો ॥ ૫૦ ॥ તે નૃગરાજા કાંકીડાના દેહનો ત્યાગ કરી દિવ્ય દેહ પામ્યો. પછી નૃગરાજા હાથ જોડી પરમ ભક્તિથી બોલ્યો કે ॥ ૫૧ ॥ "હે જગતના આધાર! તમે કે જે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલય કરનાર છો હજારો મસ્તકો વાળા છો, પરબ્રહ્મ છો અને અનંત શક્તિવાળા છો તેમને પ્રણામ કરૂં છું॥૫૨॥ એ પ્રમાણે તે રાજાએ સ્તુતિ કરતાં દેવકીના પુત્ર ભગવાને તેને કહ્યું કે "હું તને પ્રસન્ન થયો છું. જે તારા મનમાં હોય તે વરદાન માગ. ॥ ૫૩ ॥ મારૂં દર્શન અને સ્પર્શ તને મળ્યાં તેથી તું પુણ્યવાન પુરૂષોના લોકોમાં જા." એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી જેનાં રૂવાડાં ઉભાં થઈ ગયાં એવો તે નૃગરાજા ॥ ૫૪ ॥ બોલ્યો કે "આપ જો કૃષ્ણ ભગવાન હો અને મને વરદાન દેવું હોય તો આ ખાડો મારા નામથી પ્રખ્યાત થાય ॥ ૫૫ ॥ અને જે પુરૂષ આ ખાડામાં સ્નાન કરી પરમ ભક્તિથી પિતૃઓનું તર્પણ કરે તેને આપના લોકની પ્રાપ્તિ આપની કૃપાથી થાય એ વરદાન આપો.॥૫૬ એ વચન સાંભળી (તથાસ્તુ) એમ કહીને ભગવાન ત્યાંજ અંતર્દ્ધાન થઈ ગયા.॥૫૭॥

[1] अत्रहरिरितिअध्याहारःकर्तव्यः

सचराजाविमानेनदिव्यस्रगनुलेपनः ॥ जगामभुवनंविष्णोर्विबुधैरनु
संस्तुतः ॥ ५८ ॥ तदाप्रभृतिविप्रेंद्रास्तत्रकूपोनृगाश्रयात् ॥ वर
प्रदानात्कृष्णस्यपावनःसर्वदेहिनां ॥ ५९ ॥ तत्रगत्वाद्विजश्रेष्ठा
अर्घंदद्याद्विधानतः ॥ फलपुष्पाक्षतैर्युक्तंचंदनेनचभूसुराः ॥ ६० ॥
नमस्तेविश्वरूपायविष्णवेपरमात्मने ॥ अर्घंगृहाणदेवेशकूपेस्मिन्नृ
गसंज्ञके ॥ ६१ ॥ तत्रश्रीमंदिरंरम्यंसूर्यनारायणस्यच ॥ तद्दृ
ष्ट्वासर्वपापेभ्योमुच्यतेनात्रसंशयः ॥ ६२ ॥ ततःस्नात्वाद्विजश्रेष्ठा
मृदमालभ्यपाणिना ॥ संतर्पयेत्पितॄन्देवान्मनुष्यांश्चतथाक्रमात्
॥ ६२ ॥ ततःश्राद्धंप्रकुर्वीतपितॄणांश्रद्धयान्वितः ॥ विप्रेभ्योदक्षि
णांदद्याद्भोजनंचस्वशक्तितः ॥ ६४ ॥ विशेषतःप्रदातव्यासवत्सा
गौःस्वलंकृता ॥ शय्यांसोपस्करांदद्याद्विष्णुर्मेप्रीयतामिति ॥ ६५ ॥
दीनांधकृपणानांचसदातीर्थनिषेविनां ॥ दद्याद्धनंस्वशक्त्याचवित्त
शाठ्यविवर्जितः ॥ ६६ ॥ स्नानमात्रेणविप्रेंद्रालभेद्गोदानजंफलं ॥
पितॄणांश्राद्धदानेननवियोनिंचगच्छति ॥ ६७ ॥

પછી દિવ્ય માળાઓ અને દિવ્ય લેપન વાળો અને દેવતાઓ જેની સ્તુતિ કરતા હતા એવો તે નૃગરાજા વિમાનમાં બેસીને વિષ્ણુના લોકમાં ગયો. ॥૫૮॥ હે ઋષિઓ! ત્યારથી એ નૃગરાજાનો કુવો ભગવાનના વરદાનને લીધે સર્વ પ્રાણિઓને પવિત્ર કરનાર થયો છે. ॥ ૫૯ ॥ ત્યાં જઈ ફળ, પુષ્પ, અક્ષત તથા ચંદન સહિત અર્ઘ નીચે પ્રમાણે મંત્ર બોલીને દેવો. ॥ ૬૦ ॥ "તમે કે જે સર્વ રૂપ વિષ્ણુ પરમાત્મા છો તેમને પ્રણામ કરૂં છું. હે દેવતાઓના સ્વામી! આ નૃગરાજાના કુંડમાં અર્ઘનું ગ્રહણ કરજો." ॥ ૬૧ ॥ તે સ્થળમાં એક સૂર્યનારાયણનું રમણીય મંદિર છે તેનાં દર્શન કરીને સઘળાં પાપોથી મુક્ત થવાય છે એમાં સંશય નથી. ॥ ૬૨ ॥ હે ઋષિઓ! ત્યાં હાથ વતે માટી ચોળી નાહીને અનુક્રમે પિતૃ, દેવ તથા મનુષ્યોનું તર્પણ કરવું ॥ ૬૩ ॥ અને પછી શ્રદ્ધા પૂર્વક પિતૃઓનું શ્રાદ્ધ કરવું તથા પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને દક્ષિણા તથા ભોજન દેવાં. ॥ ૬૪ ॥ વિશેષે શણગારેલી વાછડાં સહિત ગાય અને ઉપસ્કરો સહિત શય્યા 'મને વિષ્ણુ પ્રસન્ન થજો' એમ બોલીને દેવી. ॥ ૬૬ ॥ દીન, અંધ અને કૃપણ લોકો કે જેઓ સર્વદા તીર્થમાં રેહેતા હોય તેઓને પણ ધનનો ખોટો લોભ નહી રાખતાં શક્તિપ્રમાણે દેવું. ॥ ૬૬ ॥ હે ઋષિઓ! ત્યાં નાહાવા માત્રથી ગોદાનનું ફળ થાય છે અને પિતૃઓનું શ્રાદ્ધ કરવાથી કદી પણ દુષ્ટ અવતાર આવતો નથી. ॥ ૬૭ ॥

कृकलासेकृतंश्राद्धंयेनवैतर्पणंकृतं ॥ सगच्छेद्विष्णुलोकेवैपितृभिः सहितोनरः ॥ ६८ ॥ तथामनोरथावाप्तिर्यात्रातुसफलाभवेत् ॥ सर्वतीर्थफलावाप्तिर्जायतेनात्रसंशयः ॥ ६९ ॥

॥ इति श्रीस्कंदपुराणे प्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये कृकलासकुंड वर्णनं नाम दशमोऽध्यायः ॥ १० ॥

જે માણસ કૃકલાસ કુંડમાં તર્પણ અને શ્રાદ્ધ કરે તે માણસ પોતાના પિતૃઓ સહિત વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૬૮ ॥ તેના મનોરથ પુરા થાય છે, યાત્રા સફલ થાય છે, અને તેને સઘળાં તીર્થોનું ફળ મળે છે એમાં સંશય નથી. ॥ ૬૯ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો કૃકલાસકુંડ માહાત્મ્ય' એવા નામનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकादशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठास्तीर्थंविष्णुपदाद्भवं ॥ यस्यदर्शनमात्रेणगंगास्नानफलंलभेत् ॥ १ ॥ यस्योत्पत्तिर्मयापूर्वंकथिताद्विजसत्तमाः ॥ यस्यसंस्मरणादेवकीर्तनात्पापनाशनं ॥ २ ॥ हरिणायासमानीतारुक्मिण्यर्थेमहात्मना ॥ यस्यागंडूषमात्रेणहयमेधफलंलभेत् ॥ ३ ॥ विष्णोःपादप्रसूतायावैष्णवीतिचविश्रुता ॥ तत्रगत्वामहाभागागृहीत्वार्घ्यंविधानतः ॥ ४ ॥ नमस्येत्वांभगवतिविष्णुपादतलोद्भवे ॥ गृहाणार्घ्यमिदंदेविगंगेत्वंहरिणासह ॥ ५ ॥ इत्युच्चार्यद्विजश्रेष्ठामृदमालभ्यपाणिना ॥ प्राङ्मुखः

### અધ્યાય ૧૧ મો.

પ્રલ્હાદજી કહે છે—હે ઋષિઓ ! ત્યાંથી વિષ્ણુપદોદ્ભવ નામના તીર્થમાં જવું કે જેનું દર્શન કરવાથીજ ગંગાસ્નાનનું ફળ મળેછે. ॥ ૧॥ સ્મરણથી અને નામ લેવાથીજ પાપનો નાશ કરનારા એ તીર્થની ઉત્પતિ મે પ્રથમ કહેલી છે. ॥૨॥ એ ગંગાને રૂક્મિણીને વાસ્તે મહાત્મા ભગવાને ત્યાં આણેલાં છે. એનો માત્ર કોગળો કરવાથીજ અશ્વમેધનું ફળ મળેછે. ॥ ૩ ॥ વિષ્ણુના ચરણથી ઉત્પન્ન થએલ છે માટે તે વૈષ્ણવી પણ કેહેવાય છે. ત્યાં જઈ વિધિ સહિત અર્ઘ લઇને નીચેનો મંત્ર બોલવો. ॥ ૪ ॥ હે ભગવતિ ! હે વિષ્ણુનાં ચરણથી ઉત્પન્ન થએલાં ! હે ગંગાદેવી ! તમને નમું છું. તમે શ્રીકૃષ્ણની સાથે આ અર્ઘનું ગ્રહણ કરો." ॥૫ ॥ એમ બોલી જીતેંદ્રિય રહી હાથથી માટી ચોપડી ઉગમણી કોર મોહોડું રાખી સાવધાનપણાથી

संयतोभूत्वास्नानंकुर्याज्जितेंद्रियः ॥ ६ ॥ देवान्पितॄन्मनुष्यांश्च तर्पयेदक्षतैस्तिलैः ॥ उपहृत्योपहारांश्चाहूयचब्राह्मणांस्तदा ॥ ७॥ श्रद्धयापरयायुक्तःश्राद्धंकुर्याद्विचक्षणः ॥ यथोक्तांदक्षिणांदद्यात्सुवर्णरजतंतथा ॥ ८ ॥ दीनांधकृपणेभ्यश्चदानंदेयंस्वशक्तितः ॥ विशेषतःप्रदातव्यंसुवर्णंद्विजसत्तमाः ॥ ९ ॥ उपानहौततोदेयेजलकुंभोद्विजातये ॥ दध्योदनंसलवणंशाकंजीरकसंयुतं ॥ १० ॥ रक्तवस्त्रैकंचुकीभीरुक्मिणींपरिधापयेत ॥ विप्रपत्नीश्चविप्रांश्चविष्णुर्मेप्रीयतामिति ॥ ११ ॥ एवंकृतेद्विजश्रेष्ठाःकृतकृत्योभवेन्नरः ॥ पितॄणांचाक्षयातृप्तिर्गयाश्राद्धेनवैयथा ॥ १२ ॥ वैष्णवंलोकमायांतिपितरःस्वकुलोद्भवाः ॥ जीवतेसश्रियायुक्तःपुत्रपौत्रसमन्वितः ॥ ॥ १३ ॥ प्रीतःसदाभवेत्तस्यरुक्मिण्यासहकेशवः ॥ यच्छतेवांछितान्कामानैहिकामुष्मिकान्प्रभुः ॥ १४ ॥ एतन्माहात्म्यमतुलं विष्णुपादोदकस्यच ॥यःशृणोतिनरोभक्त्यासर्वपापैःप्रमुच्यते॥ १५॥

इति श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये विष्णुपदमाहात्म्यं नाम एकादशोऽध्यायः॥ ११ ॥

તેમાં સ્નાન કરવું. ॥ ૬ ॥ અક્ષતથી અને તિલથી દેવ, પિતૃ તથા મનુષ્યોનું તર્પણ કરવું. સઘળી સામગ્રી તૈયાર કરી બ્રાહ્મણોને બોલાવી ॥ ૭ ॥ પરમ શ્રદ્ધાથી સમજુ પુરૂષે શ્રાદ્ધ કરવું અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દક્ષિણા દેવી તથા સોનાં રૂપાં દેવાં. ॥ ૮ ॥ દીન, અંધ અને કૃપણ લોકોને પણ પોતાની શક્તિ પ્રમાણે દેવું. હે ઋષિઓ! એ સ્થલમાં વિશેષે કરી સોનાનું દાન કરવું જોઈએ ॥ ૯ ॥ પગરખાં, પાણીનો કુંભ, દહીભાત અને લૂણ તથા જીરા સહિત શાકનું દાન કરવું. ॥ ૧૦ ॥ રાતાં વસ્ત્ર તથા કાંચળી રૂક્મિણીને પેહેરાવવાં અને 'મને વિષ્ણુ પ્રસન્ન હોજો' એમ બોલીને બ્રાહ્મણીઓને તથા બ્રાહ્મણોને પણ વસ્ત્ર પેહેરાવવાં. ॥ ૧૧ ॥ આમ કરવાથી માણસ કૃતાર્થ થાય છે અને પિતૃઓને ગયા શ્રાદ્ધના જેવી અક્ષય તૃપ્તિ થાયછે. ॥ ૧૨ ॥ ત્રણ પેહેડીના પિતૃઓ વિષ્ણુના લોકમાં જાય છે અને પોતે પણ લક્ષ્મીને તથા પુત્ર પૌત્રોને પ્રાપ્ત થઈને આનંદથી જીવેછે. ॥ ૧૩ ॥ એ માણસ ઉપર રૂક્મિણી સહિત ભગવાન સર્વદા પ્રસન્ન રેહે છે અને આલોક તથા પરલોકમાં સઘળાં મનવાંછિત સુખ આપે છે. ॥૧૪॥ આ વિષ્ણુપદોદ્ભવ તીર્થના અદ્ભુત માહાત્મ્યને જે માણસ ભક્તિથી સાંભળે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થાયછે.૧૫

ઈતિશ્રી પ્રલ્હાદજીએ કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો 'વિષ્ણુપદ માહાત્મ્ય' એવા નામનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

# ॥ द्वादशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ ततोगच्छेद्गोप्रचारंगोपीसरइतिश्रुतं ॥ यत्रस्नात्वानरोभक्त्यालभेद्गोदानजंफलं ॥ १ ॥ यत्रस्नातिजगन्नाथो नभस्येदैवतैर्वृतः ॥ कोटिदानंचतत्प्रोक्तंद्वादश्यांद्विजसत्तमाः ॥ २ ॥

॥ ऋषयऊचुः ॥ कथंतुतत्रदैत्येंद्रत्वभवद्गोपिसंज्ञकं ॥ तीर्थंकथयतत्त्वेनयत्रयातिजनार्दनः ॥ ३ ॥

॥ श्रीप्रल्हादउवाच॥हतेकंसेभोजराजेकृष्णेनामिततेजसा॥ उग्रसेनेभिषिक्तेचमधुपुर्यांमहात्मना ॥ ४ ॥ उद्धवंप्रेषयामासगोकुलं गोकुलप्रिय ॥ सुहृदांप्रियकामार्थंगोपगोपीजनस्यच ॥ ५ ॥ सनमस्कृत्यगोविंदंप्रययौनंदगोकुलं ॥ तत्तुल्यैनैवरूपेणवस्त्रालंकारभूषणैः ॥ ६ ॥ तंदृष्ट्वादिवसस्यांतेगोविंदानुचरंप्रियं ॥ उद्धवंपूजयामासुर्वस्त्रमाल्यार्हणादिभिः ॥ ७ ॥ तंभुक्तवंतंविश्रांतंयशोदा पुत्रवत्सला ॥ नंदश्चबाष्पपूर्णाक्षःपप्रच्छानामयंहरेः ॥ ८ ॥

## અધ્યાય ૧૨ મો.

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ ! ત્યાંથી ગોપ્રચાર અને ગોપી તળાવ એવા નામના તીર્થમાં જવું. ત્યાં ભક્તિપૂર્વક નાહાવાથી ગોદાન કરયાનું ફળ મનુષ્યને મળે છે. ॥ ૧ ॥ શ્રાવણ મહીનામાં દેવતાઓ સહિત ભગવાન પણ ત્યાં સ્નાન કરે છે. દ્વાદશીને દિવસે ત્યાં સ્નાન કરવાથી કોટિ દાનનું ફળ મળે છે. ॥ ૨ ॥

ઋષિઓ પુછે છે—હે પ્રલ્હાદજી ! એ ગોપી તળાવ તે સ્થલમાં કેવી રીતે થયું છે કે જ્યાં નાહાવા વાસ્તે ભગવાન જાય છે તે યથાર્થ રીતે કહો. ॥ ૩ ॥

પ્રલ્હાદજી કેહે છે—યાદવોના રાજા કંસને મારી મથુરામાં ઉગ્રસેનનો અભિષેક કરયા પછી અપાર શક્તિવાળા મહાત્મા શ્રીકૃષ્ણે ॥ ૪ ॥ સ્નેહીઓને તથા ગોવાળીઆઓને અને ગોપીઓને રાજી કરવા સારૂ ગોકુલપર પ્રેમ રાખનારા ઉદ્ધવજીને ગોકુલમાં મોકલ્યા. ॥ ૫ ॥ વસ્ત્ર, અલંકાર અને ભૂષણ આદિથી શ્રીકૃષ્ણ સરખો વેષ ધારનારા ઉદ્ધવજી ભગવાનને પગે લાગીને નંદના ગોકુલમાં ગયા. ॥ ૬ ॥ સાયંકાલે આવેલા તે ભગવાનના પ્યારા અનુચર ઉદ્ધવજીને જોઈ ત્યાંના લોકોએ વસ્ત્ર, પુષ્પ અને ચંદન આદિથી તેમનો સત્કાર કરયો. ॥ ૭ ॥ ઉદ્ધવજીએ જમીને વિશ્રામ લીધો તે સમયે પુત્ર ઉપર પ્રેમવાળાં યશોદાજીએ અને જેનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં એવા નંદરાયે ભગવાનનું કુશલ પુછ્યું કે ॥ ૮ ॥ "મારા પુત્ર

कच्चित्स्तोवैसुखंपुत्रौरामकृष्णौयदूत्तमौ ॥ कच्चित्स्मरतिगोविंदो वयस्यान्गोपबालकान् ॥ ९ ॥ कच्चिदेष्यतिगोविंदोगोष्टंसमथुरेश्वरः ॥ तारयिष्यतिनःपुत्रोगोकुलंवृजिनार्णवात् ॥ १० ॥ इत्युक्त्वाबाष्पपूर्णाक्षौयशोदानंदएवच ॥ दीनौरुरुदतुर्गाढंपुत्रस्नेहवशंगतौ ॥ ११ ॥ उद्धवस्तौततोदृष्ट्वाप्राणसंशयमागतौ ॥ मधुरैःकृष्णसंदेशैःस्नेहयुक्तैरजीवयत् ॥ १२ ॥ नमस्करोतिभवतींभवंतंचसहाग्रजः ॥ अनामयंपृच्छतोवोद्वौचक्षेमेणतिष्ठतः ॥ १३ ॥ क्षिप्रमेष्यतिदाशार्होरामेणसहितःप्रभुः ॥ अत्रागत्यजगन्नाथोविधास्यतिसवोहितं ॥ १४ ॥ इत्येवंकृष्णसंदेशैःसमाश्वास्यसउद्धवः ॥ सुखंसुष्वापशयनेनंदाद्यैरभिनंदितः ॥ १५ ॥ गोप्यस्तदारथंदृष्ट्वा द्वारेनंदस्यविस्मिताः ॥ कोयंकोयमितिप्राहुःकृष्णागमनशंकया ॥ ॥ १६ ॥ गोपालराजस्यगृहेरथेनादित्यवर्चसा ॥ समागतोमहाबाहुःकृष्णवेषानुगःसदा ॥ १७ ॥ परस्परंसमागत्यसर्वास्ताव्रजयोषितः॥

યાદવોમાં ઉત્તમ બલભદ્ર અને શ્રીકૃષ્ણ સારીપેઠે છે? શ્રીકૃષ્ણ પોતાના સરખી અવસ્થાના ગોપ બાલકોને સંભારે છે? ॥ ૯ ॥ મથુરાના ઈશ્વર શ્રીકૃષ્ણ ગોકુલમાં આવશે? અને અમને તથા ગોકુલને દુઃખરૂપી સમુદ્રમાંથી એ પુત્ર તારશે." ॥ ૧૦ ॥ એટલું બોલી આંસુથી ભરાએલાં નેત્રવાળાં, દીન અને પુત્રના સ્નેહને વશ થએલાં નંદ અને યશોદા બહુજ રોઈપડયાં. ॥ ૧૧ ॥ એઓને મરવા તુલ્ય થઈ ગએલાં જોઈ ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણના સ્નેહ ભરેલા સંદેશા નીચે પ્રમાણે કહીને તેઓની આશ્વાસના કરી. ॥ ૧૨ ॥ "બલભદ્ર સહિત શ્રીકૃષ્ણે તમોને પ્રણામ કહ્યા છે, આરોગ્ય પુછ્યું છે અને એઓ બન્ને સારી પેઠે છે. ॥ ૧૩ ॥ ભગવાન બલભદ્રની સાથે અહીં તુરત આવશે અને આવીને તે જગતના પ્રભુ તમારૂં હિત કરશે." ॥ ૧૪ ॥ નંદ આદિ લોકોએ પૂજેલા ઉદ્ધવજી એ પ્રમાણે ભગવાનના સંદેશાઓથી આશ્વાસના કરીને મોજથી શયનમાં સુઈરહ્યા. ॥ ૧૫ ॥ સવારે ગોપીઓ નંદના દ્વારમાં રથ પડેલા જોઈ વિસ્મય પામીને 'આ કોણ આવ્યો છે આ કોણ આવ્યો છે' એમ ભગવાન પધારવાની શંકાથી બોલવા લાગી ॥ ૧૬ ॥ ત્યાં જાણવામાં આવ્યું કે "સર્વદા કૃષ્ણના વેષને અનુસરનારા ઉદ્ધવજી સૂર્ય જેવા તેજસ્વી રથમાં બેસીને નંદરાયને ઘેર આવ્યા છે." ॥ ૧૭ ॥ પછી સ્નેહથી દુઃખ પામેલી સઘળી ગોપીઓએ પરસ્પરની સાથે મળી એકાંતમાં તેમને નીચે પ્રમાણે ભગવાનના સમાચાર પુછ્યા. ॥ ૧૮ ॥

विविक्तेकृष्णसंदेशंप्रपच्छुःस्नेहकर्शिताः ॥ १८ ॥

॥ गोप्यऊचुः ॥ कस्मात्त्वमिहसंप्राप्तःकिंतेकार्यमिहाद्यवै ॥ दस्युरूपप्रतिच्छन्नोह्यस्मान्किंहर्तुमिच्छसि ॥ १९ ॥ पूर्वमेवहृतं तेनकृष्णेनहृदयादिकं ॥ पाययित्वाधरसुधांगतोह्त्वामनांसिनः २०

॥ प्रल्हादउवाच ॥ इत्येवमुक्त्वातागोप्योमुमुहुःशोकविह्वलाः ॥ प्रेक्षंत्यःकृष्णदासंतंनिपेतुर्धरणीतले ॥ २१ ॥ उद्धवस्तं जनंदृष्ट्वाकृष्णस्नेहरताशयं ॥ आश्वासयामासतदावाक्यैःश्रोत्रसुखावहैः ॥ २२ ॥

॥ उद्धवउवाच ॥ भगवानपिदाशार्हःकंदर्पशरपीडितः ॥ न भुंक्तेनस्वपितिचचिंतयन्वस्त्वहर्निशम् ॥ २३ ॥

॥ प्रल्हादउवाच ॥ तच्छ्रुत्वावचनंतस्यललिताक्रोधमूर्छिता ॥ उद्धवंताम्रनयनाप्रोवाचरुदतीतदा ॥ २४ ॥

॥ ललितोवाच ॥ असत्योभिन्नमर्यादःक्रूरःक्रूरजनप्रियः ॥ माकृथाअस्मत्पुरतःकथांतस्याकृतात्मनः ॥ २५ ॥

ગોપીઓ કેહે છે—તમે આજ અહીં ક્યાંથી આવ્યા છો અને તમારે અહીં શું કામ છે? ચોરી કરનારા કૃષ્ણનું રૂપ ધરીને તમારે અમને હરી જવાની ઇચ્છા છે? ॥ ૧૯ ॥ એ ભગવાને અમારાં હૃદય વગેરે તો પ્રથમથીજ હરી લીધાં છે. અમને અધરામૃત પાઈ અમારાં મનનું હરણ કરીને જતા રહ્યા છે. ॥ ૨૦ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે બોલી શોકથી વિહ્વલ થએલી તે ગોપીઓ ઉદ્ધવજીને જોતાં જોતાં મૂર્છા પામીને ધરતીપર પડી ગઈ. ॥ ૨૧ ॥ ગોપીઓના અંતઃકરણો એવી રીતે સ્નેહથી કૃષ્ણમાં લાગેલાં જોઈ ઉદ્ધવજીએ કાનને સુખ આપે એવાં નીચે પ્રમાણે વચનોથી ગોપીઓની આશ્વાસના કરી. ॥ ૨૨ ॥

ઉદ્ધવજી કેહે છે—ભગવાન શ્રીકૃષ્ણ પણ તમારી પેઠેજ કામદેવનાં બાણોથી પીડાઈ રાત દિવસ તમારૂં સ્મરણ કરયા કરે છે તેથી જમતા નથી કે સુતા પણ નથી. ॥ ૨૩ ॥

પ્રલ્હાદજી કેહે છે—ઉદ્ધવજીનું એ વચન સાંભળી ક્રોધથી વ્યાપ્ત થએલી લલિતા નામની ગોપી આંખો રાતી કરી રોતાં રોતાં નીચે પ્રમાણે બોલી. ॥ ૨૪ ॥

લલિતા કેહે છે—કૃષ્ણ કે જે ખોટા બોલા, મર્યાદાને તોડનાર, ક્રૂર, ક્રૂર લોકો પર પ્રીતિ ધરનાર અને ચંચલ મન વાળા છે તેમની વાત અમારી પાસે કરો માં. ॥ ૨૫ ॥ એ મૂઢ કૃષ્ણ સ્ત્રીઓનો ત્યાગ કરીને દ્વારકામાં જતા રહ્યા માટે એ દુષ્ટ

धिग्धिकूपापसमाचारोधिगसौनिष्ठुराशयः ॥ हित्वायस्त्रीजनंमूढो गतोद्वारवतींहरिः ॥ २६ ॥

॥ श्यामलोवाच ॥ किंतस्यमंदभाग्यस्यत्वल्पपुण्यस्यदुर्मतेः ॥ माकुरुध्वंकथाःसाध्व्यःकथाःकथयतापराः ॥ २७ ॥

॥ धानीयोवाच ॥ केनायंहिसमानीतोदूतोदुष्टजनस्यच ॥ यातुतेनपथापापःपुनर्नायातियेनच ॥ २८ ॥

॥ विशाखोवाच ॥ नशीलंनकुलंयस्यज्ञायतेजन्मकर्मच ॥ हीनस्यपुरुषार्थेनतेनसंगोनिरर्थकः ॥ २९ ॥ योनस्त्यक्त्वास्त्रियः पापोगतःसंछिन्नसौहृदः ॥ किंनस्तत्कथयागोप्यःस्नेहंत्यजत दुःखदं ॥ ३० ॥

॥ राधोवाच ॥ भूतानांघातनेयस्यनास्तिपापकजंभयं ॥ तस्यस्त्रीहननेशंकासख्यःक्वापिनविद्यते ॥ ३१ ॥

॥ सेव्योवाच ॥ सत्यंब्रूहिमहाभागकिंकरोतियदूत्तमः ॥ संवृतोनागरस्त्रीभिःकथांनःसकरोतिकिं ॥ ३२ ॥

રીતિ વાળા અને કઠોર મનવાળા છે. એમને ધિક્કાર છે, ધિક્કાર છે અને ધિક્કાર છે. ॥ ૨૬ ॥

શ્યામળા કેહે છે—હે ભલી ગોપીઓ! આપણે કે જેઓ મંદભાગ્યવાળી અને થોડાં પુણ્ય વાળી છીએ તેઓનું એ દુર્મતિની વાતોમાં શું વળશે. એ વાત છોડી દીઓ. બીજી વાતો કરો. ॥ ૨૭ ॥

ધાનીયા કેહે છે—એ દુષ્ટ માણસના આ દૂતને અહીં કોણ તેડી આવેલું છે. હવે આ પાપી પાછો આવે નહી એવે માર્ગે તેને જવાદો. ॥ ૨૮ ॥

વિશાખા કેહે છે—કૃષ્ણ કે જેનાં કુલ, શીલ, જન્મ કે કર્મ જાણવામાં આવતાં નથી અને જે પુરૂષાર્થ રહિત છે તેમની સાથે સ્નેહ રાખવો એ વ્યર્થ છે. ॥ ૨૯ ॥ જે પાપી કૃષ્ણ સ્નેહને તોડી નાખી સ્ત્રીઓનો ત્યાગ કરી જતો રહ્યો તેની વાતો કરવાનું આપણે શું પ્રયોજન છે. સ્નેહ કે જે દુઃખદાયી છે તેને છોડી દીયો. ॥ ૩૦ ॥

રાધા કેહે છે—હે સખીઓ! જેને પ્રાણીઓને મારવામાં પણ પાપોનો ભય નથી તેને આવી રીતે સ્ત્રીઓને મારવામાં કેમજ હોય? હોયજ નહી. ॥ ૩૧ ॥

સેવ્યા કેહે છે—હે પૂજ્ય ઉદ્ધવજી! સાચું બોલો! ભગવાન શું કરે છે. શેહેરની સ્ત્રીઓમાં વીંટાએલા ભગવાન અમારી વાતો કરે છે? ॥ ૩૨ ॥

॥ पद्मोवाच ॥ कदोद्धवमहाबाहुर्नागरीजनवल्लभः ॥ समेष्यतिचदाशार्हःपद्मपत्रायतेऽक्षणः ॥ ३३ ॥

॥ भद्रोवाच ॥ हेकृष्णगोपप्रवरहागोपीजनवल्लभ ॥ समुद्धरमहाबाहोगोपीःसंसारसागरात् ॥ ३४ ॥

॥ प्रल्हादउवाच ॥ इतितािविविधैर्वाक्यैर्विलपंत्योव्रजास्त्रियः ॥ रुरुदुःसुस्वरंदेव्यःस्मरंत्यःकृष्णचेष्टितं ॥ ३५ ॥ तासांतद्रुदितंश्रुत्वाभक्तिंचस्नेहसंगतां ॥ विस्मयंपरमंगत्वासाधुसाध्वितिचाब्रवीत् ॥ ३६ ॥

॥ उद्धवउवाच ॥ यंनदेवानचहरोनब्रह्मानमहर्षयः ॥ स्वभावमनुगच्छंतितंगताव्रजयोषितः ॥ ३७ ॥ सर्वाणांसफलंजन्मजीवितंचसुजीवितं ॥ कृष्णेपरेऽव्ययेयासांभक्तिरव्यभिचारिणी॥३८॥

॥ गोप्यऊचुः ॥ साधुदर्शयगोविंदंसाधुदर्शयवल्लभं ॥ नयास्मान्साधुतत्रैवयत्रातिष्ठतिसोऽच्युतः ॥ ३९ ॥

॥श्रीप्रल्हादउवाच ॥ तासांतद्भाषितंश्रुत्वातथानिलयनंबहु॥

પદ્મા કેહે છે–હે ઉદ્ધવ! મોટા હાથવાળા, શેહેરની સ્ત્રીઓપર પ્રેમ રાખનારા અને કમળ પત્ર સરખાં મોટાં નેત્રવાળા ભગવાન ક્યારે આવશે. ॥ ૩૩ ॥

ભદ્રા કેહે છે–હે કૃષ્ણ! હે ગોવાળીઆઓમાં ઉત્તમ! હે ગોપીજનને પ્યારા! હે વીર! ગોપીઓને સંસાર રૂપી સમુદ્રમાંથી કાહાડો. ॥ ૩૪ ॥

પ્રલ્હાદજી કેહે છે–એ પ્રમાણે શ્રીકૃષ્ણની લીલાઓને સંભારી સંભારી અનેક પ્રકારના વિલાપ કરતી તે ગોપીઓ ઊંચા સ્વરથી રોવા લાગી. ॥ ૩૫ ॥ એઓનું રોવું સાંભળી અને પ્રેમ ભરેલી ભક્તિ જોઈ પરમ વિસ્મય પામીને ઉદ્ધવજીએ 'વાહ વાહ' એમ કહી નીચે પ્રમાણે કહ્યું. ॥ ૩૬ ॥ દેવતાઓ, સદાશિવ, મોટા ઋષિઓ અને બ્રહ્મા પણ જેવા ભક્તિભાવને પામ્યા નથી તેવા ભક્તિભાવને ગોપીઓ પામેલી છે. ॥ ૩૭ ॥ સઘળી ગોપીઓ કે જેઓને પર અને અવિનાશી શ્રીકૃષ્ણમાં આવી એકાંત ભક્તિ પ્રાપ્ત થઈ છે તેઓનો જન્મ સફળ છે અને જીવવું પણ ભાગ્યશાળી છે. ॥ ૩૮ ॥

ગોપીઓ કેહે છે–હવે અમને ભગવાનને દેખાડો તો ઠીક, પ્યારાને દેખાડો તો ઠીક, જ્યાં એ ભગવાન રહ્યા છે તે સ્થલમાંજ અમને લઈજાઓ તો ઠીક. ॥ ૩૯ ॥

પ્રલ્હાદજી કેહે છે–એ પ્રમાણે તેઓનાં ભાષણ અને ઘણા ઘણા વિલાપ સાંભળી એહથી વિહ્વલ થઇ તે ગોપીઓને શ્રીકૃષ્ણની પાસે તેડી જવાની ઉદ્ધવજીએ

बाढमित्येवमित्यूचेउद्धवःस्नेहविह्वलः ॥ ४० ॥ उद्धवेनस
मंसर्वास्ततस्ताव्रजयोषितः ॥ अनुजग्मुर्मुदायुक्ताःकृष्णदर्शनलाल
साः ॥ ४१ ॥ गायंत्यःप्रियगीतानितद्बालचरितानिच ॥ जग्मुःसहै
वशनकैरुद्धवेनव्रजांगनाः ॥ ४२ ॥ यदुपुर्यास्ततोदृष्ट्वाउद्यानवन
राजयः ॥ अद्यदेवंप्रपश्यामःकृष्णाख्यंनंदनंदनं॥ ४३ ॥ द्वारावत्या
मनुगमाद्ध्यानाल्लक्ष्मीपतेस्तदा ॥ अशेषात्किल्बिषान्मुक्ताविध्व
स्ताशेषबंधनाः ॥ ४४ ॥ संप्राप्तास्तुततःसर्वास्तीरेमयसरस्यच ॥
उद्धवःप्रणिपत्याहगोपिकाःकृष्णदैवतः ॥ ४५ ॥ मातरःस्थीयताम
त्रअत्रैष्यतिमहाभुजः॥ कृष्णःकमलपत्राक्षोविधास्यतिसवोहितं ४६

॥ गोप्यऊचुः ॥ कस्योद्धवइदंचात्रसरःसारसशोभितं ॥
संपूर्णपंकजैश्चित्रंकल्हारकुमुदोत्पलैः ॥ ४७ ॥

॥ उद्धवउवाच ॥ मयोनाममहादैत्योमायावीलोकविश्रुतः ॥
कृतंतेनसरःशुभ्रंतस्यनाम्नाचविश्रुतं ॥ ४८ ॥

हा पाडी. ॥ ४० ॥ पछी आनंद पामेली अने भगवानना दर्शननी तृष्णावाळी ते गोपीओ उद्धवजीनी साथे चाली. ॥ ४१ ॥ भगवानना गीतो अने बालचरित्रोनुं गायन करती ते गोपीओ उद्धवजीनी साथे धीरे धीरे चालवा लागी. ॥ ४२ ॥ पछी द्वारकानां वनोने अने बगीचाओने जोई बोलवा लागी के 'आज नंदना पुत्र श्रीकृष्ण देवने आपणे देखीशुं.' ॥ ४३ ॥ द्वारकाना स्थलमां आववाथी, श्रीकृष्णना ध्यानथी सघळां पापोमांथी मुक्त थएली अने जेओनां सघळां बंधनो त्रुटी गयां हतां एवी गोपीओ ॥ ४४ ॥ चालतां चालतां 'मयसर' नामना तळावने कांठे आवी. जेओनुं परम दैवत कृष्णज छे एवी ते गोपीओने प्रणाम करीने ते स्थलमां उद्धवजीए कह्युं के ॥ ४५ ॥ मावडीओ! तमो हवे अहींज रहो. कमळ पत्र सरखां नेत्रवाळा श्रीकृष्ण अहीं पधारशे अने तमारुं हित करशे. ॥ ४६ ॥

गोपीओ कहे छे—हे उद्धवजी! सारस पक्षीओथी शोभी रहेलुं, कमळोथी भरपूर अने कल्हार, कुमुद तथा उत्पल नामनां पुष्पोथी विचित्र आ तळाव कोनुं छे. ॥ ४७ ॥

उद्धवजी कहे छे—मायावी अने लोकोमां प्रख्यात 'मय' नामनो एक मोटो दैत्य छे तेणे आ सुंदर तळाव बनाव्युं छे अने तेना नाम उपरथी 'मयसर' कहेवाय छे. ॥ ४८ ॥

॥ गोप्यऊचुः ॥ शीघ्रमानयगोविंदंसाधुदर्शयाच्युतं ॥ नयनानंदजनकंतापत्रयविनाशनं ॥ ४९ ॥

॥ प्रल्हादउवाच ॥ तच्छ्रुत्वावचनंतासांगोपिकानांतदोद्धवः॥ दूतैःसमानयामाससकृष्णंशीघ्रयायिभिः ॥ ५० ॥ आयातंनरयानेनदृष्ट्वादेवकिनंदनं॥भ्राजमानंस्ववपुषावनमालाविभूषितं॥ ५१ ॥ज्वलत्किरीटमुकुटंस्फुरन्मकरकुंडलं ॥ श्रीवत्सांकंमहाबाहुंपीतकौशेयवाससं ॥ ५२ ॥ आतपत्रसहस्रैस्तुसंवृतंवृष्णिपुंगवैः ॥ संक्रीडद्धंसमिथुनंसरःसारसशोभितं ॥ ५३ ॥ तंदृष्ट्वाच्युतमायातंलोककांतंमनोहरं ॥ प्रियंप्राणेश्वरंदृष्ट्वामुहुर्मुहुस्ताव्रजांगनाः ॥ ५४ ॥ नंदनंदनमाधुर्यलीलाप्याक्षिप्तचेतसः ॥ आनंदसंप्लवेलीनानापश्यन्नुभयंतदा ॥ ५५ ॥ चिरात्संज्ञामवापुस्ताविलप्तुमुपचक्रमुः ॥ हानाथकांतहास्वामिन्हाव्रजेशमनोहर ॥ ५६ ॥ संवृद्धोसिचयैर्बाल्यसंक्रीडन्वत्सपालकैः ॥ तेपित्वयापरित्यक्ताःकथंदुष्टोसिनिर्घृणः ॥ ५७ ॥

ગોપીઓ કેહે છે—નેત્રને આનંદ આપનારા અને ત્રણે તાપોનો નાશ કરનારા ગોવિંદને તુરત તેડાવો અને તુરત દેખાડો તો ઠીક. ॥ ૪૯ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે ગોપીઓનું વચન સાંભળી તે સમયે ઉદ્ધવજીએ શીઘ્ર જનારા દૂતો મોકલીને ભગવાનને તુરત તેડાવ્યા. ॥ ૫૦ ॥ દીપતા શરીરવાળા, વનમાળાથી શોભતા, ચમકતા કિરીટ મુકુટવાળા, ઝબકતાં મકરાકૃતિ કુંડળોવાળા, શ્રીવત્સના ચિન્હવાળા, મોટા હાથવાળા, પીળાં રેશમી વસ્ત્રો વાળા, હજારો છત્રો ધરીને આવતા ઉત્તમ યાદવોથી વીંટાએલા, જગતમાં સર્વથી સુંદર, મનને હરનાર, પ્રાણનાથ અને પ્યારા શ્રીકૃષ્ણ ભગવાનને જેમાં હંસોના જોડાં રમતાં હતાં એવાં અને સારસ પક્ષીઓથી શોભી રહેલાં તળાવ ઉપર પાલખીમાં બીરાજીને પધારતા જોઈ સઘળી ગોપીઓ મોહ પામી. ॥ ૫૧ ॥ ૫૨ ॥ ૫૩ ॥ ૫૪॥ ભગવાનની મધુરતાથી તથા લીલાઓથી હરાએલાં ચિત્તવાળી અને તે સમયે આનંદના પૂરમાં મગ્ન થએલી ગોપીઓને કેટલીકવાર તો બીજાનું અને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નહી ॥ ૫૫ ॥ ઘણીવારે સંજ્ઞા પ્રાપ્ત થતાં તેઓ વિલાપ કરવા લાગી કે "હે નાથ! હે પ્યારા! હે સ્વામી! હે વ્રજપતિ! હે મનોહર! ॥ ૫૬ ॥ બાલ અવસ્થામાં જે ગોવાળીઆઓની સાથે રમી રમીને મોટા થયા છે તેઓને પણ તમે છોડી દીધા તો તમે આવા દુષ્ટ અને નિર્દય કેમ છો ॥ ૫૭ ॥ તમારી પાસે ધર્મ નથી,

नतेंधर्मोनसौहार्दंनसख्यंसत्यमेवच ॥ पितृमातृपरित्यागीकथंयास्य सिसद्गतिं ॥ ५८ ॥ स्वामिन्भक्तपरित्यागःसर्वशास्त्रेषुगर्हितः ॥ त्य जतास्मान्वनेवीरतत्त्वंनावेक्षितंत्वया ॥ ५९ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ श्रुत्वातासांविलपितंगोपीनांनंदनंद नः ॥ अनन्यशरणाःसर्वाभावज्ञोभगवान्विभुः ॥ ६० ॥ प्रेम्णासं सात्वयन्सर्वाव्रजेशस्ताव्रजांगनाः ॥ अध्यात्मशिक्षयागोपीःप्रभुस्ता अन्वशिक्षयत् ॥ ६१ ॥

॥ श्रीभगवानुउवाच ॥ भवतीनांवियोगोमेनंकिंचिदपिचै वहि ॥ वसामित्हृदयेसर्वभूतानांयद्विशेषतः ॥ ६२ ॥ अहंसर्वस्य प्रभवोमत्तोदेवाःसवासवाः ॥ आदित्यावसवोरुद्राःसाध्याविश्वेमरु द्गणाः ॥ ६३ ॥ ब्रह्माविष्णुश्चरुद्रश्चसनकाद्यामहर्षयः ॥ इंद्रिया णिमनोबुद्धिस्तथासत्वंरजस्तमः ॥ ६४ ॥ कामःक्रोधश्चलोभश्चमो होहंकारएवच ॥ एतत्सर्वमशेषेणमत्तोगोप्यःप्रवर्तते ॥ ६५ ॥ सुषुप्ताविंद्रियादीनांलयेऽज्ञानस्यसाक्ष्यहं ॥ कार्यकारणकर्त्ताहंवियो

સ્નેહ નથી, મિત્રતા નથી અને સત્ય પણ નથી, તમે માબાપને પણ છોડી દીધાં છે તો તમને સદ્ગતિ કેમ મળશે ॥ ૫૮ ॥ હે સ્વામી! ભક્તજનનો ત્યાગ કરવો એ સર્વ શાસ્ત્રોમાં નિંદિત છે તો હે વીર! વનમાં અમને રઝળાવી જતાં તમે એ વાતનો કાંઈ વિચાર કર્યો નહી. ॥ ૫૯ ॥

પ્રલ્હાદજી કેહેછે– વ્રજના અધિપતિ! અને ભાવને જાણનારા પ્રભુ શ્રીકૃષ્ણ એ પ્રમાણે ॥૫૯॥ ગોપીઓના વિલાપ સાંભળી પોતા વિનાં જેઓનું બીજું પણ કોઈ પણ શરણ નથી એવી તે ગોપીઓને પ્રેમથી આશ્વાસના કરતાં નીચે પ્રમાણે બ્રહ્મવિ- દ્યાની રીતથી બોધ દેવા લાગ્યા. ॥ ૬૦ ॥ ૬૧ ॥

ભગવાન કેહેછે– તમોને મારો વિયોગ કદી પણ થયો નથી કારણ કે હું વિશેષ કરી સર્વ પ્રાણીઓના હૃદયમાં રહ્યો છું. ॥ ૬૨ ॥ હું સર્વની ઉત્પત્તિનું કારણ છું. ઈંદ્ર આદિ દેવ, સૂર્ય, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવા અને પવનના ગણો મારાથીજ ઉત્પન્ન થએલા છે ॥ ૬૩ ॥ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સનક આદિ મોટા ઋ- ષિઓ, ઈંદ્રિયો, મન, બુદ્ધિ, સત્વગુણ, રજોગુણ, તમોગુણ ॥ ૬૪ ॥ કામ, ક્રોધ, લોભ, મોહ, અને અહંકાર એ સઘળું સઘળી રીતે મારાથીજ પ્રવર્ત્તે છે ॥ ૬૫ ॥ હે ગો- પીઓ! હું કાર્યો તથા કારણોનો કર્ત્તા છું અને સુષુપ્તિમાં ઈંદ્રિય આદિનો લય થતાં પણ અજ્ઞાનનો સાક્ષી રેહેનાર છું તે એવાં મારાં આત્મ સ્વરૂપથી તમને વિયોગ થવોજ

गोनःकथंभवेत् ॥ ६६ ॥ गजेचमशकेचैवनाधिकन्यूनताम म ॥ कर्मणाजनितेदेहेएकोप्यात्मास्मिनिश्चलः ॥६७॥ एतज्ज्ञात्वामहाभागामाकुरुध्वंमनःशुचि॥सर्वभूतेषुमांनित्यंचिंतयध्वमकल्मषाः ६८

॥ श्रीप्रल्हादउवाच ॥ ताःकृष्णवचनंश्रुत्वागोप्योविध्वस्तबंधनाः ॥ विमुक्तसंशयाःकृष्णदर्शनानंदसंप्लुताः ॥ ६९ ॥ ऊचुश्चगोपवध्वस्ताःकृष्णदर्शननिर्मलाः ॥ अद्यनःसफलंजन्मअद्यनःसफलादृशः ॥ ७० ॥ यत्त्वामद्राक्ष्मगोविंदनागरीजनवल्लभं ॥ पुण्यहीनानपश्यंतिकृष्णाख्यंपुरुषंपरं ॥ ७१ ॥ वाक्यैर्हेत्वर्थसंयुक्तैर्यदिसंबोधितास्त्वया॥ तथापिमायाह्रदयान्नापैतिमधुसूदन ॥७२॥

॥ श्रीकृष्णउवाच ॥ दर्शनादस्यसरसोविमुक्ताशेषबंधनाः ॥ स्नानाच्चसकलान्कामानवाप्स्यथव्रजांगनाः ॥ ७३ ॥

॥ गोप्यऊचुः ॥ अत्यद्भुतःप्रभावोयंसरसोस्यउदाहृतः ॥ विधिंब्रूहिजगन्नाथविस्तराद्वृष्णिनंदन ॥ ७४ ॥

કેમ સંભવે. ॥ ૬૬ ॥ હું હાથીમાં અધિક નથી કે મસલામાં ન્યૂન નથી કર્મથી ઉત્પન્ન થએલો દેહ નાશ પામતાં પણ હું આત્મસ્વરૂપે અવિચળ રહું છું ॥ ૬૭ ॥ હે ભાગ્યશાળી ગોપીઓ ! તમો આ પ્રમાણે સમજીને મનને શોકમાં નહી રાખો હે નિર્દોષ સ્ત્રીઓ! સઘળા પદાર્થોમા સર્વદા મારૂંજ ચિંતન કરો ॥ ૬૮ ॥

પ્રલ્હાદજી કેહે છે— એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી જેઓનાં બંધન છુટી ગયાં, સંશયો ટળી ગયાં, દર્શનનો પરમ આનંદ મળ્યો અને તેથી નિર્મલતા પ્રાપ્ત થઈ એવી તે ગોપીઓએ ભગવાનને કહ્યું કે " આજ અમારો જન્મ સફળ થયો અને વિચારો પણ સફળ થયા ॥ ૬૯ ॥ ૭૦ ॥ કારણ કે હે ગોવિંદ! તમે કે જે શેહેરની સ્ત્રીઓપર પ્રેમ રાખનારા છો તેમનાં અમને દર્શન થયાં. પુણ્ય વગરનાં માણસોને શ્રીકૃષ્ણ નામના પરમ પુરૂષનું દર્શન મળેજ નહી. ॥ ૭૧ ॥ હે નાથ ! કારણોથી અને વિચારોથી ભરેલાં વચનોથી તમે અમોને સમજાવી તો પણ અમારા હૃદયમાંથી માયા દૂર થતી નથી." ॥ ૭૨ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે ગોપીઓ ! આ તલાવમાં નાહાવાથી અને દર્શન કરવાથી તમોને માયાનું અવશેષ મટી જશે તમારી સઘળી કામના પૂર્ણ થશે. ॥ ૭૩ ॥

ગોપીઓ કેહે છે—હે જગતના નાથ ! હે યાદવોને પ્રસન્ન કરનારા! તમે આ તલાવનો અત્યંત મહિમા કહ્યો માટે આ તલાવમાં સ્નાન દાન આદિ કરવાનો જે વિધિ હોય તે વિસ્તારથી કહો. ॥ ૭૪ ॥

॥ श्रीकृष्णउवाच ॥ भवतीनांमयासार्धमिहजातःसमाग
मः ॥ तस्मान्मयासदात्रत्रस्नातव्यंनियमेनहि ॥ ७५ ॥ यःस्ना
त्वापरयाभक्त्यापितृन्संतर्पयिष्यति ॥ श्रावणस्यासितेपक्षेद्वादश्यां
नियतःशुचिः ॥ ७६ ॥ दत्त्वादानंस्वशक्त्याचमामुद्दिश्यतथापितृ
न् ॥ लभतेवैष्णवंलोकंपितृभिःपरिवारितः ॥ ७७ ॥ गृहांधकूपेप
तितंमायापाशशतैर्वृतं ॥ मामुद्धरमहीनाथगृहाणार्घंनमोस्तुते॥७८॥
स्नात्वाचपरयाभक्त्यापितॄन्संतर्प्यभावतः ॥ कुर्याच्छ्राद्धंचपरया
पितृभक्त्यासमन्वितः ॥ ७९ ॥ दक्षिणांचततोदद्यात्सुवर्णरुक्ममे
वच ॥ उपानहौचदातव्येविष्णुर्मेप्रीयतामिति ॥ ८० ॥ प्रदात
व्यंपायसंचशर्करामधुसंयुतं ॥ नवनीतंघृतंछत्रंकंबलाजिनमेवच ॥
॥ ८१ ॥ भवतीभिःसमंयस्मान्ममजातःसमागमः ॥ आगंतव्यंम
यातस्मात्सदाह्यस्मिञ्जलाशये ॥ ८२ ॥ योवैस्नानंप्रकुरुतेसर
स्यस्मिन्मयासह ॥ गंगास्नानफलंतस्यविष्णुलोकंसगच्छति॥८३॥

શ્રીકૃષ્ણ કેહે છે—તમોને મારી સાથે આ સ્થલમાં સમાગમ થયો એટલા માટે હું હવે સર્વદા નિયમ પૂર્વક અહીં નાહાવા આવીશ. ॥ ૭૫ ॥ જે માણસ શ્રાવણ મહીનાના શુક્લ પક્ષની બારશને દિવસે જિતેંદ્રિય તથા પવિત્ર રહી પરમ ભક્તિથી આ તલાવમાં પિતૃઓનું તર્પણ કરશે. ॥ ૭૬ ॥ તથા મારો અને પિતૃ-ઓનો ઉદ્દેશ કરી પોતાની શક્તિ પ્રમાણે દાન કરશે તે માણસ પોતાના પિતૃઓ-સહિત વિષ્ણુના લોકને પ્રાપ્ત થશે. ॥ ૭૭ ॥ "હે પૃથ્વીનાથ ! હું કે જે ઘર રૂપી ઊંડી ખાડમાં પડેલો અને માયાના સૈકડો પાશોથી બંધાએલો છું તેનો ઉદ્ધાર કરો અને આ અર્ઘનો સ્વીકાર કરો." ॥ ૭૮ ॥ એ મંત્ર બોલી અર્ઘ દઈ પરમ ભક્તિ-થી પિતૃઓનું તર્પણ કરીને માણસે પ્રેમ પૂર્વક પિતૃઓની ભક્તિ ધરીને શ્રાદ્ધ કરવું તથા દક્ષિણા દેવી. ॥ ૭૯ ॥ આ સ્થલમાં શ્રાદ્ધ કર્યા પછી 'વિષ્ણુ મને પ્રસન્ન હો' એમ બોલીને સોનું, રૂપું, પગરખાં ॥૮૦॥ સાકર તથા મધ સહિત દુધપાક, માં-ખણ, ઘી, છત્ર, ધાબળા અને મૃગચર્મ એઓનાં દાન કરવાં. ॥ ૮૧ ॥ મને ત-મારી સાથે આ તળાવમાં સમાગમ થયો એટલા માટે હું નિત્ય આ જલાશયમાં આવીશ. ॥ ૮૨ ॥ જે માણસ મારી સાથે આ તળાવમાં સ્નાન કરશે તે ગંગાજીમાં નાહ્યાનું ફળ પામીને વિષ્ણુના લોકમાં જશે. ॥ ૮૩ ॥ એના ત્રણ પેહેડીના પિ-

मुक्तिंप्रयांतितस्यैवपितरस्त्रिकुलोद्भवाः ॥ पुत्रपौत्रसमायुक्ताधनधान्यसमन्विताः ॥ ८४ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्य मयसरःप्रभावगोमतीश्राद्धमाहात्म्यं नाम द्वादशोऽध्यायः ॥१२॥

તૃઓ મુક્તિ પામશે. એમાં નાહાવાથી સર્વે લોકો પુત્ર પૌત્રવાળા તથા ધન ધાન્યની સંપત્તિ વાળા થશે. ॥ ૮૪ ॥

ઈતિ શ્રી સ્કંદ પુરાણમાંની પ્રલ્હાદે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'મયસરઃ પ્રભાવ ગોપિકા બોધ નામનો બારમો અધ્યાય સંપૂર્ણ. ॥

## ॥ त्रयोदशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ इतिकृष्णवचःश्रुत्वागोप्यःसंहृष्टमानसाः ॥ तस्मिन्मयसरेस्नात्वाविमुक्ताशेषबंधनाः ॥ १ ॥ कृष्णस्यदर्शनेजातेपरमाल्हादसंयुताः॥ऊचुश्चवचनंगोप्योमधुरंमाधवंप्रति ।२।

॥ गोप्यऊचुः ॥ धन्यःसदैत्यप्रवरोमयोयेनकृतंसरः ॥ यस्मिंस्त्वंदेवतैःसार्धसमेष्यासिजगत्पते ॥ ३ ॥ यदितुष्टोसिभगवन्ननुग्राह्यावयंयदि ॥ अस्माकमपिवार्ष्णेयकारयत्वंसरोवरं ॥ ४ ॥ कीर्तनान्मृत्युलोकेस्मिंस्तत्रसंदर्शनेनच ॥ अहर्निशंतवध्यानाद्यास्यामःपरमांगतिं ॥ ५ ॥

### અધ્યાય ૧૩ મો.

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી મનમાં રાજી થએલી અને જેઓનાં સર્વ બંધનો ટળી ગયાં હતાં એવી ગોપીઓએ તે મયસરમાં સ્નાન કર્યું. ॥ ૧ ॥ પછી ભગવાનનું દર્શન મળવાથી જેઓને પરમ આનંદ મળ્યો એવી ગોપીઓએ ભગવાનનને નીચે પ્રમાણે વચનો કહ્યાં. ॥ ૨ ॥

ગોપીઓ કેહે છે—આ તળાવને બનાવનારો તે મયદાનવ ભાગ્યશાળી છે એમ સમજવું જોઈએ. કારણ કે હે જગતના પતિ! તેણે કરેલા આ તળાવમાં તમે દેવતાઓની સાથે પધારશો. ॥ ૩ ॥ હે મહારાજ! હે યાદવ! તમે જો પ્રસન્ન થયા હો અને અમારા પર અનુગ્રહ કરવો હોય તો અમારા નામથી પણ એક તળાવ કરાવો. ॥ ૪ ॥ અમો આ મનુષ્ય લોકમાં તમારાં દર્શનથી, તમારાં કીર્તનથી અને સર્વદા તમારા ધ્યાનથી પરમ ગતિ પામીશું. ॥ ૫ ॥

॥ श्रीकृष्णउवाच ॥ करिष्येवःप्रियंसाध्व्योयूयंममपरिग्रहाः ॥ अनुग्राह्यामयानित्यंभक्तिग्राह्योऽस्मिसर्वदा ॥ ६ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ इत्युक्त्वाभगवान्शौरिर्गोपीनांहितकाम्यया ॥ संनिधौसरसस्तस्यसरस्त्वन्यच्चकारह ॥ ७ ॥ तदगाधंस्वच्छजलंनलिनीदलशोभितं ॥ कुमुदोत्पलकल्हारपद्मिनीखंडमंडितं ॥ ८ ॥ सेवितंद्विजमुख्यैश्चसिद्धविद्याधरैस्तथा॥सेवितंयादवस्त्रीभिस्तथायदुकुमारकैः ॥ ९ ॥ दिवारात्रौसुसंपूर्णसर्वजानपदैर्जनैः ॥ तद्दृष्ट्वाजलकल्हारसुसंपूर्णजलाशयं ॥ १० ॥ हर्षाद्गोपीजनंकृष्णउवाचवचनंतदा ॥ पश्यध्वंगोपिकाःशुभ्रंसरःसरसमीपतः ॥ ११ ॥ स्वच्छंमिष्टजलापूर्णसज्जनानांयथामनः ॥ कारणाद्भवतीनांचयस्मात्कृतमिदंसरः ॥ १२ ॥ भवतीनांतथानाम्नाख्यातमेतद्भविष्यति॥गौर्वाचोवाचकःशब्दोभवतीभिर्मयासह ॥ १३॥ गोप्रचारेतिवैनामख्यातिंलोकेगमिष्यति ॥

॥ गोप्यऊचुः ॥ अनुग्राह्यायदिवयंअस्मदर्थेकृतंसरः ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે ભલી ગોપીઓ ! હું તમારૂં પ્રિય કરીશ કારણ કે તમો મારી અંગીકૃત છો. હું સર્વદા ભક્તિથી વશ્ય થાઉંછું માટે હું નિત્ય તમારા પર અનુગ્રહ રાખીશ. ॥ ૬ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ ભગવાને ગોપીઓનું હિત કરવા સારૂ તે તળાવની પાસે એક બીજું તળાવ કર્યું. ॥ ૭ ॥ આગાધ, સ્વચ્છ જળવાળું, કમળપત્રોથી શોભી રહેલું, કુમુદ ઉત્પલ કલ્હાર તથા કમલિનીઓના સમૂહોથી શોભતું ॥ ૮ ॥ ઉત્તમ બ્રાહ્મણો, સિદ્ધો તથા વિદ્યાધરોએ સેવેલું, યાદવોની સ્ત્રીઓ તથા યાદવોના બાલકોએ સેવેલું, ॥ ૯ ॥ રાત દિવસ સઘળા દેશી લોકોના સમાગમવાળું અને જળમાં થએલા કલ્હાર નામનાં પુષ્પોથી પરિપૂર્ણ એ તળાવ ઉત્પન્ન થતાં તેને જોઈ ॥ ૧૦ ॥ શ્રીકૃષ્ણે તે સમયે હર્ષથી ગોપીઓને કહ્યું કે "હે ગોપીઓ ! આ તળાવની પાસે બીજું સુંદર તળાવ થયું તે જુવો. ॥ ૧૧ ॥ સજ્જનોનાં મન જેવું સ્વચ્છ અને મીઠા જળથી ભરેલું આ તળાવ તમારે વાસ્તે કર્યું છે. ॥ ૧૨ ॥ એટલા માટે તમારા નામથીજ પ્રખ્યાત થશે. 'ગો' એવું વાણીનું (વાતનું) નામ છે તો તે વાતચીત મારે અને તમારે આ સ્થલમાં થઈ છે. ॥ ૧૩ ॥ તેથી લોકોમાં આનું 'ગોપ્રચાર' એવું નામ પણ કેહેવાશે."

अन्यत्किमपिवार्ष्णेयप्रार्थयामोददस्वतत् ॥ १४ ॥

॥ श्रीकृष्णउवाच ॥ प्रार्थ्यतांयदभिप्रेतंयद्वोमनसिवर्तते ॥ भक्त्यासमागतायूयंनास्त्यदेयंततोमम ॥ १५ ॥

॥ गोप्यऊचुः ॥ यदितुष्टोसिभगवन्यदिदेयोवरोहिनः ॥ तस्मात्त्वयासदाकृष्णनरयानेनमाधव ॥ १६ ॥ अत्रागत्यनभस्ये तुस्नातव्यंनियमेनहि॥यत्रत्वंदेवतास्तत्रयज्ञास्तीर्थानिकेशव॥१७॥ यत्रत्वंतत्रदानानिव्रतानिनियमास्तथा ॥ ॐकारश्चवषट्कारःस्वाहाकारःस्वधातथा ॥१८॥ भूर्भुवःस्वर्महर्लोकोजनःसत्यंतपस्तथा ॥ त्वन्मयंहिजगत्सर्वंसदेवासुरमानुषं ॥ १९ ॥ तस्मात्त्वयिजगन्नाथ अत्रस्नातेजनार्दने ॥ स्नातमत्रत्रिभुवनंभविष्यतिनसंशयः ॥२०॥ त्रैलोक्यपावनीगंगातवपादजलंहितत् ॥लक्ष्मीर्वक्षःस्थलस्थातेमुखे देवीसरस्वती ॥ २१ ॥ सर्वभूतमयेनात्रस्नातव्यंजगदीश्वर ॥ यद्ददासिमनुष्याणांभाविनांहिकलौयुगे ॥ २२ ॥ तद्ददस्वमहाबाहो कृपांकृत्वाजगत्पते॥यात्रायामागतानांचयत्फलंतद्ददस्वनः॥ २३ ॥

ગોપીઓ કેહે છે—તમે અમારે વાસ્તે તળાવ તો કર્યું પણ જો હજી તમારે અમારા પર અનુગ્રહ કરવો હોય તો બીજી પણ કાંઇંક માગણી કરીએ છીએ તે આપો. ॥ ૧૪ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—તમારા મનમાં જે કાંઈ ધાર્યું હોય તે માગો. તમો ભક્તિથી આવેલી છો માટે હું ન આપું એવું કાંઈ છેજ નહી. ॥ ૧૫ ॥

ગોપીઓ કેહે છે—હે મહારાજ ! તમે જો પ્રસન્ન થયા હો અને અમને વરદાન દેવું હોય તો આપે શ્રાવણ માસમાં સર્વદા પાલખીમાં બીરાજી ॥ ૧૬ ॥ અહીં પધારીને નિયમ પૂર્વક સ્નાન કરવું. હે કેશવ ! જ્યાં તમારી સ્થિતિ હોય ત્યાં દેવતાઓ, યજ્ઞો, તીર્થો, ॥ ૧૭ ॥ દાનો, વ્રતો, નિયમો, ઓંકાર, વષટ્કાર, સ્વાહા, સ્વધા ॥ ૧૮ ॥ પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક એઓની સ્થિતિ હોય છે. દેવ, અસુર અને મનુષ્યો સહિત સઘળું જગત તમારા મયજ છે. ॥ ૧૯ ॥ એટલા માટે હે પ્રભુ ! તમે અહીં સ્નાન કરશો એટલે સઘળા બ્રહ્માંડે સ્નાન કર્યું ગણાશે એમાં સંશય નથી. ॥ ૨૦ ॥ ત્રૈલોક્યને પવિત્ર કરનારાં ગંગાજી તમારા પગ ધોવાના જળ રૂપ છે, તમારાં વક્ષઃસ્થલમાં લક્ષ્મી રહ્યાં છે અને મુખમાં સરસ્વતી રહ્યાં છે. ॥ ૨૧ ॥ હે જગતના ઈશ્વર ! એ પ્રમાણે આપ કે જે સર્વ પદાર્થો રૂપ છો તેમણે અહી સ્નાન કરવું. હે મહાબાહુ !

॥ श्रीकृष्णउवाच ॥ यत्फलंहिमनुष्याणांस्नातानांगोपिका
सरे ॥ तच्छृणुध्वमसंदिग्धंप्रसन्नेमयिगोपिकाः ॥ २४ ॥ सोपस्क
रांसवत्सांचवस्त्रालंकारभूषितां ॥ यथोक्तदक्षिणांदत्वाब्राह्मणाय
कुटुंबिने ॥ २५ ॥ सदाचारायशुद्धायदरिद्रनुपकारिणे ॥ गांदत्वा
फलमाप्नोतिस्नानमात्रेणतत्फलं ॥ २६ ॥ यावत्पदानिमनुजःकृष्णे
नसहगच्छति॥ कुलानिदिवितावंतिवसंतिहरिमंदिरे ॥२७॥ कृष्णेनस
हगच्छंतिगीतवादित्रनिःस्वनैः ॥ स्तुवंतोविविधैःस्तोत्रैर्गोविंदंगोपि
कासरे ॥ २८ ॥ नमातुर्जठरेतेषांयातनाविद्यतेन्नृणां ॥ सर्वान्का
मानवाप्नोतिवैष्णवंलोकमाप्नुयात् ॥ २९ ॥ अर्घंदत्वाविधानेनस्ना
नंकुर्याद्विचक्षणः ॥ मंत्रेणानेनवैसाध्व्यःश्रद्धयापरयायुतः ॥ ३० ॥
नमस्तेगोपरूपायविष्णवेपरमात्मने ॥ गोप्रचारेजगन्नाथगृहाणार्घंन
मोस्तुते ॥३१॥ अर्घंदत्वाविधानेनमृदमालिप्यपाणिना ॥ स्नाया
च्छ्रद्धासमायुक्तस्तर्पयेत्पितृदेवताः ॥ ३२ ॥

હવે બીજું પણ કૃપા કરીને કહો કે "કલિયુગમાં ભક્તિથી આ સ્થલમાં યાત્રા કરવા આવેલા લોકોને તમે શું આપશો." ॥ ૨૨ ॥ ૨૩ ॥

શ્રીકૃષ્ણ કેહે છે હે ગોપીઓ! હું પ્રસન્ન થયો છું માટે ગોપી તળાવમાં નાહેલાં મનુષ્યોને અવશ્ય જે ફળ પ્રાપ્ત થશે તે સાંભળો. ॥ ૨૪ ॥ ઉપસ્કરો સહિત, વાછડાં સહિત, વસ્ત્રો તથા અલંકારોથી શણગારેલી ગાય સારા આચારવાળા, શુદ્ધ, દરિદ્ર અને જેમાંથી સામા ઉપકારની આશા ન હોય એવા કુટુંબી બ્રાહ્મણને શાસ્ત્રોક્ત દક્ષિણા સહિત આપવાથી જે ફળ થાય છે તે ફળ ગોપી તળાવમાં નાહાવા માત્રથી મળશે. ॥ ૨૫ ॥ ૨૬ ॥ જે માણસ મારી સાથે જેટલાં પગલાં ચાલીને અહીં આવશે તેનાં તેટલાં કુલો મારા લોકમાં વસશે. ॥ ૨૭ ॥ અનેક સ્તોત્રોથી મારી સ્તુતિ કરતા અને ગાયન તથા વાજંત્રના શબ્દો કરતા જે લોકો મારી સાથે ગોપીતળાવમાં આવશે ॥ ૨૮ ॥ તે લોકોની માના ઉદરમાં રેહેવા સંબંધી નહી ભોગવવી પડે, સઘળા મનોરથો પૂર્ણ થશે અને વિષ્ણુનો લોક મળશે. ॥ ૨૯ ॥ હે ભલી ગોપીઓ! વિલક્ષણ પુરૂષે પરમ શ્રદ્ધા રાખી નીચેનો મંત્ર બોલી અર્ઘ દઈને વિધિપૂર્વક સ્નાન કરવું. ॥ ૩૦ ॥ "હે જગત નાથ! તમે કે જે ગોવાળીઆ રૂપે પરમાત્મા વિષ્ણુ છો તમને ગોપ્રચાર તીર્થમાં અર્ઘ આપુછું. આ અર્ઘનો સ્વીકાર કરો. તમને પ્રણામ કરૂં છું" ॥ ૩૧ ॥ એ પ્રમાણે વિધિ સહિત અર્ઘ દઈ હાથવતે માટી ચોપડી નાહીને શ્રદ્ધાથી પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરવું, ॥ ૩૨ ॥ અને પછી એકાગ્ર ચિત્તે

श्राद्धंकुर्यात्ततोभक्त्याएकचित्तःसमाहितः ॥ यथोक्तंदक्षिणांदद्या
त्सुवर्णरुक्ममेवच ॥ ३३ ॥ विशेषतःप्रदातव्यंतांबूलंकज्जलंतथा ॥
दुकूलानिचदेयानितथाकौसुंभकानिच ॥ ३४ ॥ दंपत्योर्वाससी
चैवभूषणानिस्वशक्तितः ॥ गौश्वदेयाद्विजातिभ्योवृषभाश्वधुरंधराः
॥ ३५ ॥ दीनांधकृपणेभ्यश्वदानंदेयंस्वशक्तितः ॥ एवंकृत्वानरः
सम्यगुत्तमांगतिमाप्नुयात् ॥ ३६ ॥ प्रयांतिपरमंलोकंपितरस्त्रि
कुलोद्भवाः ॥ लभतेपुत्रकामस्तुपुत्रांनिष्टान्मनोरमान् ॥ ३७ ॥
यंयंकामयतेकामंस्वर्गमोक्षादिकंनरः ॥ तंसर्वंसमवाप्नोतियःस्ना
तोगोपिकासरे ॥ ३८ ॥ यावल्लोकाभविष्यंतितावत्स्थास्यति
वैसरः ॥ यावत्सरस्ततःकीर्तिर्भवतीनांभविष्यति ॥ ३९ ॥ यःशृ
णोतिनरोभक्त्यानारीचैवविशेषतः ॥ सर्वान्कामानवाप्नोतिअंतेमु
क्तिनसंशयः॥४०॥तस्यकीर्तिर्मनुष्येषुस्थास्यत्यविचलासदा॥याव
त्कीर्तिर्मनुष्येषुतावत्स्वर्गोनसंशयः ॥ ४१ ॥ पुण्यंगोपीसरमिदंजल
पूर्णंसदैवहि ॥ अवगाह्यंमयागोप्योनभस्येनियमेनहि ॥ ४२ ॥

સાવધાનપણાથી ભક્તિ પૂર્વક શ્રાદ્ધ કરી શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે દક્ષિણા દેવી તથા સોના રૂપાનું દાન કરવું. ॥ ૩૩ ॥ આ સ્થલમાં વિશેષે કરી નાગરવેલનાં પાન, કાજળ, કસુંબાં વસ્ત્રો, ॥ ૩૪ ॥ સ્ત્રી પુરૂષોનાં વસ્ત્રો, આભૂષણો, ગાય અને ધોસરી ઊપાડનારા બળદો પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને દેવા. ॥ ૩૫ ॥ દીન આંધળા અને કૃપણ લોકોને પણ પોતાની શક્તિ પ્રમાણે દેવું. આ વિધિ સારી રીતે કરવાથી માણસને ઉતમ ગતિ પ્રાપ્ત થશે, ॥ ૩૬ ॥ તેના ત્રણ કુલના પિતૃઓને ઉતમ લોક મળશે અને પુત્રની ઇચ્છા હશે તો જેવા જોઇએ તેવા સુંદર પુત્રો પણ અવતરશે. ॥ ૩૭ ॥ જે માણસ ગોપી તળાવમાં નાહશે તે સ્વર્ગ અને મોક્ષ આદિ પામવાનો જે જે મનોરથ કરશે તે તે મનોરથ સફળ થશે. ॥ ૩૮ ॥ જ્યાં સુધી આ જગત રેહેશે ત્યાં સુધી આ તળાવ પણ રેહેશે અને જ્યાં સુધી આ તળાવ રેહેશે ત્યાં સુધી તમારી કીર્ત્તિ પણ રેહેશે. ॥૩૯॥ જે પુરૂષ અથવા સ્ત્રી વિશેષે કરી આ આખ્યાનનું શ્રવણ કરશે તેના સઘળા મનોરથ પૂર્ણ થશે અને અંતે મુક્તિ પણ મળશે એમાં સંશય નથી. ॥ ૪૦ ॥ એ માણસની કીર્ત્તિ પણ જગતમાં અવિચળ રેહેશે. માણસોમાં જ્યાં સુધી કીર્ત્તિ હોય ત્યાં સુધી સ્વર્ગ વાસજ છે એમાં સંશય નથી. ॥૪૧॥ હે ગોપીઓ! આ જળથી ભરેલાં પવિત્ર ગોપી તળાવમાં હું સર્વદા નિયમ પૂર્વક શ્રાવણ માસમાં સ્નાન કરીશ. ॥ ૪૨ ॥ તમો મને બ્રહ્મભાવથી ભજશો અથવા પતિભાવ-

भवत्यःपतिभावेनब्रह्मभावेनवापुनः ॥ चिंतयंत्यःपरंमांहिपरांगति मवाप्स्यथ ॥ ४३ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ अनुज्ञाताभगवतातस्तागोपकन्यकाः ॥ नमस्कृत्यचगोविंदंययुःसर्वायथागतं ॥ ४४ ॥ भगवानपि गोविंदउद्धवेनसमन्वितः ॥ विसृज्यगोपिकाःकृष्णःस्वधामपरमंययौ ॥ ४५ ॥ ननुस्त्रीणांवियोगःस्यात्पुरुषस्यनसंशयः ॥ पुरुषस्य वियोगोवैनतुस्त्रीणांकंथचन ॥ ४६ ॥

**इति श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये गोप्रचारमाहात्म्यं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

થી ભજશો તો પણ મુક્તિ પામશો. ॥ ૪૩ ॥

પ્રલ્હાદજી કેહે છે—પછી ભગવાને આજ્ઞા કરવાથી તે સઘળી ગોપીઓ ભગવાનને પ્રણામ કરી જેમ આવી હતી તેમ પાછી ગઈ. ॥ ૪૪ ॥ ઉદ્ધવજી સહિત શ્રીકૃષ્ણ ભગવાન પણ ગોપીઓને રજા દઈને પોતાના ઉત્તમ સ્થાનકમાં પધારયા. ॥ ૪૫ ॥ પુરૂષ સ્ત્રીને ભુલી જાય છે તેથી પુરૂષને સ્ત્રીનો વિયોગ થાય છે પણ સ્ત્રી પુરૂષને ભુલતીજ નથી માટે સ્ત્રીને પુરૂષનો વિયોગ કદી થતો નથી. ॥ ૪૬ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો ગોપ્રચાર માહાત્મ્ય' એવા નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ चतुर्दशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ संत्यनेकानितीर्थानिबद्धाश्चर्यमयानिच ॥ प्राप्तेकलियुगेघोरेप्लावयामाससागरः ॥ १ ॥ उद्देशता मयाविप्राःकीर्त्यंतेश्रृणुताखिलाः ॥ द्वारावत्यामगात्कृष्णोवृष्णिसंघैःसमावृतः ॥ २ ॥ संक्षपतोविप्रवरायथातेषांचयाक्रिया ॥ संत्यत्य

### અધ્યાય ૧૪ મો.

પ્રલ્હાદજી કેહે છે—દ્વારકામાં બહુજ આશ્ચર્ય આપનારાં અનેક તીર્થો છે પણ ભયંકર કલિયુગ આવતાં તેઓમાંથી કેટલાએકને સમુદ્રે બોળી દીધાં છે. ॥ ૧ ॥ હે ઋષીઓ! એઓમાંથી હું સંક્ષેપે કહું છું. સઘળા સાંભળો. યાદવોનાં કુલોને સાથે

१ तानीत्यध्याहार्यम्.

चभुवोभारंसाधून्संस्थाप्यसत्पथं ॥ ३ ॥ दर्शनार्थेतदाब्रह्मादैवतै
परिवारितः ॥ वरुणोयमवित्तेशसूर्यचंद्रमसस्तथा ॥ ४ ॥ संगत्य
सहकृष्णेनकार्यंसंसाध्यचात्मनः ॥ वेधाश्चक्रेततस्तीर्थंस्वनाम्नाकी
र्तितंभुवि ॥ ५ ॥ ब्रह्मकुंडमितिख्यातंसर्वपापप्रणाशनं ॥ तत्तीरे
स्थापयामाससहस्रकिरणंप्रभुः ॥ ६ ॥ मूलंसुराणांहिकिलब्रह्मालो
कपितामहः ॥ तेनसंस्थापितंयस्मान्मूलस्थानमितिस्मृतं ॥ ७ ॥
ब्रह्मतीर्थंतुतद्दृष्ट्वाचंद्रश्चक्रेततःपरं ॥ तटाकंचंद्रनाम्नावैसर्वपापप्र
णाशनं ॥ ८ ॥ तंदृष्ट्वातेजसायुक्तंसंहृष्टाःसुरसत्तमाः ॥ ऊचुस्तेलो
कस्रष्टारंशृणुष्ववचनंहिनः ॥ ९ ॥ योत्रस्नानंप्रकुरुतेपितॄन्संतर्प
यिष्यति ॥ पूजयिष्यतिदेवेशंमूलस्थानेसुरर्षभं ॥ १० ॥ सर्वपाप
विनिर्मुक्तोब्रह्मलोकंसगच्छति ॥ जीवतेव्याधिनिर्मुक्तोधनधान्यस
मन्वितः ॥ ११ ॥ सप्तम्यांमाघमासस्यशुक्लपक्षेद्विजर्षभाः ॥ योत्र
स्नानंप्रकुरुतेमानवोभक्तिसंयुतः ॥ १२ ॥

લઈ શ્રીકૃષ્ણ દ્વારકામાં આવ્યા ॥ ૨ ॥ તે સમયે જે જે તેઓએ કામ કરયાં તે સંક્ષેપથી તમારા જાણવામાં છે. ભગવાન પૃથ્વીનો ભાર ઉતારી રહ્યા અને સાધુઓને ધર્મ માર્ગમાં સ્થાપી રહ્યા. ॥ ૩ ॥ તે સમયે દેવતાઓથી વીંટાએલા બ્રહ્મા તેમના દર્શન કરવા સારૂ ત્યાં આવ્યા. વરૂણ, યમ, કુબેર, સૂર્ય અને ચંદ્રમા આદિ દેવ બ્રહ્માની સાથે હતા. ॥ ૪ ॥ બ્રહ્માએ ભગવાનની સાથે મળી પોતાનું કાર્ય સાધીને પછી પૃથ્વીમાં પોતાના નામથી પ્રખ્યાત થએલું એક તીર્થ ત્યાં કર્યું. ॥ ૫ ॥ સઘળાં પાપોનો નાશ કરનાર એ તીર્થ 'બ્રહ્મકુંડ' એવા નામથી પ્રખ્યાત છે. એને કાંઠે બ્રહ્માએ સૂર્યની સ્થાપના પણ કરીછે. ॥ ૬ ॥ લોકોના પિતામહ બ્રહ્મા દેવતાનું મૂળ છે માટે તેણે ઠેરાવેલું તીર્થ 'મૂલસ્થાન' એવા નામથી પણ ઓળખાય છે. ॥ ૭ ॥ બ્રહ્માના તીર્થને જોઈ તે પછી ચંદ્રમાએ સઘળાં પાપોનો નાશ કરનારૂં એક તળાવ કર્યું તે ચંદ્રતીર્થ કેહેવાયછે. ॥ ૮ ॥ તેજસ્વી અને લોકોના સરજનારા બ્રહ્માને જોઈ રાજી થએલા સઘળા ઉત્તમ દેવતાઓએ બ્રહ્માને કહ્યું કે "અમારૂં વચન સાંભળો" ॥ ૯ ॥ આ મૂલસ્થાનમાં જે માણસ નાહાશે, પિતૃઓનું તર્પણ કરશે અને દેવતાઓમાં ઉત્તમતા ધરાવનારા આપનું પૂજન કરશે ॥ ૧૦ ॥ તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઈને બ્રહ્મલોકમાં જશે અને જીવશે ત્યાં સુધી રોગ રહિત અને ધન ધાન્યથી સંપન્ન રેહેશે." ॥ ૧૧ ॥ હે ઋષિઓ! માઘ મહીનાના શુક્લ પક્ષની પાંચમને દિવસે જે માણસ ભક્તિ પૂર્વક નાહાય છે અને એ સ્થાનકમાં બ્રહ્માને

मूलस्यानेचदेवेशंसंस्नाप्यप्रविलप्यच ॥ पूजयिष्यतिवस्त्राद्यैःस्वश क्त्याभूषणैस्तथा ॥ १३ ॥ पुष्पधूपादिभिश्चैवनैवेद्येनचमानवः ॥ सर्वपापविनिर्मुक्तोब्रह्मलोकंसगच्छति ॥ १४ ॥ सावित्रींचततःप श्येद्ब्रह्मणास्थापितांवरां ॥ कृत्वाचायतनंदिव्यंतांमूर्तिंसंनिवेश्य च ॥ १५ ॥ नामचक्रेविधिस्तस्याःस्वयंदेव्याःपितामहः ॥ यःपश्य तिस्वयंभक्त्याकृष्णंदृष्ट्वाजगत्पतिं ॥ १६ ॥ सर्वान्कामानवाप्नोतिसु खीभवतिसर्वदा ॥ आयुरारोग्यमैश्वर्यंपुत्रसंतानमेवच ॥ १७ ॥ नदौर्भाग्यंभवेत्तस्यनदारिद्र्यंनमूर्खता ॥ नचव्याधिभयंतस्ययःपश्य तिविधिंनरः ॥ १८ ॥ गत्वासंस्नापयेद्देवींकुंकुमेनकुसुंभकैः ॥ सं छाद्यवस्त्रैःसंपूज्यपुष्पैर्नानाविधैस्तथा ॥ १९ ॥ नैवेद्यफलतांबूल ग्रीवासूत्रैःप्रदीपकैः ॥ संपूज्यतोषयेद्देवींयात्राचसफलाभवेत् ॥२०॥ नवैधव्यंनदौर्भाग्यंनवंध्यानमृतप्रजा ॥ विधिर्दृष्टोमनुष्यैर्यैःकुलेत स्मिन्प्रजायते ॥ २१ ॥ तस्मात्सर्वात्मनाविप्राविधिंपश्येत्समाहि तः ॥ परितुष्टोभवेत्कृष्णोयात्राचसफलाभवेत् ॥ २२ ॥

નવરાવી ચંદન આદિનું લેપન કરી પોતાની શક્તિ પ્રમાણે ભૂષણ તથા વસ્ત્ર આદિ- થી તથા પુષ્પ ધૂપ આદિ અને નૈવેદ્યથી પૂજા કરશે તે માણસ સઘળાં પાપોથી છુ- ટીને બ્રહ્મલોકમાં જશે. ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥ તે પછી બ્રહ્માએ સ્થાપેલા સા- વિત્રી દેવીનું દર્શન કરવું. બ્રહ્માએ દિવ્ય મંદિર કરી દેવીની મૂર્ત્તિનું સ્થાપન કરીને ॥ ૧૫ ॥ તેનું નામ પોતેજ પાડેલું છે. જગતના પતિ શ્રીકૃષ્ણનાં દર્શન કરીને જે માણસ ભક્તિથી એ દેવીનું દર્શન કરે ॥ ૧૬ ॥ તે માણસ સઘળા મનોરથો- ને પ્રાપ્ત થાય છે, સર્વદા સુખી રેહે છે અને તેનાં આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય તથા પુત્રોની વૃદ્ધિ પણ થાય છે. ॥ ૧૭ ॥ જે માણસ બ્રહ્માનાં દર્શન કરે તેને દુર્ભાગ્ય દારિદ્ર કે મૂર્ખપણું રેહેતું નથી અને વ્યાધિનો ભય પણ થતો નથી. ॥ ૧૮ ॥ ત્યાં જઈ સાવિત્રી દેવીને નવરાવી, કેસર ચડાવી, કસુંબાં વસ્ત્ર પેહેરાવી અનેક પ્રકા- રનાં પુષ્પોથી, નૈવેદ્યોથી, ફળોથી, તાંબુલથી, કંઠસૂત્રથી અને દીવાઓથી પૂજા કરીને જે માણસ તેમને રાજી કરશે તેની યાત્રા સફલ થશે. ॥ ૧૯ ॥ ૨૦ ॥ જે માણસો બ્રહ્માનાં દર્શન કરશે તેઓના કુલમાં વિધવાપણું, દુર્ભાગ્યપણું, વાંઝી- આપણું કે પ્રજાનું મરણ કદી થશે નહી. ॥ ૨૧ ॥ એટલા માટે હે ઋષિઓ! સર્વ- રીતે જિતેંદ્રિય રહીને બ્રહ્માનાં દર્શન કરવાં. એમ કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે અને યાત્રા સફળ થાય છે. ॥ ૨૨ ॥ બ્રહ્માએ સ્થાપેલા તીર્થને તથા સાવિત્રીના મંદિરને

ब्रह्मणास्थापितंदृष्ट्वाब्रह्माण्यायतनंतथा ॥ इंद्रश्चैकेमहाभागाःसरः
परमशोभनं ॥ २३ ॥ स्थापयामासदेवेशोलिंगमप्रतिमौजसं ॥ त
स्मिन्स्नात्वाचलभतेयस्मादिंद्रपदंनरः ॥ २४ ॥ तस्मादिंद्रपदंनाम
सुप्रसिद्धंधरातले ॥ इंद्रेणस्थापितंलिंगंयस्माद्गिरिजयासह ॥ २५॥
प्रसिद्धमिंद्रनाम्नावैइंद्रेश्वरमितिस्मृतं ॥ यस्यप्रसिद्धिरतुलाइंद्रलिंग
मितिद्विजाः ॥ २६ ॥ यस्यदर्शनमात्रेणमुच्यंतेसर्वपातकैः ॥ पि
तॄणामक्षयातृप्तिर्जायतेद्विजसत्तमाः ॥ २७ ॥ अष्टम्यांचचतुर्दश्यां
स्नात्वाइंद्रपदेनरः ॥ इंद्रेश्वरंचसंपूज्ययातिमुक्तिपदंनरः ॥ २८ ॥
विशेषतस्तुसंपूज्यउमयासहशंकरं ॥ रात्रौजागरणंकृत्वापरलो
कमवाप्नुयात् ॥ २९ ॥ ब्रह्मतीर्थंतुतद्दृष्ट्वातथाशक्रसरोभवः ॥
दर्शयन्विष्णुनासार्धमेकरूपत्वमात्मनः ॥ ३० ॥ सरश्चकार
देवेशोभगवान्पार्वतीपतिः ॥ संमृष्टनिर्मलांभस्कंनलिनीदलशो
भितं ॥ ३१ ॥ तदगाधजलंदृष्ट्वास्वयमेवपिनाकधृक् ॥ सब्रह्मवि
ष्णुनासार्धंस्नातस्तत्रवृषध्वजः ॥ ३२ ॥ तेदेवास्तत्सरोदृष्ट्वाब्रह्मवि
ष्णुमुखास्तदा ॥ ऊचुःसर्वेसुसंहृष्टावीक्षंतःपार्वतीपतिं ॥ ३३ ॥

જોઈ ઈંદ્રે પણ ત્યાં એક અતિ સુંદર તળાવ કર્યું ॥ ૨૩ ॥ અને ઈંદ્રેશ્વર નામનું અપાર શક્તિવાળું શિવલિંગ સ્થાપ્યું. એ તળાવમાં નાહાવાથી માણસને ઈંદ્રનું પદ મળે છે. ॥ ૨૪ ॥ એટલા માટે પૃથ્વીમાં તે 'ઈંદ્રપદ' એવા નામથી અત્યંત પ્રસિદ્ધ છે. ઈંદ્રે પાર્વતીજીની સાથે એ શિવલિંગની સ્થાપના કરી છે માટે તે શિવલિંગ ॥ ૨૫ ॥ ઈંદ્રના નામ ઉપરથી 'ઈંદ્રેશ્વર' કેહેવાય છે તથા 'ઈંદ્રલિંગ' પણ કેહેવાય છે. ॥ ૨૬ ॥ એનાં દર્શન માત્ર કરવાથી સઘળાં પાપો ટળી જાયછે અને પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે. ॥ ૨૭ ॥ અષ્ટમીને અને ચતુર્દશીને દિવસે ઈંદ્રપદમાં નાહી ઈંદ્રેશ્વરનું પૂજન કરવામાં આવે તો માણસને મુક્તિ પદની પ્રાપ્તિ થાય છે ॥ ૨૮ ॥ વિશેષે કરી ત્યાં પાર્વતી સહિત શંકરનું પૂજન કરી રાતે જાગરણ કરવામાં આવે તો સર્વોત્તમ પદની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૯ ॥ બ્રહ્માએ તથા ઈંદ્રે કરેલાં તીર્થોને જોઈ પાર્વતીના પતિ મહાદેવજીએ પણ વિષ્ણુની સાથે પોતાની એકરૂપતા જણાવવાને વાસ્તે ॥ ૩૦ ॥ શુદ્ધ અને નિર્મલ જળવાળું તથા કમળ પત્રોથી શોભી રહેલું એક તળાવ બાનાવ્યું. ॥ ૩૧ ॥ એ અગાધ જળ વાળા તળાવને જોઈ પિનાક ધનુષ્યને ધરનારા સદાશિવે બ્રહ્માની અને વિષ્ણુની સાથે પોતે પણ સ્નાન કર્યું. ॥ ૩૨ ॥ એ તળાવને જોઈ બહુ રાજી થએલા બ્રહ્મા અને વિષ્ણુ

यस्मात्कृतमिदंदेवाईश्वरेणमहत्सरः ॥ महादेवसरोनामसुप्रसिद्धं भविष्यति ॥ ३४ ॥ योत्रस्नानंप्रकुरुतेपितॄणांतर्पणंतथा ॥ श्राद्धंपितॄणांभक्त्याचसगच्छेत्परमांगतिं ॥ ३५॥ सुप्रसन्नाभविष्यंति सर्वेदेवानसंशयः ॥ दर्शनात्पापनिर्मुक्तिर्महादेवसरस्यच ॥ ३६ ॥ महेशस्यततोदृष्ट्वासरःपरमशोभनं ॥ चकारपार्वतीतत्रसरस्त्वप्रतिमं तथा ॥ ३७ ॥ गौरीसरइतिख्यातंसर्वपापप्रणाशनं ॥ तत्रस्नात्वान रोभक्त्यानदुर्गतिमवाप्नुयात् ॥ ३८॥ नदौर्भाग्यंस्त्रियोवास्यनाप्रजस्त्वं कदाचन॥स्नात्वागौरीसरेपुण्येसर्वान्कामानवाप्नुयात्॥३९॥वरुणश्च ततोदृष्ट्वापुण्यान्यायतनानिच॥चकारस्वसरोदिव्यंविष्णुभक्तिपुरस्कृतः॥४०॥ नाम्नावरुणदेवस्यतत्ख्यातंभुविपापहृत्॥प्रदद्यादुदकुंभां श्चदध्योदनसमान्वितान् ॥४१॥ गाश्चवासांसिरत्नानिविष्णुर्मेप्रीयता मिति ॥ सरोदृष्ट्वाजलेशस्यसरश्चक्रेधनाधिपः ॥४२॥ यक्षाधिपसरो नामसुप्रसिद्धंधरातले॥स्नात्वातत्रनरोभक्त्यासंतर्प्यपितृदेवताः॥४३॥

આદિ સઘળા દેવતાઓએ સદાશિવની સામે જોઈને કહ્યું કે ॥ ૩૩ ॥ "હે દેવતાઓ! આ તળાવ મહાદેવે કર્યું છે એટલા માટે 'મહાદેવસર' એવા નામથી પ્રખ્યાત થશે અને આ તળાવમાં જે માણસ ભક્તિ પૂર્વક સ્નાન, પિતૃઓનું તર્પણ તથા શ્રાદ્ધ કરશે તેને પરમ ગતિની પ્રાપ્તિ થશે. ॥ ૩૪ ॥ ૩૫ ॥ અને આપણે સઘળા પ્રસન્ન થઈશું એમાં સંશય નથી. મહાદેવસરનાં દર્શન કરવાથીજ પાપો ટળી જશે" ॥ ૩૬ ॥ પછી મહાદેવનું અત્યંત સુંદર તળાવ જોઈ પાર્વતીએ પણ એક અનુપમ તળાવ કર્યું. ॥ ૩૭ ॥ સર્વ પાપોનો નાશ કરનાર એ તળાવ 'ગૌરીસર' એવા નામથી પ્રખ્યાત છે જે માણસ તેમાં સ્નાન કરે તેને દુર્ગતિ પ્રાપ્ત થતી નથી ॥ ૩૮ ॥ અને તેની સ્ત્રીને કદી પણ દુર્ભાગ્યપણું કે પ્રજા રહિતપણું રહેતું નથી. ગૌરીસરમાં નાહાવાથી સઘળા મનોરથો પૂર્ણ થાય છે. ॥ ૩૯ ॥ પછી વરૂણે પણ એ પવિત્ર સ્થલોને જોઈ વિષ્ણુની ભક્તિને લીધે એક પોતાનું દિવ્ય તળાવ કર્યું. ॥ ૪૦ ॥ પાપોને ટાળનાર એ તળાવ પૃથ્વીમાં વરૂણદેવના નામથી પ્રખ્યાત છે. ત્યાં "વિષ્ણુ મને પ્રસન્ન થજો" એમ બોલી દહી ભાત સહિત જલના કુંભ, ગાયો, વસ્ત્રો અને રત્નોનાં દાન કરવાં. વરૂણના તળાવને જોઈ કુબેરે પણ એક તળાવ કર્યું. ॥ ૪૧ ॥ ૪૨ ॥ કે જે પૃથ્વીમાં 'યક્ષાધિપ સર' એવા નામથી પ્રખ્યાત છે. તેમાં ભક્તિપૂર્વક સ્નાન કરી જે માણસ પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરે ॥૪૩॥

सर्वान्कामानवाप्नोतिदद्याद्वस्त्रंद्विजोत्तमे ॥ ४४ ॥ विष्णुंवरप्रदंश्रु
त्वातत्रस्थंब्रह्मनंदनाः॥ मंदाकिनीवसिष्ठेनसमानीताधरातले ॥४५॥
आमरीच्यादयःसर्वेआजग्मुःकृष्णपालितां ॥ द्वारावत्यांचतेदृष्ट्वागो
मतींसागरंगमां ॥ ४६ ॥ तीर्थानिदेवतानांतुपुण्यान्यायतनानिच ॥
तीर्थंपंचनदंचक्रुर्ब्रह्मपुत्रायशस्विनः ॥ ४७ ॥ पंचनद्यःसमाहूता
स्तत्राजग्मुःसुरान्विताः ॥ मरीचयेगोमतीचलक्ष्मणाचात्रयेतथा ॥
॥ ४८ ॥ चंद्रभागात्वंगिरसेपुलहायकुशावती ॥ पावनार्थंजांब
वतीयपौचक्रतवेतदा ॥ ४९ ॥ तासुस्नातामहाभागाब्रह्मपुत्रायश
स्विनः ॥ नामतस्यतदाचक्रुःपंचनदेतिविश्रुतं ॥ ५० ॥ तस्मात्पं
चनदंतीर्थंसर्वपापप्रणाशनं ॥ स्नातव्यंतत्रमनुजैःस्वर्गमोक्षार्थिभिः
सदा ॥ ५१ ॥ तत्रगत्वासुनियमोगृहीत्वार्घंफलेनहि ॥ मंत्रेनानेन
वैविप्रादद्यादर्घंविधानतः ॥ ५२ ॥ ब्रह्मपुत्रैःसमानीताःपंचैताःसरि
तांवराः ॥ गृह्णंत्वर्घमिमंदेव्यःसर्वपापप्रशांतये ॥ ५३ ॥ स्नानंकृ
त्वाततोदेवान्पितॄन्संतर्पयेन्नरः ॥ श्राद्धंकुर्याद्विधानेनश्रद्धयापरया

તથા ઉત્તમ બ્રાહ્મણને વસ્ત્ર દીયે તે માણસના સઘળા મનોરથો પૂર્ણ થાય છે. ॥૪૪ ॥ હે ઋષિઓ ! ત્યાં રહેલા વિષ્ણુ સર્વને વરદાન આપે છે એમ સાંભળી વસિષ્ઠ મુનિ પૃથ્વીપર ગંગા નામની નદીને લાવ્યા છે કે જે તે સ્થલમાં સમુદ્રથી મળેલાં ગોમતી કેહેવાયાં છે.શ્રીકૃષ્ણે પાળેલી દ્વારકામાં ગોમતીને જોઈ મરીચિ આદિ સઘળા ઋષિઓ ત્યાં આવ્યા. ॥ ૪૬ ॥ મોટી કીર્ત્તિવાળા તે બ્રહ્માના પુત્રોએ ત્યાં તીર્થોને અને દેવતાઓનાં પવિત્ર ક્ષેત્રોને જોઈ પોતે પણ 'પંચનદ' નામનું તીર્થ કર્યું. ॥ ૪૭ ॥ એ સ્થલમાં દેવતાઓ સહિત પાંચ નદીઓને તેઓએ બોલાવતાં તે નદીઓ ત્યાં ગએલી છે. મરીચિને વાસ્તે ગોમતી, અત્રિને વાસ્તે લક્ષ્મણા, અંગિરાને વાસ્તે ચંદ્રભાગા, પુલહને વાસ્તે કુશાવતી અને ક્રતુને વાસ્તે જાંબવતી ત્યાં ગઈ. કે જેઓથી લોકો પવિત્ર થાય છે. ॥ ૪૮ ॥ ૪૯ ॥ કીર્ત્તિવાળા મરીચિ આદિ મહાત્મા ઋષિઓએ તે નદીઓમાં નાહી તે સ્થલનું 'પંચનદ' એવું પ્રખ્યાત નામ પાડ્યું છે. ॥ ૫૦ ॥ એટલા માટે પંચનદ તીર્થ સઘળાં પાપોનો નાશ કરનાર છે. સ્વર્ગ તથા મોક્ષની ઈચ્છાવાળાં માણસોએ તેમાં સર્વદા સ્નાન કરવું જોઈએ. ॥ ૫૧ ॥ સારા નિયમો રાખી ત્યાં જઈ ફળનો અર્ઘ લઈ નીચેનો મંત્ર બોલીને તે વિધિ સહિત દેવો. ॥ ૫૨ ॥ "બ્રહ્માના પુત્રોએ આણેલી આ દેવીઓ રૂપ પાંચ નદીઓ મારાં સર્વ પાપોને ટાળવા સારૂ આ અર્ઘને સ્વીકારજો." ॥ ૫૩ ॥ પછી ત્યાં મનુષ્યો

युतः ॥ ५४ ॥ पंचरत्नंततोदेयंसप्तधान्यंद्विजातये ॥ दीनांधकृप
णानांचदानंदद्यात्स्वशक्तितः ॥ ५५ ॥ सर्वान्कामानवाप्नोतिवि
ष्णुलोकंसगच्छति ॥ पुत्रपौत्रसमायुक्तःपरंसुखमवाप्नुयात् ॥५६॥
प्रेतयोनिगतायेचयेचकीटत्वमागताः ॥ सर्वेतेमुक्तिमायांतिपितर
स्त्रिकुलोद्भवाः ॥ ५७ ॥ इदमाख्यानकंविप्रायेशृण्वंतिधरातले ॥
तेषांपुत्राश्चपौत्राश्चवृद्धिमायांत्यसंशयं ॥ ५८ ॥ सर्वतीर्थोद्भवं
पुण्यंपवित्रंपापनाशनं ॥ रोगघ्नंमुक्तिदंचैवश्रोतव्यंनियतंबुधैः॥५९॥

॥ इति श्रीस्कंदपुराणे प्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये पंचनदमाहात्म्यं नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

परम श्रद्धाथी स्नान करी पितृओनुं तर्पण करवुं, विधिथी श्राद्ध करवुं ॥ ५४ ॥ अने पछी ब्राह्मणने पंचरत्न तथा सप्त धान्योनुं दान देवुं. दीन, आंधळां तथा कृपण लोकोने पण पोतानी शक्ति प्रमाणे देवुं. ५५ ॥ आ प्रमाणे करनार माणस सघळा मनोरथोथी पूर्ण थाय छे, पुत्र तथा पौत्रो सहित परम सुख पामे छे अने अंते विष्णुना लोकमां जाय छे. ॥ ५६ ॥ त्रण कुळमां थएला जे पितृओ प्रेतपणुं पाम्या होय के कीडापणुं पाम्या होय तेओ सर्वे मुक्ति पामे छे. ॥ ५७ ॥ हे ऋषिओ पृथ्वीमां जे पुरुषो आ आख्यान सांभळे तेओना पुत्रो अने पौत्रो अवश्य वृद्धि पामे छे. ॥ ५८ ॥ आ सर्व तीर्थोनी उत्पत्ति रूप आख्यान के जे पुण्य रूप छे, पवित्र छे, पापोनो नाश करनार छे, रोगोने हणनार छे अने मुक्ति आपनार छे तेने समजु पुरुषोए अवश्य सांभळवुं जोईए. ॥ ५९ ॥

इतिश्री स्कंदपुराणमांनी प्रल्हादजीए कहेली संहितारूप द्वारका माहात्म्यनो 'पंचनद माहात्म्य' एवा नामनो चौदमो अध्याय संपूर्ण.

---

## ॥ पंचदशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ श्रुत्वातमागतंदेवंब्रह्माणंपितरंस्वकं ॥
सनकाद्यानमस्कर्तुंजग्मुःसर्वेपितामहं ॥ १ ॥ तंदृष्ट्वालोककर्तारंदंड
वत्प्रणताःक्षितौ ॥ चिराद्दृष्ट्वासतनयान्संहृष्टःपरिषस्वजे ॥ २ ॥

### अध्याय १५ मो.

प्रल्हादजी कहे छे – पोताना पिता ब्रह्माने त्यां आवेला सांभळी सनक आदि सर्वे ऋषीओ तेमने नमस्कार करवा सारु त्यां गया. ॥ १ ॥ जगतने करनारा ब्रह्माने जोई तेओए पृथ्वीपर दंडवत् प्रणाम करया. घणे दिवसे मळेला पुत्रोने जोई ब्रह्माए राजी थईने तेओनुं आलिंगन कर्युं. ॥ २ ॥ सनकादिकोए ब्रह्माने

पृष्टश्चानामयंतैस्तुपृष्टातान्समुवाचह ॥ आराधितस्तुभगवान्धन्या यूयंवयंतथा ॥ ३ ॥ संसिद्धिंपरमंयाताभगवद्दर्शनेनहि ॥ नज्ञा तंपुत्रकाःसम्यगज्ञानाद्बालबुद्धिभिः ॥ ४ ॥ तस्मात्सर्वप्रयत्नेन पूज्यतांनीललोहितः ॥ येनार्चितोमहादेवस्तस्यतुष्यतिकेशवः॥ ५॥ येनसंपूर्णतांयातिपूजाविष्णोःकृतासदा ॥ ६ ॥ तच्छ्रुत्वावचनंत स्यब्रह्मपुत्राययुस्तदा ॥ गवांगोष्ठंतुतेगत्वायोगसिद्धामहर्षयः ॥ ७ ॥ लिंगंसंस्थापयामासुःशिवभक्तिपुरस्कृताः ॥ संस्थाप्यशिवलिंगंचस्ना नार्थंमुनिसत्तमाः ॥ ८ ॥ कूपंचक्रुस्ततःसर्वेऋषयःशंसितव्रताः ॥ दृ ष्ट्वातममृतंप्रख्यजलपूर्णंसुनिर्मलं ॥ ९ ॥ संदृष्टाऋषयःसर्वेसाधुसा ध्वितिचाब्रुवन्॥स्थापितंशिवलिंगंतुदृष्ट्वालोकपितामहः॥१०॥ उवा चवचनंश्रेष्ठंप्रीतःपुत्रांश्चपद्मभूः ॥

॥ ब्रह्मोवाच ॥ भवद्भिर्योगसंसिद्धैर्यस्मात्संस्थापितःशिवः॥ तस्मात्सिद्धेश्वरइतिख्यातिंलोकेगमिष्यति ॥ ११ ॥

કુશલ પુછ્યું અને બ્રહ્માએ તેઓને કુશલ પુછ્યું. પછી બ્રહ્માએ તેઓને કહ્યું કે "આપણે ભગવાનનું આરાધન કર્યું તેથી અમો તથા તમો ભાગ્યશાલી છીએ અને ભગવાનનાં દર્શન મળવાથી ઉત્તમ પુણ્ય પામ્યા છીએ તો પણ હે પુત્રો! બુદ્ધિની જડતાને લીધે જે અવશ્ય જાણવું જોઈએ તે જાણવાની ભૂલ થઈ છે. ॥ ૩ ॥ ૪ ॥ આમ છે એટલા માટે સર્વ પ્રયત્નથી હવે શંકરનું પૂજન કરો. કારણ કે જે પુરૂષ મહાદેવની પૂજા કરે તેના ઉપર ભગવાન પ્રસન્ન થાયછે. ॥ ૫ ॥ વિષ્ણુની જે પૂજા કરવામાં આવી હોય તે મહાદેવનું પૂજન કરવાથી સંપૂર્ણ થાય છે." ॥ ૬ ॥ એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી યોગથી સિદ્ધ થએલા મોટા ઋષીઓ સનકાદિક ગાયોને રેહેવાના ઠેકાણામાં ગયા. ॥ ૭ ॥ અને ત્યાં તેઓએ સદાશિવની ભક્તિથી એક શિવલિંગનું સ્થાપન કર્યું. શિવલિંગનું સ્થાપન કરયા પછી એ તીવ્ર નિયમો વાળા ઋષિઓએ નાહાવાને વાસ્તે એક કુવો કરયો. નિર્મળ અને અમૃત સરખા જળથી ભરેલા એ કુવાને જોઈ રાજીપાથી તેઓ 'સારૂં થયું સારૂં થયું' એમ બોલવા લાગ્યા. ઉત્તમ શિવલિંગને સ્થાપેલું જોઈ ॥ ૮ ॥ ॥ ૯ ॥ ૧૦ ॥ રાજી થએલા બ્રહ્માએ તે પુત્રોને નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કેહે છે—યોગથી સિદ્ધ થએલા તમ લોકોએ આ શિવલિંગનું સ્થાપન કર્યું છે એટલા માટે આ લિંગ 'સિદ્ધેશ્વર' એવા નામથી જગતમાં પ્રખ્યાત થશે ॥૧૧॥

समीपेनीलकंठस्यकूपोवैऋषिभिःकृतः ॥ ऋषितीर्थमितिख्याति तस्माल्लोकेगमिष्यति ॥ १२ ॥

॥ प्रल्हादउवाच ॥ ऋषितीर्थेतुविप्रेंद्रादानेनपितृतर्पणात्॥ भक्तितःस्नानमात्रेणब्रह्मलोकमवाप्नुयात् ॥ १३ ॥ असत्यवादिनो येचपरनिंदापरायणाः ॥ स्नानमात्रेणशुध्यंतिऋषितीर्थेनसंशयः ॥१४॥ वाचिकंमानसंचैवकर्मणासमुपार्जितं ॥ स्नात्वावैऋषितीर्थेतु नश्यतेनात्रसंशयः ॥१५॥ स्नानंप्रशस्तंविषुवेमन्वादिषुतथैवच ॥ तथासर्वयुगाद्यासुमाघस्यद्विजसत्तमाः ॥१६॥ शिवरात्रिंवसेद्यस्तुलिंगे सिद्धेशसंज्ञके ॥ स्नात्वातीर्थेऋषिकृतेकिंतस्यान्येनवैद्विजाः ॥१७॥ गत्वातत्रमहाभागागृहीत्वाफलमुत्तमं ॥ अर्घदद्याद्विधानेनगृहीत्वा करयोःकुशान् ॥ १८ ॥ गृह्णान्त्वर्घमिमंविप्रायोगसिद्धामहर्षयः ॥ ऋषितीर्थेचपापघ्नाःसिद्धेश्वरसमीपतः ॥ १९ ॥ दत्वार्घंमृदमालभ्यस्नानंकुर्याद्विधानतः॥तर्पयेत्पितृदेवांश्चमनुष्यांश्चयथाक्रमं॥२०॥

શિવલિંગના સમીપમાં તમોએ આ જે કુવો કર્યો છે તે 'ઋષિતીર્થ' એવા નામથી જગતમાં પ્રખ્યાત થશે ॥ ૧૨ ॥

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ ! એ ઋષિતીર્થમાં દાન કરવાથી, પિતૃઓનું તર્પણ કરવાથી અને ભક્તિપૂર્વક સ્નાન માત્ર કરવાથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૩ ॥ જે લોકો ખોટા બોલા અને પરાઈ નિંદા કરવામાં તત્પર રેહેનારા હોય તેઓ પણ ઋષિતીર્થમાં સ્નાનમાત્ર કરવાથી પવિત્ર થાય છે એમાં સંશય નથી. ॥૧૪॥ કાયાથી, મનથી કે વચનથી જે પાપ કરવામાં આવેલાં હોય તે સઘળાં ઋષિતીર્થમાં સ્નાન કરવાથી નાશ પામે છે એમાં સંશય નથી. ॥ ૧૫ ॥ મેષ તથા તુલા સંક્રાંતિને દિવસે, મન્વાદિ તિથિઓમાં, સઘળી યુગાદિ તિથિઓમાં તથા માઘમાસની શિવરાત્રિમાં જે માણસ ઋષિતીર્થમાં નાહીને સિદ્ધેશ્વર લિંગની પાસે રહે તેને બીજું સાધન કરવાની કશી જરૂર નથી. ॥ ૧૬ ॥ ૧૭ ॥ હે ઋષિઓ ! ઉત્તમ ફળ હાથમાં લઈ તથા દર્ભ હાથમાં રાખી નીચેનો મંત્ર બોલીને વિધિ સહિત અર્ઘ દેવો. ॥ ૧૮ ॥ "પાપોને હણનારા અને યોગથી સિદ્ધ થએલા મોટા ઋષિઓ સિદ્ધેશ્વરની પાસે ઋષિતીર્થમાં આ અર્ઘનું ગ્રહણ કરો" ॥ ૧૯ ॥ એ રીતે અર્ઘ દઈ હાથવતે માટી ચોપડીને વિધિપૂર્વક નાહાવું અને પિતૃ, દેવ અને મનુષ્યોનું વિધિના ક્રમ પ્રમાણે તર્પણ કરવું. ॥ ૨૦ ॥ પછી શ્રદ્ધા રાખીને પિતૃઓનું શ્રાદ્ધ કરવું અને બ-

ततःश्राद्धंप्रकुर्वीतपितॄणांश्रद्धयान्वितः ॥ तथाचदक्षिणांदद्याद्वि
त्तशाठ्यविवर्जितः ॥ २१ ॥ विशेषतःप्रदेयानिफलानिरसवंतिच ॥
शालयःसप्तधान्यानिसक्तवोगुडमिश्रिताः ॥ २२ ॥ गंधमाल्यानितां
बूलंवस्त्राणिचतथापयः ॥ २३ ॥ एवंकृत्वासमग्रंचकृतकृत्योभवे
न्नरः ॥ पूजयित्वामहादेवंसिद्धेश्वरमुमापतिं ॥ २४ ॥ सफलंजन्मम
र्त्यस्यजीवितंचसुजीवितं ॥ यःस्नात्वाऋषितीर्थेतुपश्येत्सिद्धेश्वरं
शिवं ॥ २५ ॥ अपुत्राःपुत्रिणःस्युर्वैपुत्रिणश्चापिपौत्रिणः ॥ निर्ध
नाधनवंतश्चसिद्धेश्वररतानरः ॥ २६ ॥ दुष्कृतंयातिविलयंसुकृतं
चविवर्धते ॥ भवेन्मनोरथावाप्तिःप्रणतेसिद्धनायके ॥ २७ ॥ पि
तरस्तस्यतृप्यंतिहृष्यंतिचपितामहाः ॥ ऋषितीर्थेतुसंस्नायकर्तुः
सिद्धेशपूजनं ॥ २८ ॥ शिवरात्र्यांविशेषेणपूजनीयोमहात्मभिः ॥
यंयंकामयतेकामंतंतमाप्नोतिनिश्चितं ॥ २९ ॥

**इति श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये श्रीसिद्धेश्वरऋषितीर्थमाहात्म्यं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥**

નનો ખોટો લોભ નહી રાખતાં દક્ષિણા દેવી. ॥ ૨૧ ॥ વિશેષે કરી ભરેલાં ફળો, ચોખા, સપ્ત ધાન્ય, ગોળમાં ભેળવેલો સાથવો, ચંદન, પુષ્પ તાંબૂલ, વસ્ત્રો અને દુધ એઓનું દાન કરવું. ॥ ૨૨ ॥ ૨૩ ॥ આ પ્રમાણે સઘળો વિધિ કરવાથી તથા સિદ્ધેશ્વર મહાદેવનું પૂજન કરવાથી માણસ કૃતાર્થ થાય છે. ॥ ૨૪ ॥ જે માણસ ઋષિતીર્થમાં નાહી સિદ્ધેશ્વરનાં દર્શન કરે તેનો જન્મ સફલ થાય છે અને જીવન પણ સફલ થાય છે. ॥ ૨૫ ॥ સિદ્ધેશ્વરની ભક્તિ કરનારા લોકો અપુત્ર હોય તો પુત્રવાળા થાય છે, પુત્રવાળા હોય તો પૌત્રવાળા થાય છે અને નિર્ધન હોય તો ધનાઢ્ય થાય છે. ॥ ૨૬ ॥ સિદ્ધેશ્વરને પ્રણામ કરવાથી પાપનો નાશ થાય છે, પુણ્યની વૃદ્ધિ થાય છે અને મનવાંછિત ફળની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૭ ॥ ઋષિતીર્થમાં સિદ્ધેશ્વરનું પૂજન કરનારના પિતૃઓ તૃપ્ત થાય છે અને પિતામહો પણ રાજી થાયછે. ॥ ૨૮ ॥ મહાત્માઓએ શિવરાત્રિમા વિશેષ કરી સિદ્ધેશ્વરનું પૂજન કરવું. એ કરવાથી જે જે ફળની ઇચ્છા હોય તે તે ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. ॥ ૨૯ ॥

**ઇતિ શ્રી સ્કંદપુરાણમાંની પ્રહ્લાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'સિદ્ધેશ્વર ઋષિતીર્થમાહાત્મ્ય' એવા નામનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.**

# ॥ षोडशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठागदातीर्थमनुत्तमं॥ तत्रस्नात्वानरःसम्यग्लभेद्गोदानजंफलं ॥ १ ॥ तर्पयेत्पितृदेवांश्चमनुष्यांश्चयथाक्रमं॥ श्राद्धंचकारयेत्तत्रपितॄणांतृप्तिरक्षया ॥२ ॥ गदातीर्थेतुदेवेशंविष्णुंवाराहरूपिणं ॥ समभ्यर्च्यनरोभक्त्याविष्णुलोकेमहीयते ॥ ३ ॥ नागतीर्थंततोगच्छेत्सरःपरमशोभनं ॥ तत्रस्नात्वानरोभक्त्यानागलोकमवाप्नुयात् ॥ ४ ॥ भद्रातीर्थंततोगच्छेत्तत्सरस्त्रिभुवनार्चितं ॥ स्नानमात्रेणलभतेतिलधेनुफलंनरः ॥ ५ ॥ यदाद्वारावतीविप्राःप्लावितासागरेणहि॥ पुण्यानिबहुतीर्थानिच्छन्नानिजलपांसुभिः ॥ ६ ॥ दृश्यानिकतिचित्संतिअदृश्यान्यपराणिच ॥ तानिसर्वाणिविप्रेंद्राःकथयामिसमासतः ॥ ७ ॥ चंद्रभागांततोगच्छेत्सर्वपापप्रणाशिनीं॥ तत्रस्नात्वानरोभक्त्यावाजपेयफलंलभेत् ॥ ८ ॥ देवीचंद्रार्चितायत्रयशोदानंददायिनी ॥ कुमारिकांशक्तिह

### અધ્યાય ૧૬ મો.

પ્રલ્હાદજી કેહે છે— હે ઋષિઓ! તે પછી ઉત્તમ ગદાતીર્થમાં જવું કે જ્યાં નાહાવાથી માણસને સારી રીતે ગોદાન કરયાનું ફળ મળે છે. ॥ ૧ ॥ ત્યાં શાસ્ત્રના ક્રમ પ્રમાણે પિતૃ, દેવ તથા મનુષ્યોનું તર્પણ કરવું અને પિતૃઓનું શ્રાદ્ધ કરવુ. શ્રાદ્ધ કરવાથી પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે. ॥ ૨ ॥ માણસ ગદાતીર્થમાં ભક્તિથી વરાહરૂપ ભગવાનનું પૂજન કરે તો પોતે વિષ્ણુના લોકમાં પૂજાય છે. ॥ ૩ ॥ પછી અત્યંત સુંદર 'નાગતીર્થ' નામના તળાવમાં જવું. ભક્તિ પૂર્વક ત્યાં સ્નાન કરવાથી નાગલોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૪ ॥ તે પછી ત્રૈલોક્યમાં વખણાએલા ભદ્રાતીર્થ નામના તળાવમાં જવું ત્યાં નાહાવા માત્રથી તિલ ધેનુનું દાન કરવાનું ફળ મળે છે. ॥ ૫ ॥ હે ઋષિઓ ! જે સમયે સમુદ્રે દ્વારકાને બોળી છે તે સમયે ઘણાં ઘણાં પવિત્ર તીર્થો જળથી અને રેતીથી ઢંકાઈ ગયાં છે. ॥ ૬ ॥ કેટલાંક દેખવામાં આવે છે અને કેટલાંક અદ્દશ્ય પણ છે. હે ઋષિઓ ! એ સઘળાંઓ વિષે સંક્ષેપથી કહું છું. ॥ ૭ ॥ પછી સઘળાં પાપોનો નાશ કરનારી ચંદ્રભાગામાં જવું. ત્યાં ભક્તિ પૂર્વક નાહાવાથી માણસને વાજપેય યજ્ઞ કરયાનું ફળ મળે છે. ॥ ૮ ॥ એ સ્થલમાં યશોદાને આનંદ દેનારા 'ચંદ્રાર્ચિતા' નામનાં દેવી છે. કુમારિકા, શ્રીકૃષ્ણ તથા બલભદ્રનાં બેહેન, હાથમાં સાંગ ધરનારાં, ઢાલ તરવાર ધરનારાં અને કંસ આદિ દુષ્ટ લોકોને મારનારાં એ દેવીનું દર્શન કરવું કે જે કરવાથી સઘળા મનોરથ સિદ્ધ થાય

स्तांखड्गखेटकधारिणीं ॥९॥कंसादिदुष्टदमनींस्वसारंरामकृष्णयोः ॥ पश्येद्यद्दर्शनेनैवसर्वान्कामानवाप्नुयात् ॥ १० ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठास्तीर्थंमहिषसंज्ञकं ॥ यस्यदर्शनमात्रेणमुच्यतेसर्वपातकैः ॥ ११ ॥ मुक्तिद्वारंततोगच्छेत्तीर्थंपापप्रणाशनं ॥ वसिष्ठेनसमानीतामुनिनायत्रगोमती ॥ १२ ॥ गोमतीनिःसृतायस्मात्प्रविष्टावरुणालयं ॥ स्नातोभवतिगंगायांयत्रस्नात्वाकलौयुगे ॥ १३ ॥ तत्रस्नात्वानरोभक्त्याअश्वमेधफलंलभेत् ॥ भृगुणाहितपस्तप्तंस्थापितायत्रचांबिका ॥ १४ ॥ भृग्वर्चिताततोदेवीप्रसिद्धाभूपतेक्षितौ ॥ संसिद्धिंपरमांयातियस्याःसंदर्शनेनहि ॥ १५ ॥ शिवलिंगान्यनेकानियत्रसंतिमहीतले ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठाःकालिंदीसरमुत्तमं ॥ १६ ॥ कालिंदीसूर्यतनयासापिचक्रेसरोत्तमं ॥ तत्रस्नात्वानरोभक्त्यानदुर्गतिमवाप्नुयात् ॥ १७ ॥ सांबतीर्थंततोगच्छेत्तीर्थंत्रैलोक्यविश्रुतं ॥ यत्रस्नात्वानरोभक्त्यासर्वपापैःप्रमुच्यते ॥ १८ ॥ लक्ष्मीनदींततोगच्छेत्समुद्रमभिगच्छतीं॥यस्यादर्शनमात्रेणमुच्यतेसर्वपातकैः ॥ १९ ॥ श्राद्धेकृतेतुविप्रेंद्राःपितॄणांमुक्तिमावहेत् ॥ दानेमनोरथा

છે. ॥ ૯ ॥ ૧૦ ॥ હે બ્રાહ્મણો ! ત્યાંથી 'મહિષ' નામના તીર્થમાં જવું કે જેનું દર્શન કરવાથીજ સઘળાં પાપોમાંથી મુક્ત થવાય છે. ॥ ૧૧ ॥ પછી પાપોને ટાળનારા 'મુક્તિતીર્થ'માં જવું કે જ્યાં વસિષ્ઠ મુનિ ગોમતીને પ્રથમ લાવ્યા હતા. ॥ ૧૨ ॥ ગોમતી એ સ્થલમાંથી નીકળીને સમુદ્રમાં પેઠાં છે. એમાં નાહાવાથી કલિયુગમાં ગંગાસ્નાન કરવાનું પુણ્ય મળેછે. ॥૧૩॥ મુક્તિ તીર્થમાં ભક્તિપૂર્વક નાહાવાથી મનુષ્યને અશ્વમેધનું ફળ મળેછે. એ ઠેકાણે ભૃગુઋષિએ તપ કર્યું હતું અને અંબિકાનું સ્થાપન કર્યું હતું ॥૧૪॥ તેથી ત્યાં 'ભૃગ્વાર્ચિતા' નામનાં દેવી પૃથ્વીમાં પ્રખ્યાત છે કે જેનાં દર્શનથી પરમ સિદ્ધિ મળેછે. ॥૧૫॥ એ સ્થલમાં પૃથ્વીપર શિવલિંગો પણ અનેક છે. હે ઋષિઓ ! ત્યાંથી ઉત્તમ 'કાલિંદીસર' નામના તીર્થમાં જવું કે જે ઉત્તમ તળાવ સૂર્યની પુત્રી કાલિંદીએ કર્યું છે એમાં ભક્તિ પૂર્વક નાહાવાથી મનુષ્યને કદી પણ દુર્ગતિ થતી નથી. ॥ ૧૬ ॥ ૧૭ ॥ ત્યાંથી ત્રૈલોક્યમાં વિખ્યાત 'સાંબતીર્થ' માં જવું. ત્યાં ભક્તિ પૂર્વક નાહાવાથી માણસ સઘળાં પાપોમાંથી છુટે છે. ॥ ૧૮ ॥ પછી સમુદ્રમાં મળતી 'લક્ષ્મી' નામની નદીમાં જવું કે જેનું દર્શન માત્ર કરવાથી માણસ સઘળાં પાપોથી મુક્ત થાય છે. ॥ ૧૯ ॥ હે ઋષિઓ ! એમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓને મુક્તિ થાય છે અને દાન કરવાથી મનોરથો પૂર્ણ થાય છે

वाप्निर्भवत्यत्रनसंशयः ॥२०॥ ततोगच्छेत्कंबुसरंतीर्थंपापप्रणाशनं ॥ कृत्वास्नानंचतत्रैवअग्निष्टोमफलंलभेत ॥ २१ ॥ वज्रतीर्थंततोगच्छेच्छ्रद्धयापरयायुतः ॥ कृत्वाश्राद्धंपितॄणांहिअक्षयंलोकमश्नुयात ॥२२॥ दुर्वाससायत्रशप्ताःकोपाद्यदुकुमारकाः ॥ तत्रजालेश्वरोदेवःसंबभूवउमापतिः ॥ २३ ॥ जालेश्वरंततोदृष्ट्वासद्यःपापात्प्रमुच्यते ॥ संपूजयित्वाभक्त्याचशिवलोकमवाप्नुयात् ॥ २४ ॥ चक्रस्वामिसुतीर्थंतुततोगच्छेतमानवः ॥ कृत्वास्नानंपितॄंस्तर्प्यविष्णुलोकमवाप्नुयात ॥ २५ ॥ कुशतीर्थंततोगच्छेत्स्नात्वासंतर्पयेत्पितॄन ॥ दानंदद्याद्यथाशक्तिनिर्मलंलोकमाप्नुयात ॥ २६ ॥ प्रद्युम्नतीर्थंतत्रैवसर्वपापप्रणाशनं ॥ कृत्वास्नानंतथादानंवाजपेयफलंलभेत ॥२७॥जरत्कारुकृतंतीर्थंतत्रत्रैलोक्यविश्रुतं ॥ तत्रस्नात्वाद्विजश्रेष्ठानदुर्गतिमवाप्नुयात ॥ २८ ॥ आसीत्खंजनकोनामदैत्यश्चापिबलान्वितः॥ततःखंजनकंतीर्थंतस्यनाम्नातिविश्रुतं ॥२९॥ तत्रस्नात्वानरोयातिसोमलोकंनसंशयः॥ संतितीर्थान्यनेकानिसुगुप्तानिकलौ

એમાં સંશય નથી. ॥ ૨૦ ॥ પછી પાપોનો નાશ કરનારા 'કંબુસર', નામના તીર્થમાં જવું. ત્યાં સ્નાન કરવાથી અગ્નિષ્ટોમ નામનો યજ્ઞ કર્યાનું ફળ મળે છે. ॥ ૨૧ ॥ ત્યાંથી 'વજ્ર' તીર્થમાં જવું. ત્યાં પરમ શ્રદ્ધાથી પિતૃઓનું શ્રાદ્ધ કરવામાં આવે તો અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૨ ॥ જે સ્થલમાં દુર્વાસાએ કોપથી યાદવોના કુમારોને શાપ દીધો હતો ત્યાં જાલેશ્વર નામના શંકર થયા છે. ॥ ૨૩ ॥ જાલેશ્વરનું દર્શન કરવામાં આવે તો તુરતજ પાપથી છુટકારો થાય છે અને ભક્તિથી પૂજન કરવામાં આવે તો શિવલોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૪ ॥ પછી ઉત્તમ મનુષ્યે 'ચક્રસ્વામી' નામના શ્રેષ્ઠ તીર્થમાં જવું. ત્યાં સ્નાન કરી પિતૃઓનું તર્પણ કરવાથી વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૫ ॥ ત્યાંથી 'કુશ' તીર્થમાં જઈને નાહાવું, પિતૃઓનું તર્પણ કરવું તથા શક્તિ પ્રમાણે દાન દેવું. એમ કરવાથી નિર્મલ લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૬ ॥ ત્યાંજ સર્વ પાપોને ટાળનાર 'પ્રદ્યુમ્ન' તીર્થ છે. ત્યાં સ્નાન તથા દાન કરવાથી વાજપેય યજ્ઞ કર્યાનું ફળ મળે છે. ॥ ૨૭ ॥ ત્યાં જરત્કારૂએ કરેલું ત્રૈલોક્યમાં પ્રખ્યાત તીર્થ છે. ત્યાં નાહાવાથી કદી પણ દુર્ગતિ પ્રાપ્ત થતી નથી. ॥ ૨૮ ॥ એક મહા બળવાન ખંજનક નામનો દૈત્ય હતો. તેના નામ ઉપરથી પ્રખ્યાત થએલું 'ખંજનક' નામનું તીર્થ છે. ॥ ૨૯ ॥ એમાં નાહાવાથી માણસને ચંદ્રલોકની પ્રાપ્તિ થાય છે એમાં સંશય નથી.

युगे॥३०॥ततोगच्छेच्चविप्रेंद्रास्तीर्थमानकदुंदुभेः॥शूरतीर्थपरमकंग दातीर्थमतःपरं ॥३१॥गावलाणस्यतीर्थंतुअक्रूरस्यमहात्मनः ॥ बल देवस्यतीर्थंतुश्रूयतांतस्ययत्परं ॥ ३२ ॥ अर्जुनस्यचतीर्थंतुसुभ द्रातीर्थमेवच ॥ देवकीतीर्थमाद्यंतुरोहिणीतीर्थमेवच ॥ ३३ ॥ उद्धवस्यचतीर्थंचसारंगाख्यंतथैवच ॥ सत्यभामाकृतंतीर्थंभद्राती र्थमतःपरं ॥ ३४ ॥ जामदग्न्यस्यतीर्थंतुरामस्यचमहात्मनः ॥ व्यासतीर्थंतुतत्रैवशुकतीर्थमतःपरं ॥ ३५ ॥ कर्दमस्यचतीर्थंतु कपिलस्यमहात्मनः ॥ सोमतीर्थंचतत्रैवरोहिणीतीर्थमेवच ॥३६॥ एतान्युत्तमतीर्थानिसंक्षेपात्कथितानिच ॥ सर्वपापहराणीहमो क्षदानिनसंशयः ॥ ३७ ॥ उच्छिन्नानिद्विजवरास्तीर्थानिकलिसं क्रमे ॥ प्लावितानिसमुद्रेणपांसुनाह्युदकेनच ॥ ३८ ॥ एतन्मया चकथितंसंक्षेपात्तीर्थविस्तरं ॥ आत्मप्रज्ञानुसारेणकिमन्यच्छ्रोतु मिच्छथ ॥३९॥ शृणुयात्परयाभक्त्यातीर्थयात्रामिमांद्विजाः ॥ सर्व पापविनिर्मुक्तोविष्णुलोकंसगच्छति ॥४०॥ श्रुत्वातीर्थस्यमाहात्म्यं पश्चाद्गच्छंतियेद्विजाः ॥पूर्णयात्राफलंतेषांददातिदेवकीसुतः॥४१॥

કલિયુગમાં ગુપ્ત થઈ ગએલાં બીજાં પણ અનેક તીર્થો ત્યાં છે. હે ઋષિઓ ! પછી વસુદેવના તીર્થમાં, ઉત્તમ શૂર તીર્થમાં, ગદાતીર્થમાં, ગાવલાણ તીર્થમાં, મહાત્મા અક્રૂરના તીર્થમાં, બળદેવજીના તીર્થમાં, અર્જુનના તીર્થમાં, સુભદ્રાના તીર્થમાં, દેવકીના તીર્થમાં, રોહિણીના તીર્થમાં, ઉદ્ધવજીના તીર્થમાં, સારંગ તીર્થમાં, સત્ય ભામાએ કરેલા તીર્થમાં, ભદ્રાએ કરેલા તીર્થમાં, મહાત્મા પરશુરામના તીર્થમાં, વ્યાસના તીર્થમાં, શુકદેવજીના તીર્થમાં, કર્દમ ઋષિના તીર્થમાં, મહાત્મા કપિલ દેવજીના તીર્થમાં, ચંદ્રના તીર્થમાં અને રોહિણીના તીર્થમાં અનુક્રમે જવું. ॥ ૩૧ ॥ ૩૨ ॥ ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥ આ ઉત્તમ તીર્થો મેં તમોને સંક્ષેપથી કહ્યાં છે. એ સઘળાં તીર્થો સર્વ પાપોને ટાળનાર છે અને મોક્ષ આપનાર છે એમાં સંશય નથી. ॥ ૩૭ ॥ હે ઉત્તમ બ્રાહ્મણો ! કલિયુગ પ્રાપ્ત થતાં સમુદ્રે દ્વારકાને બોળી દેવાને લીધે રેતીથી અને પાણીથી તીર્થો ઉચ્છિન્ન થઈ ગયાં છે ॥ ૩૮ ॥ મારી બુદ્ધિ પોહોચવા પ્રમાણે સંક્ષેપથી મેં આ તીર્થોનું પ્રકરણ તમારી પાસે કહ્યું. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો. ॥ ૩૯ ॥ હે ઋષિઓ ! જે માણસ પરમ ભક્તિથી આ તીર્થયાત્રાનું પ્રકરણ સાંભળે તે માણસ સઘળાં પાપોથી છુટીને વિષ્ણુલોકમાં જાય છે. ॥ ૪૦ ॥ હે ઋષિઓ ! જે માણસો તીર્થોનાં માહાત્મ્યો સાંભળીને

यःशृणोतिनरोभक्त्यामाहात्म्यंतीर्थसंज्ञकं ॥ सर्वतीर्थफलावाप्तिर्भव
त्यत्रनसंशयः ॥ ४२ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये
तीर्थयात्राकथनंनाम षोडशोऽध्यायः ॥ १६ ॥

પછી યાત્રા કરવા જાય તેઓને ભગવાન તીર્થ યાત્રાનું સંપૂર્ણ ફળ આપે છે. ॥ ૪૧ ॥
જે માણસ ભક્તિથી આ તીર્થના માહાત્મ્યને સાંભળે તે માણસને સઘળા તીર્થનાં
ફળોની પ્રાપ્તિ થાય છે. એમાં સંશય નથી. ॥ ૪૨ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો
તીર્થયાત્રાકથનં એવા નામનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सप्तदशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ कृताभिषेकस्तीर्थेषुयथावद्दत्तदक्षि
णः ॥ पूजयेच्चततोदेवंकृष्णाख्यंपुरुषंपरं ॥ १ ॥
॥ ऋषयऊचुः ॥ पूजाविधिचकृष्णस्ययथावद्दैत्यसत्तम ॥ क
थयस्वमहाबाहोआनुपूर्व्यात्समासतः ॥ २ ॥ द्वारपालश्चकस्तत्रपू
र्वतःपृष्ठतश्चकः ॥ सापुरीसर्वतोदैत्यतिष्ठतेकेनपालिता ॥ ३ ॥
तत्सर्वश्रोतुकामानांपूजनस्यचयोविधिः ॥ कथयस्वविधिज्ञोसिकृ
ष्णैकचरणप्रियः ॥ ४ ॥

### અધ્યાય ૧૭ મો.

પ્રલ્હાદજી કેહે છે—તીર્થોમાં સ્નાન કરી વિધિ પ્રમાણે દક્ષિણા આપીને તે
પછી પરમ પુરૂષ શ્રીદ્વારકાનાથજીની પૂજા કરવી. ॥ ૧ ॥

ઋષિઓ પુછે છે—હે દૈત્યોમાં ઉત્તમ ! હે મહાબાહુ ! દ્વારકાનાથજીની પૂ-
જા કરવાનો યથાર્થ વિધિ અનુક્રમથી સંક્ષેપમાં કહો. ॥ ૨ ॥ ત્યાં આગળ અને પા
છલ દ્વારપાલ કોણ કોણ છે અને સઘળી પાસ કોના રક્ષણ તળે એ દ્વારકાપુરી રહેલી
છે. ॥ ૩ ॥ પૂજનનો વિધિ તથા ઉપર કહેલું સઘળું અમો સાંભળવા ઈચ્છીએ છીએ
અને તમે શ્રીકૃષ્ણના ચરણમાંજ પ્રેમ રાખનાર તથા વિધિ જાણનાર છો માટે
કહો. ॥ ૪ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ श्रूयतांपूजनंविप्राःकथयामिविधानतः ॥ कलौकृष्णस्यविप्रेंद्रायथावदनुपूर्वशः ॥ ५ ॥ पूर्वद्वारिस्थितंदेवंशृणुध्वंसुसमाहिताः ॥ जयंतःप्रथमंपूज्यःपुलोमस्यसुतासुतः ॥ ॥ ६ ॥ स्थापितोदेवराजेनसेवार्थंकेशवस्यच ॥ संवृतोरक्षिभिर्यैस्तुतान्वदामिद्विजोत्तमाः ॥ ७ ॥ वज्रनाभःसुनाभश्ववज्रबाहुर्महाहनुः ॥ वज्रदंष्ट्रोवज्रधारीवज्रहावज्रलोचनः ॥ ८ ॥ श्वेतमूर्धाश्वेतमालीजीमूतानुचराश्वये ॥ एतेशस्त्रोद्यतकरारक्षंतेससमाहिताः ॥ ९ ॥ पूर्वद्वारंसुसंनद्धाजयंतादेशकारिणः ॥ पूर्वद्वारेच रक्षार्थंनरनाथोविनायकः ॥ १० ॥ तरुणार्कश्चवैसूर्योदेव्योवैसप्तमातरः ॥ ईश्वरश्चापिदिग्वासानागराजश्वतक्षकः ॥ ११ ॥ सेनानीःकार्तिकेयश्वराक्षसश्वमहामुखः ॥ तत्रदीर्घनखोनामदानवः सुप्रतिष्ठितः ॥ १२ ॥ विश्वावसुश्चगंधर्वोमेनकाचवराप्सराः ॥ सनत्कुमारसहितोवसिष्ठोभगवनृषिः ॥ १३ ॥ एतेपूज्याःपूर्वतस्तुन्यग्रोधश्चमहाद्रुमः ॥पूर्वद्वारास्थिताएतेआग्नेय्यांशृणुतायमे १४॥

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ ! કલિયુગમાં શ્રીકૃષ્ણનું પૂજન કરવાનો વિધિ યથાર્થ રીતે અનુક્રમથી કહું છું તે સાંભળો. ॥ ૫ ॥ તમો સાવધાન રહીને પૂર્વ દ્વારમાં જે દેવ રહે છે તે વિષે સાંભળો. પ્રથમ ત્યાં ઈંદ્રાણીના દીકરા જયંતની પૂજા કરવી. ॥ ૬ ॥ શ્રી કૃષ્ણની સેવા કરવાને વાસ્તે ઈંદ્રે જયંતને ત્યાં રાખેલો છે. હે ઋષિઓ ! એ જયંત પોતાના હાથ નીચેના જેટલા રક્ષણ કરનારાઓથી વીંટાએલો રેહે છે તેઓનાં નામ આપુંછું ॥ ૭ ॥ વજ્રનાભ, સુનાભ, વજ્રબાહુ, મહાહનુ, વજ્રદંષ્ટ્ર, વજ્રધારી, વજ્રહા, વજ્રલોચન, ॥ ૮ ॥ શ્વેતમૂર્દ્ધા, શ્વેતમાલી, અને બીજા પણ વરસાદ ખાતાના અનુચરો એઓ નિરંતર હાથમાં શસ્ત્રો ધરી, સજ્જ રહી જયંતની આજ્ઞા પ્રમાણે સાવધાનપણાથી પૂર્વદ્વારનું રક્ષણ કરે છે. પૂર્વદ્વારના રક્ષણને વાસ્તે નરનાથ નામના ગણપતિ, તરૂણાર્ક નામના સૂર્ય, દેવી રૂપ સાત માતાજીઓ, દિગ્વાસા નામના સદાશિવ, નાગ લોકોનો રાજા તક્ષક, કાર્ત્તિકેયસ્વામી, મહામુખ નામનો રાક્ષસ, દીર્ઘનખ નામનો દાનવ, વિશ્વાવસુ નામનો ગંધર્વ, મેનકા અપ્સરા અને સનત્કુમાર મહાત્મા વસિષ્ઠ મુનિ એઓ પણ રહેલા છે માટે એઓની પૂર્વ દ્વારમાં પૂજા કરવી અને ત્યાં રહેલા મોટા વડના ઝાડની પણ કરવી. જેઓ પૂર્વ દ્વારમાં રહેલા છે તેઓવિષે કહ્યું. હવે અગ્નિ ખુણામાં જેઓ રહ્યા છે તેઓનાં નામ સાંભળો. ॥ ૯ ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥ જ્વાલામુખ, રક્તાક્ષ, શ્મ-

ज्वालामुखोथरक्ताक्षःस्मशाननिलयःकथः ॥ मांसादोरुधिराहारः कृष्णःकृष्णजटाधरः ॥१५॥ त्रासनोभंजनश्चैवआग्नेय्यांदिशिसंस्थिताः ॥ दिशंरक्षंतियेनद्वादक्षिणांशृणुताथमे॥ १६॥दंडपाणिर्महानादःपाशहस्तःसुलोचनः ॥ अनिवर्तकोमारणश्चतथादुंदुभिनिस्वनः ॥ ॥ १७ ॥ खरस्वनोमेघनादस्तथामौनप्रियःसदा ॥ मल्लिकाक्षश्चएतेषांप्रणेताद्वारपालकः॥ १८॥ दक्षिणद्वाररक्षार्थंदुंदुभिश्चविनायकः॥ महिषाख्यश्चवैसूर्योभूपणश्चतथेश्वरः ॥ १९ ॥ चंडिकाचतथादेवी ऊर्ध्वबाहुश्चराक्षसः॥ पद्मश्चक्षेत्रपालश्चनागश्चाश्वतरस्तथा॥२०॥ चित्रांगदश्चगंधर्वउर्वशीचवराप्सराः ॥ गोरजोदानवश्चैवशालश्चापि महाद्रुमः ॥ २१ ॥ सनातनऋषिश्रेष्ठअगस्त्यश्चमहातपाः ॥ एते याम्यदिशोद्वाररंरक्षंतिसुसमाहिताः ॥ २२ ॥ गीतकृन्नर्त्तकोनग्नः कंबलीरुदनप्रियः ॥ हसनोनेत्रभंगश्चभ्रूविकारोविजृंभकः ॥ २३ ॥ मुशलीसूर्यकस्तेषांनेतादेष्टातथाप्रभुः ॥ रक्षंतिनैर्ऋतींमाशांपश्चिमां शृणुतापरां ॥ २४ ॥ स्वस्तिकःशंखमूर्धाचपद्मवासाःशुभाननः ॥ पाशहस्तःशूलहस्तएकपादेकलोचनः ॥ २५ ॥

सान निलय, क्थ, मांसाद, रुधिराहार, कृष्ण, कृष्णजटाधर, त्रासन अने त्रंजन एओ अग्निखुणाना द्वारपाल छे. हवे जेओ सज्ज रहीने दक्षिण दिशाना द्वारनुं रक्षण करे छे तेओनां नाम सांभळो. ॥ १५ ॥ १६ ॥ दंडपाणि, महानाद, पाशहस्त, सुलोचन, अनिवर्त्तक, मारण, दुंदुभिनिस्वन, खरस्वन, मेघनाद अने मैानप्रिय, एओ दक्षिण दिशामां रहेला छे. ए सघळाओनो उपरि मल्लिकाक्ष छे. ॥ १७ ॥ १८ ॥ दुंदुभि नामना गणपति, महिष नामना सूर्य भूषण नामना सदाशिव, चंडिका देवी, ऊर्ध्वबाहु नामनो राक्षस, पद्म नामनो क्षेत्रपाल, अश्वतर नाग, चित्रांगद गंधर्व, उर्वशी अप्सरा, गोरज नामनो दानव, शाल नामनुं मोटुं झाड, सनातन ऋषि अने अगस्त्य एओ पण सावधानपणाथी दक्षिणद्वारमां रहीने ते द्वारनी रक्षा करे छे. ॥ १९ ॥ २० ॥ २१ ॥ २२ ॥ गीतकृत, नर्तक, नग्न, कंबली, रुदनप्रिय, हसन, नेत्रभंग, भ्रूविकार, विजृंभक मुसली अने सूर्यक एटला नैर्ऋत खुणामां रक्षण करे छे. एओनो उपरी तथा आज्ञा करनार सूर्यक छे. हवे पश्चिम दिशाना द्वारपालो कहुंछुं ते सांभळो. ॥ २३ ॥ २४ ॥ स्वस्तिक, शंखमूर्द्धा, पद्मवाला शुभानन, पाशहस्त, शूल हस्त, एकपाद, एक लो-

स्थूलजंघःस्थूलशिराःसुमुखस्यवशेस्थिताः ॥ एतेशस्त्रोद्यतकरावा
रुण्यांदिशिपालकाः ॥ २६ ॥ पाश्चिमायांदिशितथापुष्पदंतोविना
यकः ॥ ऊर्ध्वरश्मिश्चवैसूर्यःशिवःसत्राजितेश्वरः ॥ २७ ॥ तुंबुरुर्ना
मगंधर्वोघृताचीचवराप्सराः॥ महोदरश्चनागेंद्रोराक्षसश्चघटोत्कचः॥
॥२८॥दैत्यःपंचजनोनामऋषिःकश्यपएवच ॥ देवीकपालिनीनामअ
श्वत्थश्चमहाद्रुमः॥२९॥कपिलःक्षेत्रपालश्चप्रतीच्याःपालकादिशः ॥
नमस्कार्यास्तथापूज्यावायव्यांश्रूयतांदिशि ॥ ३० ॥ भंजनोभैरव
श्चैवकलिकोथघटोदरः ॥ भक्षकोमदनःपिंगोरुरुःसर्वभुजोघृणी ॥
॥ ३१ ॥ सुपार्श्वःप्रभुरेतेषांसंनद्धाःपालयन्दिशं ॥ उदीच्यांदिशिवि
घ्नेंद्राःश्यामलश्चगणाधिपः ॥ ३२ ॥ मत्तकोथविरूपाक्षोगोलकःस्वेद
संप्लुतः ॥ मुक्तकच्छःकंबुकश्चजंबुकोथापराजितः। ३३॥ उन्मत्तः
प्रभुरेतेषांउदीचींपालयन्दिशं ॥ मूलस्थानंचवैसूर्यइंद्रेशश्चमहेश्वरः ॥
॥ ३४ ॥ देवीकंठेश्वरीनामक्षेत्रपालश्चखंजनः ॥

ચન, સ્થૂલ જંઘ, સ્થૂલશિરા અને સુમુખ એઓ નિરંતર હાથમાં શસ્ત્રો રાખીને પશ્ચિમ દિશામાં રક્ષણ કરે છે. એઓમાં ઉપરી સુમુખ છે. ॥ ૨૫ ॥ ૨૬ ॥ પુષ્પદંત નામના ગણપતિ, ઉર્ધ્વરશ્મિ નામના સૂર્ય, સત્રાજિતેશ્વર નામના સદાશિવ, તુંબરૂ ગંધર્વ, ઘૃતાચી અપ્સરા, મહોદર નાગ, ઘટોત્કચ રાક્ષસ, પંચજન દૈત્ય, કશ્યપ ઋષિ, કપાલિની નામનાં દેવી, પીપળાનું મોટું ઝાડ, અને કપિલ નામનો ક્ષેત્રપાલ એઓ પણ પશ્ચિમ દિશામાં રહીને તે દિશાનું પાલન કરે છે માટે તેઓની પૂજા કરવી તથા પ્રણામ કરવાં. હવે વાયુખુણાના દિગ્પાલો કહું છું તે સાંભળો. ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥ ભંજન, ભૈરવ, કલિક, ઘટોદર, ભક્ષક, મદન, પિંગ, રૂરૂ, સર્વભુજ, ઘૃણી, અને સુપાર્શ્વ એઓ વાયુખુણાનું પાલન કરે છે. એઓમાં ઉપરી સુપાર્શ્વ છે અને તે સજ્જ રહે છે. હે ઋષિઓ ! હવે ઉતર દિશાના પાલકોનાં નામ આપું છું. શ્યામલ નામના ગણપતિ, મત્તક, વિરૂપાક્ષ, ગોલક, સ્વેદ સંપ્લુત, મુક્તકચ્છ,કંબુક, જંબુક અપરાજિત અને ઉન્મત્ત એટલા ઉત્તર દિશાના પાલક છે. એઓનો ઉપરી ઉન્મત્ત છે. મૂલ સ્થાન નામના સૂર્ય, ઈંદ્રેશ્વર નામના મહાદેવ, કંઠેશ્વરી નામનાં દેવી, ખંજન નામનો ક્ષેત્રપાલ, વાસુકિ નામનો નાગ, કૂર્મપૃષ્ટ નામનો દાનવ, સનક નામના ઋષિ, ગોલક નામનો રાક્ષસ, નારદ નામનો ગંધર્વ, ઉર્વશી અપ્સરા અને પીપળનું મોટું ઝાડ એઓ ઉત્તર દિશાનું પાલન કરે છે માટે તેઓની પ્રયત્ન પૂર્વક પૂજા કરવી. ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥

वासुकिर्नागराजश्चकूर्मपृष्ठश्चदानवः ॥ ३५ ॥ सनकश्चऋषिश्रेष्ठो
गोलकोराक्षसस्तथा ॥ नारदोनामगंधर्वोरंभाचैववराप्सराः ॥ ३६ ॥
एतेपूज्याःप्रयत्नेनप्लक्षोनाममहाद्रुमः ॥ यक्षेशसेविताशायामेतेपु
ज्याःप्रयत्नतः ॥ ३७॥ ऐशान्यांदिशिविप्रेंद्राःकिंकिणीकोमहाबलः ॥
दर्दुरोभैरवरवोदुर्मुखोमेघनिस्वनः ॥ ३८ ॥ करालोविकटोमूकोब
लिभक्तोबलिप्रियः ॥ मांसप्रियवशाश्चैतेऐशान्यांदिशिपालकाः ॥
॥ ३९ ॥ एतेषांक्षेत्रपालानांसेश्वराणांद्विजोत्तमा' ॥ नेताप्रभुश्चस्वा
मीचजयंतःपालकस्तथा ॥ ४० ॥ निगृह्णात्यनुगृह्णातिरक्षितापुर
वासिनां ॥ जयंतादेशमादायविदुष्टान्घातयंतिच ॥ ४१ ॥ नागस्थि
तःप्रतिदिनंजयंतःपालकःसदा ॥ नागराजैःपरिवृतःपूजनीयःप्रयत्न
तः ॥ ४२ ॥ सहस्रशीर्षस्तत्रैवशेषनागःप्रतिष्ठितः ॥ अनंतोवासु
किश्चैवतक्षकःपद्मएवच ॥ ४३ ॥ शंखःकंबलकश्चैवनागश्चाश्व
तरस्तथा ॥ ततःसंस्नाप्यदेवेशंजयंतंरक्षिणांवरं ॥ ४४ ॥ गंधधू
पोपहारैश्चपुष्पंवस्त्रादिभूषणैः ॥ ततोगच्छेद्द्विजश्रेष्ठाः कृष्णंदेवकि
नंदनं ॥ ४५ ॥ संपूज्यःप्रथमंदुष्टोगणेशोरुक्मिसंज्ञकः ॥ ४६ ॥

॥ ३६ ॥ હે ઋષિઓ! હવે ઈશાનખુણાના પાલકોનાં નામ કહું છું તે સાંભળો. કિંકિણીક, મહાબલ, દર્દુર, ભૈરવરવ, દુર્મુખ, મેઘનિસ્વન, કરાલ, વિકટ, મૂક, બલિભક્ત, બલિપ્રિય, અને માંસપ્રિય એઓ ઈશાન ખુણામાં પાલન કરે છે. એઓમાં ઉપરી માંસપ્રિય છે. ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥ ઈંદ્રનો પુત્ર જયંત એ સઘળા ઉપરીઓ સહિત દિક્‌પાલોનો અધિપતિ છે, આજ્ઞા કરનાર છે, ઉપરિ છે અને પાલક છે. ॥ ૪૦ ॥ પુરમાં રેહેનારા એ લોકોને શિક્ષા કરવામાં, અનુગ્રહ કરવામાં અને રક્ષણ કરવામાં જયંત મુખત્યાર છે. એઓ જયંતની આજ્ઞા લઈને દુષ્ટ લોકોને મારે છે. મોટા મોટા હાથીઓથી વીટાએલો અને હાથી ઉપર બેઠેલો જયંત સર્વદા એ લોકોનું પાલન કરે છે માટે ઘણા પ્રયત્નથી તેનું પૂજન કરવું જોઈએ. ॥ ૪૨ ॥ હજાર માથાં વાળા શેષનાગ, વાસુકિ, તક્ષક, પદ્મ, શંખ કંબલક અને અશ્વતર એ મોટા મોટા નાગો પણ તેના તાબામાં રહેલા છે એટલા માટે દેવતાઓના સ્વામી અને રક્ષા કરનારાઓમાં ઉત્તમ જયંતને નવરાવી ચંદન, ધૂપ, નૈવેદ્ય, પુષ્પ, વસ્ત્ર, આદિ અને ભૂષણોથી તેની પૂજા કરીને પછી દેવકીના પુત્ર દ્વારકાનાથજીની પાસે જવું. ॥ ૪૩ ॥ ૪૪ ॥ ૪૫ ॥ ત્યાં પ્રથમ રૂક્મી નામના મોટા અને દુષ્ટ પાર્ષદની પૂજા કરવી. ॥૪૬ ॥

॥ ऋषयऊचुः ॥ कएषरुक्मीदैत्येंद्रयोदुष्टोगणतांगतः ॥ साक्षाद्भगवतोद्वारिनित्यहंपूज्यतेनरैः ॥ ४७ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ कृष्णायरुक्मिणींदातुंयदाराज्ञाकृतः क्षणः ॥ तद्द्वेषात्क्रोधसंयुक्तोरुक्मीचैद्यममन्यत ॥ ४८ ॥ यदाजहारभगवान्रुक्मिणींमांबिकालयात् ॥ नहत्वाविनिवर्तिष्येतमहंयादवंरणे ॥ ४९ ॥ एवमुक्त्वातुसंनद्धोयुद्धायपरिधावितः ॥ संयुध्यमानःकृष्णेनभग्नमानोहतौजसः ॥ ५० ॥ रामेणबंधनान्मुक्तोमरणायमतिंदधे ॥ रुक्मिणीभ्रातरंदृष्ट्वामरणेकृतनिश्चयं ॥ ५१ ॥ उवाचकृष्णंवैदर्भीभ्रातरंमानयस्वमे ॥ ततस्तत्प्रियकामार्थमनुमान्यजनार्दनः ॥ ५२ ॥ चकारपार्षदांमध्येप्रवरंविघ्ननाशनं ॥ एतस्मात्कारणाद्विप्राःप्रथमंपूज्यतेसदा ॥ ५३ ॥ गंधधूपाक्षतैर्वस्त्रैर्मोदकैः परितर्पयेत् ॥ तस्मिंस्तुष्टेजगन्नाथस्तुष्टोभवतिनान्यथा ॥ ५४ ॥

इति श्री स्कं. पु. प्र. सं. द्वा. देवयात्रायांपरिवारकथनंनाम सप्तदशोऽध्यायः॥१७॥

ઋષિઓ પુછે છે–હે પ્રલ્હાદજી ! એ રૂકમી કોણ છે કે જે દુષ્ટ છતાં પાર્ષદપણું પામેલો છે અને સાક્ષાત્ ભગવાનના દ્વારમાં નિત્ય પૂજાય છે. ॥ ૪૭ ॥

પ્રલ્હાદજી કેહે છે–જ્યારે ભીષ્મક રાજાએ શ્રીકૃષ્ણને રૂકિમણી દેવાની તૈયારી કરી ત્યારે શ્રીકૃષ્ણ ઉપરના દ્વેષને લીધે રૂકમીએ શિશુપાલની સાથે રૂકિમણીનું સગપણ કર્યું. ॥ ૪૮ ॥ એમ થયા છતાં જ્યારે અંબાજીના મંદિરની પાસેથી ભગવાને રૂકિમણીનું હરણ કર્યું ત્યારે 'એ યાદવને મારયા વિના હું પાછો વળીશ નહી' એવી પ્રતિજ્ઞા કરી યુદ્ધને વાસ્તે તૈયાર થઈને રૂકમી ભગવાનની પછવાડે દોડ્યો અને પહોંચી જઈને યુદ્ધ કરવા લાગ્યો. યુદ્ધ કરતાં ભગવાન શ્રીકૃષ્ણે તેનું સામર્થ્ય તથા અભિમાન તોડી નાખીને તેને બાંધી લીધો. ॥ ૪૯ ॥ ૫૦ ॥ પછી બલભદ્રે તેને બંધનમાંથી છોડાવતાં તેણે મરવાનો નિશ્ચય કરયો. પોતાના ભાઈ રૂકમીને મરવા તૈયાર થએલો જોઈ રૂકિમણીએ ભગવાનને કહ્યું કે 'તમે મારા ભાઈને તેડી આવો.' પછી ભગવાને રૂકિમણીને સારૂં લગાડવા સારૂ રૂકમીને માન આપી તેને પાર્ષદોમાં ઉત્તમ અને વિઘ્નોનો નાશ કરનાર ઠરાવ્યો. હે ઋષિઓ ! એ કારણને લીધે રૂકમીની સર્વદા પ્રથમ પૂજા થાય છે. ॥ ૫૧ ॥ ૫૨ ॥ ૫૩ ॥ ચંદન, પુષ્પ, અક્ષત, વસ્ત્રો તથા લાડવાઓથી એને તૃપ્ત કરવો. એ તૃપ્ત થાય તોજ ભગવાન પ્રસન્ન થાય છે. તે વિના તૃપ્ત થતા નથી. ॥ ૫૪ ॥

ઈતિ શ્રી સ્કંદ પુરાણમાંની પ્રલ્હાદે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'દેવ યાત્રામાં પરિવાર કથન' નામનો સતરમો અધ્યાય સંપૂર્ણ. ॥

# ॥ अष्टादशोऽध्यायः ॥

श्रीप्रल्हादउवाच ॥ संपूज्यगणनाथंतंरुक्मिणंरुक्मभूषितं ॥ दुर्वासंसंचकृष्णंचबलभद्रंचमोदकेकैः ॥१॥ यजत्येकोमहायज्ञैः समाप्तवरदक्षिणैः ॥ एकःपश्यतिगोविंदंकृष्णंतुल्यफलौहितौ ॥ २ ॥ गोभूहिरण्यदानानिदद्यादेकोदिनेदिने॥एकःपश्यतिगोविंदंकृष्णंतुल्यफलौहितौ ॥ ३ ॥ जान्हव्यादिसुतीर्थेषुस्नायादेकःसमाहितः ॥ एकः पश्यतिदेवेशंकृष्णंतुल्यफलौहितौ ॥ ४ ॥ प्राणायामादिसंयुक्तोध्यानज्ञानपरायणः ॥ एकःपश्यतिदेवेशंकृष्णंतुल्यफलौहितौ ॥ ५ ॥ वापीकूपतटाकादिकरोत्येकोदिनेदिने॥ एकःपश्यतिदेवेशंकृष्णंतुल्यफलौहितौ ॥ ६ ॥ त्रिभिर्विक्रमणैर्येनविक्रांतंभुवनत्रयं ॥ त्रिविक्रमं चतंदृष्ट्वामुच्यतेपातकत्रयात् ॥ ७ ॥

॥ ऋषयऊचुः ॥ कथंत्रैविक्रमीमूर्त्तिरागतेयंधरातले ॥ कलान्यासाच्चकृष्णत्वंकदायंप्राप्तवानिति ॥ ८ ॥ दैत्येंद्रसंशयोस्माकं

## અધ્યાય ૧૮ મો.

પ્રલ્હાદજી કેહે છે—સુવર્ણથી શોભતા એ મોટા પાર્ષદ રૂકમીની પૂજા કરીને તે પછી દુર્વાસાની, શ્રીકૃષ્ણની તથા બલભદ્રની લાડવાઓથી પૂજા કરવી. ॥ ૧ ॥ એક જણ પરિપૂર્ણ ઉત્તમ દક્ષિણાવાળા મોટા યજ્ઞ કરે અને એક જણ ભગવાનનાં દર્શણ કરે તો એ બન્નેને સરખું ફળ મળે છે. ॥ ૨ ॥ એક જણ દિવસે દિવસે ગાય, પૃથ્વી અને સુવર્ણનાં દાન કરે અને એક જણ ભગવાનનાં દર્શન કરે તો તે બન્નેને સરખું ફળ મળે છે. ॥ ૩ ॥ એક જણ સાવધાનપણાથી ગંગા આદિ ઉત્તમ તીર્થોમાં સ્નાન કરે અને એક જણ ભગવાનનાં દર્શન કરે તો તે બન્નેને સરખું ફળ થાય છે. ॥ ૪ ॥ એક જણ પ્રાણાયામાદિક કરીને જ્ઞાન તથા ધ્યાનમાં તત્પર રહે અને એક જણ ભગવાનનાં દર્શન કરે તો તે બન્નેને સરખું ફળ થાય છે. ॥ ૫ ॥ એક જણ દિવસે દિવસે વાવ, કુવા તથા તળાવ આદિ કરાવે અને એક જણ દેવતાઓના સ્વામી ભગવાનનાં દર્શન કરે તો તે બન્નેને સરખું ફળ થાય છે. ॥ ૬ ॥ ત્રણ પગલાંઓથી જેણે ત્રૈલોક્યને ભરી લીધું હતું એવા ત્રીકમજીનું દર્શન કરવાથી ત્રણે પ્રકારનાં પાપ ટળે છે. ॥ ૭ ॥

ઋષિઓ પુછે છે—એ ત્રિવિક્રમની મૂર્ત્તિ પૃથ્વીમાં શી રીતે આવી છે અને તેમાં શ્રીકૃષ્ણનો અંશ આવવાથી તેને શ્રીકૃષ્ણપણું ક્યારે મળ્યું છે.? ॥ ૮ ॥ હે

छेतुमर्हस्यशेषतः ॥ दुर्वाससश्चकृष्णस्यसंभवंकथयस्वनः ॥ ९ ॥
॥ श्रीप्रल्हादउवाच ॥ तच्छ्रूयतांद्विजश्रेष्ठायथामूर्तिस्त्रिविक्रमी ॥ दुर्वाससासमायुक्तासंभूताधरणीतलात् ॥ १० ॥ पूर्वंकृतयुगांतेवैबलिनातुपुरंदरः ॥ निर्जित्यच्यावितःस्थानात्तदर्थंमधुसूदनः ॥ ॥ ११ ॥ कश्यपाद्वामनोजज्ञेततोभूच्चत्रिविक्रमः ॥ त्रिभिःक्रमैरिमांल्लोकानाक्रम्यमधुहाहरिः ॥ १२ ॥ बलिंचकारभगवान्पातालतलवासिनं ॥ भक्त्यात्वनन्ययाकृष्णःपूजयापरितोषितः ॥ १३ ॥ स्वयंचैवावसत्तत्रभक्त्याक्रीतइवस्वयं ॥ अनुग्रहायभगवान्द्वारपालोबभूवह ॥ १४ ॥ दुर्वासाश्चापिभगवानात्रेयोमुनिसत्तमः ॥ अटन्तुर्व्यांहिमोक्षार्थंमुक्तिक्षेत्रमचिंतयत् ॥ १५ ॥ एवंचिंतयतस्तस्यज्ञानदृष्ट्यामहामुनेः ॥ गोमत्याःसंगमोविप्राश्चक्रतीर्थंचमुक्तिदं ॥ १६ ॥ एवंसनिश्चयंकृत्वागमनायमतिंदधे ॥ सोतीत्यनगरग्रामानुद्यानानिवनानिच ॥ १७ ॥ आनर्तविषयंप्राप्यदैत्यभूमिंविवेशह ॥ नस्वाध्यायवषट्कारांवेदध्वनिविवर्जितां ॥ १८ ॥

प्रल्हादजी! आ अमोने संशय छे ते आपे संपूर्ण रीते कापवो जोईए. दुर्वासानो अने श्रीकृष्णनो समागम थवानुं कारण अमने कहो. ॥ ९ ॥

प्रल्हादजी केहे छे—हे ऋषिओ! जे रीते दुर्वासा सहित त्रिविक्रमनी मूर्त्ति पातालमांथी त्यां प्रकट थएल छे ते कहुं छुं. सांभळो. ॥ १० ॥ पूर्वे सत्ययुगने अंते बलिराजाए ईंद्रने जीती लईने स्थानथी भ्रष्ट करयो हतो ते वास्ते भगवान कश्यप ऋषिने घेर वामनजी रूपे अवतरया हता अने ते पाछळथी 'त्रिविक्रम' केहेवाया हता. ए भगवाने त्रण पगलांथी आ लोकोने भरी लई बलिराजाने पातालमां राख्यो. बलिराजाए अनन्य भक्तिथी अने पूजाथी भगवानने प्रसन्न करया तेथी बलिराजापर अनुग्रह करवाने वास्ते पोते पातालमां रह्या अने भक्तिथी जाणे खरीदाया होय तेम द्वारपाल थया. ॥ ११ ॥ १२ ॥ १३ ॥ १४ ॥ एक दिवसे अत्रिना पुत्र सर्व मुनिओमां उतम दुर्वासा मुनि पृथ्वीमां फरतां मोक्षनी ईच्छाथी मुक्तिक्षेत्रनो विचार करवा लाग्या. ॥ १५ ॥ विचार करतां करतां ज्ञानदृष्टिथी तेमने निश्चय थयो के "गोमतीनो संगम अने चक्रतीर्थ मुक्ति आपनार छे." ॥ १६ ॥ ए प्रमाणे निश्चय करी तेमणे त्यां जवानुं मन कर्युं. पछी नगर, गामडां, बगीचाओ तथा वनोनुं उल्लंघन करी ॥ १७ ॥ ओखा देशमां आवीने दैत्योनी भूमिमां पेठा के जे भूमि स्वाध्याय, वषट्कार अने वेदना श-

१ बलिनेतिशेषः

कुशेनदैत्यराजेनसेवितांचतथैवच ॥ बहुम्लेच्छैःसमाकीर्णामधर्मोपा
र्जनेरतैः ॥ १९ ॥ इतिकृत्वासनियमंययौशीघ्रगतिस्तदा ॥ स्नात्वा
शीघ्रंप्रयास्यामिदैत्यभूमिंविहायच ॥ २० ॥ प्रत्यासन्नमितिज्ञात्वा
चक्रतीर्थंतदाद्विजः॥स्नात्वाचसंगमेपुण्येभोक्ष्येहंचकृताह्निकः॥२१॥
इत्येवंचिंतयन्मार्गेशीघ्रमेवजगामसः ॥ दृष्ट्वाचसंगमंपुण्यंगोमत्याः
सागरस्यच ॥ २२ ॥ निधायवाससीतत्रमृदमालभ्यपाणिना ॥ शि
खांबध्वाचनियतःकृत्वाचकरयोःकुशान् ॥ २३ ॥ यदास्नास्यतिवि
प्रोसौदृष्टोदैत्यैर्दुरात्मभिः ॥ ब्रुवंतःकोयमित्येवंहन्यतांहन्यतामिति॥
॥ २४ ॥ इतिब्रुवंतोजघ्नुस्तेजानुभिर्मुष्टिभिस्तथा ॥ ब्राह्मणोहंनहं
तव्योदुर्बलास्तपसायुतः ॥ २५ ॥ उपोषितोहंदैत्येंद्राःकथंप्रहरथेह
मां ॥ दुर्वासाहंनहंतव्यअज्ञानादागतोस्म्यहं ॥ २६ ॥ त्रातत्राते
तिभाषंतंश्रुत्वातेबव्हताडयन् ॥ तंदृष्ट्वाहन्यमानंतुब्राह्मणंतैर्दुरा
त्मभिः ॥ २७ ॥ निवारयामासचतान्रुरुर्नाममहासुरः ॥ जगृहुस्त

ર્મથી રહિત હતી. ॥ ૧૮ ॥ કુશ નામનો દૈત્યોનો રાજા તેમાં રાજ્ય કરતો હતો અધર્મની વૃદ્ધિ કરવાવાળા ઘણા ઘણા મ્લેચ્છ લોકો ત્યાં રેહેતા હતા. ॥ ૧૯ ॥ પછી ચક્રતીર્થને ઢુકડું આવ્યું જાણી "પવિત્ર સંગમમાં સ્નાન કરી આન્હિક (સંધ્યાદિક) કરયા પછી હું જમીશ અને નાહ્યા પછી તુરતજ આ દૈત્ય લોકોની ભૂમિને છોડીને જતો રહીશ.' એવો નિયમ ધરીને તે દુર્વાસા મુનિ ઉતાવળી ચાલથી ચાલવા લાગ્યા. ॥ ૨૦ ॥ ૨૧ ॥ માર્ગમાં દૃઢ વિચાર ગોઠવતા ગોઠવતા ત્યાં તુરત પોહોચ્યા. ગોમતીનો અને સમુદ્રનો પવિત્ર સંગમ જોઈ કાંઠે લુગડાં ઉતારી હાથવતે માટી ચોળી શિખા બાંધી હાથમાં દર્ભ રાખીને સાવધાનપણાથી નાહાવા ગયા તેટલામાં દુરાત્મા દૈત્યોએ તેમને દીઠા. 'આ કોણ છે કોણ છે મારો મારો ' એમ બોલતા તે દૈત્યો ગોઠણોથી અને મુઠીઓથી દુર્વાસાને મારવા લાગ્યા. "હું બ્રાહ્મણ છું માટે મને મારવો નહી જોઈએ. હું દુબળો છું, તપસ્વી છું, અને ભુખ્યો છું. હે મોટા દૈત્યો ! તમો મને શા માટે માર મારો છો. હું દુર્વાસા છું અને ભૂલથી આવ્યો છું માટે મને મારવો જોઇતો નથી. અરે ! કોઈ બચાવો રે બચાવો." એ પ્રમાણે દુર્વાસા ચીસો દેવા લાગ્યા અને તે ચીસો સાંભળતાં છતાં પણ દૈત્યો તેમને મારવા લાગ્યા. એ દુરાત્માઓને બ્રાહ્મણને માર મારતા જોઈ રૂરૂ નામના એક મોટા દૈત્યે તેઓને અટકાવ્યા તો પણ તેઓએ દુર્વાસાનાં લુગડાં લઈ લીધાં તથા તેમના હાથમાં જે દર્ભો હતા તેઓને પાણીમાં ફૂંકી

स्यवस्त्राणिकुशांश्चचिक्षिपुर्जले ॥ २८ ॥ चकर्षुश्चरणौगृह्यशपंतो दुष्टतेजसः ॥ तदानिर्विषयंचक्रुःसीमांतेऽचिरेतदा ॥ २९ ॥ अत्रागतोयदिपुनर्हनिष्यामोनसंशयः ॥ रेरेविप्रदुराचारनृपाज्ञोल्लंघ्यतेकथं ॥ ३० ॥ अस्मात्स्वामीनवेत्तित्वांमुक्तस्तस्मादसंशयं ॥ आनर्तविषयांतेवैदृष्ट्वातत्रजलाशयं ॥ ३१ ॥ प्राणसंयममापन्नस्तत्रचिंतापरोभवत् ॥ शप्स्येहंयदिदैतेयांस्तपसोभिव्ययोभवेत् ॥ ३२ ॥ अथवानियमभ्रष्टःसंत्यक्ष्येहंकलेवरं ॥ प्रहास्योहंभविष्यामिसर्वेषांवैतपस्विनां ॥ ३३ ॥ सुखंचममकःकुर्यात्कोमेदास्यतिजीवितं ॥ चक्रतीर्थेचकःस्नानंकारयिष्यतिमामिह ॥ ३४ ॥ कोवादैत्यगणानेतान्शक्तोजेतुंमहामृधे ॥ तंविनापुंडरीकाक्षंभक्तानामभयप्रदं॥३५ ब्रह्मादीनांचनेतारंशरणागतवत्सलं ॥ चक्रहस्तंविनामेद्यकोन्यःशरणदोभवेत् ॥ ३६ ॥ राक्षसानांचदैत्यानांमुनीनामूर्ध्वरेतसां ॥ राजर्षीणांचसर्वेषांशरण्योभक्तवत्सलः ॥ शरणंतंप्रयास्यामिनान्यथा

દીધાં અને તે ઉપરાંત પગ ઝાલીને તેમને ધરતીપર ઘસડ્યા. પછી એ દુષ્ટ લોકોએ ગાળો દેતાં દેતાં દુર્વાસાને દેશપાર કરી સીમાડાના છેડામાં કહ્યું કે ॥ ૨૨ ॥ ૨૩ ॥ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ "જો અહીં ફરીવાર અવીશ તો તને મારીજ નાખશું. હે દુષ્ટ આચારવાળા ! બ્રાહ્મણ ! તેં રાજાની આજ્ઞાનું કેમ ઉલ્લંઘન કર્યું. હજી અમારા સ્વામી કુશરાજાને ખબર પડી નથી તેથીજ તને છોડી દઈએ છીએ." એમ કહીને દૈત્યો ગયા. પછી ઓખા દેશના છેડા ઉપર એક જલાશય હતો તેને જોઈ કાંઈક ધારણા પ્રાપ્ત થતાં દુર્વાસા વિચાર કરવા લાગ્યા કે "હું જો દૈત્યોને શાપ દઈશ તો મારા તપમાંથી ઓછું થશે અથવા આ પ્રમાણે ધારેલા નિયમથી ભ્રષ્ટ થવાના સંતાપને લીધે શરીર છોડી દઈશ તો સઘળા તપસ્વી લોકો મારી હાંસી કરશે. ॥ ૩૦ ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥ હવે મને કોણ સુખ કરે, કોણ જીવિતદાન આપે અને કોણ આ ચક્રતીર્થમાં નવરાવે. ભક્તોને અભય દેનારા ભગવાન વિના આ દૈત્યોને યુદ્ધમાં જીતવાને બીજો કોણ સમર્થ છે. કોઈ નથી. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ચક્રધારી ભગવાન કે જે બ્રહ્માદિકના પણ અધિપતિ છે અને શરણાગત લોકોપર પ્રેમ રાખનાર છે તેવિના આજ મને કોણ આશ્રય દેશે. સઘળા રાક્ષસો, દૈત્યો, મુનિઓ, બ્રહ્મચારીઓ અને રાજર્ષિઓને આશ્રય આપનારા અને ભક્તવત્સલ તો ભગવાનજ છે માટે હું તેમનેજ શરણે જાઉં. એ વિના બીજો કોઈ યોગ્ય આશ્રય નથી." ॥ ૩૬ ॥ ૩૭ ॥ એ પ્રમાણે

शरणंभवेत् ॥ ३७ ॥ इतिसंचिंत्यध्यात्वाचज्ञात्वापातालसंस्थितं ॥ आत्रेयोविष्णुशरणंजगामधरणीतलं ॥ ३८ ॥ उपवासकृशोदीनो भूतलंप्रविवेशह ॥ सदैत्यराजभवनंगंधर्वाप्सरसेवितं ॥ ३९ ॥ प्रत्यूषेब्रह्मघोषेणप्रौढशंखरवेणच ॥ शोभितंविष्णुभक्तैश्चकथायाःकथनेनच ॥ ४० ॥ नरोगोनमनःपीडानदुःखंनभयंक्वचित् ॥ नमोहोनचमात्सर्यंनलोभःशोकएवच ॥ ४१ ॥ अजरामरणंचैवस्थानेऽस्मिन्भिःसुसेविते ॥ शोभितंसुरमुख्येनविष्णुनाप्रभविष्णुना ॥४२॥ दुर्वासाःप्रविवेशाथप्रहृष्टेनांतरात्मना ॥ दुर्वाससमथायांतंदृष्ट्वादैत्यपतिस्तदा ॥ ४३॥ प्रत्युत्थायार्हयांचक्रेआसनेसंन्यवेशयत् ॥ मधुपर्कंचगांचैवदत्वार्धपार्श्वतःस्थितः ॥ ४४ ॥ पप्रच्छप्रणतस्तत्रतत्रागमनकारणं ॥ स्वागतंतेमुनिश्रेष्ठसफलंमद्यजीवितं ॥ ४५ ॥ अद्यनःसफलालक्ष्मीरद्यनःसफलंकुलं ॥ अद्यनःसफलोधर्मस्त्वयिप्राप्तेगृहंगुरौ ॥ ४६ ॥ संसारभ्रमणार्तस्यपरिश्रांतस्यदेहिनः ॥ भवंतिहि[1]द्विधाब्रह्मन्नवलंबनयष्टयः॥४७॥कथयस्वप्रसादेनतवागमनकारणं ॥

વિચાર કરી જ્ઞાનદૃષ્ટિથી ભગવાનને પાતાલમાં રહેલા જાણી દુર્વાસામુનિ ત્રિવિક્રમ ભગવાનના નિવાસરૂપ પાતાલમાં ગયા. ॥ ૩૮ ॥ ઉપવાસથી દુર્બલ થએલા અને રાંક થઈ ગએલા દુર્વાસા મુનિ પાતાલમાં આવ્યા ત્યાં બળિરાજાનો દરબાર જોવામાં આવ્યો. એ દરબારમાં ગંધર્વો અને અપ્સરાઓ આમ તેમ ફરતાં હતાં, પ્રાતઃકાલમાં વેદઘોષથી અને શંખોના પ્રૌઢ શબ્દોથી આનંદ જામી રહ્યો હતો અને વિષ્ણુના ભક્ત લોકો કથાનો આનંદ લેતા હતા. ॥ ૪૦ ॥ હે મુનિઓ ! એમ લોકોએ સેવેલાં આ સ્થાનમાં રોગ, મનનો તાપ, દુઃખ, ભય, મોહ, અદેખાઈ, લોભ, શોક, જરા કે મરણ કદી પ્રાપ્ત થતાં નથી. દેવતાઓમાં મુખ્ય વિષ્ણુ ભગવાને શોભાવેલા એ દરબારમાં આનંદ ભરેલાં અંતઃકરણથી દુર્વાસા પેઠા. દુર્વાસાને આવતા જોઈ બલિરાજાએ ॥ ૪૧ ॥ ૪૨ ॥ ૪૩ ॥ સામા ઉઠી ઉભા થઈને તેમની પૂજા કરી, આસનપર બેસાડ્યા અને મધુપર્ક, ગાય તથા અર્ઘનું પ્રદાન કર્યું. પછી બલિરાજાએ પડખે ઉભા રહી ॥ ૪૪ ॥ પ્રણામ કરીને તેમને આવવાના કારણ વિષે પુછ્યું કે "હે મુનિઓમાં ઉત્તમ ! તમે પધાર્યા. આજ મારૂં જીવવું સફલ થયું. ॥ ૪૫ ॥ આપ કે જે ગુરૂ છો તે અમારે ઘેર પધાર્યા તેથી આજ અમારી લક્ષ્મી, અમારૂં કુલ અને અમારો ધર્મ સફલ થએલ છે. ॥ ૪૬ ॥ હે મહારાજ ! સંસારમાં ભમવાથી પીડાએલા અને થાકેલા પ્રાણીને આપ જેવા

१ प्रल्हादादिभिरित्यभिप्रायेणेयमुक्तिः

अनेनैवप्रकारेणतोषितोमुनिसत्तमः ॥ ४८ ॥ सुखोपविष्टःसऋषिस्तत्रापश्यत्त्रिविक्रमं ॥ दैत्येंद्रद्वारदेशेतुतिष्ठंतमकुतोभयं ॥४९॥ तं दृष्ट्वादेवदेवेशंश्रीवत्सांकंचतुर्भुजं॥ अरोदीद्वैऋषिवरस्त्राहित्राहीत्यभाषत ॥ ५० ॥ संसारभयभीतानांदुःखितानांजनार्दन ॥ शत्रुभिः परिभूतानांशरणंत्वंदयानिधे ॥ ५१ ॥ ममदुःखाभितप्तस्यशत्रुभिः कर्षितस्यच ॥ परिभूतस्यदीनस्यक्षुधयापीडितस्यच ॥ ५२ ॥ अपूर्णनियमस्याथक्लेशितस्यचदानवैः ॥ ब्रह्मण्यदेवविप्रस्यशरणंभवकेशव ॥ ५३ ॥ इत्युक्त्वादर्शयामासशरीरंदैत्यताडितं ॥ तंब्राह्मणापमानंचदृष्ट्वाचुक्रोधमाधवः ॥ ५४ ॥

॥ श्रीत्रिविक्रमउवाच ॥ केनापमानितोब्रह्मन्नियमःकेनखंडितः ॥ कथयस्वमहाभागमयिवैगोप्तरिस्थिते ॥ ५५ ॥

॥ श्रीदुर्वासाउवाच॥ मुक्तितीर्थमहंज्ञात्वाज्ञानेनमधुसूदन॥ चक्रतीर्थंगतःस्नातुंयात्रायांहर्षसंयुतः ॥ ५६ ॥ अकृतस्नानएवाहंद

મહાત્માઓ ટેકો લેવાની લાકડી રૂપ થાય છે. ॥ ૪૭ ॥ કૃપા કરીને જે આપને પધારવાનું કારણ હોય તે કહો." આવા પ્રકારથી બલિરાજાએ રાજી કરેલા દુર્વાસા ॥ ૪૮ ॥ ત્યાં સુખથી બેઠા તે સમયમાં બલિરાજાના દ્વારના પ્રદેશમાં નિર્ભય રીતે ઉભેલા ત્રિવિક્રમ ભગવાન્ તેમના જોવામાં આવ્યા. ॥ ૪૯ ॥ સર્વ દેવતાઓના સ્વામી, શ્રીવત્સના ચિન્હવાળા અને ચાર ભુજાવાળા તે ભગવાનને જોઈ દુર્વાસા રોઈ પડયા અને બોલ્યા કે "રક્ષા કરો રક્ષા કરો. ॥ ૫૦ ॥ હે વિષ્ણુ ! હે દયાના ભંડારરૂપ ! સંસારના ભયથી બીનેલા, દુખીઆ અને શત્રુઓએ પરાભવ પમાડેલા લોકોને આશ્રય રૂપ તમે છો. ॥ ૫૧ ॥ હે કેશવ ! હે બ્રહ્મણ્યદેવ હું કે જે દુઃખથી તપી રહેલ, શત્રુઓએ મુંઝાવેલ, પરાભવ કરેલ, રાંક ભુખથી પીડાએલ, અપૂર્ણ નિયમવાળો અને દાનવોએ સંતાપેલો બ્રાહ્મણ છું તેના રક્ષક થાઓ." ॥ ૫૨ ॥ ૫૩ ॥ એ પ્રમાણે બોલીને દુર્વાસાએ જેના ઉપર દૈત્યોના માર પડયા હતા એવું પોતાનું શરીર બ્રાહ્મણોને દેખાડયું. એ જોઈ બ્રાહ્મણનું અપમાન થએલું જાણી ક્રોધ પામેલા ભગવાન્ નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૫૪ ॥

ત્રિવિક્રમ કેહે છે—હે મહારાજ ! હે પૂજ્ય ! હું કે જે રક્ષણ કરનાર છું તે જીવતાં છતાં તમારૂં કોણે અપમાન કર્યું, અને કોણે નિયમ તોડાવ્યો તે કહો. ॥ ૫૫ ॥

દુર્વાસા કેહે છે—હે પ્રભુ ! હું ચક્રતીર્થને જ્ઞાનદૃષ્ટિથી મુક્તિનું ક્ષેત્ર જાણી યાત્રા કરવાનો આનંદ ધરી ત્યાં નાહાવા ગયો હતો. ॥ ૫૬ ॥ હું હજી નાહ્યો નહતો

ष्टोदैत्यैर्दुरात्मभिः ॥ गलेगृहीतोदुष्टैस्तुमुष्टिभिस्ताडितस्तथा ॥ ५७ ॥
बलाद्गृहीत्वावासांसिप्रोक्तस्तैर्निर्घृणैरहं ॥ हनिष्यामोयदिपुनरागतो
सिनसंशयः ॥ ५८ ॥ स्नात्वाहंचक्रतीर्थेतुकरिष्येभोजनंविभो ॥
तस्मात्स्नापयगोविंदनियमंसफलंकुरु ॥ ५९ ॥ तवप्रसादात्स्नात्वा
चभुक्त्वाचप्रीतमानसः॥प्रतिज्ञांसफलीकृत्वाविचरिष्येमहीमिमां६०

इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये दुर्वासउपाख्यानंनाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

ત્યાંજ દુરાત્મા દૈત્યોની દૃષ્ટિ મારા પર પડતાં તે દુષ્ટલોકોએ મને પકડ્યો અને મુષ્ઠિઓથી માર્યો. ॥ ૫૭ ॥ એ નિર્દય લોકોએ બલાત્કારથી મારાં વસ્ત્ર લઈ લેઈને મને કહ્યું કે "જો તું ફરીવાર અહીં આવ્યો છે તો તને અવશ્ય માર્યા વિના મૂકશું નહી." હે પ્રભુ! ચક્રતીર્થમાં નાહ્યા પછી ભોજન કરવાનો મે નિયમ લીધો છે માટે મને ચક્રતીર્થમાં નવરાવો અને મારો નિયમ સફળ કરો. ॥ ૫૮ ॥ ૫૯ ॥ હું આપની કૃપાથી નાહી, જમી પ્રતિજ્ઞા સફલ કરી મનમાં રાજી થઈને આ પૃથ્વીમાં ફરીશ. ॥ ૬૦ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકામાહાત્મ્યનો 'દુર્વાસ ઉપાખ્યાન' નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकोनविंशतितमोऽध्यायः ॥

॥श्रीप्रल्हादउवाच॥ तच्छ्रुत्वादेवदेवेशश्चिंतयित्वापुनःपुनः॥
उवाचवचनंतत्रदुर्वाससमकल्मषं ॥ १ ॥
श्रीत्रिविक्रमउवाच ॥ पराधीनोस्मिविप्रेंद्रभक्त्याक्रीतोस्मि
नान्यथा ॥ बलेरादेशकारीचदैत्येंद्रवशगोह्यहं ॥ २ ॥ तस्मात्प्रार्थय

### અધ્યાય ૧૯ મો.

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે દુર્વાસાનાં વચન સાંભળી વારંવાર વિચાર કરીને ત્રિવિક્રમ ભગવાને એ નિષ્પાપ દુર્વાસા મુનિને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧ ॥

ત્રિવિક્રમ કેહે છે—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! હું ભક્તિને લીધે ખરીદાએલો હોવાથી પરાધીન છું એમાં સંશય નથી. હું બલિરાજાને વશ્ય છું તેથી તેમની આજ્ઞા હોય તોજ મારાથી ત્યાં આવી શકાય ॥ ૨ ॥ એટલા માટે દૈત્યોના રાજા વિરોચન-

विप्रेंद्रदैत्यंवैरोचनिंबलिं॥तस्यादेशात्करिष्यामियदभीष्टंतवाधुना।३।
॥ श्रीप्रल्हादउवाच॥तच्छ्रुत्वावचनंविप्रोबलिंप्रोवाचसत्वरं॥
यज्विनांत्वंवरिष्ठश्चदातॄणांचमतोधिकः ॥ ४ ॥ भक्तानांत्वंपरोभ
क्तःश्रेष्ठानांसर्वतोधिकः॥येनत्वयानरेंद्रेणविष्णुर्देवोवशीकृतः॥ ५ ॥
विप्रभक्तिकरस्त्वंवैशूरश्चैवदयापरः ॥ दैत्यानामुत्तमस्त्वेवकृतभक्ति
र्जनार्दने ॥ ६ ॥ कृपापरश्चदीनेषुदयांकुरुममोपरि ॥ प्रेषयस्वमहा
भागदेवंदैत्यविनिग्रहे ॥ ७ ॥ संपूर्णोनियमस्तातत्वत्प्रसादाद्भवाम्य
हं ॥ तच्छ्रुत्वावचनंदैत्योनातिहृष्टमनास्तदा ॥ ८ ॥ दुर्वाससमुवा
चैनंनैतदेवभविष्यति ॥ कोनुमोदयतेविप्रसर्पभक्षणमात्मनः॥ ९ ॥
कोहिदीपयतेवन्हिंस्वदेहेदेहिनांवर ॥ कोभक्षयेद्विषंघोरंकश्छिद्यादा
त्मनःशिरः ॥ १० कस्तरेत्सागरंबध्वाग्रीवायांदारुणांशिलां ॥ कोग
च्छेत्सिंहवदनंकोलुंच्यात्सिंहकेसरान् ११ ॥ कोनिषीदेच्चधारायांखड्ग
स्याकोशभास्वतः ॥ सर्वस्वंमेप्रदास्यामिनप्रदास्यामिवामनं ॥ १२ ॥

ના પુત્ર બલિરાજાની પાસે મારી માગણી કરો એમની આજ્ઞા લઈને જે કાંઈ હમણાં તમારો મનોરથ છે તેને પૂર્ણ કરીશ. ॥ ૩ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી દુર્વાસાએ તુરત બલિરાજાને કહ્યું કે "તમે યજ્ઞ કરનારાઓમાં ઉત્તમ છો, દાતાઓમાં પણ શ્રેષ્ઠ છો. ॥ ૪ ॥ ભક્તમાં ઉત્તમ ભક્ત છો અને સઘળા શ્રેષ્ઠોમાં શ્રેષ્ઠ છો. કારણ કે તમે વિષ્ણુ ભગવાનને વશ્ય કરયા છે. ॥ ૫ ॥ તમે બ્રાહ્મણોના ભક્ત છો, શૂર છો, દયાળુ છો, દૈત્યોમાં ઉત્તમ છો અને ભગવાનની ભક્તિ કરનાર છો. ॥ ૬ ॥ તમે દીન જનો ઉપર દયા કરનાર છો મારા ઉપર કૃપા કરીને દૈત્યોને શિક્ષા કરવા સારૂ ભગવાનને મોકલો. ॥ ૭ ॥ હે રાજા! તમે કૃપા કરો તો મારો નિયમ સંપૂર્ણ થાય." એ પ્રમાણે દુર્વાસાનાં વચન સાંભળી મનમાં કચવાએલા બલિરાજાએ તે સમયે ॥ ૮ ॥ દુર્વાસાને કહ્યું કે "તમે કહ્યું તે પ્રમાણે થશે નહી. હે બ્રાહ્મણ! પોતાને કોઈ સર્પ કરડાવે તે વાતને કોણ સ્વીકારે? ॥ ૯ ॥ પોતાના શરીરમાં અગ્નિને કોણ સળગાવે? ભયંકર ઝેરને કોણ ખાય? પોતાના માથાને કોણ કાપી નાખે? ॥ ૧૦ ॥ ગળામાં મોટી છીપર બાંધીને સમુદ્રને કોણ તરે? સિંહના મોહોડામાં કોણ પેસે? સિંહની કેશવાળીને કોણ છોંટી લિયે? ॥ ૧૧ ॥ અને મીયાનમાંથી નીકળીને ચળકતી તરવારની ધારા પર કોણ બેસે? હું મારૂં સર્વસ્વ આપી દઈશ પણ વામનજીને આપીશ નહી. ॥ ૧૨ ॥ તીક્ષ્ણ તરવારથી માથું કપાઈ જાય એ સારૂં

वरंहिशिरसश्छेदस्तीक्ष्णेनापिवरासिना॥ननेत्रदयितात्कृष्णाद्दूरीभव
नमत्रमे ॥ १३ ॥ बहुदुःखेनसंलब्धंनप्रदास्यामितंक्वचित् ॥ एवं
मावदविप्रर्षेनैतत्कर्तुंहिशक्नुमः ॥ १४ ॥ अन्यत्प्रार्थयविप्रेंद्रयत्तेम
नसिवर्तते ॥ तद्दास्यामिनसंदेहोयद्यपिस्यात्सुदुर्लभं ॥ १५ ॥

॥ श्रीदुर्वासाउवाच ॥ नातिलुब्धंहिमांविद्धिकिमन्यत्प्रार्थ
यामिते ॥ रक्षमेजीवितंदैत्यप्रेषयस्वजनार्दनः ॥ १६ ॥

॥ बलिरुवाच ॥ जानासित्वंयथाविप्रहिरण्याक्षंनिपातितं॥
भूत्वायज्ञवराहस्तुजहारोर्वींबलादिव ॥ १७ ॥ यथाचदैत्यप्रवरमव
ध्यंदैत्यदानवैः ॥ नृसिंहरूपेणममहतवान्प्रपितामहं ॥१८॥ प्रथमंवा
मनोभूत्वाअयाचतपदत्रयं ॥ पुनस्त्रिविक्रमोभूत्वाभुवनानिजहा
रमे ॥ १९ ॥ मयापुण्यवशाद्विष्णुर्यदिप्राप्तःकथंचन ॥ नाहंमोक्ष्ये
जगन्नाथंमायावामनकंप्रभुं ॥ २० ॥

॥ श्रीदुर्वासाउवाच ॥ नाहंभोक्ष्येविनास्नानाद्गोमत्युदधिसं
गमे ॥ यदिनप्रेषयसितंततस्त्यक्ष्येकलेवरं ॥ २१ ॥

માનું છું પણ નેત્રને પ્યારા શ્રીકૃષ્ણથી દૂર થવાને સારૂં માનતો નથી. ॥ ૧૩ ॥ વામનજી કે જે મને ઘણા દુઃખથી મળ્યા છે તેમને હું કદી આપીશ નહી. હે ઋષિ! તમે એ પ્રમાણે હવે બોલશો નહી. અમારાથી એ કામ બની શકશે નહી. ॥ ૧૪ ॥ હે બ્રાહ્મણોમાં ઉત્તમ! જે તમારા મનમાં આવે તે બીજું માગી લીઓ. બીજું માગશો તે દુર્લભ હશે તોપણ હું આપીશ એમાં સંશય નથી. ॥ ૧૫ ॥

દુર્વાસા કેહે છે—મને અતિલોભી સમજવો નહી. હું તમારી પાસેથી બીજું શું માગું. હે દૈત્ય! મારા જીવિતની રક્ષા કરો અને ભગવાનને મોકલો. ॥ ૧૬ ॥

બલિરાજા કેહે છે—હે બ્રાહ્મણ! તમારા જાણવામાં છે કે ભગવાને વરાહનો અવતાર ધરી હિરણ્યાક્ષને મારી બલાત્કારથી પૃથ્વીનું હરણ કર્યું હતું ॥ ૧૭ ॥ અને દૈત્ય કે દાનવોથી મારી શકાય નહી એવા મારા પરદાદા હિરણ્ય-કશિપુને નૃસિંહરૂપ ધરીને માર્યો હતો. ॥ ૧૮ ॥ એ ભગવાને પ્રથમ વામનરૂપ લઈ મારી પાસેથી ત્રણ પગલાં ધરતી માગી અને પછી વિરાટરૂપ ધરીને મારૂં સઘળું રાજ્ય લઈ લીધું. ॥ ૧૯ ॥ એ ભગવાન કોઈ મોટા પુણ્યના યોગથી માંડ માંડ મારા હાથમાં આવ્યા છે તો એ માયાથી વામન થએલા જગતના નાથને હું કદી છોડીશ નહી.૨૦

દુર્વાસા કેહે છે—ગોમતી અને સમુદ્રના સંગમમાં નાહ્યા વિના મારે જમવું નથી. તમે જો ભગવાનને નહી મોકલો તો હું મારૂં શરીર છોડી દઈશ. ॥ ૨૧ ॥

॥ बलिरुवाच ॥ यद्भाव्यंतद्भवत्वद्ययज्ज्ञानासितथाकुरु ॥ ब्रह्मरुद्रेंद्रनमितंनाहंत्यक्ष्येहितत्पदं ॥ २२ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ तथाविवादमानौतुदृष्ट्वासजगदीश्वरः ॥ ब्रह्मण्यदेवःकृपयाब्राह्मणंतमुवाचह ॥ २३ ॥

श्रीत्रिविक्रमउवाच ॥ स्वस्थोभवद्विजश्रेष्ठस्नापयिष्येनसंशयः ॥ हत्वादैत्यगणान्सर्वान्गोमत्युदधिसंगमे ॥ २४ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ श्रुत्वाभगवतोवाक्यंब्राह्मणस्यचदैत्यराट् ॥ दृढंजग्राहचरणौपतित्वापादयोस्तथा ॥ २५ ॥

बलिरुवाच ॥ त्राहित्राहिजगन्नाथदीननाथदयानिधे ॥ कथंमांत्यक्ष्यसेकृष्णपतोसिसुखदायकः ॥ २६ ॥ वृथातेवचनंकृत्वाकथंयास्यसिमाधव ॥ २७ ॥

॥ श्रीप्रल्हादउवाच॥ ततःसवृद्धिमगमत्पादौदत्वाबलेःप्रभुः॥ शंखचक्रगदापाणिःसहदुर्वाससाययौ ॥ २८ ॥ प्रस्थितौतौतदादृष्ट्वादुर्वाससजनार्दनौ ॥ अनंतश्चाग्रतस्तस्यजगाममुशलायुधः॥२९॥

બલિરાજા કેહે છે—આજ જે થવાનું હોય તે થાય અને તમે જાણે। તે કરે। પણ ભગવાનનાં ચરણ કે જેને બ્રહ્મા,, રૂદ્ર અને ઈંદ્ર પણ નમે છે તેઓને હું છોડવાનો નથી. ॥ ૨૨ ॥

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે બલિરાજાને અને દુર્વાસાને વિવાદ કરતા જોઈ ભગવાને કૃપાથી દુર્વાસાને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૨૩ ॥

ભગવાન કેહે છે—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! તમે નિશ્ચિત રહો. હું સઘળા દૈત્યોને મારીને તમને ગોમતીના અને સમુદ્રના સંગમમાં નવરાવીશ એમાં સંશય નથી. ॥ ૨૪ ॥

પ્રલ્હાદજી કેહે છે—બ્રાહ્મણની અને ભગવાનની વાત સાંભળી બલિરાજાએ ભગવાનના પગમાં પડીને તે પગને દઢરીતે પકડયા અને નીચે પ્રમાણે કહ્યું ॥ ૨૫॥

બલિરાજા કેહે છે—હે જગતના નાથ ! હે દીનના નાથ ! હે દયાના ભંડારરૂપ ! મારૂં રક્ષણ કરો રક્ષણ કરો. તમે મને સુખ આપવા બંધાએલા છો તે છતાં મારો ત્યાગ કેમ કરશો. ॥ ૨૬ ॥ હે પ્રભુ ! તમારા વચનને વૃથા કરીને તમે કેમ જશો.॥૨૭॥

પ્રલ્હાદજી કેહે છે—પછી ભગવાન પોતાની ચરણપાદુકા બલિરાજાને આપી મોટું રૂપ ધરી હાથમાં શંખ ચક્ર તથા ગદા ધરીને દુર્વાસાની સાથે ચાલતા થયા. ॥ ૨૮ ॥ દુર્વાસાને અને ભગવાનને ચાલતા થયા જોઈ શેષનાગ પણ

मुसलीचाग्रतस्तेषांततोविष्णुस्त्रिविक्रमः ॥ तयोरन्वगमद्विप्रो दुर्वासाभूतलाद्बहिः ॥ ३० ॥ भित्त्वारसातलंसर्वेसमुत्तस्थुस्त्वरान्विताः ॥ आविर्बभूवुस्तत्रैवगोमत्युदधिसंगमे ॥ ३१ ॥ संनद्धौदृढधन्वानौसंकर्षणजनार्दनौ ॥ ऊचतुस्तौतदाविप्रंकुरुस्नानंनिजेया ॥ ३२ ॥ तयोस्तुवचनंश्रुत्वास्नानंचक्रेत्वरान्वितः ॥ स्नात्वाचावश्यकंकर्मकर्तुमारभताद्विजः ॥ ३३ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये दुर्वासोबलिविवादोनाम एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

હાથમાં મુસલ ધરીને તેઓની આગળ ચાલ્યા. ॥ ૨૯ ॥ પ્રથમ શેષનાગ, તેની પછવાડે ત્રિવિક્રમ ભગવાન અને તેમની પછવાડે દુર્વાસા મુનિ એવી રીતે અનુક્રમથી પાતાલને ભેદીને ઉતાવળથી સર્વે પૃથ્વી બાહાર નીકળ્યા અને ગોમતી તથા સમુદ્રના સંગમના સ્થાનમાંજ પ્રકટ થયા. ॥ ૩૦ ॥ ૩૧ ॥ સજ્જ થએલા અને દૃઢ ધનુષવાળા શેષનાગ તથા ત્રિવિક્રમ ભગવાન એઓએ તે સમયે દુર્વાસાને કહ્યું કે "તમે તમારી ઈચ્છા પ્રમાણે સ્નાન કરો." ॥ ૩૨ ॥ એઓનું વચન સાંભળી દુર્વાસાએ સ્નાન કર્યું. ઉતાવળથી સ્નાન કરીને પછી પોતાનું નિત્ય કર્મ કરવાનો આરંભ કર્યો. ॥ ૩૩ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રહ્લાદે કહેલી સંહિતામાં દ્વારકામાહાત્મ્યનો 'દુર્વાસોબલિવિવાદ' એવા નામનો ૧૯ મો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ विंशतितमोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ ब्रह्मघोषध्वनिंश्रुत्वादानवोदुर्मुखस्तदा ॥ क्रोधसंरक्तनयनोदुर्वाससमथाब्रवीत ॥१॥हन्यमानस्त्वमस्माभिर्यदिमुक्तोसिवैद्विज ॥ कस्मात्पुनःसमायातोमरणायचमंदधीः॥२॥

### અધ્યાય ૨૦ મો.

પ્રહ્લાદજી કેહે છે–વેદનું ઉચ્ચારણ થવાનો શબ્દ સાંભળી તે સમયે ક્રોધથી રાતી આંખોવાળા દુર્મુખ નામના દાનવે દુર્વાસાને કહ્યું કે ॥ ૧ ॥ "હે બ્રાહ્મણ! તને મારી નાખતાં અમે કેને છોડી દીધો છે તે છતાં તું મૂર્ખપણાથી મરવાને

इत्युक्त्वामुष्टिनाहंतुंतदाधावतदानवः ॥तंदृष्ट्वादानवंविष्णुर्ब्राह्मणहंतुं
मुद्यतं ॥ ३ ॥ अतिक्रुद्धोजगन्नाथोदुर्मुखस्यपरंतपः ॥ चक्रेण
क्षुरधारेणशिरश्चिच्छेदलीलया ॥ ४॥ दुर्मुखंनिहतंदृष्ट्वादानवोदुःसह
स्तदा ॥ प्राक्रोशदुच्चैर्दितिजान्शीघ्रमागम्यतामिति ॥ ५ ॥ श्रुत्वा
दैत्यगणाःसर्वेदुर्मुखंनिहतंतदा ॥ दुर्वाससंपुनस्तत्रपरित्रातंचविष्णुः
ना ॥ ६ ॥ कूर्मपृष्ठोगोलकश्चक्रोधनोवेददूषकः ॥ यज्ञघ्नो
यतिहंताचधर्मांतकस्तपस्विहा ॥ ७ ॥ अन्येचबहवोदैत्याविविधा
युधपाणयः ॥ क्रोधसंरक्तनयनाःशपंतोब्राह्मणंतदा ॥८ ॥ परिक्षि
प्यतमात्रेयंविष्णुंसंकर्षणंतदा ॥ तोमरैर्भिंदिपालैश्वमुशलैश्वभुशुं
डिभिः ॥ ९ ॥ शस्त्रैर्नानाविधैश्चापियुयुधुःक्रोधमूर्छिताः ॥ दानवैः
संवृतोविष्णुःसमंताद्घोरदर्शनैः ॥ १०॥ संकर्षणश्वशुशुभेमेचंद्रादि
त्यौघनैरिव ॥ चापौजगृहतुर्दिव्यौशरान्ववृषतुर्बहून् ॥ ११ ॥ तेमा
र्गणगणादैत्याःस्तयोर्मुक्तानिर्जघ्निरे ॥ तेहन्यमानाःसमरेविष्णुनावि
द्रुतादिशः ॥ १२ ॥ दानवान्विद्रुतान्दृष्ट्वाविष्णुनाविहतांस्तथा ॥

વાસ્તે પાછો કેમ આવ્યો." ॥ ૨ ॥ એમ કહી એ દાનવ દુર્વાસાને મુઠી મારવા દોડ્યો. બ્રાહ્મણને મારી નાખવા તૈયાર થએલા એ દાનવને જોઈ બહુજ ક્રોધ પામેલા ત્રિવિક્રમ ભગવાને લીલા માત્રમાં સજીયા જેવી ધારાવાળા ચક્રથી તે દુર્મુખનું માથું કાપી નાખ્યું. ॥ ૩ ॥ ૪ ॥ દુર્મુખને મારેલો જોઈ દુઃસહ નામનો દાનવ તે સમયે 'તુરત આવી પોહોચો' એમ ઊંચા દૈત્યોને હાકલ કરી. ॥ ૫ ॥ દુર્મુખનું મરણ થયાની અને વિષ્ણુએ દુર્વાસાનું રક્ષણ કરયાની વાત સાંભળી ક્રોધથી રાતી આંખોવાળા કૂર્મપૃષ્ઠ, ગોલક, ક્રોધન, વેદદૂષક, યજ્ઞઘ્ન, યતિહંતા, ધર્માંતક અને તપસ્વિહા અને બીજા પણ ઘણા દૈત્યો હાથમાં નોખ નોખાં હથીઆરો લઈ દુર્વાસાને ગાળો દેતા દેતા આવી પોહોંચ્યા. ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ વિષ્ણુને, સંકર્ષણ (શેષનાગ) ને તથા દુર્વાસાને ઘેરી લઈ ક્રોધથી વ્યાપ્ત થએલા એ દૈત્યો તોમર, ભિંદિપાલ, મુસલો, ભુશંડિઓ અને બીજાં પણ અનેક શસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યા. ભયંકર રૂપવાળા દાનવોથી ચારેકોર ઘેરાએલા વિષ્ણુ અને સંકર્ષણ જાણે વાદળાંઓથી વીટાએલા સૂર્ય અને ચંદ્ર હોય તેમ શોભવા લાગ્યા. પછી એ બે જણાએ દિવ્ય ધનુષ લઈ ઘણાં ઘણાં બાણોની વૃષ્ટિ કરવા માંડી અને તે બાણો દૈત્યોને કાપવા લાગ્યાં. યુદ્ધમાં વિષ્ણુએ મારવા માંડેલા દૈત્યો ચારે કોર ભાગવા લાગ્યા. ॥ ૯ ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨ ॥ વિષ્ણુએ મારેલા અને ભગાવેલા દૈત્યોને જોઈ

गोलकःकूर्मपृष्ठश्चमामैःकृत्वानिवर्तितौ ॥ १३ ॥ संकर्षणंतुपतित
मुष्टिनामूर्ध्निताडितं॥ दृष्ट्वाचुकोपभगवांस्तिष्ठतिष्ठेतिचाब्रवीत्॥१४॥
संगृह्यमुशलंवीरोजघानसमरेरिपुं ॥ मुशलेनाहतोमूर्ध्निगोलकोविकलें
द्रियः ॥ १५ ॥ संभिन्नास्थिमस्तकश्चपपातचममारच ॥ गोलकं
पतितंदृष्ट्वाजहर्षब्राह्मणस्तदा ॥ १६ ॥ कूर्मपृष्ठंचभगवान्विष्णुर्ह
तुंमनोदधे ॥ नाराचेनसुतीक्ष्णेनजघानहृदयेरिपुं ॥ १७ ॥ सावि
ष्णुबाणाभिहतस्त्यक्तशस्त्रःपलायितः ॥ तस्मिन्प्रभग्नेतिबलेकूर्मपृष्ठे
चदानवे ॥१८॥ अभज्यतबलंसर्वंविद्रुतंतुदिशोदश ॥ तत्रभग्नंबलं
सर्वंनिहतंगोलकंतथा ॥ १९ ॥ द्वारस्थःकथयामासदैत्यराजेकुशेत
दा ॥ गोलकंनिहतंश्रुत्वादैत्यानन्यांश्चदैत्यराट् ॥ २० ॥ योद्धुमाज्ञा
पयामाससंनद्धंसबलंस्वकं॥ आज्ञांकुशस्यतेलब्ध्वानिर्ययुःक्रोधमूर्छि
ताः॥२१॥ अयुतेद्वेरथानांतुनागानामयुतंतथा॥दशायुतानिचाश्वानां
महामुख्यपरिग्रहाः ॥२२॥ बकश्चनिर्ययौदैत्योबहुसैन्यसमन्वितः ॥
तथादीर्घनखोदैत्यःप्रघोषश्चमहाबलः ॥ २३ ॥ ऊर्ध्वबाहुर्वक्रशि

ગોલક અને કૂર્મપૃષ્ઠ નામના બે દાનવો 'બીઓ માં' એમ બોલીને તેઓને પાછા વાળી આવ્યા. ॥ ૧૩ ॥ માથામાં એક દૈત્યની મુઠી વાગતાં સંકર્ષણને પડી ગએલા જોઈ વિષ્ણુને ભારે ક્રોધ ચડ્યો અને તેથી તેમણે 'ઉભો રહે ઉભો રહે' એમ હાકલ કરી.॥૧૪॥ પછી વિષ્ણુએ મુસલ લઈને તેથી ગોલક નામના દૈત્યને પ્રહાર દીધો. માથામાં મુસલ વાગવાથી જેની ખોપરી તુટી ગઈ એવો ગોલક વિહ્વલ થઈને પડ્યો અને પડતાંજ મરી ગયો. ગોલકને મરણ પામેલો જોઈ દુર્વાસા રાજી થયા. ॥ ૧૫ ॥ ॥ ૧૬ ॥ પછી વિષ્ણુએ કૂર્મપૃષ્ટને મારવાનું મન કરીને એક તીક્ષ્ણ બાણ તેની છાતીમાં માર્યું. ॥ ૧૭ ॥ વિષ્ણુનું બાણ વાગતાં કૂર્મપૃષ્ટ હથીઆર છોડીને ભાગી ગયો. મહાબળવાન્ કૂર્મપૃષ્ઠ ભાગી જતાં સઘળાં સૈન્યમાં ભંગાણ પડયું અને તે સૈન્ય દશે દિશાઓમાં ભાગવા લાગ્યું. ગોલકને તથા બીજા દૈત્યોને પણ મારેલા સાંભળી દૈત્યોના રાજા કુશે તૈયાર થએલા પોતાના સૈન્યને યુદ્ધ કરવાની આજ્ઞા કરી અને તે આજ્ઞા મળતાં ક્રોધથી વ્યાપ્ત થએલા દૈત્યો યુદ્ધ કરવા નીકળ્યા. ॥ ૧૮ ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧ ॥ વીશ હજાર રથો, દશ હજાર હાથીઓ અને મોટા મોટા સ્વારોવાળા એક લાખ ઘોડા નીકળ્યા. ॥ ૨૨ ॥ ઘણાં સૈન્ય સહિત બકાસુર પણ નીકળ્યો. એવીજ રીતે મહાબળવાન્ દીર્ઘનખ, પ્રઘોષ, ઉર્ધ્વબાહુ, વક્રશિરા, કંબુક, શતોલ્મુક, પ્રભ્રમ, યજ્ઞહા, ૩૩, ધુંધુરક, ચતુરાઈવાળા સુનામા

राःकंबुकश्श्वशतोल्मुकः ॥ ब्रह्मघ्नोयज्ञहादैत्योरुरुर्घुर्घुरकस्तथा २४
सुनामाचवसुश्चैवमंत्रिणौबुद्धिसत्तमौ ॥ सेनापतिश्चोग्रदंष्ट्रस्तस्य
भ्रातामहाहनुः ॥ २५ ॥ एतेचान्येचबहवोदैत्याःक्रोधसमन्विताः॥
महतारथघोषेणनिर्ययुर्युद्धकांक्षिणः ॥ २६ ॥ स्नातःशुक्लांबरधरः
शुक्लमालाविभूषितः ॥ कुशःशंभुंमहादेवंभवानीपतिमव्ययं ॥ २७॥
अर्चयामासभूतेशंपरमेणसमाधिना॥ पंचामृतेनसंस्नाप्यतथागंधैर्वि
लिप्यच ॥ २८ ॥ अर्चयामासदैत्येंद्रोह्यनककुसुमोत्करैः ॥ गी
तवादित्रशब्दैश्चतथामंगलवाचकैः ॥ २९ ॥ पूजयित्वामहादेवंब्रा
ह्मणान्स्वस्तिवाच्यच॥ भूषयित्वाभूषणैश्चमणिवज्रादिभूषितैः॥३०॥
मुकुटेनार्कवर्णेनज्वलद्भास्कररोचिषा ॥ भ्राजमानोदैत्यराजोहारेणा
तीवशोभितः ॥ ३१ ॥ संनह्यचमहाबाहुःसारथिंसमुदैक्षत ॥ सुना
मानंवसुंचैवमंत्रिणौवाक्यमब्रवीत ॥ ३२ ॥ कश्चायंसमरेहंतिकि
मर्थंज्ञायतामिति ॥ तस्यतद्वचनंश्रुत्वारुरुर्वचनमब्रवीत ॥ ३३ ॥
गतेन्हिब्राह्मणःस्नातुंगोमत्याःसंगमेकिल ॥ आगतःप्रतिषिद्धश्चदैत्ये

તથા વસુ નામના બે મંત્રીઓ, ઉગ્રદંષ્ટ્ર નામનો સેનાપતિ અને તેનો ભાઈ મહાહનુ એઓ તથા બીજા પણ ઘણા દૈત્યો ક્રોધથી વ્યાપ્ત થઈ યુદ્ધ કરવા સારૂ નીકળ્યા અને તેઓના રથોના ભારે શબ્દો થવા લાગ્યા. ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ કુશ દૈત્યે નાહી ધોળાં વસ્ત્ર પેહેરી ધોળી માળાઓના શણગાર ધરી પરમ એકાગ્રપણાથી પાર્વતીના પતિ ભૂતનાથ સદાશિવનું પૂજન કરવા માંડ્યું. પંચામૃતથી નવરાવી તથા સુગંધી ચંદનોનું લેપન કરી ॥ ૨૭ ॥ ૨૮ ॥ અનેક પુષ્પોના સમૂહોથી મહાદેવની પૂજા કરી. ગાયનથી, વાજેંત્રોના શબ્દોથી તથા મંગલ પાઠોથી મહાદેવની પૂજા કરી બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવી પોતે મણિ અને હીરાઓથી દીપતાં આભૂષણોથી શણગાર ધર્યો. ॥ ૨૯ ॥ ૩૦ ॥ સૂર્ય સમાન વર્ણવાળા તથા પ્રકાશતા સૂર્ય સમાન તેજવાળા મુકુટથી દીપી રહેલા અને હારથી અત્યંત શોભતા એ દૈત્યોના રાજા મહાવીર કુશે સજ્જ થઈને સારથિની સામે જોયું અને સુનામા તથા વસુ નામના બે મંત્રિઓને નીચે પ્રમાણે પુછ્યું. "યુદ્ધમાં દૈત્યોને જે મારે છે તે કોણ છે અને શા માટે મારે છે તે નકી કરો." રાજાનું વચન સાંભળી રૂરૂ બોલ્યો કે "હે દૈત્યોના ઈશ્વર ! હે રાજા ! ગઈ કાલે એક બ્રાહ્મણ ગોમતીના સંગમમાં નાહાવા આવ્યો હતો તેને અટકાવી અમોએ પાછો કાહાડતાં

श्वरमहीपते ॥ ३४ ॥ तेनविष्णुःसमानीतःसंकर्षणसमन्वितः ॥
सोस्मान्हंतिमहाराजब्रह्मण्योजगदीश्वरः ॥ ३५ ॥
॥ सुनामोवाच ॥ स्नात्वागच्छतुविप्रोसौवासुदेवसमन्वितः॥
राजन्वृथाविग्रहेणकिंकार्यंकथयस्वनः ॥ ३६ ॥
॥श्रीप्रल्हादउवाच॥तस्यतद्वचनंश्रुत्वाकुशःक्रोधसमन्वितः॥
कथंगोलकहंतारंनहनिष्यामिकेशवं ॥ ३७ ॥ एतावदुक्त्वासक्रुद्धो
ययौदैत्यपतिस्तदा ॥ ततोवादित्रशब्दैश्चभेरीशंखसमन्वितैः॥३८॥
ददर्शतत्रदेवेशंसहस्रशिरसंप्रभुं ॥ तथाविष्णुंचक्रपाणिंदुर्वाससमक
ल्मषं ॥ ३९ ॥ ईश्वरांशंचतंदृष्ट्वानहंतव्योयमीश्वरः ॥ विष्णुमुद्दि
श्यतान्सर्वान्प्रेरयामासदानवान् ॥ ४० ॥
॥ कुशउवाच ॥ नमोक्तव्यःप्रयत्नेनधारणीयःसबंधुहा ॥
यस्याग्रतोरणेकृष्णोगामिष्यतिविलोकितः ॥ ४१ ॥ तंदुष्टंघातयि
ष्येहंयःकृष्णधारणेऽक्षमः ॥ भ्रातावास्तुसुतोवास्तुहन्मित्वाज्ञाविलं
घनात् ॥ ४२ ॥ कृष्णस्यविमुखोयोहिनमेभ्रातासुहृत्सखा ॥ वा

તે બ્રાહ્મણ સંકર્ષણ સહિત વિષ્ણુને તેડી આવ્યો છે. તે વિષ્ણુ બ્રાહ્મણો ઉપર પ્રેમ રાખનાર હોવાથી આપણને મારે છે." ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥ ॥ ૩૫ ॥

સુનામા કેહે છે—હે રાજા ! એ બ્રાહ્મણ વિષ્ણુ સહિત નાહીને ભલે જાય. જવા દીઓ. આપણે વૃથા કજીયો કરીને શું કરવું છે. કહો. ॥ ૩૬ ॥

પ્રલ્હાદજી કેહે છે—સુનામાનું વચન સાંભળી કુશ ક્રોધ કરીને બોલ્યો કે વિષ્ણુ કે જેણે ગોલકને મારચો તેને હું કેમ નહી મારૂં." ॥ ૩૭ ॥ એટલું બોલી ક્રોધ પામેલો તે દૈત્યોનો રાજા ભેરી અને શંખ આદિ વાજાંઓનાં શબ્દ કરાવીને યુદ્ધ કરવા ગયો. ॥ ૩૮ ॥ ત્યાં શેષનાગ, ચક્રને ધરનારા વિષ્ણુ અને દુર્વાસા મુનિ તેના જોવામાં આવ્યા. ॥ ૩૯ ॥ દુર્વાસાને સદાશિવના અંશરૂપ જાણી 'આ તો શિવરૂપ છે માટે નહી મારવો ' એમ નિશ્ચય કરી તેણે વિષ્ણુની સાથે યુદ્ધ કરવાને નીચે પ્રમાણે દૈત્યોને આજ્ઞા કરી. ॥ ૪૦ ॥

કુશ કેહે છે—ગોલકને મારનાર એ વિષ્ણુને કોઈએ છોડવો નહી પણ પ્રયત્નથી પકડી લેવો. રણમાં નજરે પડેલો વિષ્ણુ જેની આગળથી જતો રેહેશે એટલે જે દૈત્ય કૃષ્ણને નહી પકડે તે મારો ભાઈ કે દીકરો હશે તો પણ તેના ઉપર મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો અપરાધ મુકીને તે દુષ્ટને મારી નાખીશ. ॥ ૪૧ ॥ ૪૨ ॥ જે કૃષ્ણથી વિમુખ રહે તેને હું મારો ભાઈ, સંબંધી કે મિત્ર માનું જ નહી. જે એ

सुदेवंविमुंचेद्यःसवध्यःपापकृन्मया ॥ ४३ ॥ कृष्णस्यग्रहणंवेत्तिध्रुवश्चोत्तानपादजः ॥ सदूरेविद्यतेबालःपातालेबलिरेवच ॥ ४४ ॥ किंचिद्विभीषणोवेत्तिप्रल्हादःसम्यगेवच ॥ स्वपौरुषेणगोविंदंधारयिष्येसबांधवं ॥ ४५ ॥ ईश्वरस्यप्रसादेनतस्याहंधारणेक्षमः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ इत्युक्त्वाबहुभिर्नागैरथैर्जलदनिस्वनैः ॥ ॥ ४६ ॥ अश्वैर्महाजवैश्चैवपरिवव्रेसमंततः ॥ ततोयुद्धंसमभवद्देवयोर्दानवैःसह ॥४७॥ आच्छादितौददृशातेघोरैर्दैत्यगणैरणे॥ ततोगृहीत्वामुशलंहलंचबलवान्हली ॥४८ ॥ जघानदैत्यप्रवरान्कालांतकयमोपमान्॥४९॥ तेहन्यमानादैतेयाबलेनबलशालिना ॥ सर्वतोविद्रुताभग्नाःकुशमेवतदाययुः।५०। बकश्चयज्ञकोपश्चब्रह्मघ्नोवेददूषकः॥ महामुखःखंजनकोराहुर्वक्रशिरास्तथा॥५१॥एतेचान्येचबहवःप्रवरादानवोत्तमाः ॥ क्रोधसंरक्तनयनाबिभिदुस्तेजनार्दनं ॥५२॥ ततःकोपसमाविष्टौसंकर्षणजनार्दनौ ॥ चक्रलांगलपातेनजघ्नतुर्दानवोत्तमान् ॥ ५३ ॥ चक्रेणचशिरःकायाच्चिच्छेदाशुबकस्यच ॥ चूर्णयामा

વિષ્ણુને છોડી દેશે તે પાપીને મારે મારવોજ પડશે. ॥ ૪૩ ॥ વિષ્ણુને પકડવાની વાતમાં ઉત્તાનપાદનો દીકરો ધ્રુવ બરાબર સમજે છે પણ તે બાલક તો ઘણે છેટે છે. ॥ ૪૪ ॥ બલિરાજા અને પ્રલ્હાદ પણ એ વાતમાં બરાબર પોહોચેલ છે પણ તેઓ પાતાલમાં રેહે છે. વિભીષણ તો એ વાતમાં થોડુંક જાણે છે માટે હું પોતેજ મારાં પરાક્રમથી એ વિષ્ણુને તેના બાંધવો સહિત પકડી લઈશ. ॥ ૪૫ ॥ મહાદેવજીની કૃપાથી વિષ્ણુને પકડવામાં હું સમર્થ છું.

પ્રલ્હાદજી કેહે છે—એટલાં વચન બોલી તેણે ઘણા હાથીઓથી, મેઘ સરખા શબ્દવાળા રથોથી અને ભારે વેગવાળા ઘોડાઓથી વિષ્ણુને અને સંકર્ષણને ચારેપાસ ઘેરી લીધા. પછી વિષ્ણુ તથા સંકર્ષણને દૈત્યોની સાથે યુદ્ધ થવા લાગ્યું. ॥ ૪૫ ॥ ૪૬ ॥ ૪૭ ॥ એઓ રણમાં ભયંકર દૈત્યોએ ઢાંકી દીધેલા જોવામાં આવ્યા. પછી બલવાન્ સંકર્ષણ હાથમાં હલ મુસલ લઈ ॥ ૪૮ ॥ કાલ અંતક અને યમ જેવા મોટા મોટા દૈત્યોને મારવા લાગ્યા. ॥ ૪૯ ॥ ભારે બળવાલા બલભદ્રે ( સંકર્ષણે ) મારવા માંડેલા તે દૈત્યો ચારે કોરથી ભાગી દોડીને કુશની પાસે ગયા. ॥૫૦॥ સૈન્યમાં ભંગાણ પડતાં પણ બક, યજ્ઞકોપ, બ્રહ્મઘ્ન, વેદદૂષક, મહામુખ, ખંજનક, રાહુ અને વક્રશિરા ॥ ૫૧ ॥ એઓ તથા બીજા પણ ઘણા ઘણા મોટા દૈત્યો ક્રોધથી આંખો લાલ કરીને વિષ્ણુને પ્રહાર દેવા લાગ્યા. ॥ ૫૨ ॥ એ જોઈ કોપ-

समुशलीयतिहंतारमेवच ॥ ५४ ॥ राहुंजघानचक्रेणतथान्यान्मुशलेनच ॥ तेहताहन्यमानाश्चभग्नाजग्मुर्दिशोदश ॥ ५५ ॥ कुशःस्ववाहिनींदृष्ट्वाविद्रुतांनिहतांतथा॥क्रोधसंरक्तनयनोयाहियाहीतिसारथिं ॥ ५६ ॥ सतयोरंतिकंगत्वानामविश्राव्यचात्मनः ॥ उवाचकस्त्वंदैतेयान्ममहंसिगदाधर ॥ ५७ ॥

॥ श्रीकृष्णउवाच ॥ यस्माद्विमुक्तिदंपुण्यंगोमत्युदधिसंगमे ॥ रुद्धंदुरात्मभिःपापैस्तस्मात्तेनिहतामया ॥ ५८ ॥ दानवानांक्षयकरमागतंविद्धिदैत्यज ॥ सहस्वैकंममशरंस्थिरोभूत्वामहाहवे॥५९

॥ कुशउवाच ॥ मांनजानासिचात्रस्थंकथंजीवन्प्रयास्यसि ॥ युध्यस्वत्वंस्थिरोभूत्वाततस्त्यक्ष्यसिजीवितं ॥ ६० ॥

॥ श्रीप्रल्हादउवाच ॥इत्युक्त्वापंचविंशत्याताडयामासकेशवं ॥ अनंतंचाष्टभिर्बाणैर्हत्वात्र्यंनिरैक्षत ॥ ६१ ॥ ईश्वरांशंचतंदृष्ट्वाप्रोचेयाहीतिमाचिरं ॥ कुशंहरिःसमाहूयतिष्ठतिष्ठेतिचाब्रवीत् ॥

પામેલા બલભદ્ર અને વિષ્ણુ ચક્ર તથા હલના પ્રહારથી ઉત્તમ ઉત્તમ દૈત્યોને મારવા લાગ્યા. ॥ ૫૩ ॥ વિષ્ણુએ ચક્રથી તુરત બકનું માથું કાપી નાખ્યું અને બલભદ્રે મુસલથી યતિહંતાનો ભુકો કરી નાખ્યો. ॥ ૫૪ ॥ રાહુને ચક્રથી માર્યો અને બીજાઓને મૂસલથી મારયા. કેટલા એક તો મરિ ગયા પણ જેઓ માર ખાતા હતા તેઓ હારીને દશે દિશાઓમાં ભાગી ગયા. ॥ ૫૫ ॥ પોતાની સેનાને મારેલી અને ભાગેલી જોઈ ક્રોધથી રાતાં નેત્રવાળા કુશે સારથિને કહ્યું કે " રથને યુદ્ધ ભૂમિમાં પોહોચાડ પોહોચાડ." ॥ ૫૬ ॥ પછી કુશે શત્રુઓની પાસે જઈ પોતાનું નામ પ્રખ્યાત કરીને પુછયું કે " હે ગદાને ધરનારા ! તું કોણ છે અને દૈત્યોને શામાટે મારે છે. ॥ ૫૭ ॥

ભગવાન કેહે છે—આ ગોમતી અને સમુદ્રના મુક્તિ આપનારા પવિત્ર સમાગમ સ્થલને દુરાત્મા પાપીઓએ રોકેલું છે એટલા માટે એઓને મે મારયા છે. ॥૫૮॥ હે દૈત્ય મને દાનવોને ક્ષય કરવા આવેલો સમજવો. તું હવે સ્થિર થઈને રણમાં મારા એક બાણને સહન કરજે. ॥ ૫૯ ॥

કુશ કેહે છે—હું અહીં રહું છું તેને તું નથી જાણતો કે શું ? તું જીવતો કેમ જશે. તું પણ સ્થિર થઈને યુદ્ધ કર એટલે હમણાંજ તું જીવિતથી ભ્રષ્ટ થશે. ॥૬૦॥

પ્રલ્હાદજી કેહે છે—એમ બોલી કુશે વિષ્ણુને પચીશ અને બલભદ્રને આઠ બાણ મારીને દુર્વાસાની સામે જોયું. ॥ ૬૧ ॥ દુર્વાસાને મહાદેવના અંશરૂપ જાણીને

॥ ६२ ॥ विव्याधसप्तभिर्बाणैःपुनश्चबहुभिस्तथा ॥ कुशोपिचजग
न्नाथंसंक्रुद्धोदशभिःशरैः ॥ ६३ ॥ विव्याधहृदयेविप्रालीलयाप्रहस
न्निव ॥ दैत्यराजंत्रिभिर्बाणैर्जघानमधुसूदनः ॥ ६४ ॥ बाणेनैकेन
चकुशस्ताडयामासकेशवं ॥सबाणैर्भिन्नसर्वांगःशार्ङ्गमादायसत्वरः॥
॥६५॥ दैत्यस्यघातयामासचतुर्भिश्चतुरोहयान् ॥ सारथेस्तुशिरःका
यादर्धचंद्रेणचिच्छिदे ॥ ६६ ॥ धनुश्चैकेनचिच्छेदध्वजमेकेनपत्रि
णा॥सच्छिन्नधन्वाविरथोहताश्वोहतसारथिः॥६७॥प्रगृह्यवामभागे
तुउवाचवचनंतदा ॥ यदित्वांघातयिष्यामिकीर्तिर्मेअतुलाभवेत् ॥
॥ ६८ ॥ घातितोहंत्वयावीरयास्यामिपरमांगतिं ॥ तिष्ठतिष्ठहरे
विष्णोशरणंमेसदाशिवः॥ ६९ ॥ धावंतमतिसंक्रुद्धंखड्गपाणिंनिरी
क्ष्यसः ॥चक्रेणाशितधारेणशिरश्चिच्छेदलीलया॥७०॥ तंछिन्नशिरसं
भूमौपतितंवीक्ष्यदानवं॥अथोवाहरथेनाजौदैत्यःखंजनकस्तथा ७१
अपयातेकुशेदैत्येविष्णुःसंकर्षणस्तदा ॥ दुर्वाससाचसहिताःसंन्य
वर्ततहर्षिताः ॥ ७२ ॥ शिवालयेतुनिक्षिप्यकुशंतत्रतुदानवाः ॥

કહ્યું કે "તું અહીંથી તુરત જતો રહે જતો રહે" પછી વિષ્ણુએ કુશને પોતા પાસે બોલાવી 'ઉભો રેહેજે ઉભો રેહેજે' એમ કહી ॥ ૬૨ ॥ તેને પ્રથમ સાત બાણથી અને પછી ઘણાં બાણોથી વીંધી નાખ્યો. ક્રોધ પામેલો કુશ પણ જાણે હસતો હોય તેમ લીલા માત્રમાં દશ બાણોથી ભગવાનની છાતીને વીંધી નાખી. ભગવાને કુશને ત્રાણ બાણ મારયાં.॥૬૩॥ ૬૪॥ અને કુશે ભગવાનને એક બાણ માર્યું. બાણોથી સઘળા અંગોમાં વીંધાએલા વિષ્ણુએ તુરત શાર્ઙ્ગ ધનુષ લઈને ચાર બાણથી તેના ચારે ઘોડા મારી નાખ્યા, અર્ધચંદ્રાકૃતિ બાણથી તેના સારથિનું માથું ધડ ઉપરથી ઉડાવી દીધું॥૬૫॥ ॥ ૬૬ ॥ એક બાણથી ધનુષ છેદી નાખ્યું અને એક બાણથી ધ્વજા કાપી નાખી. એ પ્રમાણે ધનુષ, રથ, ઘોડા અને સારથિથી રહિત થએલો કુશ વિષ્ણુને ડાબે પડખે આવીને બોલ્યો કે "હું જો તને મારીશ તો મારી અતુલ કીર્તિ થશે અને તારા હાથથી મારીશ તો મને પરમગતિની પ્રાપ્તિ થશે. હે વિષ્ણુ ! ઉભો રેહ. સદાશિવ મારા ધણી છે. ॥ ૬૭ ॥ ૬૮ ॥ ૬૯ ॥ એમ બોલી ભારે ક્રોધથી તરવાર લઈ એ શત્રુને પોતાની સામે દોડ્યો આવતો જોઈ વિષ્ણુએ સજેલી ધારાવાળા ચક્રથી અનાયાસે તેનું માથું કાપી નાખ્યું. ॥ ૭૦ ॥ કુશને માથું કપાઈ પડતાં પડેલો જોઈ ખંજનક દૈત્ય તેની લોથને રથમાં નાખીને યુદ્ધભૂમિમાંથી લઈ ગયો. ॥ ૭૧ ॥ કુશની લોથ ગયા પછી વિષ્ણુ અને બલભદ્ર દુર્વાસાની સાથે રાજી થઈને પાછા જવાની તૈયારી

स्नानगंधार्चनैर्धूपैर्गीतवाद्यैरतोषयन् ॥ ७३ ॥ अवाप्यजीवितंसद्यः प्रसादाच्छंकरस्यच ॥ उत्थितःसतदादैत्योब्रुवन्शिवशिवेतिच॥७४॥ तंपुनर्जीवितंदृष्ट्वादैत्यंदैत्यगणेश्वरं ॥ उवाचसुमनावाक्यंवर्धस्वसुचिरंविभो ॥७५॥ स्नापयित्वायदिपुनर्ब्राह्मणोविनिवर्त्तते ॥ यथेष्टंगच्छतुतदाकिंवृथाविग्रहेणते ॥ ७६ ॥ तस्यतद्वचनंश्रुत्वाकुशोवचनमब्रवीत ॥ गच्छप्रेषयतौप्रापौविप्रत्राणकरावुभौ ॥ ७७ ॥ ॥ सच राज्ञासमादिष्टःसुमनामुनिसत्तमाः ॥ उवाचविष्णुमागत्यनमस्कृत्य हलायुधं ॥ ७८ ॥ कुशेनप्रेषितश्चास्मितवपार्श्वेजनार्दन ॥ किंत वापकृतंनाथयेनदैत्याञ्जिघांससि ॥ ७९ ॥ दुर्वाससंस्नापयित्वा गच्छमुक्तोसिमानद ॥ अमरत्वंमहादेवात्प्राप्तंविद्धिकुशेनहि ॥८० ॥
॥ श्रीकृष्णउवाच ॥ मुक्तितीर्थमिदंरुद्धंभवद्भिःपापकर्मभिः ॥ तस्माद्धनिष्येसर्वान्हिदानवान्नात्रसंशयः ॥ ८१ ॥ यस्मात्संतापितादैत्यैर्दुर्वासाममवल्लभः ॥

કરવા લાગ્યા. ॥ ૭૨ ॥ દૈત્યોએ તો કુશને શિવાલયમાં નાખી સ્નાન, ચંદન, અર્ચન, ધૂપ, ગાયન અને વાજંત્રોથી સદાશિવને પ્રસન્ન કરયા. ॥ ૭૩ ॥ શંકરની કૃપાથી કુશ જીવતો થયો અને (શિવ શિવ) એમ બોલતો બોલતો ઉઠયો. ॥૭૪॥ એ દૈત્યોના રાજા કુશને જીવતો થએલો જોઈ સુમના નામના મંત્રીએ તેને કહ્યું કે "હે રાજા! તમારો ઉદય થાઓ ॥ ૭૫ ॥ વિષ્ણુ જો બ્રાહ્મણને નવરાવીને પાછો જતો હોય તો ભલે જાય. પછી આપણે કજીયો કરવાનું શું પ્રયોજન છે." ॥ ૭૬ ॥ સુમનાનું વચન સાંભળી કુશ બોલ્યો કે "જા બ્રાહ્મણનું રક્ષણ કરવા આવેલા એ બે દુષ્ટોને પાછા જવાનું કેહે." ॥ ૭૭ ॥ હે ઋષિઓ! રાજાએ આજ્ઞા કરતાં સુમનાએ રણભૂમિમાં આવી વિષ્ણુને તથા બલભદ્રને પ્રણામ કરીને કહ્યું કે ॥ ૭૮ ॥ "હે વિષ્ણુ! હું કુશના મોકલવાથી તમારી પાસે આવ્યો છું. હે સ્વામી! તમારૂં શું ભુંડુ કર્યું છે કે જેથી તમે દૈત્યોને મારી નાખવા ઇચ્છો છો, ॥ ૭૯ ॥ હે વિષ્ણુ! અમો તમને છોડી દઈએ છીએ. દુર્વાસાને નવરાવીને જતા રહો. કુશે તો મહાદેવજીની કૃપાથી અમરપણું મેળવ્યું છે." ॥ ૮૦ ॥

ભગવાન કેહે છે— નીચ કર્મ કરનારા તમ લોકોએ આ મુક્તિ આપનારા તીર્થને રોકેલું છે એટલા માટે હું સઘળા દાનવોને મારીશ એમાં સંશય નથી. ॥ ૮૧ ॥ મારા પ્યારા દુર્વાસાને દૈત્યોએ સંતાપ્યા છે માટે દૈત્યોનો નાશ મારે કરવોજ જોઈએ.

॥श्रीप्रल्हादउवाच ॥ भगवद्वचनंश्रुत्वासुमनावाक्यमब्रवीत् ॥ ८२ ॥ दुर्वाससंतुसंस्नाप्यभगवन्गच्छमाचिरं ॥
॥ श्रीभगवानुवाच॥सवाहनपरित्राणाःसपुत्रज्ञातिबांधवाः॥ पुण्यतीर्थमिदंत्यक्त्वाप्रविशध्वंधरातलं।८३।सुमनास्तद्वचःश्रुत्वाक्रोधसंरक्तलोचनः।युध्यध्वमितितंचोक्त्वानैतदेवंभविष्यति।८४।कुशायकथयामासपदुक्तंशार्ङ्गधन्वना॥कुशस्तद्वचनंश्रुत्वामंत्रिणासमुदीरितं॥८५॥रथमारुह्यवेगेनययौयोद्धुमरिंदमः ॥ संस्मृत्यमनसादेवंशंकरंवृषभध्वजं ॥८६॥ ततःप्रववृतेयुद्धंसुमहल्लोमहर्षणं ॥ अप्येषांदानवानांचकेशवस्यकुशस्यच॥८७॥यज्ञघ्नोगदयागुर्व्यासंकर्षणमताडयत् ॥ संकर्षणहतःशीघ्रंमुशलेनपपातह ॥ ८८ ॥ बलदेवोपितत्राशुगृहीत्वा मुशलंकरे ॥ घातयामासतत्सैन्यंकृष्णवाक्यप्रचोदितः ॥ ८९ ॥ गजाभिन्नाःसहारोहारथाश्चूर्णीकृतास्तथा ॥ विशीर्यमाणाबहवोमुखाच्छोणितमुद्वमन् ॥ ९० ॥ भुजाश्चपतितारेजुःपंचास्याइवपन्नगाः॥ हलाहताश्चूर्णितांगादैत्यारोषेणमर्दिताः ॥ ९१ ॥ गजंगृहीत्वावेगेन

પ્રલ્હાદજી કેહે છે—એ પ્રમાણે ભગવાનનાં વચન સાંભળી સુમના બોલ્યો કે "દુર્વાસાને નવરાવીને તમે હવે તુરત જતા રહો." ॥ ૮૨ ॥ ભગવાન બોલ્યા કે "તમ લોકો આ પવિત્ર તીર્થને છોડી દઈ વાહન, પરિવાર, પુત્ર, જ્ઞાતિ તથા બાંધવો સહિત પાતાળમાં જતા રહો તો હું તમલોકોને છોડી દઊં" ॥ ૮૩ ॥ વિષ્ણુનું વચન સાંભળી ક્રોધથી રાતી આંખોવાળો સુમના બોલ્યો કે "ના. ના. એમ કદી થવાનું નથી. ભલે યુદ્ધ કરો." ॥ ૮૪ ॥ પછી સુમનાએ કુશની પાસે જઈ તેને, વિષ્ણુએ કહેલી સઘળી વાત સંભળાવી. મંત્રિનું વચન સાંભળી ॥ ૮૫ ॥ શત્રુઓને ત્રાસ આપનારો કુશ વેગથી રથમાં બેસી મનમાં સાક્ષાત સદાશિવનું સ્મરણ કરી યુદ્ધ કરવા ગયો. ॥ ૮૬ ॥ ત્યાં બીજા દાનવો સહિત કુશને અને ભગવાનને રૂવાડાં ઉભાં કરે એવું ભારે યુદ્ધ થવા લાગ્યું. ॥ ૮૭ ॥ યજ્ઞઘ્ને ભારે ગદાથી બલભદ્રને પ્રહાર દેતાં બલભદ્રે તુરત તેને મુસલ માર્યું એટલે તે તુરત પડીગયો. ॥ ૮૮ ॥ ભગવાને પ્રેરણા કરવાથી વળી પણ બલભદ્રે હાથમાં મુસલ લઈને તુરતજ તે સૈન્યને તોડી નાખ્યું. ॥ ૮૯ ॥ માહાવતો સહિત હાથીઓ ભેદાઈ ગયા, રથોનો ભુકો થઈ ગયો, ત્રુટી ગએલાં અંગોવાળા ઘણા દૈત્યો મોહોડાંમાંથી લોહી નાખવા લાગ્યા, ॥ ૯૦ ॥ ધરતી પર પડેલા કેટલાએક હાથો પાંચ પાંચ મોહોડાં વાળા સર્પોની પેઠે શોભવા લાગ્યા, અંગોનો ભુકો થઈ જવાથી ઘોડાઓ મરી ગયા અને ક્રો-

चिक्षेपप्रतिकुंजरं ॥ रथांस्तुरंगमैःसार्धंनिरास्थद्रथिभिःसह ॥ ९२
गजंरथंहयंचापिगृहीत्वालीलयाकरे॥भूमौचिक्षेपरुषितोनिष्पिपेषत
दापरान् ॥ ९३ ॥ कंबुकंचजघानाशुभ्रमेणभगवान्हरिः ॥ तक्षको
दशभिर्बाणैःपृथ्व्यांचविनिपातितः ॥ ९४ ॥ एतेचान्येचबहवोघा
तिताःकेशवेनहि ॥ दानवान्निहतान्दृष्ट्वाकुशःपरमकोपनः ॥ ९५ ॥
जघानयुधिसंरब्धःपरमास्त्रेणकेशवं ॥ भगवान्क्रोधसंयुक्तश्चक्रेणापा
तयच्छिरः॥९६॥तंछिन्नशिरसंभूमौपातितंवीक्ष्यकेशवः॥चिच्छेदबा
हुपादांश्चखंडशस्तिलशस्तथा ॥ ९७॥ खंडशोघातितंदृष्ट्वाकेशवेन
कुशंतदा ॥ संगृह्यतेपुनर्दैत्यानिन्युःसर्वेशिवालयं ॥ ९८ ॥ प्रसादा
च्छूलिनःसद्योजीवितंप्राप्यदानवः ॥ उत्थितःसहसाक्रुद्धःक्वविष्णु
रितिचब्रुवन् ॥ ९९ ॥ गदामुद्यम्यदैत्येंद्रोदर्शयंस्तांजनार्दनं ॥ उ
वाचवचनंक्रुद्धस्तिष्ठतिष्ठेतिवैपुनः ॥ १०० ॥ त्वयाममहताविष्णो
ज्ञातयःसुहृदस्तथा ॥ हनिष्येत्वांमहाबाहोपूर्वपुण्येनकेशव॥१०१॥

ધને લીધે છુંદો થઈ ગયો. ॥ ૯૧ ॥ બલભદ્ર એક હાથીને ઉપાડીને બીજા હાથી પર ફેંકવા લાગ્યા, રથમાં બેસનાર અને ઘોડાઓ સહિત રથોને ઉડાડવા લાગ્યા. ॥ ૯૨ ॥ ક્રોધથી જાણે રમતા હોય તેમ તેમણે હાથીને, ઘોડાને અને રથને હાથમાં ઉપાડી ધરતી પર ફેંકવા માંડયા અને બીજાઓનો લોટ કરી નાખ્યો. ॥ ૯૩ ॥ વિષ્ણુએ ફેરવી ફેરવીને તુરત કંબુકને મારી નાખ્યો અને દશ બાણેથી તક્ષકને પણ ધરતી પર પાડી દીધો. ॥ ૯૪ ॥ એઓને અને બીજા પણ ઘણા ઘણા દૈત્યોને વિષ્ણુએ મારી નાખ્યા. દૈત્યોને મારી નાખેલા જોઈ બહુજ કોપ પામેલા કુશે ॥ ૯૫ ॥ યુદ્ધમાં વેગથી ભગવાન ઉપર ભારે અસ્ત્ર નાખ્યું તેટલી વારમાં ભગવાને કોપ કરીને ચક્રવતે તેનું માથું કાપી નાખ્યું. ॥ ૯૬ ॥ તે દૈત્યને માથું કપાઈ પડતાં ધરતી પર પડેલો જોઈ વિષ્ણુએ તેના હાથ પગના પણ તલ તલ જેવડા ટુકડા કરી નાખ્યા. ॥ ૯૭ ॥ એ પ્રમાણે ભગવાને કુશને ટુકડે ટુકડા કરી કાપી નાખેલો જોઈ સઘળા દૈત્યો તે ટુકડાને ઉપાડીને શિવાલયમાં લઈગયા. ॥ ૯૮ ॥ ત્યાં સદાશિવની કૃપાથી કુશ દૈત્ય તુરત જીવતો થઈ ક્રોધથી 'વિષ્ણુ કયાં છે' એમ બોલતો સહસા ઉભો થયો. ॥ ૯૯ ॥ એ દૈત્યોનો રાજા રણભૂમિમાં આવી ગદા ઉગામી, તે ગદા ભગવાનને દેખાડતાં ક્રોધથી 'ઉભો રેહેજે ઉભો રેહેજે' એમ કહીને વચન બોલ્યો કે ॥ ૧૦૦ ॥ "હે વિષ્ણુ! હે વીર! તેં મારા જ્ઞાતિઓને અને સંબંધીઓને મારી નાખ્યા માટે હું હવે પૂર્વના પુણ્યના યોગથી તારી સામો આવીને તને

अहंयुवारणगतःपुराणपुरुषोभवान् ॥ कथंस्थास्यसियुद्धेवैसमत्वं नैवदृश्यते ॥ १०२ ॥ अनयागदयाभिन्नःक्वगमिष्यसिमाधव ॥ पलायितस्यभवतःस्थानंवेद्मिसतांमनः ॥ १०३ ॥ तमुद्यतगदंदृष्ट्वा निहतंजीवितंपुनः ॥ दुर्वाससमथोवाचकथंनम्रियतेकुशः ॥१०४॥ मयाऽसकृच्छिरश्छिन्नंखंडशस्तिलशःकृतः ॥ जीवत्यसौपुनःकस्मात्कारणंकथयस्वमे ॥ १०५ ॥ इत्युक्तश्चिंतयामासज्ञानेनऋषिसत्तमः ॥ ज्ञात्वातत्कारणंसर्वमुवाचमधुसूदनं ॥ १०६ ॥ महादेवेनतुष्टेनकुशोयममरःकृतः ॥ खंडशोपिकृतस्तस्मान्नचप्राणैर्वियुज्यते ॥ १०७ ॥ तच्छ्रुत्वाविस्मयाविष्टोहंतव्योयंकथंमया ॥ उपायंचकरिष्यामियेनायंनभवेदिति ॥ १०८ ॥ ततःसजीवितंप्राप्तःप्रसादाच्छंकरस्यच ॥ चर्मखड्गमथादायतिष्ठतिष्ठेतिचाब्रवीत् ॥ ॥ १०९ ॥ तमायांतंतदादृष्ट्वाकुशंशिवपरिग्रहं ॥ जघानगदयागुर्व्याजगतामीश्वरःकुशं ॥ ११० ॥ भिन्नमूर्धाचन्यपतत्केशवेनाभि

મારૂં છું. ॥ ૧૦૧ ॥ યુદ્ધ કરવા આવેલો હું જુવાન છું અને તું તો પુરાણ પુરૂષ છે. તું અને હું સરખા નથી માટે તું યુદ્ધમાં શી રીતે ઉભી શકીશ. ॥ ૧૦૨ ॥ હે માધવ! તું આ ગદાથી ભેદાઈને ભાગીશ ત્યારે ક્યાં જઈ શકીશ. હું જાણુંછું કે તું ભાગીને સત્પુરૂષોનું મન કે જે તારૂં સ્થાનક છે ત્યાંજ જશો. ॥ ૧૦૩ ॥ જેણે ગદા ઉગામી છે એવા અને મુવા પછી જીવતા થએલા એ દૈત્યને જોઈ વિષ્ણુએ દુર્વાસાને કહ્યું કે "કુશ કેમ મરતો નથી. વારે ઘડીએ મેં એનું માથું કાપી નાખ્યું અને તલ તલ જેવડા ટુકડે ટુકડા કરી નાખ્યા તો પણ એ પાછો જીવતો થયો તેનું કારણ કહો." ॥ ૧૦૫ ॥ આ પ્રમાણે ભગવાને પુછતાં દુર્વાસાએ ધ્યાન ધર્યું અને જ્ઞાન શક્તિથી સઘળું કારણ જાણીને ભગવાનને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧૦૬ ॥ "મહાદેવે પ્રસન્ન થઈને આ કુશને અમર કરેલો છે એટલા માટે ટુકડે ટુકડા કરી નાખ્યા છતાં પણ મરતો નથી." ॥ ૧૦૭ ॥ એ સાંભળી વિસ્મયમાં પડેલા વિષ્ણુએ વિચાર કર્યો કે "હવે મારે આને શીરીતે મારવો. હવે એનો ઉપાય કરીશ કે જેથી આ પાછો ઉઠશેજ નહી." ॥ ૧૦૮ ॥ પછી શંકરની કૃપાથી જીવતા થએલા એ કુશ દૈત્યે હાથમાં ઢાલ તરવાર લઈને વિષ્ણુને 'ઉભો રેહેજે ઉભો રેહેજે' એમ હાકલ કરી. ॥ ૧૦૯ ॥ કુશ કે જે સદાશિવનો અંગીકૃત ભક્ત હતો તેને આવતો જોઈ જગતના ઈશ્વર વિષ્ણુએ તેના માથામાં ભારે ગદા મારી. ॥ ૧૧૦ ॥ વિષ્ણુની ગદાના પ્રહારથી માથું ભેદાઈ જતાં તે દૈત્ય ધરતી પર પડી ગયો. એ દૈ-

તાડિતઃ ॥ ભૂમૌનિપાતિતંવેગાત્પરિગૃહ્યકુશંહરિઃ ॥ ૧૧૧ ॥ ગર્તેનિ
ક્ષિપ્યતદ્ગર્તંપૂરયામાસવૈપુનઃ ॥ લિંગંસંસ્થાપયામાસતસ્યોપરિજના
ર્દનઃ ॥ ૧૧૨ ॥ સલબ્ધસંજ્ઞોદનુજઃશિવલિંગમપશ્યત ॥ આત્મોપરિ
સ્થિતંદેવંતદાચિંતાપરોઽભવત્ ॥ ૧૧૩ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये
कुशवधो नाम विंशतितमोऽध्यायः ॥ २० ॥

ત્ય ધરતી પર પડ્યો કે તુરતજ તેને ઉપાડી લઈ ॥ ૧૧૧ ॥ ખાડમાં નાખીને વિષ્ણુએ તે ખાડને પુરી દીધી અને તેની ઉપર શિવલિંગને સ્થાપી દીધું. ॥ ૧૧૨ ॥ જ્યારે પછી સંજ્ઞા આવી ત્યારે પોતા ઉપર રહેલું શિવલિંગ જોવામાં આવતાં કુશ દૈત્ય વિચારમાં પડી ગયો. ॥ ૧૧૩ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો
'કુશવધ' નામનો વીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकविंशतितमोऽध्यायः ॥

॥ શ્રીપ્રલ્હાદઉવાચ ॥ શિવલિંગમલંઘ્યંહિબુદ્ધિપૂર્વંહતોહ્યહં ॥
ઉવાચકૃષ્ણંદનુજશ્છલિતોહંત્વયાનઘ ॥ ૧ ॥

॥ શ્રીકૃષ્ણઉવાચ ॥ પરિતુષ્ટોસ્મિદૈત્યેંદ્રશૌર્યેણાશિવસંશ્રયા
ત્ ॥ વરંવરયભદ્રંતેયદિચ્છસિમહામતે ॥ ૨ ॥

### અધ્યાય ૨૧ મો.

પ્રલ્હાદજી કેહે છે—"અહો ! વિષ્ણુએ મને બાહ્ય બુદ્ધિ પોહોચાડીને મારયો. મારાથી શિવલિંગનું ઉલ્લંઘન થઈ શકે નહી" એમ વિચારીને કુશે વિષ્ણુને કહ્યું કે "હે વિષ્ણુ! તમે મને ઠગી લીધો છે." ॥ ૧ ॥

વિષ્ણુ કેહે છે—હે દૈત્યોના રાજા ! તારી શૂરતા ઉપરથી અને સદાશિવની ભક્તિ ઉપરથી હું પ્રસન્ન થયો છું. હે મોટી બુદ્ધિવાળા ! તારૂં કલ્યાણ થશે તારે જે ઈચ્છા હોય તે વરદાન માગ. ॥ ૨ ॥

॥ कुशउवाच ॥ यथापूज्योमहादेवोममत्वंचतथाहरे ॥ ए
कैवचद्वयोर्मूर्तिस्तस्मात्त्वांवरयाम्यहं ॥ ३ ॥ शिवलिंगंत्वयानाथ
स्थापितंयन्ममोपरि ॥ ममनाम्नातद्भवतुकुशेशइतिविश्रुतं ॥४॥ अ
नुग्राह्योप्यहंतेममकीर्तिर्भवत्विियं ॥ एवंभविष्यतीत्युक्तस्तत्रैवाव
स्थितोऽसुरः ॥ ५ ॥ ततोन्यान्दानवान्सर्वान्प्रेषयामासमाधवः ॥ र
सातलंगताःकेचित्केचिद्विष्णुंसमाश्रिताः ॥ ६ ॥ अनंतःसंस्थित
स्तत्रविष्णुश्चतदनंतरं ॥ कुशायचवरंतत्रददौसद्धर्मसिद्धये ॥ ७ ॥
यात्रायामागतालोकाःपूजयिष्यंतित्वांयदि ॥ तदायात्रापरीपूर्णाभ
विष्यतिनसंशयः ॥ ८ ॥ अनंतःसंस्थितस्तत्रविष्णुश्चतदनंतरं ॥
ज्ञात्वाविमुक्तिदंतीर्थंदुर्वासामुनिसत्तमः ॥ ९ ॥ गोमतीचक्रतीर्थंच
भगवांश्चत्रिविक्रमः ॥ तेनेदंमुक्तिदंमत्वादुर्वासास्तत्रसंस्थितः ॥
॥ १० ॥ एवंत्रिविक्रमस्वामीतदाप्रभृतिसंस्थितः ॥ कलौपुनःक
लान्यासात्कृष्णत्वमगमत्प्रभुः ॥ ११ ॥ विशेषात्फलदःप्रोक्तःपूजितो
मधुमाधवे ॥ मधुमाधवयोर्गत्वाद्वारवत्यांनरोत्तमः ॥ १२ ॥

કુશ કેહે છે—મારે મહાદેવ પૂજ્ય છે તેવાજ તમે પણ પૂજ્ય છો. બન્નેનું સ્વરૂપ એકજ છે એટલા માટે તમારી પાસે માગું છું કે ॥ ૩ ॥ "હે નાથ! તમે મારા ઉપર જે શિવલિંગ સ્થાપ્યું છે તે મારાં નામ ઉપરથી (કુશેશ્વર) એ નામે પ્રખ્યાત થાય. ॥ ૪ ॥ તમારે મારાપર અનુગ્રહ કરવો હોય તો એ વિષે મારી કીર્ત્તિ થવી જોઇએ." એ વચન સાંભળી વિષ્ણુએ (તથાસ્તુ) એમ કેહેતાં તે દૈત્ય ત્યાંજ રહ્યો. ॥ ૫ ॥ પછી વિષ્ણુએ બીજા દૈત્યોને નોખ નોખાં સ્થાનકોમાં મોકલી દીધા. કેટલાએક પાતાલમાં ગયા અને કેટલાએક તો વિષ્ણુનો આશ્રય કરીનેજ રહ્યા. ॥ ૬ ॥ તે સ્થલમાં શેષનાગ રહ્યા અને પછી વિષ્ણુ પણ રહ્યા. પછી ઉત્તમ ધર્મની સિદ્ધિને વાસ્તે વિષ્ણુએ કુશ દૈત્યને વરદાન દીધું કે ॥ ૭ ॥ "યાત્રા કરવા આવેલા લોકો તારી પૂજા કરશે તોજ તેઓની યાત્રા પરિપૂર્ણ થશે એમાં સંશય નથી." ॥ ૮ ॥ શેષનાગ અને ત્રિવિક્રમ ભગવાન એ તીર્થમાં રેહેતાં એ તીર્થને મુક્તિદાયક જાણીને મુનિઓમાં ઉત્તમ દુર્વાસા પણ ત્યાં રહ્યા. ॥ ૯ ॥ ગોમતી ચક્રતીર્થ અને ત્રિવિક્રમ ભગવાન એ ત્રણે સ્થલમાં હોવાને લીધે તે તીર્થને મુક્તિદાયક માનીને દુર્વાસા ત્યાં રહી ગયા. ॥ ૧૦ ॥ હે ઋષિઓ! એ પ્રમાણે ત્યારથી ત્રિવિક્રમ ભગવાન ત્યાં રહ્યા હતા તે કલિયુગમાં પાછી કૃષ્ણે પોતામાં કળા નાંખવાથી કૃષ્ણપણું પામ્યા છે. ॥ ૧૧ ॥ ચૈત્ર વૈશાખમાં પૂજા કરવાથી એ શ્રીકૃષ્ણ વિશેષ ફળ

पूजयेत्कृष्णदेवंचस्नापयित्वाविलिप्यच ॥ गंधैश्चवाससाच्छाद्यधूप
पुष्पैरनेकधा ॥ १३ ॥ नैवेद्यैर्भूषणैश्चैवतांबूलेनफलेनच ॥ आरा
र्त्तिक्येनसंपूज्यदंडवत्प्रणिपत्यच ॥ १४ ॥ घृतेनदीपकंकुर्याद्रात्रौ
जागरणंतथा ॥ कुर्याच्चगीतवादित्रैस्तथापुस्तकवाचनैः ॥ १५ ॥
कृत्वाजागरणंरात्रौसर्वान्कामानवाप्नुयात् ॥ पितॄणांचाक्षयातृप्तिः
सफलाःस्युर्मनोरथाः ॥१६ ॥ प्रबोधवासरेप्राप्तेकार्तिकेद्विजसत्तमाः॥
संपूज्यकृष्णदेवेशंपरांगतिमवाप्नुयात् ॥ १७ ॥ तथानभस्येसंपूज्य
पवित्रारोपणेनच ॥ सर्वान्कामानवाप्नोतिविष्णुलोकंसगच्छति ॥
॥ १८ ॥ युगादिषुचसंपूज्यत्वयनेदक्षिणोत्तरे ॥ आषाढज्येष्ठमास
स्यपौषादेर्द्वादर्शीषुच ॥ १९ ॥कलौकृष्णंपूजयित्वागोमत्युदधिसंगमे॥
विमलंलोकमाप्नोतियत्रगत्वानशोचति ॥ २० ॥

इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये
कुशविष्णुसंवादोनाम एकविंशोऽध्यायः ॥ २१ ॥

આપે છે એટલા માટે તે બે મહીનાઓમાં દ્વારકામાં જઈને ઉત્તમ મનુષ્યે ॥ ૧૨ ॥ નવરાવી, સુગંધી ચંદનનાં લેપન કરી વસ્ત્ર ઓઢાડીને અનેક પ્રકારના ધૂપોથી તથા પુષ્પોથી શ્રીકૃષ્ણની પૂજા કરવી. ॥ ૧૩ ॥ નૈવેદ્યોથી, આભરણોથી, તાંબૂલથી, ફળથી અને આરતીથી પૂજા કરી દંડવત્ પ્રણામ કરીને ॥ ૧૪ ॥ ઘીનો દીવો કરવો તથા રાતે ગીત, વાજીંત્ર તથા પુસ્તકોનાં વાચન ઈત્યાદિ ઉત્સવ કરતાં જાગરણ કરવું. ॥ ૧૫ ॥ રાતે જાગરણ કરવાથી સઘળાં વાંછિત ફળ મળે છે, પિતૃઓને અક્ષય તૃપ્તિ થાય છે અને મનોરથો સફલ થાય છે. ॥ ૧૬ ॥ હે ઋષિઓ! કાર્તિક માસમાં પ્રબોધિનીને દિવસે દેવતાઓના સ્વામી શ્રીકૃષ્ણની પૂજા કરવાથી પરમ ગતિની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૭ ॥ તેમજ ભાદરવા મહીનાનાં પવિત્રાં ચડાવીને ભગવાનની પૂજા કરવામાં આવે તેથી વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૮ ॥ યુગાદિ તિથિઓમાં, દક્ષિણાયન તથા ઉત્તરાયણ બેસવાના દિવસોમાં, આષાઢ, જેઠ તથા પોષ આદિ મહીનાઓની દ્વાદશીઓમાં જો કલિયુગમાં ગોમતીના તથા સમુદ્રના સંગમમાં શ્રીકૃષ્ણની પૂજા કરવામાં આવે તો એવા નિર્મલ લોકની પ્રાપ્તિ થાય છે કે જ્યાં ગયા પછી કદી પણ શોક કરવો પડતો નથી. ॥ ૧૯ ॥ ૨૦ ॥

ઈતિ શ્રી સ્કંદ પુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો
'કુશ વિષ્ણુસંવાદ' એવા નામનો એકવિશમો અધ્યાય સંપૂર્ણ. ॥

# ॥ द्वाविंशतितमोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ शृणुध्वंद्विजशार्दूलायथावत्कथयाम्य हं ॥ स्नापयित्वाजगन्नाथंस्निग्धगंधैर्विलिप्यच ॥ १ ॥ पूजयित्वा तुलस्याचभूषयित्वाचभूषणैः ॥ नैवेद्येनचसंतर्प्यतथानीराजनादि भिः ॥ २ ॥ दुर्वाससंतथापूज्यपुंडरीकाक्षमेवच ॥ गणेशंवैनतेयंच स्वशक्त्यापूज्यमानवः ॥ ३ ॥ दद्याद्दानंयथाचोक्तंवित्तशाठ्यविव र्जितः ॥ दीनांधकृपणादींश्चतर्पयेच्चसमाहितः ॥ ४ ॥ रुक्मिणींच ततोगच्छेद्द्रिदर्भतनयांनरः ॥ तावन्मृतप्रजानारीदुर्भगादुःखसंयुता ॥ ॥ ५ ॥ भक्त्यानपश्यतेयावत्कलौकृष्णप्रियांनरः ॥ तावद्दरिद्रोदुःखीच भवेतपरयाचकः ॥ ६ ॥ पीडयंतिग्रहास्तावद्व्याधयोभिभवंतिच ॥ भक्त्यानपश्यतेयावत्कलौकृष्णप्रियांनरः ॥ ७ ॥ तावत्सर्वभयंपुंसां गृहभंगश्चमूर्खता ॥ भक्त्यानपश्यतेयावत्कलौकृष्णप्रियांनरः ॥ ८ ॥ संपूज्यकृष्णंविधिवत्ततोगच्छेच्चरुक्मिणीं ॥ स्नापयेद्दधिदुग्धेनमधु

## અધ્યાય ૨૨ મો.

પ્રલ્હાદજી કેહે છે—હે ઋષિઓ! સાંભળો હું યથાર્થ કહું છું. ભગવાનને નવરાવી ઘાટાં ચંદનોનું લેપન કરી ॥ ૧ ॥ તુલસી ચડાવી, આભરણોથી શણગારી અને નૈવેદ્યથી તૃપ્ત કરીને આરતી ઉતારવા આદિનો વિધિ કરવો. ॥ ૨ ॥ એવીજ રીતે દુર્વાસાની, બળદેવજીની, ગણપતિની અને ગરૂડજીની પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરી ॥ ૩ ॥ ધનનો ખોટો લોભ નહી રાખતાં વિધિ પ્રમાણે દાન કરવાં અને પછી રાંક, આંધળા તથા કંગાલ લોકોને પણ એકાગ્ર ચિત્ત રાખીને રાજી કરવા. ॥ ૪ ॥ પછી ભીષ્મક રાજાની પુત્રી રૂક્મિણીની પાસે જવું. કલિયુગમાં સ્ત્રીએ જયાં સુધી ભક્તિ પૂર્વક રૂક્મિણીનાં દર્શન ન કરયાં હોય ત્યાં સુધીજ સ્ત્રી અભાગણી, દુ-ખ વાળી અને જેનાં છોકરાં મરી જાય એવી રેહે છે. તેમજ પુરૂષ પણ જયાં સુધી કલિયુગમાં રૂક્મિણીનાં દર્શન ન કરે ત્યાં સુધીજ દરિદ્ર, દુઃખી અને બીજાની પાસે યાચના કરનાર રેહે છે. ગ્રહો અને વ્યાધિઓ પણ ત્યાં સુધીજ પીડે છે. ॥ ૫ ॥ ॥ ૬ ॥ ૭ ॥ કલિયુગમાં ભક્તિથી રૂક્મિણીનાં દર્શન ન કરવામાં આવે ત્યાં સુધીજ પુરૂષોને સઘળા ભય, ઘરભંગ અને મૂર્ખપણું રેહે છે. ॥ ૮ ॥ વિધિ સહિત ભગવાનની પૂજા કરીને પછી રૂક્મિણીની પાસે જવું. તેમને દહીં દુધથી, મધથી, સાકરથી, ઘીથી, વિવિધ પ્રકારનાં ચંદનોથી, શેલડીના રસથી અને તીર્થના જળથી સ્નાન

शर्करयातथा ॥ ९ ॥ घृतेनविविधैर्गंधैस्तथाचेक्षुरसेनच ॥ तीर्थोदकेनसंस्नाप्यसर्वान्कामानवाप्नुयात् ॥ १० ॥ एवंयःस्नापयेद्देवींरुक्मिणींकृष्णवल्लभां ॥ नतस्यदुर्लभंकिंचिदिहलोकेपरत्रच ॥ ११ ॥ श्रीखंडकुंकमेनैवतथामृगमदेनच ॥ विलेपयेदपुत्रत्वमधनत्वंनपश्यति ॥ १२ ॥ सदाभोगीचभवतिरूपवाञ्जनपूजितः ॥ पूजयेन्मालतीपुष्पैःशतपत्रैःसुगंधिभिः ॥ १३ ॥ करवीरैर्मल्लिकाभिस्तुलस्याराजचंपकैः ॥ कमलैर्वारिसंभूतैःकेतकीभिश्चपाटलैः ॥ १४ ॥ धूपेनागरुणाचैवधूपयेद्गुग्गुलेनच ॥ वस्त्रैस्तुकोमलैःशुभ्रैर्नानादेशसमुद्भवैः ॥ १५ ॥ भक्त्यासंछाद्यवैदेवींरुक्मिणींकृष्णवल्लभां ॥ भूषणैर्भूषयेद्देवींमणिरत्नविभूषितैः ॥ १६ ॥ तस्मिन्कुलेनासुखंस्यान्नापुत्रोनाधनस्तथा ॥ पतितोनविकर्मस्थःकितवोनीचसेवकः ॥ १७ ॥ संपूज्याजगतांमातारुक्मिणीमानवैःकलौ ॥ नैवेद्यैर्भक्ष्यभोज्यैश्चदेवीमेप्रीयतामिति ॥ १८ ॥ तांबूलंचसकर्पूरंभावेनाविनिवेदयेत् ॥ गृहीत्वाचफलंशुभ्रंअक्षतैश्चसमन्वितं ॥ १९ ॥

કરાવવામાં આવે તો સઘળા મનોરથો પૂર્ણ થાય છે.॥ ૯ ॥ ૧૦ ॥ ભગવાનને પ્યારાં રૂક્મિણી દેવીને જે માણસ એવી રીતે નવરાવે તેને આ લોકમાં કે પરલોકમાં કશું દુર્લભ રેહેતું નથી. ॥ ૧૧ ॥ ચંદન, કેસર અને કસ્તૂરીથી રૂક્મિણીને લેપન કરવામાં આવે તો પોતાને અપુત્રપણું તથા નિર્ધનપણું કદી પણ જોવું પડતું નથી. ॥ ૧૨ ॥ લેપન કરવાથી માણસ સર્વદા વૈભવોવાળો, રૂપાળો અને લોકોમાં પ્રતિષ્ઠિત થાય છે. માલતીનાં પુષ્પોથી, સુગંધી કમળોથી, કણવીરનાં પુષ્પોથી, મલ્લિકાનાં પુષ્પોથી, તુલસી પત્રોથી, રાજ ચંપકનાં પુષ્પોથી, જળમાં થએલાં કમળોથી, કેતકીથી, પાડલાનાં પુષ્પોથી, ॥ ૧૩ ॥ ૧૪ ॥ પૂજા કરીને અગરૂ તથા ગુગળના ધૂપ કરવા. પછી અનેક દેશોમાં ઉત્પન્ન થએલાં કોમલ અને સ્વચ્છ વસ્ત્રો ભક્તિ પૂર્વક ઓઢાડી મણિ અને રત્નોથી જડેલાં આભરણોથી ભગવાનનાં પત્ની રૂક્મિણીને શણગારવાં. ॥ ૧૫ ॥ ૧૬ ॥ એ પ્રમાણે કરે તેના કુળમાં કોઈ પણ દુખી, પુત્રરહિત, નિર્ધન, પતિત, અવળાં કામ કરનાર, જુગારી કે નીચની સેવા કરનાર થતું નથી. ॥ ૧૭ ॥ 'મને રૂક્મિણી દેવી પ્રસન્ન થજો' એમ બોલીને કલિયુગમાં મનુષ્યોએ નૈવેદ્યોથી તથા ભક્ષ્ય ભોજ્યોથી તે જગદંબાની પૂજા કરવી. ॥ ૧૮ ॥ ભક્તિપૂર્વક કપુર સહિત પાન બીડીનું નિવેદન કરવું. હે ઋષિઓ! અક્ષત સહિત સુંદર ફળ લઈને વિધિ પૂર્વક નીચેના મંત્રથી તેમને અર્ઘ દેવા. "હે શ્રીકૃષ્ણને પ્યા-

मंत्रेणानेनवैविप्राअर्घंदद्याद्विधानतः ॥ कृष्णप्रियेनमस्तुभ्यंविदर्भा
धिपनंदनि ॥ २० ॥ सर्वकामप्रदेदेविगृहाणार्घंनमोस्तुते ॥ आरा
र्तिकंततःकुर्याऽज्वलंतंभावनान्वितः ॥ २१ ॥ नीराजनंप्रकर्तव्यं
कर्पूरेणविशेषतः ॥ शंखेकृत्वातुपानीयंभ्रामयेद्भावसंयुतः ॥ २२ ॥
भ्रामयित्वाचशिरसाधारणीयंविशुद्धये ॥ दंडवत्प्रणमेद्भूमौनमःकृष्ण
प्रियेतिच ॥ २३ ॥ विप्रपत्नीश्चविप्रांश्चपूजयेद्वित्तशक्तितः ॥ ग्री
वासूत्रकसिंदूरैर्वासोभिःकंचुकैस्तथा ॥ २४ ॥ सुगंधैःकुसुमैरर्च्य
कुंकुमेनविलिप्यच ॥ कौसुंभकैःकज्जलेनतांबूलेनचतोषयेत् ॥२५॥
भक्ष्यैर्भोज्यैर्मोदकैश्चइक्षुभिर्मधुसर्पिभिः ॥ प्रीतोभवतुदेवेशोरुक्मि
ण्यासहकेशवः ॥ २६ ॥ विशेषतःफलानीहदातव्यानिद्विजोत्तमाः ॥
उन्मत्तकंततोदेवंद्वारपालंप्रपूजयेत् ॥ २७ ॥ स्नापयित्वासुगंधेनकुं
कुमेनाविलिप्यच ॥ धूपेनधूपयित्वातुपुष्पमाल्यैःप्रपूजयेत् ॥२८॥
नैवेद्यैर्भक्ष्यभोज्यैश्चमांसेनसुरयातथा ॥ प्रभूतबलिभिश्चैवपिष्टेनवि
विधेनच ॥ २९ ॥ योगिनीनांचतुःषष्टिंपीठेतस्मिन्प्रपूजयेत् ॥

રાં ! હે ભીષ્મક રાજાની પુત્રી ! તમને પ્રણામ કરૂં છું. હે સઘળા મનોરથોને પૂર્ણ-કરનારાં દેવી ! આ અર્ઘનો અંગીકાર કરો. તમને મારા પ્રણામ હોજો " પછી પરિ-પૂર્ણ ભાવ રાખીને ભારે પ્રકાશ વાળી આરતી કરવી. ॥ ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧ ॥ એ આરતી વિશેષે કરી કપુરની કરવી. શંખમાં પાણી ભરીને ભક્તિથી તે શંખને ફેરવવો. ॥ ૨૨ ॥ ફેરવીને તે પાણી પોતાની શુદ્ધિને વાસ્તે પોતાને માથે ચડાવવું. ' હે શ્રીકૃષ્ણનાં પત્ની ! તમને નમસ્કાર કરૂંછું ' એમ બોલીને પૃથ્વીપર દંડવત પ્ર-ણામ કરવો. ॥ ૨૩ ॥ પોતાનાં ધન અને સામર્થ્ય પ્રમાણે બ્રાહ્મણોની પૂજા કરવી ॥ ૨૪ ॥ સુગંધી પુષ્પોથી પૂજા કરી કેસરનું લેપન કરી કસુંબા વસ્ત્રોથી, કાજળથી તથા પાન બીડીઓથી બ્રાહ્મણોની સ્ત્રીઓને રાજી કરવી. ॥ ૨૫ ॥ " રૂક્મિણી સહિત ભગવાન પ્રસન્ન થજો " એમ બોલીને ભક્ષ્ય, ભોજ્ય, લાડવા, શેલડી, મધ અને ઘીથી બ્રાહ્મણોને અને તેઓની સ્ત્રીઓને પ્રસન્ન કરવાં. ॥ ૨૬ ॥ હે ઋષિઓ ! એ સ્થલમાં વિશેષે કરી ફળોનું દાન કરવું. પછી ઉન્મત્તક નામનો દેવ કે જે દ્વારપા-લ છે તેની પૂજા કરવી. ॥ ૨૭ ॥ નવરાવી, સુગંધી કેસરી ચંદનનું લેપન કરી ધૂપ કરીને ફુલથી તથા માળાઓથી તેની પૂજા કરવી. ॥ ૨૮ ॥ ભક્ષ્ય, ભોજન આદિ નૈવેદ્યોથી, માંસથી, મદિરાથી, ઘણાં પ્રકારનાં બળિદાનોથી અને અનેક પ્રકારના લો-ટોથી ॥ ૨૯ ॥ તે પીઠમાં ચોસઠ જોગીણીઓની, હરસદ માતાની અને સઘળા

अर्चयेद्बुद्धिसिद्धिंचक्षेत्रपालांश्चसर्वशः ॥३०॥ विरूपस्वामिनींतत्रत
थावैसप्तमातरः ॥ अष्टमूर्तिस्थितांपद्मांपीठेतस्मिन्प्रपूजयेत ॥ ३१
रुक्मिणींसत्यभामांचदेवींजांबवतींतथा ॥ मित्रविंदांचकालिंदींभ
द्रांनाग्नजितींतथा ॥ ३२ ॥ संपूज्यलक्ष्मणांतत्रवैष्णवीःकृष्णवल्ल
भाः ॥ एताःसंपूज्यविधिवत्संतर्प्यमधुपायसैः ॥ ३३ ॥ गीतवादि
त्रघोषैश्चदीपैर्जागरणेनच ॥ सर्वान्कामानवाप्नोतियात्राहिसफला
भवेत् ॥ ३४ ॥ पुत्रपौत्रसमायुक्तोधनधान्यसमान्वितः ॥ सर्वान्का
मानवाप्नोतितस्यविष्णुःप्रसीदति ॥ ३५ ॥ जीवतेव्याधिनिर्मुक्तऋ
द्धिवृद्धिसमन्वितः ॥ किंतस्यबहुभिर्दानैः किंव्रतैर्नियमैस्तथा ॥ ३६॥
येनदृष्टाजगन्मातारुक्मिणीकृष्णवल्लभा ॥ किंयज्ञैर्बहुभिस्तस्यसं
पूर्णवरदक्षिणैः ॥ ३७॥ येनदृष्टाजगन्मातारुक्मिणीकृष्णवल्लभा॥
तेनदत्तंहुतंतेनजप्तंतेनसनातनं ॥ ३८ ॥ येनदृष्टाजगन्मातारुक्मि
णीकृष्णवल्लभा ॥ हेलयातेनसंप्राप्ताःसिद्धयोऽष्टौनसंशयः॥ ३९ ॥
गत्वाद्वारवतींयेनदृष्टाकेशववल्लभा ॥ सफलंजीवितंतस्यतथामुक्ति

ક્ષેત્રપાલોની પૂજા કરવી. ॥ ૩૦ ॥ એ પીઠમાં વિરૂપ સ્વામિની, સાત માતૃગણ અને આઠ મૂર્તિઓથી રહેલાં લક્ષ્મીજીની પણ પૂજા કરવી. ॥ ૩૧ ॥ રૂક્મિણી, સત્યભામા, જાંબવતી, મિત્રવિંદા, કાલિંદી, ભદ્રા, નાગ્નજિતી ॥ ૩૨ ॥ અને લક્ષ્મણા એ શ્રીકૃષ્ણની પટરાણીઓની પૂજા કરવી. વિધિ સહિત પૂજા કરવાથી મધ સહિત દુધપાકોવતે તૃપ્ત કરવાથી, ૩૩ ॥ ગાયનો કરવાથી, વાજંત્રોના શબ્દો કરવાથી, દીવાઓ કરવાથી, અને રાતે જાગરણ કરવાથી સઘળા મનોરથો પૂર્ણ થાય છે અને યાત્રા સફલ થાય છે. ॥ ૩૪ ॥ એ પ્રમાણે કરનાર માણસ દીકરાઓ તથા પોતરાવાળો થાય છે, ધન ધાન્યની સંપત્ત વાળો થાય છે. સઘળાં વાંછિત ફળોને પામે છે, વિષ્ણુની કૃપાનું પાત્ર થાય છે. ॥ ૩૫ ॥ વ્યાધિ રહિત જીવે છે અને સમૃદ્ધિનો વધારો થાય છે. એ માણસને પછી ઘણાં દાનો વ્રતો અને નિયમોનું કાંઈ પ્રયોજન રેહેતું નથી. ॥ ૩૬ ॥ જેણે શ્રીકૃષ્ણનાં પ્યારાં જગદંબા રૂક્મિણીનું દર્શન કર્યું તેને પછી પુરે પુરી ઉત્તમ દક્ષિણાઓ વાળા ઘણા યજ્ઞો કરવાનું શું પ્રયોજન છે. ॥ ૩૭ ॥ જેણે શ્રીકૃષ્ણના પત્ની જગદંબા રૂક્મિણીનું દર્શન કર્યું તેણેજ દાન કર્યાં, હોમ કર્યો અને પ્રાચીન મંત્રોનો જપ કર્યો એમ સમજવું. ॥ ૩૮ ॥ શ્રીકૃષ્ણનાં પત્ની જગદંબા રૂક્મિણીને જેણે નિરખ્યાં તેને અનાયાસે આઠે સિદ્ધિઓ મળીજ ચુકી એમાં સંશય નથી. ॥ ૩૯ ॥ દ્વારકમાં જઈને

पदंलभेत ॥ ४० ॥ कलौकृष्णपुरींगत्वादृष्ट्वामाधववल्लभां ॥ देवराज्येनकिंतस्यतथामुक्तिपदेनच॥४१॥नदृष्टायैर्जगन्मातारुक्मिणीकृष्णवल्लभा॥तेषांसर्वंवृथाकार्यमिहलोकेपरत्रच॥४२॥तस्मात्सर्वप्रयत्नेनद्रष्टव्याकृष्णवल्लभा॥विशेषतःपूजनीयानवरात्रेसदाश्विने॥४३॥ नवम्यांचनरायस्तुपूजयेद्धरिवल्लभां ॥ स्नानगंधादिभिश्चैवप्रभातेवलिभिस्तथा ॥ ४४ ॥ गीतवादित्रघोषैश्चदीपैर्जागरणेनच ॥ तोषयेद्भीष्मकसुतांसर्वान्कामानवाप्नुयात् ॥ ४५ ॥ तथादीपोत्सवदिनेचतुर्दश्यांसमाहितः ॥ पूजयित्वायथाकाममीप्सितंलभतेफलम् ॥ ॥ ४६ ॥ माघेमासेसिताष्टम्यांकंदर्पजननीतुयैः ॥ पूजितागंधपुष्पाद्यैरुपहारैरनेकधा ॥ ४७ ॥ सफलंजीवितंतेषांसफलाश्चमनोरथाः ॥ द्वादश्यांचैत्रमासेतुकृष्णेनसहरुक्मिणीं ॥ ४८ ॥ येपश्यंतिसतींदेवींरुक्मिणींमधुमाधवे ॥ कृष्णेनसहगच्छंतितेधन्यामानवाभुवि ॥४९॥ पुत्रपौत्रसमायुक्ताधनधान्यसमन्विताः ॥ जीवंतेव्याधिनिर्मुक्ताःपदंगच्छंत्यनामयं ॥ ५० ॥

જેણે રૂક્મિણીનું દર્શન કર્યું તેનું જીવિત સફળ થાય છે અને અંતે મોક્ષપદ મળે છે. ॥ ૪૦ ॥ કલિયુગમાં દ્વારકામાં જઈ રૂક્મિણીનું દર્શન કરે તેને દેવતાઓનું રાજ્ય તથા મોક્ષપદ પણ તુચ્છ છે. ॥ ૪૧ ॥ શ્રીકૃષ્ણનાં પત્ની જગદંબા રૂક્મિણીનું જે દર્શન ન કરે તેનાં આ લોકમાં તથા પરલોકમાં સઘળાં કાર્યો નિષ્ફળ થાય છે. ॥૪૨॥ એટલા માટે સઘળા પ્રકારના પ્રયત્નથી રૂક્મિણીનું દર્શન કરવું અને આશ્વિન માસના નવરાત્રમાં વિશેષે કરી પૂજા કરવી. ॥ ૪૩ ॥ જે માણસ નવમીને દિવસે સ્નાન તથા ચંદન આદિથી તથા ઘણાં ઘણાં બળિદાનોથી રૂમિણીની પૂજા કરે. ॥ ૪૪ ॥ અને ગાયનોથી, વાજંત્રના શબ્દોથી, દીવાઓથી તથા જાગરણથી પ્રસન્ન કરે તેના સઘળા મનોરથો પરિપૂર્ણ થાય છે. ॥ ૪૫ ॥ તેમજ દીવાળીના દિવસોમાં કાળી ચઉદશને દિવસે મનમાનતી રીતે પૂજા કરે તો ધારેલું ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૪૬ ॥ માઘશુદિ અષ્ટમીને દિવસે જેઓ ચંદન પુષ્પ સહિત અનેક પ્રકારનાં નૈવેદ્યોથી રૂક્મિણીની પૂજા કરે ॥ ૪૭ ॥ તેઓનું જીવવું અને કામના સફળ થાય છે. જેઓ ચૈત્રમાં તથા વૈશાખમાં દ્વાદશીને દિવસે સતી રૂક્મિણી દેવીનાં દર્શન કરે તેઓ વૈકુંઠમાં શ્રીકૃષ્ણની સાથે ફરે છે અને તેઓનેજ પૃથ્વીમાં ભાગ્યશાળી સમજવા. ॥ ૪૮ ॥ ॥ ૪૯ ॥ એ પુરૂષો પુત્ર પૈત્રોવાળા થાય છે, ધન ધાન્યની સંપત્તિ પામે છે, વ્યાધી રહિત જીવે છે અને અંતે અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. ॥ ૫૦ ॥ જેઓ જેઠ

ज्येष्ठाष्टम्यांनरैर्यैस्तुपूजिताकृष्णवल्लभा ॥ तेषांमनोरथावाप्तिर्भवते
नात्रसंशयः ॥ ५१ ॥ तथाभाद्रपदेमासितत्रपूजाकृताचयैः ॥ स
र्वपापाविनिर्मुक्तायांतिविष्णुपदंनराः ॥ ५२ ॥ कार्त्तिकेशुक्लद्वाद
श्यांरुक्मिणींकृष्णसंयुतां ॥येपश्यंतिनरास्तेषांनभयंविद्यतेक्कचित् ॥
॥ ५३ ॥ एवंसंपूजयेद्यस्तुरुक्मिणींकृष्णसंयुतां ॥ सफलंजीवि
तंतस्यचाक्षयापुत्रसंततिः ॥ ५४ ॥ स्नायाच्चसर्वतीर्थेषुदानंशक्त्या
ददातियः ॥ तस्यपुण्यफलंचैवसंपूर्णंभवतिद्विजाः ॥ ५५ ॥ पुष्क
लंधनधान्यंस्यान्नपश्येच्चदरिद्रतां ॥ एवंयोरुक्मिणींपश्येत्पूजये
त्कृष्णमेवच ॥ ५६ ॥ द्वारवत्यामेवसदाकलौकृष्णस्यसंस्थितिः ॥
द्वारावतींविनाविप्रामुक्तिर्नप्राप्यतेकदा ॥ ५७ ॥ पुराणसंहितामेतां
कृतवान्बलिबंधनः ॥ ददौसतुप्रसादेनप्रल्हादायमहात्मने ॥ ५८ ॥
ऋषिभ्यःकथयामाससपृष्टोदैत्यसत्तमः ॥ शृणुयाच्चनरोभक्त्यायः

માસની અષ્ટમીને દિવસે રૂક્મિણીની પૂજા કરે તેઓના મનોરથો પૂર્ણ થાય છે એમાં સંશય નથી. ॥ ૫૧ ॥ જેઓ ભાદરવા મહિનામાં ત્યાં રૂક્મિણીની પૂજા કરે તેઓ સઘળાં પાપોથી મુક્ત થઈને વિષ્ણુના પદને પામે છે. ॥ ૫૨ ॥ જે માણસો કાર્ત્તિક શુદિ દ્વાદશીને દિવસે કૃષ્ણસહિત રૂક્મિણીનાં દર્શન કરે તેઓને કોઈ સ્થલમાં પણ ભય પ્રાપ્ત થતો નથી. ॥ ૫૩ ॥ એ પ્રમાણે જે માણસ શ્રીકૃષ્ણ રૂક્મિણીનું પૂજન કરે તેનું જીવવું સફળ થાય છે અને પુત્રોની સંતતિ અક્ષય થાય છે. ॥ ૫૪ ॥ જે માણસ રૂક્મિણીની અને ભગવાનની એ પ્રમાણે પૂજા કરે તેને સઘળાં તીર્થોમાં નાહીને શક્તિ પ્રમાણે દાન કર્યાનું સંપૂર્ણ પુણ્ય થાય છે, ધન ધાન્ય પુષ્કલ થાય છે અને કદી દારિદ્ર આવતું નથી. ॥ ૫૫ ॥ ૫૬ ॥ કલિયુગમાં સર્વદા ભગવાનની સ્થિતિ દ્વારકામાંજ છે એટલા માટે દ્વારકાવિના કદી મુક્તિ મળતી નથી. ॥ ૫૭ ॥ આ દ્વારકામાહાત્મ્ય પ્રથમ વામનજીએ રચ્યું હતું અને રચીને મહાત્મા પ્રલ્હાદજીને આપ્યું હતું. ॥ ૫૮ ॥ એ પ્રલ્હાદજીએ ઋષિઓના પુછવાથી તેઓની પાસે કહ્યું છે. જે માણસ ભક્તિ ભાવ રાખી આ માહાત્મ્યનું શ્રવણ કરે

पठेद्भावसंयुतः ॥ ५९ ॥ सर्वान्कामानवाप्नोतिविष्णुलोकंचगच्छति ॥ सर्वपापविनिर्मुक्तस्तत्रलोकेमहीयते ॥ ६० ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये रुक्मिणीपूजनंनाम द्वाविंशतितमोऽध्यायः ॥ २२ ॥

અથવા પાઠ કરે તે સઘળા મનોરથોને પ્રાપ્ત થાય છે, વિષ્ણુના લોકમાં જાય છે અને સઘળાં પાપોથી મુક્ત થએલો હોવાને લીધે તે લોકમાં પણ પૂજાય છે. ૫૯।।૬૦

ઇતિશ્રી સ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો રૂક્મિણી પૂજન નામનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ त्रयोविंशतितमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ द्वारकायास्तुमाहात्म्यमिंद्रद्युम्नानिबोधमे ॥ कलौनिवसतेयत्रकेशवोरुक्मिणीपतिः ॥ १ ॥ कलौकृष्णस्यमाहात्म्यंश्रृण्वंतिचपठंतिच ॥ नतेषांजायतेवासोयमलोकेकदाचन ॥ २ ॥ नित्यंकृष्णकथायस्यप्राणादपिगरीयसी ॥ नतस्यदुर्लभंकिंचिदिहलोकेपरत्रच ॥ ३ ॥ मन्वंतरसहस्रैस्तुकाश्यांवैयत्फलंस्मृतं ॥ तत्फलंद्वारकायांस्यादसतांपंचभिर्दिनैः ॥ ४ ॥

### અધ્યાય ૨૩ મો.

માર્કંડેય[1] કહે છે—હે ઈંદ્રદ્યુમ્ન રાજા! દ્વારકા કે જેમાં કલિયુગમાં રૂક્મિણીના પતિ ભગવાન્ વસે છે. તેનું માહાત્મ્ય મારી પાસેથી સાંભળો. ।। ૧ ।। જેઓ કલિયુગમાં શ્રીકૃષ્ણના માહાત્મ્યને સાંભળે અને પાઠ કરે તેઓનો યમપુરીમાં કદી પણ વાસ થતો નથી. ।। ૨ ।। જેને નિત્ય ભગવાનની કથા પ્રાણ કરતાં પણ વાહાલી હોય તેને આ લોકમાં તથા પરલોકમાં કાંઈ પણ દુર્લભ રેહેતું નથી. ।। ૩ ।। કાશીમાં હજારો મન્વંતર સુધી રેહેવાથી જેટલું ફળ થાયછે તેટલું ફળ દ્વારકામાં પાંચ દિ-

૧ અહીં પ્રલ્હાદજીનો અને ઋષિઓનો સંવાદ પુરો થઇને માર્કંડેયનો અને ઇંદ્રદ્યુમ્ન રાજાનો સંવાદ ચાલેછે તેથી જણાય છે કે આ ભાગ સ્કંદપુરાણના બીજા ભાગમાંથી લીધો છે.

द्वारकायांकलौयस्तुनिवसेत्पंचरात्रकं ॥ यतीनांगतिमाप्नोतिप्राहचै वंप्रजापतिः ॥ ५ ॥ द्वारकांगच्छमानस्तुप्रत्यहंनरनायक ॥ फलं प्राप्नोतिमनुजःकुरुक्षेत्रसमुद्भवं ॥ ६ ॥ सोमग्रहशतेनापियत्फलंसो मनायके ॥ दृष्टेतत्फलमाप्नोतिद्वारवत्यांदिनेदिने ॥ ७ ॥ पुष्करे कार्तिकींस्नात्वायत्फलंवर्षकोटिभिः ॥ तत्फलंद्वारकांगत्वादिनेनैकेन जायते ॥ ८ ॥ अवंत्यांयत्फलंप्रोक्तंमन्वंतरशतैर्नृप ॥ तत्फलंद्वार कावासेप्रत्यहंजायतेनृणां ॥ ९ ॥ द्वारकायांचयैर्दृष्टोमुरारिर्भक्तव त्सलः ॥ असंख्यातंफलंतेषांव्रतलक्षशतोद्भवं ॥ १० ॥ येषांकलौ भवेद्भूपधन्यास्तेषांमनोरथाः ॥कृष्णस्यदर्शनंनित्यंद्वारकागमनेसतिः ॥११॥धन्यास्तेकृतकृत्यास्तेख्यातासोलोकपावनाः ॥ दृष्टंमुखंमुरा रेर्यैःपापकोटिप्रणाशनं ॥ १२ ॥ एकामपिद्वादशींवैयःकरोतिनरोत्त मः ॥ कृष्णस्यसंनिधौभूयोद्वारकायांफलंशृणु ॥ १३ ॥ यत्फलंव्र तसंयुक्तैर्वासरैःकृष्णसंज्ञकैः ॥ शतैर्दशभिराप्नोतिद्वारकायांदिनैक त ॥ १४ ॥ क्षीरस्नानंकारयंतियेनराःकृष्णमूर्धनि ॥ शताश्वमेधजं

વસ રેહેવાથી થાય છે. ॥ ૪ ॥ જે માણસ કલિયુગમાં દ્વારકામાં પાંચ દિવસ રહે તેને સંન્યાસીઓની ગતિ પ્રાપ્ત થાયછે એમ બ્રહ્માએ કહ્યું છે. ॥ ૫ ॥ હે રાજા ! દ્વારકાની યાત્રા કરવા જતા માણસને પ્રત્યેક દિવસે કુરૂક્ષેત્રની યાત્રાનું ફળ મળેછે. ॥ ૬ ॥ સો ચંદ્ર ગ્રહણોમાં સોમનાથનું દર્શન કરવાથી જે ફળ મળે છે તે ફળ દ્વારકામાં દિવસે દિવસે મળે છે. ॥ ૭ ॥ કરોડો વર્ષ સુધી પુષ્કરજીમાં કાર્તિક શુદ ૧૫ ને દિવસે નાહાવાથી જે ફળ મળેછે તે ફળ દ્વારકામાં એક દિવસે મળેછે. ॥ ૮ ॥ હે રાજા! ઉજેણમાં સો મન્વંતર સુધી જે માણસોને જે ફળ થાયછે તે ફળ દ્વારકામાં રેહેવાથી દિવસે દિવસે થાય છે. ॥ ૯ ॥ જેઓ દ્વારકામાં ભક્ત વત્સલ ભગવાનનાં દર્શન કરે તેઓને સેકડો અને લાખો વ્રત કર્યાનું અસંખ્યાત ફળ પ્રાપ્ત થાયછે. ॥ ૧૦ ॥ જેઓને કલિયુગમાં નિત્ય ભગવાનનું દર્શન કરવાનું અને દ્વારકાની યાત્રા કરવાનું મન થાય તેઓના મનોરથો સફળ થાય છે. ॥ ૧૧ ॥ કરોડો પાપોનો નાશ કરનારા ભગવાનના મુખનું દર્શન થાય તેઓ ભાગ્યશાળી છે, કૃતાર્થ છે, પ્રખ્યાત થાય છે અને લોકોને પવિત્ર કરનારા થાય છે એમ સમજવું. ॥ ૧૨ ॥ જે ઉતમ માણસ દ્વારકામાં ભગવાનની પાસે એક અગીયારસ પણ કરે તેને જે ફળ થાય છે તે સાંભળો ॥ ૧૩ ॥ એક હજાર એકાદશીઓનાં વ્રત કરવાથી જે ફળ થાય છે તે ફળ દ્વારકામાં એક અગીયારસ કરવાથી થાય છે. ॥ ૧૪ ॥ જે માણસો દ્વારકામાં શ્રીકૃષ્ણને દુધથી નવરાવે તે-

पुण्यंबिंदुनैकेनतत्स्मृतं ॥ १५ ॥ क्षीराद्दशगुणंदध्नाघृतंचैवदशोत्तरं॥
घृताद्दशगुणंक्षौद्रंकंबुनाचदशोत्तरं ॥ १६ ॥ पुष्पोदकंदर्भोदकंवर्ध
तेचदशोत्तरं ॥ मंत्रोदकंचगंधोदंस्नापयेद्वैस्वशक्तितः ॥ १७॥ फलं
प्राप्नोतियत्प्रोक्तंनिष्कामोमुक्तिमेवच ॥ रसइक्षोरसालस्यशतवाजि
मखैःसमः ॥ १८ ॥ फलंप्राप्नोतियत्प्रोक्तंनिष्कामोमुक्तिमाप्नुयात् ॥
कृष्णंस्नानार्द्रगात्रंतुवस्त्रेणपरिमार्जति ॥ १९ ॥ तस्यलक्षार्जितस्या
पिभवेत्पापस्यनाशनं ॥ स्नापयित्वाजगन्नाथंपुष्पमालाधिरोपणं ॥
॥ २० ॥ कुरुतेप्रतिपुष्पंतुस्वर्णनिष्कायुतंफलं ॥ स्नानकालेतुकृष्ण
स्यचागरुंदहतेग्रतः॥ प्रविष्टोनासिकांगंधःपापंजन्मायुतंदहेत्॥२१॥
स्नानकालेतुदेवस्यशंखादीनांतुवादनं ॥ कुरुतेब्रह्मलोकेतुनिवासो
ब्रह्मवासरं ॥ २२ ॥ फलमेतन्महीपालगायतांपरिकीर्तितं ॥ गजें
द्रमोक्षणेनापिस्तवराजेनवापुनः ॥ २३ ॥ स्तवैर्मुनिकृतैरन्यैःपठितै

ઓને દુધના એક એક બિંદુથી સો અશ્વમેધ કરવાનું પુણ્ય થાય છે. ॥ ૧૫ ॥ દુધ કરતાં દહીંથી નવરાવવાનું દશગણું ફળ છે, દહી કરતાં ઘીથી નવરાવવાનું દશગણું ફળ છે, ઘી કરતાં મધથી નવરાવવાનું દશગણું ફળ છે અને મધ કરતાં શંખવતે નવરાવવાનું દશગણું ફળ છે. ॥ ૧૬ ॥ પુષ્પનું જળ, દર્ભનું જળ, મંત્રેલું જળ અને સુગંધી જળ એઓથી નવરાવવામાં એક એકથી દશગણું ફળ વધે છે માટે પોતાની શક્તિ વિચારીને એઓથી સ્નાન કરાવવું. ॥ ૧૭ ॥ સ્નાન કરાવનાર જો સકામ હોય તો તેને કહ્યા પ્રમાણે ફળ મળે છે અને નિષ્કામ હોય તો મુક્તિ મળે છે. શેલડીના કે આંબાના રસથી સ્નાન કરાવવામાં આવે તો સો અશ્વમેધ કર્યા જેવું ફળ મળે છે. ॥ ૧૮ ॥ સકામ હોય તો કહેલું ફળ મળે છે અને નિષ્કામ હોય તો મુક્તિ મળે છે. નવરાવ્યા પછી ભીનાં થએલાં ભગવાનનાં સ્વરૂપને જે માણસ વસ્ત્રથી લુવે ॥ ૧૯ ॥ તે માણસના લાખ જન્મોના પાપનો પણ નાશ થાય છે. ભગવાનને નવરાવી ફુલની માળા પેહેરાવે તો ॥ ૨૦ ॥ પ્રત્યેક ફુલે સોનાના દશ હજાર નિષ્ક અર્પણ કર્યાનું ફળ થાય છે. સ્નાન કરવાના સમયમાં ભગવાનની આગળ કરવામાં આવેલા અગરૂના ધૂપનો ગંધ નાસિકામાં પ્રવેશ કરે તો તેથી દશ હજાર જન્મોનાં પાપો બળી જાય છે. ॥ ૨૧ ॥ જે માણસ સ્નાન કરવાના સમયમાં ભગવાનની આગળ શંખ આદિ વગાડે તેનો બ્રહ્મલોકમાં બ્રહ્માના એક દિવસ સુધી નિવાસ થાય છે. ॥ ૨૨ ॥ હે રાજા ! ભગવાનની આગળ ગાયન કરનારાઓને પણ એજ ફળ થાય છે. ગજેંદ્ર મોક્ષનો, સ્તવરાજનો ॥ ૨૩ ॥ અથવા ઋષિઓએ કરેલાં

श्चनराधिप ॥ एवमाराधितःकृष्णःसर्वान्कामान्प्रयच्छति ॥ २४ ॥ किंपुनर्वेदपठनंस्नानकालेकरोतियः ॥ तस्यसंजायतेज्ञानंमुक्तिदंसर्वकामदं ॥ २५ ॥ स्नानकालेतुसंप्राप्तेकृष्णस्याग्रेतुकीर्तनं ॥ गायेन्मधुरयावाचाकीर्तितंविमलात्मभिः ॥ २६ ॥ स्नानकालेतुकृष्णस्य जयशब्दंकरोतियः ॥ करताडनसंयुक्तंसप्तस्वरसमन्वितं ॥ उन्मत्तचेष्टांकुर्वाणोहसञ्जल्पन्निजेच्छया ॥ २७ ॥ त्यक्तस्तेनधरायांचयोनियंत्रस्यनिर्गमः ॥ नोत्तानशायीभवतिमातुरंकेनरेश्वर॥२८॥ त्यक्तंतेननरेणैवपातकंपूर्वसंचितं ॥ गुणान्वदतिकृष्णस्यजिव्हया मधुराक्षरं॥ ॥ २९ ॥ चंदनागुरुमिश्रेणकुंकुमेनसुगंधिना ॥ विलेपयतियःकृष्णंकर्पूरेणमृगोत्थया ॥ ३० ॥ कल्पांतंभुवनेविष्णोर्वसतेपितृभिःसह ॥ प्रत्येकंचंदनादीनामिंद्रद्युम्ननचान्यथा ॥ ३१ ॥ नानादेशसमुद्भूतैर्नूत्नवस्त्रैःसमर्चने ॥ धूपयित्वासुगंधेनप्रणिपत्यसमर्पयेत् ॥ ३२ ॥ मन्वंतरसहस्राणिवसंतितुहरेर्गृहे ॥ स्वशक्त्यादे

બીજાં સ્તોત્રોનો પાઠ કરવાથી પણ એ ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે આરાધેલા શ્રી કૃષ્ણ ભગવાન્ સઘળા મનોરથોને પૂર્ણ કરે છે. ॥ ૨૪ ॥ ત્યારે જે માણસ નવરાવવાના સમયમાં વેદનો પાઠ કરે તેને ઉત્તમ ફળ થાય તેમાં તો શું કહેવું. વેદનો પાઠ કરનારને મુક્તિ આપનાર અને સઘળા મનોરથોને પૂર્ણ કરનાર જ્ઞાન ઉત્પન્ન થાય છે. ॥ ૨૫ ॥ શ્રી કૃષ્ણને નવરાવવાનો સમય થાય ત્યારે નિર્મળ મનવાળા પુરૂષોએ કરેલાં કીર્ત્તનો મધુરવાણીથી તેમની પાસે ગાવાં એમ કરવાથી ઉત્તમ ફળ મળે છે. ॥૨૬॥ શ્રીકૃષ્ણને નવરાવવાના સમયમાં 'જય જય' શબ્દ કરે, તાળીઓ પાડે, સાત સ્વરવાળું ગાયન કરે, અને ઘેલાની પેઠે ચેષ્ટા કરીને પોતાની ઈચ્છા પ્રમાણે હસે અને બોલે ॥ ૨૭ ॥ તેને પૃથ્વીમાં ફરીવાર ગર્ભવાસ થતો નથી અને માના ખોળામાં ચત્તું સુવું પડતું નથી. ॥ ૨૮ ॥ જે માણસ જીભથી મધુર અક્ષરે શ્રીકૃષ્ણના ગુણોનું વર્ણન કરે તે માણસે પૂર્વ જન્મોમાં કરેલાં પાપોનો ત્યાગ કર્યો એમ સમજવું. ॥ ૨૯ ॥ જે માણસ ચંદન અને અગરૂથી મેળવેલાં સુગંધી કેસરથી, કપુરથી અને કસ્તૂરીથી શ્રીકૃષ્ણને લેપન કરે તેનો ચંદન આદિ એક એક પદાર્થને બદલે એક એક કલ્પ સુધી પિતૃઓ સહિત વિષ્ણુના લોકમાં વાસ થાય છે. હે ઈંદ્રદ્યુમ્ન રાજા ! આ વિષયમાં કશો સંદેહ નથી. ॥ ૩૦ ॥ ૩૧ ॥ અનેક દેશોમાં ઉત્પન્ન થએલાં નવાં વસ્ત્રોથી પૂજન કરવું હોય તો તે વસ્ત્રોને સુગંધી પદાર્થોનો ધૂપ દઈને પછે અર્પણ કરવા. ॥ ૩૨ ॥ જે-

वदेवेशंभूषणैर्भूषयंतिये ॥ ३३ ॥ हेमजैरत्नजैश्चैवमणिजैश्चसुशो
भनैः ॥ तेषांफलंमहाराजनिःसीमपरिकीर्तितं ॥ ३४ ॥ जानंतिमु
नयोनैववर्जयित्वारमापतिं ॥ येऽर्चयंतिजगन्नाथंकृष्णंकलिमला
पहं ॥ ३५ ॥ केतकीतुलसीपत्रैःपुष्पैर्मालतिसंभवैः ॥ तत्काल
संभवैश्चान्यैःकुसुमैर्भूरिभिर्नृप ॥ ३६ ॥ एकस्मान्नृपशार्दूलदिना
नांशतपंचकं ॥ येकुर्वंतिनराःपूजांपुण्यंभवतिनान्यथा ॥ ३७ ॥
क्रीडंतिदेवतालोकेमन्वंतरशतानिच ॥ यःपुनस्तुलसीपत्रैःकोमलैर्म
जरीयुतैः ॥ ३८ ॥ पूजयेत्सूत्रबद्धैश्चकृष्णाख्यंजगतःपतिं ॥ यागं
तिर्योगयुक्तानांयागतिर्यज्ञशालिनां ॥ ३९ ॥ यागतिर्दानशीलानांया
गतिस्तीर्थसेविनां ॥ यागतिर्मातृभक्तानांद्वादशीवेधवर्जिनां ॥ ४०
कुर्वतांजागरंविष्णोर्नृत्यतांगायतांफलं ॥ वैष्णवानांतुभक्तानांय
त्फलंवेदवादिनां ॥ ४१ ॥ पठतांवैष्णवंशास्त्रंवैष्णवानांचयच्छतां॥
तत्फलंसमवाप्नोतिगतिंतांचनृपोत्तम ॥ ४२ ॥ फलमेतन्महीपाल

ઓ પોતાની શક્તિ પ્રમાણે આભરણોથી શ્રીકૃષ્ણને શણગારે તેઓ હજારો મન્વંતર સુધી વૈકુંઠમાં ભગવાનના મંદિરમાં વસે છે. ॥ ૩૩ ॥ રત્નો અને મણિઓથી જડેલાં સુંદર સોનાનાં આભરણોથી જેઓ ભગવાનને શણગારે તેઓને જે અપાર ફળ થાય છે. ॥ ૩૪ ॥ તેને એક ભગવાનજ જાણે છે, બીજા મુનિઓ પણ જાણતા નથી. હે રાજા ! કલિયુગના મેલને હણનારા જગદીશ્વર શ્રીકૃષ્ણને જેઓ ॥ ૩૫ ॥ કેતકી, તુલસી પત્ર, માલતીનાં ફુલ અને તે તે ઋતુઓમાં થતાં બીજાં પણ ઘણાં પુષ્પોથી પૂજે છે ॥ ૩૬ ॥ તેઓને એક એક પુષ્પથી પાંચસો દિવસ સુધી પૂજા કર્યાનું ફળ થાય છે. જેઓ ભગવાનની પૂજા કરે તેઓને એ પ્રમાણે ફળ થાય છે તેમાં સંશય નથી. ॥ ૩૭ ॥ એ લોકો સેંકડો મન્વંતર સુધી દેવલોકમાં ક્રીડા કરે છે. જે માણસ દોરામાં બાંધેલાં માંજરો સહિત કોમળ તુલસી પત્રોથી ॥ ૩૮ ॥ જગતના પતિ શ્રીકૃષ્ણનું પૂજન કરે તેને, જે ગતિ યોગીઓને થાય છે, જે ગતિ યજ્ઞ કરનારાઓને થાય છે, ॥ ૩૯ ॥ જે ગતિ દાન કરનારાઓને થાય છે, જે ગતિ તીર્થોનું સેવન કરનારાઓને થાય છે, જે ગતિ માતાની ભક્તિ કરનારાઓને થાય છે, જે ગતિ દશમીના વેધ વગરની એકાદશી કરનારાઓને થાય છે, ॥ ૪૦ ॥ જે ફળ વિષ્ણુના મંદિરમાં જાગરણ નાચ તથા ગાયન કરનારા વૈષ્ણવ ભક્તોને થાય છે, જે ફળ વેદના અભ્યાસીઓને થાય છે, ॥ ૪૧ ॥ અને જે ફળ વૈષ્ણવ શાસ્ત્રોને ભણનારા વૈષ્ણવોને તે તે શાસ્ત્રોનું દાન આપનારાઓને થાય

यच्छतेभगवान्हरिः यथाविष्णोःप्रियालक्ष्मीस्तुलसीचततोधिका ४ ३
द्वारकायांसमुत्पन्नांधारयेत्केशवेपदे ॥ संनिधौवसतेविष्णोःकल्पांत
क्षीरसागरे ॥ ४४ ॥ एवंकृत्वातुकृष्णस्ययःकरोतिप्रदक्षिणां॥पठन्ना
मसहस्रंतुमुखनभक्तिसंयुतः ॥ ४५ ॥ पृथ्वीप्रदक्षिणापुण्यंलभते
सपदेपदे ॥ कुर्यान्मूर्ध्नानमस्कारमश्वमेधायुतैःसमं ॥ ४६ ॥ कृष्णं
संतोषयेद्यस्तुसुगीतैर्मधुरस्वरैः ॥ सामवेदफलंतस्यजायतेनात्रसंश
यः ॥ ४७ ॥ योनृत्यतिप्रहृष्टात्माकृष्णाग्रेतुपुनःपुनः ॥ सनिर्दहति
पापानिमन्वंतरकृतान्यपि ॥ ४८ ॥ कृष्णाग्रतोमहाभक्त्याकुर्यात्पु
स्तकवाचनं ॥ अन्यक्षरंलभेत्पुण्यंकपिलाशतदानजं ॥ ४९ ॥ ऋ
ग्यजुःसामगीर्भिर्योकृष्णंसंतोषयंतिये ॥ कल्पांतंब्रह्मलोकेवैनिवसं
तिद्विजोत्तमाः ॥ ५० ॥ योगशास्त्राणिवेदादीन्योगिनःकृष्णसंनि
धौ ॥ पठंतिरविबिंबंतुभित्त्वायांतिपदंहरेः ॥ ५१ ॥ गीतानामसह
स्त्रंतुस्तवराजोह्यनुस्मृतः ॥ गजेंद्रमोक्षणंचापिकृष्णस्यातीववल्ल

છે તે ગતિ અને તે ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૪૨ ॥ હે ઇંદ્રદ્યુમ્ન રાજા ! શ્રીકૃષ્ણ ભગવાન એવાં ફળ આપે છે. વિષ્ણુને લક્ષ્મીજીના કરતાં પણ તુલસી ઉપર વધારે પ્રેમ છે. ॥ ૪૩ ॥ અને તેમાં પણ દ્વારકામાં ઉત્પન્ન થએલી તુલસી અધિક પ્રિય છે એટલા માટે જે માણસ દ્વારકાની તુલસી ભગવાનનાં ચરણમાં ચડાવે તે માણસ એક કલ્પ સુધી ક્ષીરસાગરમાં ભગવાનની પાસે વસે છે. ॥ ૪૪ ॥ એ પ્રમાણે કર્યા પછી જે માણસ ભક્તિપૂર્વક મોહોડાથી વિષ્ણુસહસ્રનામનો પાઠ કરતાં ભગવાનને પ્રદક્ષિણા કરે ॥ ૪૫ ॥ તે માણસને પગલે પગલે પૃથ્વી પ્રદક્ષિણા કર્યાનું પુણ્ય મળે છે. પછી માથાવતે ભગવાનને પ્રણામ કરવો કે જેનું ફળ અનેક હજાર અશ્વમેધો કર્યા જેટલું થાય છે. ॥ ૪૬ ॥ મધુર સ્વરો વાળાં ગાયનોથી જે માણસ ભગવાનને રાજી કરે તેને સામવેદનો પાઠ કર્યાનું ફળ થાય છે એમાં સંશય નથી. ॥ ૪૭ ॥ જે માણસ રાજીપાથી ભગવાનની પાસે વારંવાર નાચે તે માણસ આખા મન્વંતરમાં કરેલાં પાપોનો નાશ કરે છે. ॥ ૪૮ ॥ જે માણસ ભગવાનની પાસે ભક્તિથી પુસ્તક વાંચે તેને એક એક અક્ષરે સો કપિલા ગાયોનું દાન દીધા જેટલું પુણ્ય થાય છે. ॥ ૪૯ ॥ જે બ્રાહ્મણો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રોથી ભગવાનને પ્રસન્ન કરે તેઓ એક કલ્પ સુધી બ્રહ્મલોકમાં વસે છે. ॥ ૫૦ ॥ જે યોગીઓ ભગવાનની પાસે યોગશાસ્ત્રોનો અને વેદ આદિનો પાઠ કરે તેઓ સૂર્યના બિંબને ભેદિને ભગવાનના પદને પામે છે. ॥ ૫૧ ॥ ભગવદ્ગીતા, વિષ્ણુસહસ્રનામ,

भं ॥५२॥ श्रीमद्भागवतंशास्त्रंपठतेकृष्णसंनिधौ ॥ कुलकोटिशतै र्युक्तःक्रीडतेयोगिभिःसह ॥ ५३ ॥ यःपठेन्निगमोपेतंभारतंव्यास भाषितं ॥ निर्विकारत्वमाप्नोतिकेवलंमुक्तिभाजनं ॥ ५४ ॥ द्वादश्या वासरेप्राप्तेह्येवंकुर्वंतियेनराः ॥ वसतांद्वारकावासेलभंतेसर्वदाफलं ॥ ॥ ५५ ॥ गीतकैःशतसाहस्रंपुण्यंभवतिजागरे ॥ कोटिसहस्रगुणि तंपुण्यंभवतिभूमिप ॥ ५६ ॥ गर्भवासंनपश्यंतिद्वारकामाश्रितान राः ॥ गोमतीनीरपूतानांकृष्णवक्त्रावलोकिनां ॥ ५७ ॥ दर्श नात्पातकंयातितेषांवर्षशतार्जितं ॥ धन्यास्तेमानवालोकेगोम त्युदधिवारिणा ॥ ५८ ॥ तर्पयंतिपितॄन्देवान्गत्वाद्वारवतींकलौ ॥ गंगाद्वारेप्रयागेचगंगायांकुरुजांगले ॥ पुष्करेचप्रभासेचश्रीस्थलेशुक्ल तीर्थके ॥ ५९ ॥ स्नानेनपिंडदानेनपितॄणांतर्पणेनच ॥ तृप्तिर्भव तिभूपालगोमतीनीरदर्शनात् ॥ ६० ॥ योजनैर्बहुभिस्तिष्ठन्गोमती तिचभाषते ॥ चांद्रायणसहस्रस्यफलमाप्नोतिमानवः ॥ ६१ ॥

સ્તવરાજ, અનુસ્મૃતિ અને ગજેંદ્ર મોક્ષ એઓ ભગવાનને બહુજ પ્યારાં છે. ॥૫૨॥ જે માણસ ભગવાનની પાસે શ્રીમદ્ભાગવતનો પાઠ કરે તેઓ સૈકડો કરોડ પૂર્વજોની સાથે યોગીઓના લોકમાં ક્રીડા કરે છે. ॥૫૩॥ જે માણસ વ્યાસે રચેલું મહાભારત કે જે વેદના અર્થથી ભરેલું છે તેનો ભગવાનની પાસે પાઠ કરે તે માણસ નિર્વિકાર થઈને કૈવલ્ય મુક્તિ પામે છે. ॥ ૫૪ ॥ જે માણસો એકાદશિને દિવસે ઉપર કહ્યા પ્રમાણે કરે તેઓને સર્વદા દ્વારકાવાસ કરવાનું ફળ થાય છે. ॥ ૫૫ ॥ હે રાજા! ગાયનો કરવાથી લાખગણું પુણ્ય થાય છે અને જાગરણ કરવાથી કરોડ હજાર ગણું પુણ્ય થાય છે. ॥ ૫૬ ॥ દ્વારકાનો આશ્રય કરનારા લોકો ગર્ભવાસને દેખતાજ નથી. ગોમતીના જળથી પવિત્ર થએલા અને શ્રીકૃષ્ણના મુખનું દર્શન કરનારા ॥ ૫૭ ॥ દ્વારકા વાસીઓનું દર્શન કરવાથી સૈકડો વર્ષોનાં પાપ નાશ પામે છે. લોકમાં જે મનુષ્યો કલિયુગમાં દ્વારકામાં જઈ ગોમતી અને સમુદ્રના સંગમના જળથી પિતૃ અને દેવતાઓનું તર્પણ કરે તેઓને ભાગ્યશાળી સમજવા. હરિદ્વારમાં, પ્રયાગમાં, ગંગાજીમાં, કુરૂક્ષેત્રમાં, પુષ્કરજીમાં, પ્રભાસમાં અને શુક્ર તીર્થમાં સ્નાનથી, તર્પણ કરવાથી અને તર્પણ કરવાથી પિતૃઓને જે તૃપ્તિ થાય છે તે તૃપ્તિ ગોમતીના જળનું દર્શન કરવાથી થાય છે. ॥ ૫૮ ॥ ॥ ૫૯ ॥ ૬૦ ॥ ઘણાં યોજન દૂર રહેતાં છતાં પણ જે માણસ ગોમતીનું નામ લીયે તેને હજાર ચાંદ્રાયણ કર્યાનું ફળ

धन्याद्वारवतीलोकेवहतेयत्रगोमती ॥ स्वयंभूस्तिष्ठतेयत्रसर्वदेवग
णान्वितः ॥ ६२ ॥ नस्नातागोमतीनीरेकलौपापेनमोहिताः ॥ अ
विष्यतिकथंतेषांपापबंधस्यसंक्षयः ॥ ६३ ॥ निर्मितास्वर्गनिःश्रे
णीकलौकृष्णेनगोमती ॥ मनसःप्रीतिजननंजंतूनांनरसत्तम ॥६४॥
नेदृशंस्वर्गसोपानंदृश्यतेपृथिवीतले ॥ सुखदंध्यायिनांपुंसांस्नानमा
त्रेणमोक्षदं ॥ ६५ ॥ गोमतीनीरसंवृत्तोयत्रगर्जतिसागरः ॥ तत्रग
च्छनरव्याघ्रयत्रतिष्ठतिमाधवः ॥ ६६ ॥ यत्रचक्रांकिताःशैलागोम
त्युदधिनिःसृताः ॥ यच्छंतिपूजितामोक्षंतांपुरींकोनसेवते ॥ ६७ ॥
अप्रधृष्यापुरीलोकेदैत्यदानवरक्षसां ॥ शरणंदेवतादीनांतांपुरींको
नसेवते ॥ ६८ ॥ यत्रचक्रांकितामृत्स्नातिष्ठतेनिर्मलानृप ॥ कलौ
पापविनाशायतांपुरींकोनसेवते ॥ ६९ ॥ यास्मृताकलिकालेतुपु
ण्यपातकसंक्षयं ॥ कृत्वायच्छतिनिर्वाणंतांपुरींकोनसेवते ॥ ७० ॥

થાય છે. ॥ ૬૧ ॥ દ્વારકાપુરી કે જેમાં ગોમતી વેહે છે અને સઘળા દેવતાઓ સહિત ભગવાન રેહે છે તે સર્વ પુરીઓ કરતાં ઉત્તમ છે. ॥ ૬૨ ॥ જેઓ કલિયુગમાં પાપથી મોહ પામીને ગોમતીના જળમાં નાહાતા નથી તેઓનાં પાપોરૂપી બંધનોનો ક્ષય કેમ થશે ? ॥ ૬૩ ॥ કલિયુગમાં ભગવાને ગોમતીને સ્વર્ગની નીસરણીરૂપ કહેલ છે. હે ઈંદ્રદ્યુમ્ન રાજા ! સઘળા જીવોના મનને પ્રીતિ ઉત્પન્ન કરનાર ગોમતીના જળ જેવું આખી પૃથ્વીમાં બીજું સ્વર્ગનું પગથીઉં નથી. ॥ ૬૪ ॥ ૬૫ ॥ હે રાજા ! જ્યાં ગોમતીના જળથી મળેલો સમુદ્ર ગાજે છે અને જ્યાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ રેહે છે ત્યાં જાઓ. ॥ ૬૬ ॥ દ્વારકાપુરી કે જ્યાં ગોમતીના સંગમમાંથી નીકળેલા ચક્રાંકિત પાષાણો પણ પૂજન કરવાથી મોક્ષ આપે છે તે પુરીને કોણ ન સેવે ? ॥ ૬૭ ॥ જે પુરી લોકમાં દૈત્યો, દાનવો કે રાક્ષસોથી દબાવી શકાય એવી નથી અને દેવ આદિના આશ્રયરૂપ છે તેને કોણ ન સેવે ? ॥ ૬૮ ॥ જ્યાં કલિયુગમાં ચક્રના ચિન્હવાળી નિર્મળ માટી પણ પાપોનો નાશ કરે છે તે પુરીને કોણ ન સેવે. ॥ ૬૯ ॥ જે પુરી કલિકાલમાં સ્મરણ કરવાથી પણ પુણ્ય તથા પાપોનો નાશ કરીને મુક્તિપદ આપે છે તેને કોણ ન સેવે ? ॥ ૭૦ ॥ ભક્તજન ઉપર પ્રેમ ધરાવનારા શ્રીકૃષ્ણ

त्यजतेयांकलौनैवकृष्णोभक्तजनप्रियः ॥ कर्मणामनसावाचातां पुरींकोनसेवते ॥ ७१ ॥

इतिश्रीस्कंदपुराणे मार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये विष्णुपूजनादि फलकथनोनाम त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

જેને કલિયુગમાં છોડતાજ નથી તે પુરીને કર્મથી, મનથી અને વાણીથી કોણ ન સેવે ? જે ભાગ્ય રહિત હોય તેજ ન સેવે. ॥ ૭૧ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'વિષ્ણુ પૂજનાદિ ફળ કથન' એવા નામનો ૨૩ મો અધ્યાય સંપૂર્ણ.

## ॥ चतुर्विंशतितमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ शृणुराजेंद्रवक्ष्यामिकथांपापप्रणाशिनीं ॥ श्रुत्वायांमुच्यतेजंतुर्दुःखसंसारबंधनात् ॥ १ ॥ अवंतिविषयेपूर्वंब्राह्मणोवेदपारगः ॥ चंद्रशर्मेतिविख्यातःशिवभक्तःसदानृप ॥ ॥ २ ॥ कर्मणामनसावाचानान्यंध्यायेद्विनाशिवं ॥ शैवाद्व्रताद्व्रतंचान्यन्नकरोतिकदानृप ॥ ३ ॥ नोपवासंहरिदिनेकरोतिसच ब्राह्मणः ॥ विनाचतुर्दशींराजञ्छिवभक्तिपरायणः ॥ ४ ॥ यत्रयत्रशिवक्षेत्रंयत्रतीर्थंतुशांकरं ॥ तत्रगच्छतिराजेंद्रवैष्णवंनैवगच्छ

### અધ્યાય ૨૪ મો.

માર્કંડેય કેહે છે—હે રાજાઓમાં ઉત્તમ ! પાપોનો નાશ કરનારી અને જે સાંભળવાથી જીવ દુઃખરૂપ સંસારના બંધનમાંથી છુટે એવી કથા કહું છું સાંભળો. ॥ ૧ ॥ પૂર્વે માળવા દેશમાં વેદના પારને પામેલો અને સર્વદા શિવની ભક્તિ કરનારો 'ચંદ્રશર્મા' નામનો બ્રાહ્મણ રેહેતો. ॥ ૨ ॥ એ બ્રાહ્મણ સદાશિવ વિના કર્મથી, મનથી કે વચનથી બીજા કોઈ દેવનું ધ્યાન નહી કરતો હતો અને સદાશિવનાં વ્રત વિના બીજાં વ્રત પણ કદી નહી કરતો હતો. ॥ ૩ ॥ શિવની ભક્તિમાંજ પ્રેમવાળો એ બ્રાહ્મણ શિવરાત્રિ વિના એકાદશિને દિવસે ઉપવાસ નહી કરતો હતો. ॥ ૪ ॥ જ્યાં જ્યાં શિવનું ક્ષેત્ર કે શિવનું તીર્થ હોય ત્યાંજ જતો હતો. વિષ્ણુના ક્ષેત્રમાં કે

ति ॥ ५ ॥ प्रतिवर्षंचकुरुतेसोमनाथस्यदर्शनं ॥ नजहातिविशेषेण सोमपर्वनरेश्वर ॥ ६ ॥ एवंप्रकुर्वतस्तस्यनवत्र्वर्षाणिसप्ततिः ॥ ग तानितत्रराजेंद्रशिवभक्तिरतस्यह ॥७॥ कदाचित्सोमपर्वेतुगतोऽसौ शिवनायकं ॥ नानादेशान्महीपालास्त्वसंख्याताश्चमानवाः ॥ गताः कृष्णपुरींसर्वेदृष्ट्वासोमेश्वरंप्रभुं ॥ ८ ॥ आहूतस्तैश्चंद्रशर्मानगतो द्वारकांपुरीं ॥ वैशाखेद्वादशीशुक्लादुर्लभाकृष्णसंनिधौ ॥ ९ ॥ संबो धितोपिस्वजनैर्नगतोद्वारकांद्विजः ॥ शिवक्षेत्रात्परंतीर्थंनाहंमन्येज गत्त्रये ॥ १० ॥ नान्योदेवोमयाज्ञातईश्वराद्देवनायकात् ॥ विनान्ये चंद्रशर्माणंगताद्वारवतींद्विजाः ॥ ११ ॥ अथास्मिन्दिवसेराजन्गच्छ तःस्वगृहंप्रति ॥ चक्रुस्तेदर्शनंस्वप्नेचंद्रशर्मपितामहाः ॥ १२ ॥ प्रेत रूपान्महाकायान्क्षुत्क्षामान्बहुभाषिणः ॥ दृष्ट्वास्वप्नेमहारौद्रान्भीतो सौब्राह्मणोनिशि ॥ १३ ॥

॥ चंद्रशर्मोवाच ॥ केयूयंविकृताकाराजंतूनांभयदाय काः ॥ पृथ्वीसमुद्भवाजीवास्तेदृष्टानश्रुतामया ॥ १४ ॥

તીર્થમાં નહીજ જતો હતો. ॥ ૫ ॥ પ્રતિ વર્ષે સોમનાથનું દર્શન કરતો હતો અને વિશેષે કરી ચંદ્રગ્રહણમાં તો તે દર્શનને કદી છોડતો નહી. ॥ ૬ ॥ શિવની ભક્તિ-માં લાગેલા એ બ્રાહ્મણને એમ કરતાં ઓગણાએશી વર્ષ નીકળી ગયાં. ॥ ૭ ॥ કોઈ ચંદ્રગ્રહણ પ્રાપ્ત થતાં એ ચંદ્રશર્મા સોમનાથનાં દર્શન કરવા પ્રભાસમાં ગયો હતો. તે સમયે પ્રભાસમાં આવેલા અનેક દેશોના રાજાઓ તથા અસંખ્યાત માણસો સોમ-નાથનાં દર્શન કરીને પછી દ્વારકામાં જવા તૈયાર થયાં. ॥ ૮ ॥ એ લોકોએ ચંદ્રશર્માને દ્વારકામાં આવવાને વાસ્તે બોલાવ્યો પણ તે તેઓની સાથે ત્યાં ગયો નહી. "વૈશાખ માસમાં શુક્લપક્ષની એકાદશી શ્રીકૃષ્ણના સમીપમાં દુર્લભ છે" એમ સ્વજનોએ તેને સમજાવ્યો પણ તે ત્યાં જવાનું મન નહી કરતાં બોલ્યો કે ॥ ૯ ॥ ૧૦ ॥ "સદાશિવ વિના બીજા કોઈ દેવને હું ઓળખતોજ નથી." એ વચન સાંભળી તેને છોડીને બીજા બ્રાહ્મણો દ્વારકામાં ગયા. ॥ ૧૧ ॥ હે ઈંદ્રદ્યુમ્નરાજા ! પછી તેજ-દિવસે ચંદ્રશર્મા પોતાને ઘેર જવા ચાલ્યો ત્યાં સ્વપ્નમાં તેના પ્રેત થએલા બાપ દાદા ઓએ તેને દેખાવ દીધો. ॥ ૧૨ ॥ મોટી કાયાવાળા, મુખથી દુબળા થએલા, ઘણું બોલતા અને મહા ભયંકર રૂપવાળા એ પ્રેતોને સ્વપ્નમાં જોઈ એ બ્રાહ્મણ રાતમાં બહુજ બીનો. ॥ ૧૩ ॥

ચંદ્રશર્મા કેહે છે—પ્રાણીઓને ત્રાસ આપનારા અને વિકરાલ આકારવાળા

॥ प्रेताऊचुः ॥ माभयंकुरुविप्रेंद्रतवपूर्वपितामहाः ॥ आया
तास्त्वत्समीपेतुमहादुःखेनपीडिताः ॥ १५ ॥

॥ चंद्रशर्मोवाच ॥ इष्टंदत्तंतपस्तप्तंभवद्भिर्मत्पितामहैः ॥
प्रेतत्वंकारणंतत्किंभवतांविस्मयोमम ॥ १६ ॥

॥ प्रेताऊचुः ॥ शृणुपुत्रप्रवक्ष्यामःप्रेतयोनेस्तुकारणं ॥ वा
सरंवासुदेवस्यसदाविद्धंकृतंपुरा ॥ १७ ॥ प्रेतत्वंतेनसंप्राप्तंअस्मा
कंशृणुपुत्रक ॥ विशेषेणकृतंरात्रौसंविद्धंजागरंहरेः ॥ पुनस्त्वंचविशे
षेणशिवभक्तिबलान्वितः ॥ १८ ॥ नकृताकेशवेभक्तिर्नकृतंवासरं
हरेः ॥ पतनंनरकेघोरेभाविष्यतिनसंशयः ॥ त्वयासहनसंदेहोयाव
द्ब्रह्मांडसंप्लवं ॥ १९ ॥

॥ चंद्रशर्मोवाच ॥ संतोषितोमहादेवोभक्त्यात्रिपुरनाशनः ॥
प्रदास्यतिगतिंवोयंप्रेतत्वंनाशयिष्यति ॥ २० ॥

॥ प्रेताऊचुः ॥ हरिभक्तिविहीनानांद्वादशीव्रतमुज्झतां ॥२१॥
ननाशयंतिप्रेतत्वंपूजिताःशंकरादयः ॥ प्रायश्चित्तंविनापुत्रद्वादशीवे

તમો કોણ છો ? પૃથ્વીમાં તો તમારા જેવા કોઈ જીવ મે દીઠા કે સાંભળ્યા નથી. ૧૪

પ્રેતો કેહે છે—હે બ્રાહ્મણ ! તું બી માં. અમો તારા પૂર્વજો છીએ તે ભારે દુઃખથી પીડાઈને તારી પાસે આવ્યા છીએ. ॥ ૧૫ ॥

ચંદ્રશર્મા કેહે છે—તમો કે જેઓ મારા પૂર્વજો છો તેઓએ યજ્ઞો, દાનો, તથા તપ કરયાં હતાં તે તમોને પ્રેતપણું પ્રાપ્ત થયું છે તેનું કારણ શું. તમોને જોઈને મને વિસ્મય થાય છે. ॥ ૧૬ ॥

પ્રેતો કેહે છે—હે પુત્ર ! અમોને પ્રેતની યોનિ પ્રાપ્ત થયાનું કારણ કહીએ છીએ તે સાંભળ. અમોએ સર્વદા એકાદશી દશમીના વેધવાળી કરી છે. ॥ ૧૭ ॥ તેથી અમને પ્રેતપણું પ્રાપ્ત થયું છે. અમોએ એકાદશીની રાતે જાગરણ પણ દશમીના વેધવાળે દિવસેજ કર્યું છે. વળી તું પણ વિશેષે કરી શિવભક્તિનુંજ બળ રાખે છે॥ ૧૮॥ અને કદી પણ વિષ્ણુની ભક્તિ કે એકાદશી કરતો નથી તેથી તું અને અમો હજી પણ બ્રહ્માંડનો પ્રલય થતાં સુધી ઘોર નરકમાં પડશું એમાં સંદેહનથી. ॥૧૯॥

ચંદ્રશર્મા કેહે છે—મેં ત્રિપુરાસુરનો નાશ કરનારા સદાશિવને ભક્તિથી પ્રસન્ન કરયા છે માટે એ દેવ તમોને સદ્ગતિ આપશે અને પ્રેતપણું મટાડી દેશે. ॥ ૨૦ ॥

પ્રેતો કેહે છે—વિષ્ણુની ભક્તિથી રહિત રેહેનારા અને એકાદશીના વ્રતને છોડી દેનારા ॥ ૨૧ ॥ લોકોના પ્રેતપણાને શંકર આદિ દેવતાઓ તેઓનું પૂજન

धजंकृतं ॥ २२ ॥ पापंनगच्छतेनूनंप्रेतत्वंनैवगच्छति ॥ प्रायश्चि
त्तीसदाजंतुःपूज्यमानेपिशंकरे॥२३॥ विनाकेशवपूजांतुपापंभवति
गोवधं॥प्रायश्चित्तंततःपुत्रद्वादशीवेधजंकृतं ॥ २४ ॥ पापंनगच्छते
नूनंविनाकेशवपूजया ॥ प्रथमंकेशवेपूजापश्चाद्देवेमहेश्वरे ॥ २५ ॥
पूजनीयास्ततोभक्त्यायाश्चान्याःसंतिदेवताः ॥ मूलाच्छाखाःप्रशा
खाश्चभवंतिबहुशःसुत ॥ २६ ॥ वासुदेवात्समुद्भूतंजगदेतच्चराच
रं ॥ तस्मान्मूलंपरित्यज्यशाखांनैवार्चयेद्बुधः ॥ २७ ॥ तद्दिनंयेप्र
कुर्वंतिसम्यग्दैवज्ञशोधितं ॥ सशल्यंतेनसंदेहःप्रेतत्वंयांतिपुत्रक ॥
॥ २८ ॥ नपूजारक्षतेशैवीभास्करीनपितामही ॥ प्रेतत्वाद्येचकुर्वं
तिसशल्यंवासरंहरेः ॥ २९ ॥ एकादशीदिनेयस्तुदशमीवेधसंयुते॥
व्रतंकरोतिमनुजस्तस्यपापमनंतकं ॥ ३० ॥ वैशाखेतुतृतीयांवैपू
र्वविद्धांकरोतियः ॥ हव्यंदेवानगृह्णंतिकव्यंचपितरस्तथा ॥ ३१ ॥
यत्रदेवानगृह्णंतिकथंतत्रापितामहाः।तस्मात्तृतीयानोकार्यापूर्वविद्धात्रु

કરયા છતાં પણ મટાડતા નથી. હે પુત્ર ! દશમીના વેધવાળી એકાદશી કરયાનું પાપ ॥ ૨૨ ॥ પ્રાયશ્ચિત્ત કરયા વિના મટતું નથી અને તેથી થએલું પ્રેતપણું પણ જતું નથી. શંકરનું પૂજન કરતાં છતાં પણ જો વિષ્ણુનું પૂજન કરવામાં ન આવે તો જીવ પ્રાયશ્ચિત્તનો અધિકારી થાય છે. ૨૩ ॥ વિષ્ણુનું પૂજન કરયા વિના ગાયનો વધ કરયા જેટલો દોષ લાગે છે માટે હે પુત્ર ! પ્રાયશ્ચિત્ત અવશ્ય પ્રાપ્ત થાય છે. વેધવાળી એકાદશી કરયાનું પાપ ॥ ૨૪ ॥ વિષ્ણુની પૂજા કરયા વિના ટળતું નથી. પ્રથમ વિષ્ણુની, તે પછી સદાશિવની ॥ ૨૫ ॥ અને તે પછી ભક્તિ પૂર્વક બીજા દેવતાઓની પૂજા કરવી જોઈએ. હે પુત્ર ! ઘણી ઘણી શાખાઓ અને ઉપશાખાઓ મૂળમાંથી ઉત્પન્ન થાય છે. ॥ ૨૬ ॥ તેમ આ સચરાચર જગત વિષ્ણુમાંથી ઉત્પન્ન થયું છે માટે વિષ્ણુ સર્વનું મૂળ છે. સમજુએ મૂળને છોડીને શાખાની પૂજા નજ કરવી જોઈએ. ॥ ૨૭ ॥ સારી રીતે જોશીઓ પાસે જોવરાવિને જેઓ દશમીના વેધવાળી એકાદશી કરે છે તેઓ પ્રેતપણું પામે છે એમાં સંદેહ નથી. ॥ ૨૮ ॥ જેઓ દશમીના વેધવાળી એકાદશી કરે છે તેઓને પ્રેતપણામાંથી શિવની, સૂર્યની કે બ્રહ્માની પૂજા પણ બચાવતી નથી. ॥ ૨૯ ॥ જે માણસ દશમીના વેધવાળી એકાદશીને દિવસે વ્રત કરે છે તેને અનંત પાપ લાગે છે. ॥ ૩૦ ॥ જે માણસ વૈશાખ મહીનામાં બીજના વેધવાળી ત્રીજનું વ્રત કરે તેના હવ્યને દેવતાઓ લેતા નથી અને કવ્યને પિતૃઓ પણ લેતા નથી. ॥ ૩૧ ॥ જ્યાં દેવતાઓ હવ્યને લીએ

धैरिह ॥ ३२ ॥ कुरुतेयदिमोहाद्वाप्रेतत्वंशाश्वतंसुत ॥ नापयाति
कृतैःपुण्यैर्बहुभिस्तीर्थसेवनैः ॥ ३३ ॥ दर्शंचपूर्णमासींचापित्रोःसां
वत्सरंदिनं ॥ पूर्वविद्धमकुर्वाणोनरकंप्रतिपद्यते ॥ ३४ ॥ दर्शश्चपु
र्णमासीचसाग्निकैःपूर्वसंयुते ॥ कर्त्तव्येनाग्निहीनैस्तुमनुराहप्रजापातिः
॥ ३५ ॥ क्षयाहेतुपुनःप्रोक्तातत्कालव्यापिनीतिथिः ॥ श्राद्धंतत्र
प्रकर्त्तव्यंह्रासवृद्धीनकारणं ॥ ३६ ॥ एभिःप्रकारैःप्रेतत्वंभवतिप्रा
णिनांभुवि ॥ निरीक्ष्यधर्मशास्त्राणिकार्यंवैहितमात्मनः ॥ ३७ ॥
यथोक्तंमनुनापुत्रवेदांतेभाष्यकारकैः ॥ तत्प्रमाणंचकर्त्तव्यंप्रेतत्वंभ
वतेऽन्यथा ॥ ३८ ॥ प्रणम्यसोमनाथंतुयात्रांकृत्वानगच्छति ॥
कृष्णस्यदर्शनार्थायतस्यकिंलभतेफलम् ॥ ३९ ॥ कथ्यतेपरमा
मूर्तिर्हरेरीश्वरसंज्ञिता ॥ विभेदोनैवकर्त्तव्योयथाशंभुस्तथाहरिः ॥
॥४०॥ कृष्णस्यसोमनाथस्यनांतरंदृश्यतेक्वचित् ॥ यात्राश्रीसोमनाथ
स्यसंपूर्णाकृष्णदर्शनात् ॥ ४१ ॥ तस्माद्भयतःपुत्रगंतव्यंनात्रसंश

નહી ત્યાં પિતૃઓ કવ્યને તો કેમજ લીએ. એટલા માટે સમજુઓએ બીજના
વેધવાળી ત્રીજ કરવી નહી. ॥ ૩૨ ॥ જો ભુલથી કરવામાં આવે તો પ્રેતપણું એવું
અવિચળ થઈ પડે છે કે તે ઘણાં પુણ્યો કરવાથી કે ઘણાં તીર્થોનાં સેવન કરવાથી
પણ મટતું નથી. ॥ ૩૩ ॥ " અમાવાસ્યા, પુનમ અને માતાપિતાની સંવત્સરીનો
દિવસ એટલાં તો પૂર્વતિથિના વેધવાળાંજ કરવાં. જો ન કરે તો નરકમાં પડે છે "
॥૩૪॥ આ વિષયમાં મનુ એમ કહે છે કે અગ્નિહોત્રી લોકોએ આમવાસ્યા અને પુનમ
પૂર્વતિથિના વેધવાળાં કરવાં પણ અગ્નિહોત્ર વગરના લોકોએ નહી કરવાં. ॥ ૩૫ ॥
સંવત્સરીના દિવસમાં તો એમ છે. સંવત્સરીની તિથિ જે દિવસે શ્રાદ્ધના સમયાં આ-
વતી હોય તે દિવસે શ્રાદ્ધ કરવું એમાં વૃદ્ધિગામિની કે ક્ષયગામિની તિથિ જોવાનું
કાંઈ કારણ નથી. ॥ ૩૬ ॥ આવા આવા પ્રકારોનું ઉલ્લંઘન કરવાથી જગતમાં મનુ-
ષ્યોને પ્રેતપણું પ્રાપ્ત થાય છે માટે ધર્મશાસ્ત્રો જોઈને જે પોતાનું હિત જણાય તે
કરવું. ॥ ૩૭ ॥ હે પુત્ર ! મનુએ અને વેદાંતમાં ભાષ્યકારોએ જે કહ્યું છે તેને પ્રમા-
ણ માનવું જોઈએ. નહીતર પ્રેતપણું પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥ સોમનાથને પ્રણામ
કરી યાત્રા કરીને શ્રીકૃષ્ણના દર્શનને જે જાય નહી તેને સોમનાથના દર્શનનું ફળ
મળે કે ? નજ મળે. ॥ ૩૯ ॥ શિવલિંગ પણ વિષ્ણુનીજ મૂર્ત્તિ છે એમ કેહેવાય
છે એટલા માટે શિવમાં અને વિષ્ણુમાં ભેદબુદ્ધિ નહી રાખવી જેમ શિવ છે તેમજ
વિષ્ણુ છે. ॥ ૪૦ ॥ શ્રીકૃષ્ણને અને સોમનાથને પરસ્પર કાંઈ પણ ભેદ નથી.

यः ॥ दृष्ट्वासोमेश्वरंदेवंगंतव्यंद्वारकांप्रति ॥ ४२ ॥ प्रभासेसोम
नाथस्यलिंगमध्येव्यवस्थितः ॥ स्वयंतिष्ठतिपुण्यात्माभोगंगृह्णातिके
शवः ॥ ४३ ॥ दृष्ट्वासोमेश्वरंदेवंद्वारकांनैवगच्छसि ॥ पतनंनरकेघो
रेभवितापितृभिःसह ॥ ४४ ॥ विशेषेणत्वयावत्सनकृतंद्वादशीव्रतं ॥
व्रतंकृतंयदस्माभिस्तत्कृतंवेधसंयुतं ॥ ४५ ॥ निर्गमोयमलोकाच्च
तदस्माकंनदृश्यते ॥ ४६ ॥

॥ चंद्रशर्मोवाच ॥ यदितातामयाज्ञानान्नकृतंद्वादशीव्रतं ॥
कस्मात्कृतंसशल्यंतुभवद्भिर्द्वादशीव्रतं ॥ ४७ ॥

॥ प्रेताऊचुः ॥ कुविप्रैस्तुकुदैवज्ञैःप्रापिताःप्रेततांवयं ॥ अ
न्नंचैवतथातोयंपरित्यज्यभ्रमामहे ॥ ४८ भक्षितंवांतमन्यद्यन्नपु
नर्जायतेक्षितौ ॥ तीर्थसेवीनरोयस्तुसर्वकिल्बिषनाशनः ॥ ४९ ॥
तत्रम्रियेतदह्येतसतीर्थफलभाग्भवेत् ॥ सेवितेऽपिसदातीर्थेअन्य
त्रम्रियतेयदि ॥ ५० ॥ शुभेदेशेकुलेधीमान्सभवेद्द्विजसत्तमः ॥ कु

શ્રીસોમનાથની યાત્રા શ્રીકૃષ્ણનાં દર્શન કરવાથીજ પરિપૂર્ણ થાય છે. ॥ ૪૧ ॥ એ-ટલા માટે હે પુત્ર ! બન્ને સ્થલમાં જવું એમાં કાંઈ સંશય રાખવો નહી. સોમના-થનાં દર્શન કરીને પછી દ્વારકામાં જવું. ॥ ૪૨ ॥ પ્રભાસમાં સોમનાથના લિંગની અંદર મહા પવિત્ર વિષ્ણુ રહેલા છે અને તેજ સઘળા ભોગનું ગ્રહણ કરે છે. ॥૪૩॥ સોમનાથનાં દર્શન કરીને તું દ્વારકામાં જતો નથી એટલા માટે અમલોકો સહિત તારે ઘોર નરકમાં પડવું પડશે. ॥ ૪૪ ॥ હે પુત્ર ! તે તો એકાદશીનું વ્રત કર્યુંજ નથી અને અમોએ જે કર્યું છે તે વેધ સહિત કર્યું છે ॥ ૪૫ ॥ એટલા માટે ય-મલોકમાંથી અમારો છુટકારો થાય એવું જોવામાં આવતું નથી. ॥ ૪૬ ॥

ચંદ્રશર્મા કેહે છે—હે પૂર્વજો ! મેં તો ભુલથી એકાદશીનું વ્રતજ નથી કર્યું પણ તમોએ તે વ્રત વેધવાળું શામાટે કર્યું. ॥ ૪૭ ॥

પ્રેતો કેહે છે—દુષ્ટ બ્રાહ્મણોએ અને દુષ્ટ જોશીઓએ ભમાવીને અમોને પ્રેત-યોનિમાં નાખ્યા છે માટે અન્ન તથા જળ નહી મળતાં અમો ભટક્યા કરીએ છીએ. ॥ ૪૮ ॥ જે કર્યું હોય તેજ ભોગવવું પડે. ખાધું હોય એક અને ઓકીએ બીજું એ બનેજ નહી. તેમ કરીએ પાપ અને ભોગવીએ સુખ સંભવેજ નહી. જેનાં સઘળાં પાપોનો નાશ થાય છે એવો તીર્થનું સેવન કરનાર માણસ ॥ ૪૯ ॥ જો તીર્થમાંજ મરે અને ત્યાંજ બળે તો તેને તીર્થનું સંપૂર્ણ ફળ મળે છે. તીર્થનું સેવન કરયા છતાં પણ જો બીજા સ્થલમાં મરે તો તે માણસ સારા દેશમાં અને સારા

त्वानिरशनंराजन्पुनर्जीवतियःपुमान् ॥ ५१ ॥ ब्राह्मणान्ससमाहूय सर्वस्वंतत्परित्यजेत् ॥ चांद्रायणंचरेत्कृच्छ्रमनुज्ञातोद्विजैर्नरः ॥ ॥ ५२ ॥ अनृतंनचदंभित्वंसर्वतोधर्ममाचरेत् ॥ तीर्थेगत्वापियः कोपिपुनरायातिस्वेगृहे ॥ ५३ ॥ अनुज्ञातश्चतैर्विप्रैःप्रायश्चित्तम थाचरेत् ॥ दद्यात्स्वर्णस्यदानानिगोमहीगजवाजिनः ॥ ५४ ॥ तीर्थप्रतिलभेद्यस्तुमृत्युकालंसभाग्यवान् ॥ गृहात्प्रयातियस्तीर्थंमरणे समुपास्थिते ॥ ५५ ॥ पदेपदेतुगोदानंकीर्तितंमुनिभिःस्वयं ॥ गृहेषुयत्कृतंपापंतीर्थस्नानैर्विशुध्यते ॥ ५६ ॥ तत्रदानानिदत्तानित्वक्षयानिभवंतिच ॥ कुर्हतेतत्रपापंचेद्वज्रलेपसमंभवेत् ॥ ५७ ॥ आतुरेसतिदातव्यंनिर्धनैरपिमानवैः ॥ दानवंतंनरंदृष्ट्वास्थानाच्चलतिसूर्यजः ॥ ५८ ॥ पित्रुद्देशेनयैःपुत्रैःकृतंविप्रकरार्पितं ॥ आत्मा स्वःसफलस्तेनकृतएवनसंशयः ॥ ५९ ॥ पितुःशतगुणंपुण्यंसहस्रं

કુલમાં અવતરે છે અને મહા વિદ્વાન થાય છે. પ્રથમ અન્નના ત્યાગનો સંકલ્પ કરી પછી જે માણસ અન્ન ખાઈને જીવતો રહે તેણે બ્રાહ્મણોને બોલાવીને સર્વસ્વ આપી દેવું જોઈએ અને તે ઉપરાંત બ્રાહ્મણોના કેહેવા પ્રમાણે ચાંદ્રાયણ ૩૫ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. ॥ ૫૦ ॥ ૫૧ ॥ ૫૨ ॥ તીર્થમાં ખોટું બોલવું નહી, કોઈ જાતનો ઢોંગ કરવો નહી. કેવળ સઘળી રીતે ધર્મજ કરવો જોઈએ. કોઈ માણસ દેહ પાડવા સારૂ તીર્થમાં જઈને પાછો પોતાને ઘેર આવે તો તેણે તીર્થવાસી બ્રાહ્મણોના કેહેવા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ અને તે ઉપરાંત સુવર્ણ, ગાય, પૃથ્વી, હાથી અને ઘોડાનાં દાન કરવાં જોઈએ. ॥ ૫૩ ॥ ૫૪ ॥ જેને તીર્થમાં મૃત્યુનો સમય પ્રાપ્ત થાય તેનેજ ભાગ્યશાળી સમજવો. જે માણસ મરણને ઢુકડું આવ્યું જાણી તીર્થ યાત્રા કરવા જાય ॥ ૫૫ ॥ તેને પગલે પગલે ગોદાન કર્યાનું ફળ થાય છે એમ મુનિઓએ કહ્યું છે. ઘરમાં જે પાપ કરવામાં આવ્યાં હોય તે પાપો તીર્થસ્નાન કરવાથી મટે છે. ॥ ૫૬ ॥ તીર્થમાં જે દાન દેવામાં આવે તે અક્ષય થાય છે અને તીર્થમાં જે પાપ કરવામાં આવે તે વજ્રલેપ જેવું દૃઢ થાય છે. ॥ ૫૭ ॥ આતુર દશા પ્રાપ્ત થાય ત્યારે નિર્દ્ધન માણસોએ પણ દાન કરવાં જોઈએ. દાન કરનારા માણસને જોઈને યમરાજા પણ પોતાના આસન પરથી ચલાયમાન થાય છે. ॥૫૮॥ જે પુત્રો પિતૃઓના ઉપદેશથી બ્રાહ્મણોના હાથમાં દાન આપે તેઓએ પોતાના દેહને સફળ કર્યોજ એમાં સંશય નથી. ॥ ૫૯ ॥ પિતાને વાસ્તે દાન દેવા કરતાં માતાને વાસ્તે દાન દેવાનું પુણ્ય હજારગણું થાય છે, બેનને વાસ્તે દાન દેવાનું લા-

मातुरुच्यते॥भगिन्यैशतसाहस्त्रंसोदर्येदत्तमक्षयं॥ ६० ॥ यदिलोभा
न्नयच्छंतिकालेह्यातुरसंज्ञके ॥ मृताःशोचंतितेसर्वेकदर्याःप्राणिनः
कलौ ॥ ६१ ॥ अतिक्लेशेनलब्धस्यप्रकृत्याचंचलस्यच ॥ गतिरेका
हिवित्तस्यदानमन्याविपत्तयः ॥६२॥ मृत्युःशरीरगोप्तारंवसुरक्षंवसुं
धरा ॥ दुश्चारिणीविहसतिस्वपतिंपुत्रवत्सलं ॥ ६३ ॥ उदारोधा
र्मिकःसौम्यःप्राप्यापिविपुलंधनं॥तृणवन्मन्यतेयस्मादात्मनोजायते
शुभं ॥ ६४ ॥ दत्तंजप्तंहुतंतप्तमस्माभिर्विफलीकृतं ॥ संप्राप्ताःप्रेत
योनित्वंसशल्याद्द्वादशीव्रतात् ॥६५॥ सशल्यंयेप्रकुर्वंतिवासरंकेशव
प्रियं ॥ तेषांपितामहाःस्वर्गात्प्रेतत्वंयांतिपुत्रक ॥ ६६ ॥

॥ चंद्रशर्मोवाच ॥ प्रेतत्वंनाशमायातिकथंब्रूतपितामहाः ॥
कर्मणाकेनशीघ्रंतुयच्चाहंप्रकरोमितत् ॥ ६७ ॥

॥ प्रेताऊचुः ॥ मागयायांमाप्रयागेपुष्करेकुरुजांगले ॥ मा
योध्यायांचनावंत्यांमथुरायांनचार्बुदे ॥ ६८ ॥ नचान्यतीर्थलक्षेषु

લાખગણું પુણ્ય ગાય છે અને સહોદર ભાઈને વાસ્તે દાન દેવાનું અક્ષય પુણ્ય થાય છે. ॥ ૬૦ ॥ જેઓ કલિયુગમાં લોભને લીધે આતુરપણાના સમયમાં પણ દાન કરતા નથી તે કદર પ્રાણીઓ મુવા પછી પસ્તાય છે. ॥ ૬૧ ॥ અત્યંત દુઃખથી મળેલા અને સ્વભાવથીજ ચંચલતા વાળા ધનની (દેવું) એજ ઉત્તમ વ્યવસ્થા છે, બાકી સઘળી વેતરણા વિપત્તિ રૂપ છે. ॥ ૬૨ ॥ જેમ પુત્રને લાડ કરતા પતિને જોઈ વ્યભિચરિણી સ્ત્રી હસે છે તેમ શરીરનું રક્ષણ કરનારાને જોઈ મૃત્યુ હસે છે અને ધનનું રક્ષણ કરનારાને જોઈ પૃથ્વી હસે છે. ॥ ૬૩ ॥ ધર્માત્મા અને ભલી પ્રકૃતિવાળો ઉદાર માણસ ઘણું ધન મળ્યા છતાં પણ તે ધનને તરણા જેવું માને છે કે જેમ માનવાથી પોતાનું હિત થાય છે.। ૬૪ ॥ અમારાં તો દાન, જપ, હોમ અને તપ વ્યર્થ થયાં છે, કારણ કે દશમના વેધવાળી અગીયારસનું વ્રત કરવાથી પ્રેતપણું પામ્યા છીએ. ॥ ૬૫ ॥ હે પુત્ર! દશમીના વેધવાળી એકાદશી કરે તેઓના પિતૃઓ સ્વર્ગમાં હોય તો પણ ત્યાંથી ભ્રષ્ટ થઈને પ્રેતપણું પામે છે. ॥ ૬૬ ॥

ચંદ્રશર્મા કેહે છે—હે પૂર્વજો! તમારૂં પ્રેતપણું કયું સત્કર્મ કરવાથી ટળશે તે શીઘ્ર કહો એટલે હું તે સત્કર્મ કરૂં. ॥ ૬૭ ॥

પ્રેતો કેહે છે—એક ગોમતી વિના ગયામાં, પ્રયાગમાં, પુષ્કરમાં, કુરક્ષેત્રમાં, અયોધ્યામાં, ઉજ્જેણમાં, મથુરામાં, આબુમાં, કે બીજાં એવાં લાખો તીર્થમાં પણ અમારૂં પ્રેતપણું મટે એમ નથી. કલિયુગમાં જેવું ગોમતીનું જળ પ્રેતપણાને ટાળનાર છે

वर्जयित्वापिगोमतीं ॥ गंगासरस्वतीचित्रोनार्बुदंसरयूद्भवं ॥६९॥
यादृशंगोमतीनीरंकलौप्रेतत्वनाशनं ॥ प्रेतत्वंनाशमायातिपितॄणां
चकलौयुगे ॥ ७० ॥ प्रेतत्ववर्जितायेतुगोमतीनीरदानतः ॥ पिंड
दानंविनातेषांमुक्तिर्भवतिशाश्वती ॥ ७१ ॥ दृष्टेकृष्णमुखेपुत्रदशमी
वेधसंभवं ॥ पापंप्रणाशमभ्येतिपुनर्नकुरुतेयदि ॥ ७२ ॥ गोमती
नीरसंपर्कात्कृष्णवक्त्रविलोकनात् ॥ विलयंयांतिपापानिकोटिजन्म
कृतानिच ॥ ७३ ॥ वृथासंन्यासिनांपुण्यंवृथाचवनवासिनां ॥ शु
द्धाख्येवासरेविष्णोर्नकृतंकेशवार्चनं ॥ ७४ ॥ यत्त्वयासर्वतीर्थेषु
गत्वापुण्यमुपार्जितं ॥ तद्व्यर्थंसकलंजातंविनाकेशववासरं ॥७५॥
त्वंतुकृष्णमुखंपश्यपूर्णचंद्रसमप्रभं ॥ कृष्णस्यद्वारकांगत्वायथास्मा
कंगतिर्भवेत् ॥ ७६ ॥ निष्फलंतवसंजातंसुकृतंयदुपार्जितं ॥ न
कृतंवासरंविष्णोर्नकृतंकेशवार्चनं ॥ ७७ ॥ विनाकेशवपूजांतुशंक
रोयत्त्वयार्चितः ॥ तत्पुण्यंविफलंजातंप्रेतयोनिंगमिष्यसि ॥ ७८॥
संपूर्णंतवपुण्यंचद्वारकानाथदर्शनात् ॥ भविष्यतिनसंदेहोगोमत्यु
दधिसंगमे ॥ ७९ ॥ दृष्ट्वासोमेश्वरंदेवंकृष्णंयदिनपश्यति ॥ यात्रा

તેવાં ગંગા, સરસ્વતી, ચિત્રકૂટ, આબુ કે સરયૂ પ્રેતપણાને ટાળનાર નથી. કલિયુગમાં ગોમતીનું જળ દેવાથી પિતૃઓનું પ્રેતપણું મટે છે અને જે પિતૃઓ પ્રેત ન થયા હોય તેઓને પિંડદાન વિના પણ શાશ્વતી મુક્તિ પ્રાપ્ત થાય છે. ॥ ૬૮ ॥ ૬૯ ॥ ॥ ૭૦ ॥ ૭૧ ॥ હે પુત્ર ! દશમિના વેધથી લાગેલું પાપ શ્રીકૃષ્ણના મુખનું દર્શન કરવાથીજ નાશ પામે છે. પણ પાછું તે પાપ ન કરવામાં આવે તો. ॥ ૭૨ ॥ ગોમતીના જળના સંબંધથી અને શ્રીકૃષ્ણના મુખના દર્શનથી કરોડો જન્મોનાં પાપો નાશ પામે છે. ॥ ૭૩ ॥ વેધ વગરની એકાદશીને દિવસે જો ભગવાનનું પૂજન ન કરવામાં આવે તો સંન્યાસીઓનું અને વાનપ્રસ્થ લોકોનું પુણ્ય પણ વૃથા થાય છે. ॥ ૭૪ ॥ હે પુત્ર ! સઘળાં તીર્થોમાં જઈને તેં જે પુણ્ય મેળવ્યું હતું તે સઘળું શ્રીકૃષ્ણના પૂજન વિના વ્યર્થ થયું છે. ॥ ૭૫ ॥ તું હવે શ્રીકૃષ્ણની દ્વારકામાં જઈને પુનમના ચંદ્ર સરખાં શ્રીકૃષ્ણનાં મુખારવિંદનું દર્શન કરય કે જેથી અમોને સદ્ગતિ થાય. ॥ ૭૬ ॥ તેં એકાદશી નથી કરી અને ભગવાનનું પૂજન નથી કર્યું તેથી, બીજું જે કાંઈ તેં પુણ્ય કર્યું છે તે નિષ્ફળ થયું છે. ॥ ૭૭ ॥ તેં શ્રીકૃષ્ણનું પૂજન કર્યા વિના સદાશિવનું પૂજન કર્યું છે માટે તે પુણ્યપણ વ્યર્થ થતાં તને પ્રેતની યોનિ પ્રાપ્ત થશે. ॥ ૭૮ ॥ તું ગોમતીના સમુદ્રના સ્થલમાં દ્વારકાનાથજીનું દર્શન કરીશ

नैष्फल्यमायातिवदत्येवंशिवःस्वयं ॥ ८० ॥ यैःकृतंकृष्णदेवस्य दर्शनंतेविकल्मषाः ॥ एकामूर्तिर्द्विधानाममकृष्णस्यनांतरं ॥ ८१॥ दृष्ट्वामांद्वारकांगत्वाकर्तव्यंकृष्णदर्शनं ॥ दृष्ट्वाकृष्णंचमांपश्येद्यात्रा तीवमहाफला ॥ ८२ ॥ कृष्णदर्शनपूतात्मायोमांपश्यतिमानवः ॥ नतस्यपुनरावृत्तिर्ममलोकाच्चवैष्णवात् ॥ ८३ ॥ इत्याहदेवदेवेशःस्व यंसोमपतिःपुरा ॥ विप्राणांश्रुतमस्माभिर्वदतांपुष्करेष्वपि ॥८४॥ तस्माद्यात्रापूरणार्थंक्रियतांकृष्णदर्शनं॥ अन्यथायास्यसेयोनिंपैशा चींनात्रसंशयः ॥ ८५ ॥ कृतापराधोपियदाकुरुतेकृष्णदर्शनं ॥ मुच्यतेनात्रसंदेहःपापैःपूर्वकृतैर्नरः ॥ ८६ ॥ पूजितेदेवदेवेशेकृष्णे देवकिनंदने ॥ पूजितादेवताःसर्वाब्रह्मरुद्रभगादिकाः ॥ ८७ ॥ कृष्णपूजांविनाचान्येरुद्राद्यास्त्रिदिवौकसः ॥ पूजितानैवतुष्यं तितथैवप्रपितामहाः ॥ ८८ ॥ तस्माद्द्वारवतींगत्वाकुरुकृष्णस्यद

તો જે પુણ્યો વ્યર્થ થયાં છે તે સઘળાં પુરી રીતે સફળ થશે. ॥ ૭૯ ॥ સોમનાથનું દર્શન કરયા પછી શ્રીકૃષ્ણનું દર્શન ન કરવામાં આવે તો યાત્રા નિષ્ફળ થાય છે એમ સદાશિવ પોતે કહે છે. ॥ ૮૦ ॥ “જેઓ શ્રીકૃષ્ણનું દર્શન કરે તેઓ પાપ રહિત થાય છે. અમારી મૂર્તિઓ નોખનોખી છે પણ મારા અને શ્રીકૃષ્ણના સ્વરૂપમાં કાંઈ અંતર નથી. ॥ ૮૧ ॥ મારૂં દર્શન કરયા પછી દ્વારકામાં જઈને શ્રીકૃષ્ણનું દર્શન કરે અથવા શ્રીકૃષ્ણનું દર્શન કરીને પછી મારૂં દર્શન કરે તો યાત્રા બહુજ ઉતમ ફળ દેનારી થાય છે. ॥ ૮૨ ॥ કૃષ્ણનું દર્શન કરીને પવિત્ર થએલો જે માણસ મારૂં દર્શન કરે છે તેને મારા લોકમાંથી અને વિષ્ણુના લોકમાંથી પાછું ફરવું પડતું નથી.” ॥ ૮૩ ॥ એમ સર્વ દેવતાઓના સ્વામી સોમનાથે પૂર્વે કહ્યું છે. આ વાત અમોએ પુષ્કરજીમાં વાતો કરતાં બ્રાહ્મણોની પાસેથી સાંભળી છે. ॥ ૮૪ ॥ એટલા માટે પ્રભાસની યાત્રાને પૂર્ણ કરવા વાસ્તે તું શ્રીકૃષ્ણનું દર્શન કરય નહી તો પિશાચની યોનિ પામીશ એમાં સંશય નથી. ॥ ૮૫ ॥ પાપ કરેલા છતાં પણ શ્રીકૃષ્ણનું દર્શન કરે તો તે સમયેજ પૂર્વે કરેલાં પાપોમાંથી મુક્ત થાય છે એમાં સંદેહ નથી. ॥ ૮૬ ॥ દેવતાઓના સ્વામી દેવકીના પુત્ર શ્રીકૃષ્ણની પૂજા કરવાથી બ્રહ્મા, રૂદ્ર અને સૂર્ય આદિ સઘળા દેવની પૂજા વદી જાય છે. ॥ ૮૭ ॥ રૂદ્ર આદિ દેવતાઓની પૂજા કરવામાં આવે તો પણ તેઓ તથા પિતૃઓ શ્રીકૃષ્ણની પૂજા કરયા વિના પ્રસન્ન થતા નથી. ॥ ૮૮ ॥ એટલા માટે તું દ્વારકામાં જઈને શ્રીકૃષ્ણનું દર્શન કરય કે જેથી અમો પ્રેતયોનિમાંથી છુટીને પરમ ગતિ

शनं ॥ प्रेतयोनिविनिर्मुक्तायास्यामःपरमांगतिं ॥ ८९ ॥ गोमती
नीरधौतानियस्यांगानिकलौयुगे ॥ नपुनर्जठरावासंलभतेभुविमान
वः॥ ९० ॥ ताडितंपाणिपद्मेनगोमतीनीरमादरात् ॥ नराणांपाप
लिप्तानांगतिंयच्छतिवैष्णवीं ॥ ९१ ॥ ताडितापादयुग्मेनगोमतीनी
रविप्रुषः ॥ अगतीनांप्रकुर्वंतिगतिंवैब्रह्मवासरं ॥ ९२ ॥ यःपुनःकु
रुतेश्राद्धंगोमत्युदधिसंगमे ॥ पितॄणांजायतेतृप्तिर्यावद्ब्रह्मांडसंप्लवं॥
॥ ९३ ॥ ससागरायांगंगायांसर्वतीर्थेषुयत्फलं ॥ वासरेकेणतल्लो
कंराजधान्यांहरेःफलं ॥ यत्फलंत्रिदशैःसर्वैःपूजितैःशंकरादिभिः ॥
॥ ९४ ॥ तत्फलंलभतेसर्वंद्वारकायांदिनेदिने ॥ तीर्थकोटिसहस्रे
षुकृतेश्राद्धेतुयत्फलं ॥ ९५ ॥ पितॄणांतत्फलंप्रोक्तंगोमतीनीरतर्पणा
त् ॥ यतिभ्योभोजनंयस्तुयच्छतेकृष्णसंनिधौ ॥९६॥ सिक्थेसि
क्थेभवेत्प्रीतिःपितॄणांयुगसंज्ञिता ॥ पितॄणांपरमाप्रीतिःपिंडदाना
द्युगेयुगे ॥ ९७॥ कौपीनाच्छादनंछत्रंपादुकांचकमुंडलुं ॥ दत्वासं
न्यासिनांयातिसप्तकल्पानितत्पदं ॥ ९८ ॥ धन्यास्तेमानवास्तत्र

પામીએ. ॥ ૮૯ ॥ કલિયુગમાં જેનાં અંગો ગોમતીના જળથી ધોવાયલાં હોય તે માણસને ફરીવાર ગર્ભવાસ પ્રાપ્ત થતો નથી. ॥ ૯૦ ॥ ગોમતીના જળમાં પ્રેમથી હાથ પછાડવામાં આવે તો પણ તે જળ પાપથી ઘેરાએલાં માણસોને વિષ્ણુલોકની પ્રાપ્તિ આપે છે. ॥ ૯૧ ॥ બે પગથી ગોમતીના જળના છાંટા ઉડાડ્યા હોય તો પણ અવગતીઆ પૂર્વજોને બ્રહ્માના એક દિવસ સુધી સદ્ગતિ પ્રાપ્ત થાય છે. ॥૯૨॥ ગોમતીના અને સમુદ્રના સંગમમાં શ્રાદ્ધ કરવામાં આવે તો બ્રહ્માંડનો પ્રલય થતાં સુધી પિતૃઓને તૃપ્તિ થાય છે. ॥ ૯૩ ॥ ગંગા તથા સાગરના સંગમમાં અને બીજાં પણ સઘળાં તીર્થોમાં જે ફળ થાય છે તે ફળ દ્વારકામાં એક દિવસ રહ્યાથી થાય છે. શંકર આદિ સર્વ દેવતાઓનું પૂજન કરવાથી જે ફળ થાય છે તે ફળ દ્વારકામાં પ્રત્યેક દિવસે સંપૂર્ણ પ્રાપ્ત થાય છે. હજારો અને કરોડો તીર્થોમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓને જે ફળ થાય છે. ॥ ૯૪ ॥ ૯૫ ॥ તે ફળ ગોમતીના જળથી તર્પણ કરવાથી થાય છે. શ્રીકૃષ્ણના સમીપમાં સંન્યાસીઓને જમાડવામાં આવે તો ॥ ૯૬ ॥ અન્નની એક એક કણીએ પિતૃઓને એક એક યુગ સુધીની તૃપ્તિ થાય છે. ગોમતીમાં પિંડદાન કરવામાં આવે તો પિતૃઓને સર્વદા તૃપ્તિ રેહે છે.૯૭ જે માણસ સંન્યાસીઓને કૌપીન, છત્ર, ચાંખડી અને કમંડલુ આપે તેનો સાત કલ્પ સુધી વૈકુંઠમાં વાસ થાય છે. ॥ ૯૮ ॥ જે ચાંડાળ આદિ માણસો પણ દ્વારકામાં

वसंतिश्वपचादयः ॥ द्वारकायांगतिंयांतिवसंतेयत्रयोगिनः ॥ ९९॥ त्रिकालंयेप्रपश्यंतिमुखंकृष्णस्यसुंदरं ॥ नतेषांपुनरावृत्तिःकल्पकोटिशतैरपि ॥ १०० ॥ नारीयाविधवाभूत्वाकुरुतेद्वारकाश्रयं ॥ कल्पायुतसहस्रंतुमोदतेदिविदेववत् ॥ १०१ ॥ पुत्रेणापीहकिंकार्यंनगतोद्वारकांयदि ॥ नारीपुत्रशतादेकाधन्याकृष्णपुरींवसेत् ॥ ॥ १०२ ॥ कृष्णंकृष्णपुरींगत्वायोऽर्चयेत्तुलसीदलैः ॥ प्राप्तंजन्मफलंतेनतारिताःप्रपितामहाः ॥ १०३ ॥ तुलसीदलमालांयःकृष्णोत्तीर्णांगलेवहेत् ॥ पत्रेपत्रेश्वमेधस्यफलंप्राप्नोतिमानवः ॥ १०४ ॥ तुलसीकाष्ठसंभूतांयःस्रजंवहतेसदा ॥ फलंयच्छतिदैत्यारिःप्रत्यहंद्वारकोद्भवं ॥ १०५ ॥ प्रायश्चित्तंनतस्यास्तिनाशौचंतस्यविग्रहे ॥ सदाप्रीतमनास्तस्यकृष्णोदेवकिनंदनः ॥ १०६ ॥ वहतेयोनरोमालांसधन्योधरणीतले ॥ तुलसीकाष्ठसंभूतांयोमूर्ध्निधारयेत्स्रजं ॥ ॥ १०७॥ सपवित्रतरोलोकेनेक्ष्यतेयमकिंकरैः ॥ तुलसीकाष्ठजांमा

રેહેતા હોય તેઓને ભાગ્યશાળી સમજવા. કારણ કે જ્યાં યોગીઓ જાય છે તે લોકને તેઓ પામે છે. ॥ ૯૯ ॥ જેઓ ત્રણે સમયમાં શ્રીકૃષ્ણના સુંદર મુખનું દર્શન કરે તેઓને સૈકડો અને કરોડો કલ્પો વીતતાં પણ ઉત્તમ લોકમાંથી પાછું ફરવું પડતું નથી. ॥ ૧૦૦ ॥ જે સ્ત્રી વિધવા થયા પછી દ્વારકામાં નિવાસ કરે તે સ્ત્રી લાખો કલ્પ સુધી વૈકુંઠમાં દેવની પેઠે આનંદ ભોગવે છે. ॥ ૧૦૧ ॥ જો દીકરો દ્વારકામાં ન જાય તો તે દીકરાને પણ શું કરવો. સ્ત્રી જો દ્વારકામાં નિવાસ કરે તો તે એકજ સો પુત્રો કરતાં પણ ઉત્તમ છે. ॥ ૧૦૨ ॥ જે માણસ દ્વારકામાં જઈને તુલસીપત્રોથી શ્રીકૃષ્ણની પૂજા કરે તેને આખા જન્મનું ફળ મળી ચુકું અને તેણે પૂર્વજોને તાર્યા એમ સમજવું. ॥ ૧૦૩ ॥ જે માણસ શ્રીકૃષ્ણના અંગમાંથી ઉતરેલી તુલસીપત્રની માળાને પોતાના ગળામાં પેહેરે તેને પ્રત્યેક પાનડે અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૧૦૪ ॥ જે માણસ સર્વદા તુલસીનાં કાષ્ઠમાંથી થએલી માળાને ધરી રાખે તેને ભગવાન દિવસે દિવસે દ્વારકાનું ફળ આપે છે. ૧૦૫ તુલસીની કંઠી પેહેરી રાખનાર ઉપર દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ સર્વદા પ્રસન્ન રેહે છે તેને કોઈ પ્રાયશ્ચિત્ત કરવું પડતું નથી અને તેના દેહમાં કોઈ જાતની અપવિત્રતા રેહેતી નથી. ॥ ૧૦૬ ॥ તુલસીની કંઠીનું ધારણ કરનાર માણસ પૃથ્વીમાં ભાગ્યશાળી છે જે માણસ તુલસીના કાષ્ઠમાંથી થએલી માળાને માથાપર ધરે ॥ ૧૦૭॥ તે માણસ બહુજ પવિત્ર થાય છે અને યમદૂતો તેની સામુ પણ જોતા નથી. જે માણ-

लांकंठस्थांयोवहेन्नरः ॥ १०८ ॥ पितरस्तस्यमुच्यंतेप्रेतयोनिगताअपि ॥ तुलसीकाष्ठसंभूताशिरसोबाहुभूषणं ॥ १०९ ॥ भवतेयस्यमर्त्यस्यदेहेतस्यसदाहरिः ॥ तुलसीकाष्ठमालाभिर्भूषितः पुण्यमाचरेत ॥ ११० ॥ पितॄणांदेवतानांचकृतंकोटिगुणंकलौ ॥ तुलसीकाष्ठमालांतुप्रेतराजस्यदूतकाः ॥ १११ ॥ दृष्ट्वानश्यंतिदूरेणतूलंवाताहतंयथा ॥ तुलस्यास्तुदलंगेहेयस्यशुष्कमथार्द्रकं ॥ ॥ ११२ ॥ भवतेतद्गृहेनैवपापसंक्रमणंसुत ॥ तुलसीकाष्ठमालाभिर्भूषितोभ्रमतेयादि ॥ ११३ ॥ दुःस्वप्नंदुर्निमित्तंचनभयंशात्रवंक्वचित ॥ तुलसीदलमालाभिर्भूषितःपुण्यमाचरेत् ॥ ११४ ॥ पितॄणांदेवतानांचकृतंकोटिगुणंभवेत् ॥ काष्ठंवायदिवापत्रंतुलस्याधारयेन्नरः ॥ ११५ ॥ स[illegible]तस्यवसेद्गेहेमाधवोभवखंडनः ॥ जितंतेनजितंतेनजितंतेनेतिनिश्चितं ॥ ११६ ॥ तुलसीकाननंयस्यगृहेतिष्ठति सर्वदा ॥ तद्गृहेश्रीपतिःसार्धवसतेवासवादिभिः ॥ ११७ ॥ श्रुतंपुराणसिद्धांतेकथितंब्रह्मवादिभिः ॥ तस्मान्मालात्वयाधार्यातुलसी

સ તુલસીના કાષ્ઠોમાંથી કરેલી માળાને કંઠમાં પેહેરી રાખે ॥ ૧૦૮ ॥ તેના પિતૃઓ પ્રેતયોનિમાં ગયા હોય તો પણ મુક્ત થાય છે. જેણે તુલસીના કાષ્ઠોમાંથી થએલી માળાઓને માથાના તથા હાથના શણગાર રૂપ કરેલ હોય ॥ ૧૦૯ ॥ તે માણસના શરીરમાં શ્રીકૃષ્ણ ભગવાન સર્વદા વસે છે. તુલસીના કાષ્ઠની માળાઓનો શણગાર ધરીને જો પુણ્ય કરે તો ॥ ૧૧૦ ॥ પિતૃઓને વાસ્તે અને દેવતાઓને વાસ્તે તે પુણ્ય કરોડગણું થાય છે. તુલસીના કાષ્ઠની માળાને જોઈ યમના દૂતો ॥ ૧૧૧ ॥ વાયુથી ઉડેલા રૂની પેઠે દૂર નાસી જાય છે. જેના ઘરમાં સુકું અથવા લીલું તુલસી પત્ર હોય ॥ ૧૧૨ ॥ તેના ઘરમાં પાપનો પ્રવેશ થતોજ નથી. તુલસીના કાષ્ઠની માળાઓનો શણગાર ધરીને જો માણસ ફરતો હોય તો ॥ ૧૧૩ ॥ તેને દુષ્ટ સ્વપ્નનો દુષ્ટ શુકનનો કે શત્રુનો કદી ભય થતો નથી. તુલસી પત્રોની માળાઓ પેહેરીને જો પુણ્ય કરે તો ॥ ૧૧૪ ॥ પિતૃઓને વાસ્તે અને દેવતાઓને વાસ્તે તે પુણ્ય કરોડગણું થાય છે. જે માણસ તુલસીના કાષ્ટને અથવા પત્રને ધરી રાખે ॥ ૧૧૫ ॥ તેના ઘરમાં સંસારથી છોડાવનારા શ્રીકૃષ્ણ સર્વદા વસે છે. એ માણસ સંસારમાં જીત્યો, જીત્યો અને જીત્યો અવશ્ય સમજવું. ॥૧૧૬॥ જેના ઘરમાં તુલસીનું વન સર્વદા રેહેવું હોય તેના ઘરમાં ઇંદ્ર આદિ દેવતાઓ સહિત સાક્ષાત ભગવાન વસે છે. ॥ ૧૧૭ ॥ તુલસીની માળા ધારણ કરવાનું પુરાણોના સિદ્ધાંતમાં કહ્યું છે અને

केशवप्रिया ॥ ११८ ॥ तापत्रयंशरीराणांतथाधिंव्याधिमेवच ॥ दुःस्वप्नंदुर्निमित्तंचनाशयेत्तुलसीसदा ॥ ११९ ॥ तुलसीमस्तकेकंठे नधरंतिजडानराः ॥ नरकान्ननिवर्ततेदग्धाःकोपाग्निनायतः ॥ १२० अतस्त्वंतत्रगत्वास्मदर्थंसद्विधिमाचर ॥ आस्तेकलियुगेपुत्रद्वारका मुक्तिदायिनी ॥ १२१ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥

વેદના અભ્યાસી બ્રાહ્મણો પણ કેહે છે માટે તારે સર્વદા ભગવાનને પ્યારી તુલસીનું ધારણ કરવું ॥ ૧૧૮ ॥ શરીરના ત્રણે તાપને, મનની પીડાને, રોગોને, દુષ્ટ સ્વપ્નને તથા દુષ્ટ શકનને તુલસી સર્વદા ટાળી નાખે છે. ॥ ૧૧૯ ॥ જે મૂર્ખ માણસો માથામાં અને ગળામાં તુલસીને ધરતા નથી તેઓ ભગવાનના કોપ રૂપી અગ્નિથી બળી ગએલા હોવાને લીધે નરકમાંથી કદી નીકળતા નથી. ॥ ૧૨૦ ॥ હે પુત્ર ! આ પ્રમાણે એટલા માટે તું દ્વારકામાં જઈને અમારે વાસ્તે ઉત્તમ વિધિ કરય. કલિયુગમાં દ્વારકાપુરીજ મુક્તિ દેનારી છે. ॥ ૧૨૧ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો 'તુલસ્યાદિ મહિમા' નામનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

# ॥ पंचविंशतितमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ पितृणांप्रेतरूपाणांश्रुत्वावाक्यंमही पते ॥ चंद्रशर्मामुनिश्रेष्ठोद्वारकांमुक्तिदांययौ ॥ १ ॥ रुक्मिणीस हितःकृष्णोयत्रतिष्ठतिसर्वदा ॥ सर्वाणियत्रतीर्थानियत्रशांताद्विजो त्तमाः ॥ २ ॥ तिष्ठंतिक्रतवोयत्रतिष्ठंतियत्रदेवताः ॥ ऋषयोयत्र

## અધ્યાય ૨૫ મો.

માર્કંડેય કેહે છે—હે રાજા ! એ પ્રમાણે પ્રેત થએલા પૂર્વજોનાં વચન સાંભળી બ્રાહ્મણોમાં ઉત્તમ ચંદ્રશર્મા મુક્તિ દેનારી દ્વારકાપુરીમાં ગયો, ॥ ૧ ॥ કે જે દ્વારકાપુરીમાં રૂક્મિણી સહિત શ્રીકૃષ્ણ, સઘળાં તીર્થો, શાંતિવાળા બ્રાહ્મણો, યજ્ઞો, દેવતાઓ, ઋષિઓ અને પરિપૂર્ણ રીતે યોગ જાણનારા મુનિઓ રેહે છે. ॥ ૨ ॥ ૩ ॥

तिष्ठंतिमुनयोयोगवित्तमाः ॥ ३ ॥ यापुरीसिद्धगंधर्वैःसेव्यतेकिंनरै
र्नरैः ॥ अप्सरोभिर्मनोज्ञाभिर्द्वारकासर्वकामदा ॥ ४ ॥ स्वर्गारोह
णनिःश्रेणीवहतेयत्रगोमती ॥ सापुरीमोक्षदालोकेप्रसिद्धापापहारि
णी ॥ ५ ॥ यस्याःसीमांप्रविष्टस्यब्रह्महत्यादिपातकं ॥ नश्यतेदर्श
नादेवतांपुरींकोनसेवते ॥ ६ ॥ गोमतीसहितोनित्यंक्रीडतेयत्रसा
गरः ॥ चंद्रशर्मागतस्तत्रयत्रातिष्ठतिमाधवः ॥ ७ ॥ दृष्ट्वाद्वारावतीं
पुण्यांमुदंप्राप्तोद्विजोत्तमः ॥ नत्वाकृष्णपुरींचैवगोमतींचैवसागरं ॥८॥
मन्यतेधन्यमात्मानंजीवितंयौवनंधनं ॥ दृष्ट्वाकृष्णपुरींरम्यांकृष्णस्य
मुखपंकजं ॥ ९ ॥ धन्योहंकृतकृत्योहंसौभाग्योहंधरातले ॥ दृष्टं
कृष्णमुखंपुण्यंरुक्मिणीद्वारकापुरी ॥ १० ॥ तीर्थकोटिसहस्रैस्तु
सेवितैःकिंप्रयोजनं ॥ पूर्वपुण्यप्रसंगेनप्राप्ताद्वारवतीमया ॥ ११ ॥
शुक्लेवैशाखमासेतुसंप्राप्तामधुसूदनी ॥ बुधवारेणसंयुक्तानयज्ञैर्व्रत
कोटिभिः ॥ १२ ॥ द्वादशीत्रिस्पृशानामपापकोटिक्षयावहा ॥

સિદ્ધ, ગંધર્વ, કિન્નર, મનુષ્યો, તથા સુંદર અપ્સરાઓએ સેવેલી અને સઘળા મનોરથોને પૂરનારી એ દ્વારકાપુરી જગતમાં પાપ હરનારી અને મોક્ષ દેનારી કેહેવાય છે કે જ્યાં સ્વર્ગે ચડવાની નીસરણી રૂપ ગોમતી વહે છે. ॥ ૪ ॥ ૫ ॥ દ્વારકાપુરી કે જેના સીમાડામાં પેસતાં દર્શન માત્રથીજ બ્રહ્મહત્યા આદિ સઘળાં પાપોનો નાશ થાય છે તેને કોણ ન સેવે ? ॥ ૬ ॥ જ્યાં સમુદ્ર ગોમતીની સાથે નિત્ય ક્રીડા કરે છે અને શ્રીકૃષ્ણ સર્વદા રેહે છે તે દ્વારકાપુરીમાં ચંદ્રશર્મા ગયો. ॥૭॥ પવિત્ર દ્વારકાપુરીને જોઈ રાજી થએલો ચંદ્રશર્મા દ્વારકાને, ગોમતીને તથા સમુદ્રને પ્રણામ કરી પોતાના દેહને, જીવિતને, યૌવનને અને ધનને કૃતાર્થ માનવા લાગ્યો. રમણીય દ્વારકાપુરીને જોઈ તથા શ્રીકૃષ્ણના મુખારવિંદનાં દર્શન કરી મનમાં બોલવા લાગ્યો કે ॥ ૮ ॥૯ ॥ "મને પવિત્ર શ્રીકૃષ્ણના મુખારવિંદનાં, રૂક્મિણીનાં અને દ્વારકાપુરીનાં દર્શન થયાં તેથી પૃથ્વીમાં હું ધન્ય છું, કૃતાર્થ છું અને ભાગ્યશાળી છું. ॥ ૧૦ ॥ હવે હજારો અને કરોડો તીર્થો કરવાનું કશું પ્રયોજન નથી. મારાં પૂર્વજન્મનાં પુણ્યોના પ્રસંગથી મને દ્વારકાની પ્રાપ્તી થઈ. ॥ ૧૧ ॥ આ વૈશાખ મહીનાના શુક્લ પક્ષની બુધવારના યોગવાળી મધુસૂદની એકાદશી હાથ આવી ! કે જે યજ્ઞોથી અને કરોડો વ્રતોથી પણ હાથ આવે નહી. ॥ ૧૨ ॥ આ એકાદશી, દ્વાદશી અને ત્રયોદશીને સ્પર્શ કરનારો ત્રિસ્પૃશા નામનો દિવસ કરોડો પાપોનો ક્ષય કરનાર છે. વૈશાખમાસમાં

धन्याःसर्वेमनुष्यास्तेवैशाखेमधुसूदनी ॥ १३ ॥ संप्राप्तात्रिस्पृशायै स्तुनवेदैर्तीर्थसेवनैः ॥ प्राप्यतेयत्फलंनैवद्वारकायास्तुसेवनात् ॥१४॥ प्राप्यतेबहुपुण्यैर्वैराजधानीहरेरियं ॥ एवमुक्त्वाद्विजश्रेष्ठोगोमती तटमाश्रितः ॥ १५ ॥ उपस्पृश्ययथान्यायंशास्त्रदृष्टेनकर्मणा ॥ कृत्वास्नानंयथोक्तंचसंतर्प्यपितृदेवताः॥१६॥ चक्रतीर्थात्समादाय शिलाश्चक्रांकिताःशुभाः ॥ पूजिताःपुरुषसूक्तेनयथोक्तविधिनानृप ॥ १७ ॥ शिवपूजाकृतापश्चात्पितृणांस्मरतावचः ॥ दत्वापिंडो दकंसम्यक्पितॄणांतृप्तिदायकं ॥ १८ ॥ कृतंतेनविधानेनक्षीरादि स्नपनंनृप ॥ विलेपनंचवस्त्रादिपूजाधूपश्चदीपकः ॥ १९ ॥ नैवे द्यानिमनोज्ञानिकंदमूलफलानिच ॥ तांबूलंचसकर्पूरंकृत्वानीराज नादिकं ॥ २० ॥ प्रदक्षिणानमस्कारंस्तुतिपूर्वंपुनःपुनः ॥ क्षमाप यित्वादेवेशंचक्रेजागरणंततः ॥ २१ ॥ यामत्रयेव्यतीतेतुचंद्रश र्माउवाचह ॥

જેઓને ¹ત્રિસ્પૃશા મધુસૂદની હાથ આવે તે સઘળા મનુષ્યોને ભાગ્યશાળી સમજવાં જોઈએ. વેદોનું અધ્યયન કરવાથી અને તીર્થોનું સેવન કરવાથી જે ફળ ન મળે તે ફળ દ્વારકાનું સેવન કરવાથી મળે છે. આ શ્રીકૃષ્ણની રાજધાની ઘણાં પુણ્યોથીજ મળે છે.” એમ બોલીને એ ચંદ્રશર્મા ગોમતીને કિનારે ગયો. ૧૩।૧૪।૧૫ ત્યાં જઈ શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણે આચમન લઈ નાહી પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરી ॥ ૧૬ ॥ ચક્રતીર્થમાંથી ચક્રનાં ચિન્હવાળી શુભ શિલાઓ લઈને વિધિ પ્રમાણે તેણે પુરૂષ સૂક્તના મંત્રોથી તેઓની પૂજા કરી. ॥ ૧૭ ॥ પછી શિવપૂજન કરી પૂર્વજોનું વચન સંભારી સારી રીતે પિતૃઓને તૃપ્તિ આપે એવું પિંડદાન કરીને તેણે વિધિપૂર્વક શ્રીકૃષ્ણને દુધ આદિથી નવરાવ્યા, ચંદનનું લેપન કર્યું, વસ્ત્ર આદિથી પૂજા કરી, ધૂપ કરચો, દીવા કરચા, કંદ મૂલ ફળ તથા બીજાં પણ સુંદર નૈવેદ્યો ધરચાં, કપુર સહિત પાનબીડી ધરી, આરતી ઉતારી, પ્રદક્ષિણા કરી, વારંવાર સ્તુતિ સહિત પ્રણામ કરચા અને અપરાધની ક્ષમા માગીને રાતે જાગરણ કર્યું. રાતના ત્રણ પોહોર વ્યતીત થતાં ચંદ્રશર્માએ નીચે પ્રમાણે શ્રીકૃષ્ણને વિજ્ઞપ્તિ કરી.

¹ ઉદય સમયે કાંઈક એકાદશી હોય, તે પછી દ્વાદશી પૂરી હોય અને છેલે તેજ રાતમાં ત્રયોદશીનો થોડોક ભાગ આવતો હોય તે દિવસ ત્રિસ્પૃશા કહેવાય છે. એકાદશી ઉપરાંત દ્વાદશીનો ક્ષય આવે ત્યારે આવો યોગ બને છે.

॥ चंद्रशर्मोवाच ॥ आतुरस्यचदीनस्यश्रृणुकृष्णवचोमम ॥
॥ २२ ॥ संसारार्णवमग्नानांत्वमेकःशरणंनृणां ॥ त्वत्पादांबुजभ
क्तानांदुःखंनाघवतामपि ॥ २३ ॥ किंपुनःपापहीनानांद्वादशींजुष
तामपि ॥ दशमीवेधजंपापंत्वद्दिनेममपूर्वजैः ॥ २४ ॥ यत्कृतंनाश
मायातुत्वत्प्रसादेनमाधव ॥ संविद्धेत्वद्दिनेदेवयत्कृतोजागरःप्रभो ॥
॥ २५ ॥ तत्पापंविलयंयातुलवणानियथांभसि ॥ संविद्धंवासरंय
स्मात्कृतंममपितामहैः ॥ २६ ॥ प्रेतत्वंतेनसंप्राप्तामहादुःखप्रदाय
कं ॥ यथाप्रेतत्वनिर्मुक्काममपूर्वपितामहाः ॥ २७ ॥ मुक्तिंप्रयांति
देवेशतथाकुरुजगत्पते ॥ पुनरेवयदुश्रेष्ठप्रसादंकर्त्तुमर्हसि ॥ २८॥
अविद्यामोहितेनापिनकृतंतवपूजनं॥ पापिष्ठेनमयानाथशिवभक्तिः
समाश्रिता ॥ २९ ॥ तवभक्तिःकृतानैवनकृतंहारिवासरं ॥ नदृष्टाद्वा
रकाकृष्णनस्नातोगोमतीजले ॥ ३० ॥ नदृष्टंपादपद्मंचत्वदीयमोक्षदा
यकं ॥ नकृताद्वारकायात्रादृष्ट्वासोमेश्वरंप्रभुं ॥ ३१ ॥ विफलंसुकृतं

ચંદ્રશર્મા કેહે છે—હે શ્રીકૃષ્ણ ! હું કે જે આતુર અને રાંક છું તેની વિજ્ઞપ્તિ સાંભળો. ॥ ૧૮ ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥ સંસાર રૂપી સમુદ્રમાં ડુબેલાં માણસોનો ઉદ્ધાર કરનાર તમે એકજ છો. તમારાં ચરણારવિંદનું ભજન કરનારાઓ પાપી હોય તો પણ તેઓને દુઃખ થતું નથી ॥ ૨૩ ॥ ત્યારે પાપથી રહિત અને એકાદશીનું સેવન કરનારાઓને દુઃખ કેમજ હોવું જોઈએ. હે શ્રીકૃષ્ણ ! એકાદશીને દિવસે મારા પૂર્વજોએ દશમીના વેધ સંબંધી જે પાપ કર્યું છે તેનો આપની કૃપાથી નાશ થવો જોઈએ. હે પ્રભુ ! દશમીના વેધવાળી એકાદશીની રાતમાં એઓએ જે જાગરણ કર્યું છે તે સંબંધી પાપોનો પણ, જેમ જળમાં લુણનો લય થાય છે તેમ લય થવો જોઈએ. મારા પૂર્વજોએ વેધવાળી એકાદશી કરી છે તેથી તેઓ મહા દુઃખદાયી પ્રેતપણું પામેલા છે તો હવે દેવતાઓના સ્વામી ! હે જગતના પતિ ! હે યાદવોમાં ઉત્તમ ! જે રીતે એઓ પ્રેતપણાથી છુટીને મુક્તિ પામે તે કરો. વળી પણ આપે કૃપા કરવી જોઈએ. હું કે જે પાપી છું તેણે અવિદ્યાના મોહને લીધે તમારૂં પૂજન નહીં કરી કરતાં શિવનીજ ભક્તિ કરી છે, ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ॥ ૨૮ ॥ ૨૯ ॥ તમારી ભક્તિ કરીજ નથી, એકાદશી કરી નથી, દ્વારકાનાં દર્શન કરયાં નથી, ગોમતીના જળમાં સ્નાન કર્યું નથી. ॥ ૩૦ ॥ આપના મોક્ષદાયી ચરણારવિંદનું દર્શન કર્યું નથી, અને સોમનાથનું દર્શન કરયા પછી દ્વારકાની યાત્રા કરી નથી, ॥ ૩૧ ॥ એ કારણોથી મારૂં કરેલું સઘળું પુણ્ય નિષ્ફળ થયાનું મારા

जातंयन्मयासमुपार्जीतं ॥ मत्पूर्वैश्वसमाख्यातंसर्वमेतन्महेश्वर ॥ ॥ ३२ ॥ तत्पुण्यंमावृथायातुप्रसादात्तवकेशव ॥ सापराधास्तुये केचिच्छिशुपालादयस्तथा ॥ त्वत्करेणहताःकोपान्मुक्तिप्राप्तास्तवा द्भुतां ॥ ३३ ॥ वैरेणयंनृपतयःशिशुपालपौंड्रशाल्वादयोगतिविला सविलोकनाद्यैः ॥ ध्यायंतआकृतधियःशयनासनादौत्वत्साम्यमापु रनुरक्तधियांपुनःकिं ॥ ३४ ॥ अद्यप्रभृतिकर्त्तव्यंयन्मयाकृष्णत च्छृणु ॥ एकादश्यांनभोक्तव्यंकर्तव्यंजागरंनिशि ॥ ३५ ॥ सदाभ क्त्याप्रकर्तव्यंप्रत्यहंतवपूजनं ॥ पलार्धेनापिविद्धंस्यान्मोक्तव्यंवा सरंतव ॥ ३६ ॥ त्वत्प्रियेयंमयाकार्याद्वादशीव्रतसंयुता ॥ भक्तिर्भा गवतीकार्याप्राणैरपिधनैरपि ॥ ३७ ॥ नित्यंनामसहस्रंतुपठनीयं तवप्रियं ॥ पूजनंतुलसीपत्रैःकर्तव्यंतवनित्यशः ॥ ३८ ॥ तुलसी मंजरीजातामालाधार्याघनुत्तये ॥ पूजातुशतपत्रैस्तुमयाकार्यासदैव हि ॥ ३९ ॥ तुलसीकाष्ठसंभूतामालाधार्यासदामया ॥ तुलसीका ष्ठसंभूतचंदनेनविलेपनं ॥ ४० ॥ कारिष्यामितवांगेहंगुणानांतवकी

પૂર્વજોએ કહ્યું છે તે હવે તે સઘળું પુણ્ય વૃથા ન જાય તેમ કરો. શિશુપાલ આદિ જે કોઈ લોકો તમારા અપરાધી હતા તેઓ પણ તમે કોપ કરીને પોતના હાથથી મારવાને લીધે તમારા અદ્ભુત સ્વરૂપને પામી ગયા છે. ॥ ૩૨ ॥ ૩૩ ॥ શિશુપાલ મિથ્યા વાસુદેવ અને શાલ્વ આદિ રાજાઓ સુવા બેસવા આદિના સમયમાં પણ વેરભાવથી તમારૂં ચિંતન કરતા હતા તેથી તમારાં ગતિ, વિલાસ અને કટાક્ષ આદિમાં તેઓની બુદ્ધિ લાગી જતાં તેઓ પણ મુક્તિ પામ્યા છે ત્યારે તમારામાં સ્નેહ રાખનારાઓને મુક્તિ થવી જોઈએ તેમાં તો શુંજ કેહેવું. ॥ ૩૪ ॥ હે શ્રીકૃષ્ણ ! આજથી માંડી જે મારે કરવાનું છે તે સાંભળો. હું એકાદશિને દિવસે જમીશ નહી, રાતે જાગરણ કરીશ, ॥ ૩૫ ॥ સર્વદા ભક્તિથી તમારૂં પૂજન કરીશ, જો એકાદશીમાં એક ફુલ માત્ર પણ દશમીનો વેધ હશે તો તે છોડી દઈશ, ॥ ૩૬ ॥ શુદ્ધ એકાદશી કે જે વ્રત કરવાને યોગ્ય હોવાથી તમને પ્યારી છે તેજ કરીશ, પ્રાણ તથા ધનને જતાં મેલતાં પણ વૈષ્ણવોની સેવા કરીશ ॥ ૩૭ ॥ વિષ્ણુ સહસ્રનામ કે જે તમને પ્રિયછે તેનો નિત્ય પાઠ કરીશ, તુલસીપત્રોથી તમારૂં પૂજન નિત્ય કરીશ. ૩૮ પાપોને મટાડવાને વાસ્તે તુલસીનાં માજરોની માળાને તમારા અંગમાં ધરાવીશ, સર્વદા કમળપત્રોથી તમારૂં પૂજન કરીશ, ॥ ૩૯ ॥ તુલસીના કાષ્ઠમાંથી થએલી માળાને હું સર્વદા ધરી રાખીશ, તુલસીના કાષ્ઠમાંથી ઘસીને કરેલા ચંદનનું આપના

र्त्तनं ॥ द्वारकायांप्रकर्त्तव्यंप्रत्यब्दंगमनंमया ॥ ४१ ॥ त्वत्कथाश्रवणंकार्यंनित्यंपुस्तकवाचनं ॥ नित्यंपादोदकंमूर्ध्निमयाधार्यंतुभक्तितः ॥ ४२ ॥ नैवेद्यभक्षणंचैवकरिष्यामियतव्रतः ॥ निर्माल्यंशिरसाधार्यंत्वदीयंसादरंमया ॥ ४३ ॥ तथातथाप्रकर्त्तव्यंतवतुष्टिःप्रजायते ॥ सत्यमेतन्मयाकृष्णतवाग्रेकीर्तितंप्रभो ॥ ४४ ॥

॥ श्रीकृष्णउवाच ॥ साधुसाधुमहाभागचंद्रशर्मन्द्विजोत्तम॥ तुष्टोहंतवभक्त्यैववांछितंतेभविष्यति ॥ ४५ ॥ तवोक्तैर्नियमैर्वत्ससंतुष्टोहंद्विजोत्तम ॥ आगमिष्यंतिमल्लोकेत्वयासहपितामहाः ॥४६ ॥ पश्यप्रेतत्वनिर्मुक्ताःपितरोमत्प्रसादतः ॥ आकाशेगरुडारूढास्तवपूर्वपितामहाः ॥ ४७ ॥

॥ पितामहाऊचुः ॥ त्वत्प्रसादेनसत्पुत्रमुक्तिंप्राप्तानसंशयः ॥ प्रेतयोनिविनिर्मुक्तायास्यामःपरमांगतिं ॥ ४८ ॥ गोमतीनीरदानेन पिंडदानेनपुत्रक ॥ प्रेतयोनिविनिर्मुक्ताःकृष्णवक्त्रावलोकनात् ॥ ४९

અંગમાં લેપન કરીશ. ॥ ૪૦ ॥ તમારા ગુણોનું કીર્ત્તન કરીશ, વર્ષે વર્ષે દ્વારકામાં આવીશ, ॥ ૪૧ ॥ નિત્ય તમારી કથા સાંભળીશ, વૈષ્ણવ માર્ગનાં પુસ્તકો વાંચીશ, આપનાં ચરણ ધોવાનાં જળને ભક્તિભાવથી માથે ચડાવીશ, ॥ ૪૨ ॥ નિયમ પૂર્વક તમારાં નૈવેદ્યનું ભક્ષણ કરીશ, તમારાં નિર્માલ્યને પ્રેમપૂર્વક મારે માથે ધરીશ, ॥ ૪૩ ॥ અને જે રીતે આપ પ્રસન્ન થશો તે પ્રમાણેજ કરીશ. હે શ્રીકૃષ્ણ ! આપની પાસે એ પ્રમાણે કરવાની હું સત્ય પ્રતિજ્ઞા લઊં છું. ॥ ૪૪ ॥

શ્રીકૃષ્ણ કેહેછે—હે ભાગ્યશાળી ! હે બ્રાહ્મણોમાં ઉત્તમ ચંદ્રશર્મા! વાહવાહ. હું તારી ભક્તિ જોઈને પ્રસન્ન થયેછું. તેં જે ધાર્યું છે તે થશે ॥૪૫॥ હે પુત્ર! તારા કહેલા નિયમોથી હું રાજી થયેછું તારા પૂર્વજો મારા લોકમાં આવશે અને તુંપણ એ તે મારી પાસે આવીશ. ॥ ૪૬ ॥ જો જો મારી કૃપાને લીધે પ્રેતપણામાંથી છુટેલા તારા પૂર્વજો આકાશ માર્ગે ગરૂડપર ચડીને અહી ચાલ્યા આવેછે. એટલી વારમાં ચંદ્રશર્માના પિતૃઓ ત્યાં આવી પોહોચ્યા. ) ॥ ૪૭ ॥

પિતૃઓ કેહેછે. હે સુપુત્ર ! અમો તારી કૃપાથી મુક્તિ પામ્યા છીએ એમાં સંશય નથી. પ્રેત યોનિમાથી છુટેલા અમો પરમગતિ પામશું. ॥ ૪૮ ॥ હે પુત્ર ! તેં અમોને ગોમતીનું જળ દીધું પિંડદાન કર્યું તથા શ્રીકૃષ્ણના મુખારવિંદનું દર્શન કર્યું તેથી અમો પ્રેતપણામાંથી છુટા છીએ. ॥૪૯॥ મનુષ્ય લોકમાં જેઓના દીકરા,

येधन्यामानुषेलोकेपुत्रपौत्रप्रपौत्रकाः ॥ दृष्ट्वाश्रीसोमनाथंयेपश्यंति द्वारकापतिं ॥ ५० ॥ लक्ष्मीनाथंविलोक्यैवसोमनाथंतथापुनः ॥ धन्यास्तेमानवालोकेसपत्नीकाविशेषतः॥५१॥धन्यापिविधवानारीकृष्णयात्रांकरोतिया॥विनाध्यानंचलोकेस्मिन्कुलानांतारयेच्छतं ५२ चांडालोऽपिकरोत्येवंयोयात्रांहारिशंकरीं ॥ सयातिपरमांमुक्तिंपितृगणःपरिवारितः ॥ ५३ ॥ यःपुनस्तीर्थसंन्यासंकृत्वातिष्ठतितत्रवै ॥ विष्णुलोकेगतिस्तस्यकल्पकोटिशतान्यपि ॥ ५४ ॥ वंचितस्तेन स्वस्यात्माद्दृष्ट्वासोमेश्वरंप्रभुं ॥ दृष्टंकृष्णमुखंनैवनस्नातोगोमतीजले ॥ ५५ ॥ किंजलैर्बहुभिःपुण्यैस्तीर्थैःकोटिसमुद्भवैः ॥ दृष्ट्वासोमेश्वरंयस्तुद्वारकांनैवगच्छति ॥ ५६ ॥ धिक्कुर्वंतिसुतंतंतुपितरो दिविसंस्थिताः ॥ दृष्ट्वासोमेश्वरंदेवंकृष्णंदृष्ट्वापुनःशिवं ॥ ५७ ॥ सौपर्णेकथितंपुण्यंयात्राशतसमुद्भवं ॥ दृष्ट्वासोमेश्वरंदेवंकृष्णं नैवप्रपश्यति ॥ ५८ ॥ मोहाद्व्यर्थंगतंतस्यसर्वंसांसारिकंफलं ॥ अगत्वायःप्रभासंतुकृष्णंपश्यतिवैनरः ॥ ५९ ॥ प्रभासक्षेत्रसंज्ञंतुफ

પોતરા અને પરપોતરાઓ સોમનાથનાં દર્શન કરીને દ્વારકાનાથજીનાં દર્શન કરે છે તેઓ ભાગ્યશાળી છે. ॥ ૫૦ ॥ તેમજ જેઓ દ્વારકાનાથજીનાં દર્શન કરીને ફરી સોમનાથનાં દર્શન કરેછે તેઓની સ્ત્રીઓ પણ વિશેષે કરી જગતમાં ભાગ્યશાળી છે. ॥ ૫૧ ॥ જે વિધવા સ્ત્રી પણ દ્વારકાની યાત્રા કરે તે ધ્યાનાદિક કર્યા વિના પણ આ લોકમાં સો પેઢીઓને તારેછે. ॥ ૫૨ ॥

જો ચાંડાલ પણ એ પ્રમાણે વિષ્ણુની અને શિવની યાત્રા કરે તો તે પણ પોતાના પૂર્વજો સહિત પરમ મુક્તિ પામેછે. ॥ ૫૩ ॥ જે માણસ તીર્થસંન્યાસ કરીને દ્વારકામાં રહે તેને સેકડો કરોડ કલ્પો વીતતાં પણ વિષ્ણુના લોકમાંથી ભ્રષ્ટ થવું પડતું નથી ॥ ૫૪ ॥ જે માણસ ગોમતીમાં સ્નાન કરે તેને બીજાં કરોડો તીર્થોનું અને ઘણાં ઘણાં પવિત્ર જળોનું શું પ્રયોજન છે. જે પુત્ર સોમેશ્વરનાં દર્શન કરીને દ્વારકામાં નજ જાય ॥ ૫૬॥ તે પુત્રને સ્વર્ગમાંરહેલા તેના પિતૃઓ ધિક્કારે છે. પ્રથમ સોમનાથનાં પછી શ્રીકૃષ્ણનાં અને વળી પાછાં સોમનાથનાં દર્શન કરે તેને ॥ ૫૭॥ સો યાત્રાનું પુણ્ય થાય એમ ગરૂડપુરાણમાં કહ્યું છે. જે માણસ સોમનાથનાં દર્શન કરીને શ્રીકૃષ્ણનાં દર્શન ન કરે ॥ ૫૮॥ તેનું સઘળું સંસાર સંબંધી ફળ ભુલને લીધે વ્યર્થ ગયું એમ સમજવું. જે માણસ પ્રભાસમાં ગયા વિના શ્રીકૃષ્ણનાં દર્શન કરેછે તેને દ્વારકામાં આવવાના યત્નથીજ પ્રભાસના ફળની પ્રાપ્તિ થાયછે. સ-

लमाप्नोतियत्नतः ॥ तस्मात्सर्वाणितीर्थानिसर्वेवेदास्तथामखाः ६०
सर्वाणितंत्रशास्त्राणिपुराणानिचकृत्स्नशः ॥ द्वारकायांसमायांतित्रि
कालंकृष्णसंनिधौ ॥ ६१ ॥ तीर्थेष्वनेकेषुसुतसामर्थ्यंगमनेनहि ॥
फलंसमस्ततीर्थानांदृष्ट्वाद्वारावतींलभेत् ॥ ६२ ॥ हतेकंसेजरासंधे
नरकेचनिपातिते ॥ उत्तारितेभुवोभारेकृष्णोदेवाकिनंदनः ॥ ६३ ॥
उवासद्वारकांरम्यांसंनिधौसागरस्यच ॥ स्थितःप्रीतमनाःकृष्णःसर्वे
षांसुखमावहन् ॥ ६४ ॥ ब्रह्माशिवश्वसूर्यश्ववासवाद्यादिवौकसः॥
ऋषयोविप्रमुख्याश्वपातालात्पन्नगेश्वराः ॥ ६५ ॥ नद्योनदाश्वशै
लाश्ववनान्युपवनानिच ॥ पुरग्रामाअरण्यानिसागराश्वसरांसिच ॥
॥ ६६ ॥ यक्षाश्वगणगंधर्वाःसिद्धाविद्याधरास्तथा ॥ रंभाद्यप्सरस
श्चैवप्रल्हादाद्यादितेःसुताः ॥ ६७ ॥ धनदोमुनयःसिद्धाःसनकाद्या
श्वयोगिनः ॥ ग्रहाऋक्षाणियोगश्चध्रुवःपरमवैष्णवः ॥ ६८ ॥ य
त्किंचित्त्रिषुलोकेषुतिष्ठतेस्थाणुजंगमं ॥ श्रीकृष्णसंनिधौनित्यंति
ष्ठतेप्रत्यहंसदा ॥ ६९ ॥ नत्यजंतिपुरींरम्यांद्वारकांकृष्णपालितां ॥
तीर्थेतीर्थेफलंप्रोक्तंशास्त्रकारैःपृथक्पृथक् ॥ ७० ॥

ધળાં તીર્થો, સઘળા યજ્ઞો, સઘળા વેદો, ॥ ૬૦ ॥ સઘળા તંત્રો, સઘળાં શાસ્ત્રો અને સઘળાં પુરાણો ત્રણે કાળમાં દ્વારકામાં શ્રીકૃષ્ણની પાસે આવેછે. ॥ ૬૧ ॥ હે પુત્ર ! અનેક તીર્થોમાં જવાનું સામર્થ્ય ન હોય તો પણ દ્વારકાનાં દર્શન કરવાથી સઘળાં તીર્થોનું ફળ મળેછે. ॥ ૬૨ ॥ કંસને જરાસંધને અને નરકાસુરઆદિને મારી પૃથ્વી-નો ભાર ઉતારયા પછી દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ॥ ૬૩ ॥ સમુદ્રની પાસે રમણીય દ્વારકા પુરીમાંજ રહ્યાછે. પ્રસન્ન થએલાં શ્રીકૃષ્ણ સર્વેને સુખ દેવા સારૂ દ્વારકામાં ર-હ્યાછે તેથી ॥ ૬૪ ॥ બ્રહ્મા, શિવ, સૂર્ય, ઈંદ્ર આદિ દેવતાઓ, ઋષિઓ, ઉતમ બ્રા-હ્મણો, પાતાલના મોટા મોટા નાગ, ॥ ૬૫ ॥ નદીઓ, નદો, પર્વતો, વનો ઉપવનો, નગરીઓ, ગામો, અરણ્યો, સમુદ્રો, સરોવરો, ॥ ૬૬ ॥ યક્ષો, ગંધર્વોના ગણો, સિદ્ધ, વિદ્યાધરો, રંભા આદિ અપ્સરાઓ, પ્રલ્હાદ આદિ દૈત્યો, ॥ ૬૭ ॥ કુબેરજી મુનિઓ, સનક આદિ સિદ્ધ યોગીઓ, ગ્રહો, નક્ષત્રો, યોગો મહાવૈષ્ણવ ધ્રુવ ॥ ૬૮ ॥ અને બીજું પણ ત્રણે લોકોમાં જે કાંઈ સ્થાવર જંગમ છે તે સર્વદા શ્રીકૃષ્ણની પાસે દ્વારકામાં રેહેછે ॥ ૬૯ ॥ શ્રીકૃષ્ણે પાળેલી દ્વારકાપુરીને એઓ કદી પણ છોડતાં નથી. પ્રત્યેક તીર્થોના જે નોખાં નોખાં ફળો શાસ્ત્રકારોએ કહેલાં છે ॥ ૭૦ ॥ તે

सर्वतीर्थफलावाप्तिप्रयच्छतेकृष्णसेविता ॥ सात्वयासेवितापुत्रसंप्राप्तंकृष्णदर्शनात् ॥ ७१ ॥ पिशाचयोनिनिर्मुक्तायास्यामःपरमांगतिं ॥ द्वादशीवेधजंपापंद्वारकायाःप्रभावतः ॥ ७२ ॥ नष्टंपुत्रनसंदेहःसंप्राप्तंपरमंपदं ॥ द्वादशीलोपसंभूतंयत्त्वयापापमर्जितं ॥ ७३॥ कृष्णस्यदर्शनेक्षीणंमाजह्याद्वादशीव्रतं ॥ रक्षणीयंप्रयत्नेनवेधोदशमीसंभवः ॥ ७४ ॥ नोचेत्पुत्रनसंदेहःप्रेतयोनिमवाप्स्यसि ॥ त्रैलोक्यसंभवंपापंतेषांभवतिनिश्चितं ॥ ७५ ॥ सशल्यंयःप्रकुरुतेवासरंकृष्णसंमतं ॥ प्रायश्चित्तंनतस्यास्तिसशल्यंवासरंहरेः ॥ ७६॥ येकुर्वंतिनतेयांतिमन्वंतरशतैर्दिवि ॥ प्रेतत्वंसुस्थिरंतेषांदुःसहायमयातनाः ॥ ७७ ॥ तस्मात्पुत्रनकर्त्तव्यंसशल्यंद्वादशीव्रतं ॥ कारयंतिचयेत्वज्ञाःकूटयुक्ताश्चहैतुकाः ॥ ७८ ॥ प्रेतयोनिंप्रयास्यंतिपितृभिःसहभ्रातृभिः ॥ द्वादशीदशमीविद्धाधनसंताननाशिनी ॥ ७९ ॥ ध्वंसिनीपुण्यपुंजानांकृष्णभक्तिप्रणाशिनी ॥

સઘળાં ફળો શ્રીકૃષ્ણે સેવેલી દ્વારકાપુરી એકલીજ આપેછે. હે પુત્ર ! એ પુરીનું તે સેવન કર્યું અને ભગવાનનું દર્શન કર્યું તેથી ॥ ૭૧ ॥ અમો પ્રેતયોનિમાંથી છુટીને પરમ ગતિમાં જઈએછીએ. દશમીના વેધવાળી એકાદશી કર્યાનું પાપ દ્વારકાના પ્રભાવથી ॥૭૨॥ નાશ પામી ગયું અને અમોને પરમ પદ મળ્યું એમાં કશો સંદેહ નથી. એકાદશીનો લોપ કરવાથી તને જે પાપ લાગ્યું હતું તે પણ ॥ ૭૩ ॥ શ્રીકૃષ્ણનાં દર્શનથી ક્ષીણ થઈગયું. હે પુત્ર ! હવે કદી પણ એકાદશીનું વ્રત છોડીશમાં અને તેમાં દશમીનો વેધ ન આવવા દેવાની બરાબર સંભાળ રાખજે. ॥ ૭૪ ॥ નહીતર તને પ્રેતનો અવતાર આવશે. એમાં સંદેહ નથી. જેઓ વેધવાળી એકાદશીનું વ્રત કરે છે તેઓને આખા ત્રૈલોકયનું પાપ લાગે છે એ નિશ્ચય છે. ॥ ૭૫ ॥ જે માણસ દશમીના વેધવાળી એકાદશી કરે છે તેના પાપના નિવારણને વાસ્તે કોઈ પ્રાયશ્ચિત્ત નથી. જેઓ દશમીના વેધવાળી એકાદશી કરે છે તેઓ સૈકડો મન્વંતર વીતતાં પણ સ્વર્ગમાં જતા નથી. એ લોકોને પ્રેતપણું અવિચળ રેહે છે અને સહન કરી શકાય નહી એવી યમપુરીની વેદનાઓ ભોગવવી પડે છે. ॥ ૭૬ ॥ ૭૭ ॥ એટલા માટે હે પુત્ર ! દશમીના વેધવાળું એકાદશીનું વ્રત કરવુંજ નહી. જેઓ મૂર્ખ, કપટી અને નાસ્તિક લોકો વેધવાળું વ્રત કરાવે છે તેઓ પૂર્વજોની અને ભાઈઓની સાથે પ્રેતની યોનિ પામે છે. દશમીના વેધવાળી એકાદશી ધન તથા સંતાનનો નાશ કરે છે, ॥ ૭૭ ॥ ૭૮ ॥ ૭૯ ॥ પુણ્યોના

स्वस्तितेऽस्तुगमिष्यामःप्रसादाद्रुक्मिणीपतेः ॥ ८० ॥ प्राप्तंविष्णुपदंपुत्रअपुनर्भवसंज्ञकं ॥

॥ श्रीभगवानुवाच ॥ चंद्रशर्मन्प्रसन्नोहंतवभक्त्याद्विजोत्तम ॥ ८१ ॥ शैवंभावंपरित्यज्यवैष्णवंभावमाश्रितः ॥ नवसप्ततिवर्षाणिनकृतंवासरंमम ॥ ८२ ॥ संपूर्णंमत्प्रसादेनतवजातंनसंशयः ॥ एकेनैवोपवासेनात्रिःस्पृशासंभवेनहि ॥ ८३ ॥ द्वारकायाःप्रभावेणमन्मुखालोकनेनच॥ अविद्यामोहितेनैवशिवभक्त्याममार्चनं ॥८४॥ नकृतंमत्प्रसादेनसंपूर्णंतद्भविष्यति ॥ वैशाखेयैरहंदृष्टोद्वारकायांद्विजोत्तम ॥ ८५ ॥ त्रिस्पृशावासरेचैववंजुलीवासरेथवा ॥ उन्मीलनीदिनेप्राप्तेह्यथवापक्षवर्धिनि ॥ ८६ ॥ नतेषामपराधोस्तियद्यपिब्राह्मणोहतः ॥ जन्मप्रभृतिपुण्यस्यह्यकृतस्यापिभूसुर ॥८७॥ मत्पुरीदर्शनेनापिफलभागीभवेन्नरः ॥ दृष्ट्वासमस्ततीर्थानिमत्पुरींपश्यतेनहि ॥ ८८ ॥ वृथापरिश्रमस्तस्यनवैतत्फलमाप्नुयात् ॥ माहा

સમૂહને પણ તોડી નાખે છે અને શ્રીકૃષ્ણની ભક્તિનો વિનાશ કરે છે. હવે તારૂં ભલું થજો. અમો જઈએ છીએ. શ્રીકૃષ્ણની કૃપાથી અમોને ॥ ૮૦ ॥ જયાંથી પાછું સંસારમાં આવવું પડતું નથી એવું વિષ્ણુનું પદ મળ્યું છે. (એમ કહીને ચંદ્રશર્માના પિતૃઓ વૈકુંઠમાં ગયા.)

શ્રીકૃષ્ણ કેહે છે—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ચંદ્રશર્મા ! તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. ॥ ૮૧ ॥ તું શૈવપણું છોડી દઈને વૈષ્ણવપણું પામ્યો તેથી તારૂં કલ્યાણ થશે. તેં ઓગણાએંશી વર્ષ સુધી એકાદશી કરી ન હતી પણ ॥ ૮૨ ॥ આ ત્રિસ્પૃશાનો એક ઉપવાસ કરયો તેથી મારી કૃપા પ્રાપ્ત થતાં જે કાંઈ તારૂં અધુરૂં રહ્યું હતું તે સંપૂર્ણ થયું છે એમાં સંશય નથી. ॥ ૮૩ ॥ દ્વારકાના અને મારા મુખના દર્શનના પ્રભાવને લીધે તારૂં સઘળું સંપૂર્ણ થયું છે. તેં અવિદ્યાના મોહને લીધે કેવલ શિવનીજ ભક્તિ કરતાં મારૂં પૂજન કર્યું નથી. ॥ ૮૪ ॥ તો એ પૂજનની ખામી પણ મારી કૃપાથી મટી જશે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! જે માણસો વૈશાખ માસમાં ત્રિસ્પૃશા, વંજુલી, ઉન્મીલની અને પક્ષવર્દ્ધિની એકાદશીઓનાં લક્ષણ આ ગ્રંથના સાડત્રીશમાં અધ્યાયમાં કેહેવાશે. વંજુલી, ઉન્મીલની કે પક્ષવર્દ્ધની એકાદશીને દિવસે મારૂં દર્શન કરે તે માણસોએ બ્રહ્મહત્યા કરી હોય તોપણ તેઓનો અપરાધ રેહેતો નથી. હે બ્રાહ્મણ ! જન્મથી માંડીને કાંઈ પણ પુણ્ય ન કર્યું હોય તોપણ ॥ ૮૫ ॥ ૮૬ ॥ ૮૭ ॥ મારી દ્વારકાપુરીનું

रम्यंद्वारकायास्तुमद्दिनेवापिपर्वणि ॥ ८९ ॥ शृण्वन्योमत्पुरींपुण्यां लभतेमत्प्रसादतः ॥ कलौकाशीचमथुराअवंतीचाद्विजोत्तम ॥ ९० अयोध्याचतथामायाकांचीचैवचमत्पुरी॥ शालिग्रामंशंभलंचबदरीच ततोगया ॥ ९१ ॥ कुरुक्षेत्रंभृगुक्षेत्रंपुष्करंशुक्लसंज्ञकं ॥ प्रयागश्च प्रभासंचक्षेत्रंवैहाटकेश्वरं ॥ ९२ ॥ गंगादयश्चसरितोभूतलेसंतिनि र्मलाः ॥ नैमिषंसौकरंचैवगंगासागरसंगमः ॥ ९३ ॥ सैंधवंचार्बुदा रण्यंचसर्वाण्यायतनानिच ॥ तीर्थानित्रिषुलोकेषुद्विजवर्यममाज्ञया॥ ॥ ९४ ॥ तिष्ठंतिगोमतीतीरेद्वारकायांकलौयुगे ॥हिमालयाद्याःशैलें द्राद्वारकायांकलौयुगे ॥ ९५॥ वसंतित्रिषुलोकेषुनास्तिद्वारावतीस मा ॥ व्याप्तंपाखंडिभिःसर्वंवर्जयित्वातुमत्पुरीं ॥९६ ॥ नतेकलिवशं यांतिद्वारकायांवसंतिये ॥ वर्षेशततमेप्राप्तेमत्पुर्याममदर्शने ॥ ९७॥ संन्यासग्रहणेमृत्युर्मत्प्रसादाद्भविष्यति ॥ त्रिस्पृशावासरेप्राप्तेवैशाखे शुक्लपक्षतः ॥ ९८ ॥ संयोगेबुधवारस्यदिवाभूमौममाग्रतः ॥ दश मद्वारमासाद्यतवप्राणस्यनिर्गमः ॥ ९९ ॥ भविष्यतिनसंदेहोमत्प्र

દર્શન કરવાથી સઘળાં પુણ્યોનું ફળ પ્રાપ્ત થાય છે. સઘળાં તીર્થોમાં ફરીને જો મારી દ્વારકાપુરીનું દર્શન ન કરે તો ॥ ૮૮ ॥ તેનો સઘળો પરિશ્રમ વૃથા જાય છે એટલે બીજી યાત્રાઓનું કાંઈ પણ ફળ થતું નથી. જે પુરૂષ એકાદશીને દિવસે અથવા બીજા કોઈ મારા ઉત્સવને દિવસે દ્વારકાનું માહાત્મ્ય ॥ ૮૯ ॥ સાંભળે તેને મારી કૃપાથી રમણીય દ્વારકાપુરીની પ્રાપ્તિ થાય છે. હે બ્રાહ્મણોમાં ઉતમ ! કાશી, મથુરા, ઉજ્જેણ, ॥ ૯૦ ॥ અયોધ્યા, હરિદ્વાર, કાંચી પુરી, શાલિગ્રામ ક્ષેત્ર, સંભલગ્રામ, બદરિકાશ્રમ, ॥ ૯૧ ॥ કુરૂક્ષેત્ર, ભરૂચ, પુષ્કર, શુક્લતીર્થ, પ્રયાગ, પ્રભાસ, હાટકેશ્વર ક્ષેત્ર, ॥ ૯૨ ॥ પૃથ્વી ઉપરની ગંગા આદિ નિર્મળ નદીઓ, નૈમિષારણ્ય, સૂકર ક્ષેત્ર, ગંગા તથા સાગરનો સમાગમ, ॥ ૯૩ ॥ સૈંધવારણ્ય, અર્બુદારણ્ય અને ત્રૈલોક્યની અંદરનાં સઘળાં ક્ષેત્રો તથા સઘળાં તીર્થો મારી આજ્ઞાથી ॥ ૯૪ ॥ કલિયુગમાં દ્વારકામાં ગોમતીને કાંઠે રહે છે. હિમાલય આદિ પર્વતો પણ કલિયુગમાં દ્વારકામાં વસે છે ॥ ૯૫ ॥ તેથી ત્રૈલોક્યમાં દ્વારકા જેવું કોઈ પણ ક્ષેત્ર નથી. સઘળું જગત પાખંડીઓથી વ્યાપ્ત છે પણ મારી દ્વારકાપુરી તેઓથી વ્યાપ્ત નથી. ॥ ૯૬ ॥ જેઓ દ્વારકામાં વસે છે તેઓ કલિયુગને વશ્ય થતા નથી. સોમું વર્ષ પ્રાપ્ત થતાં તું મારી પુરીમાં સંન્યાસ લઈ મારી કૃપાથી મારૂં દર્શન કરતાં મરણ પામશે. વૈશાખ મહીનાના શુક્લ પક્ષમાં ત્રિસ્પૃશા એકાદશી

सादेनभूसुर ॥ स्वस्थानंगच्छविप्रेंद्रसर्वान्कामानवाप्स्यसि ॥१००॥ मद्भक्तानांयुगांतेपिविनाशोनोपपद्यते ॥ मद्भक्तिंवहतांपुंसामिहलोकेपरत्रच ॥ १०१ ॥ नाशुभंविद्यतेकिंचित्कुलकोटिर्व्रजेद्दिव ॥ अन्यदेवप्रपन्नानांगमागमपरिश्रमः॥ १०२॥ बहुक्लेशकरंदुःखंजायते चपुनःपुनः ॥ मद्भक्तिभाविनांलोकेगमागमपरिश्रमः ॥ १०३ ॥ जायतेनैवमर्त्यानांमद्दिनोपासनावतां ॥ पुण्यंसुसंचितंयातिकल्पकोटिशतार्जितं ॥ १०४ सशल्यंयेप्रकुर्वंतिमुक्तिदंममवासरं ॥ इत्युक्त्वा भगवान्विष्णुस्तत्रतूष्णींबभूवह ॥१०५ ॥

॥ मार्कंडेयउवाच ॥ तोषितःपरयाभक्त्यादेवकीनंदनोहरिः ॥ चंद्रशर्मापिसृष्टात्माकृष्णस्याराधनंप्रति ॥ १०६ ॥ स्थानंप्राप्तोयत्नवांश्चशुद्धादशीव्रततत्परः ॥ ततोवर्षशतेपूर्णेगत्वाद्वारवतींद्विजः॥ ॥ १०७॥ प्राणान्कृष्णोपदेशेनत्यक्त्वामोक्षंजगामह ॥ दृष्ट्वासर्वज

અને બુધવારને દિવસે (રાતે નહી) ॥ ૯૭ ॥ ૯૮ ॥ ૯૯ ॥ પૃથ્વી ઉપર મારી આગળ તારૂં મરણ થશે અને મરવાના સમયમાં તારાં પ્રાણ મારી કૃપાથી બ્રહ્માંડને ભેદીને નિકળી જશે ॥ ૯૯ ॥ એમાં સંદેહ નથી. હે બ્રાહ્મણ ! હવે તું તારા દેશમાં જા. તારા સઘળા મનોરથ પૂરા થશે. ॥ ૧૦૦ ॥ પ્રલય કાલમાં પણ મારા ભક્તોનો વિનાશ થતો નથી. મારી ભક્તિ કરનારા પુરૂષોને આ લોકમાં તથા પર-લોકમાં પણ ॥ ૧૦૧ ॥ કાંઈ અશુભ રેહેતું નથી અને તેઓની કરોડ પેહેડીઓ સ્વર્ગમાં જાય છે. બીજા દેવની ભક્તિ કરનારાઓને સંસારમાં જવા આવવાનો પરિશ્રમ અને ॥ ૧૦૨ ॥ ભારે ક્લેશ આપે એવાં દુઃખો વારંવાર થાય છે પણ મારી ભક્તિ કરનારાં અને શુદ્ધ એકાદશીની ઉપાસના કરનારાં માણસોને સંસા-રમાં જવા આવવાનો પરિશ્રમ કે કાંઈ પણ દુઃખ થતાં નથી. જેઓ મુક્તિ દેનારી એકાદશીનું વ્રત દશમના વેધવાળું કરે છે તેઓએ સેકડો કરોડ કલ્પોમાં કરેલું પુણ્ય દૃઢ છતાં પણ નાશ પામે છે. ॥ ૧૦૩ ॥ ૧૦૪ ॥ ૧૦૫ ॥

માર્કંડેય કેહે છે—ચંદ્રશર્માએ પરમ ભક્તિથી પ્રસન્ન કરેલા દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન તે સ્થલમાં એટલાં વચન બોલીને બંધ રહ્યા. ભગવાનનું આરાધન કરવામાં યત્ન પૂર્વક ભારે ઉત્સાહ ધરાવતો ચંદ્રશર્મા પણ પોતાને ઘેર ગયો અને શુદ્ધ એકાદશીનાં વ્રત કરવામાં તત્પર રેહેવા લાગ્યો. પછી સો વર્ષ પુરાં થતાં તે પાછો દ્વારકામાં જઈ ॥ ૧૦૭ ॥ ભગવાનની પાસેથી ઉપદેશ લઈ પ્રાણનો ત્યાગ કરીને મોક્ષ પામ્યો. એ સઘળું જોઈ ત્યાંના લોકોએ પણ ભક્તિથી માથાં નમાવી દેવકીના પુત્ર

भैस्तत्रभक्त्यानमितकंधरैः ॥ १०८ ॥ नमस्कृतःस्मृतोध्यातःसंस्तुतोगीतनर्त्तनैः ॥ तोषितःपरयाभक्त्यादेवकीनंदनोहरिः ॥ १०९ ॥ चंद्रशर्मापिहृष्टात्माप्रणम्यचमुहुर्मुहुः ॥ स्तोत्रैःसंतोषितायेनसहस्राख्यादिभिर्हदि ॥ ११० ॥ सुधामप्रापविप्रर्षिःकृष्णस्याराधनेनहि ॥ शतवर्षस्थितोयोहिद्वादशीव्रततत्परः ॥ १११ ॥ पुनरेवप्रवक्ष्यामियत्तेमनसिरोचते। । शृण्वंश्चैवपठंश्चापिमाहात्म्यंद्वारकाभवं॥ ॥ ११२ ॥ सर्वंफलमवाप्नोतिकृष्णेनकथितंचयत् ॥ इंद्रद्युम्नतवाख्यातंमाहात्म्यंद्वारकाभवं ॥ ११३ ॥ विस्तारयतिलोकेस्मिंल्लिखितंयस्यवेश्मनि ॥ प्राप्नोतिप्रत्यहंपुण्यंद्वारकाकृष्णसंभवं ॥ ११४

**इति श्रीस्कंदपुराणे मार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये चंद्रशर्मोपाख्यानं नाम पंचविंशोऽध्यायः ॥ २५ ॥**

ભગવાનને પ્રણામ કરયા, તેમનું સ્મરણ કર્યું, ધ્યાન કર્યું, સ્તુતિ કરી અને પરમભક્તિથી ગાયન તથા નૃત્ય કરીને પ્રસન્ન કરયા. ॥ ૧૦૮ ॥ ૧૦૯ ॥ જેણે પરમ હર્ષથી વારંવાર પ્રણામ કરી સહસ્રનામ આદિ સ્તોત્રોથી ભગવાનને પ્રસન્ન કરયા એવો અને સો વર્ષ સુધી એકાદશીના વ્રતમાં તત્પર રહેલો ચંદ્રશર્મા બ્રાહ્મણ ભગવાનના આરાધનને લીધે વૈકુંઠલોકમાં ગયો. ॥ ૧૧૦ ॥ ૧૧૧ ॥ હે ઈંદ્રદ્યુમ્ન રાજા ! હવે જે વિષય તમારા મનમાં ગમતો હોય તે પુછો એટલે તે વિષે કહું. આ દ્વારકાના માહાત્મ્યને જે માણસ સાંભળે અથવા પાઠ કરે તેને ભગવાનના કહ્યા પ્રમાણે દ્વારકા સંબંધી સઘળું ફળ મળે છે. મેં તમારી પાસે કહેલા આ દ્વારકામાહાત્મ્યને જે માણસ લોકમાં ફેલાવશે અથવા આ માહાત્મ્ય જેના ઘરમાં લખેલું હશે તેને પ્રત્યેક દિવસે દ્વારકા તથા શ્રીકૃષ્ણના દર્શનનું પુણ્ય મળશે. ॥ ૧૧૨ ॥ ૧૧૩ ॥ ૧૧૪ ॥

**ઈતિ શ્રીસ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો ચંદ્રશર્મોપાખ્યાન એવા નામનો ૨૫ મો અધ્યાય સંપૂર્ણ.**

---

# ॥ षड्विंशतितमोऽध्यायः ॥

॥ इंद्रद्युम्नउवाच ॥ कथयस्वद्विजश्रेष्ठपरंकौतूहलंमम ॥ पुण्यंपवित्रंपापघ्नंतीर्थंतुवदविस्तरात् ॥ १ ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ मथुराद्वारकायोध्याकलिकालेपुरीत्रयं ॥ धर्मार्थकामदाभूपमोक्षदाहरिवल्लभाः ॥ २ ॥ मथुरायांतुकालिंदीगोमतीकृष्णसंनिधौ ॥ अयोध्यायांतुसरयूर्मुक्तिदासेवितातुया ॥ ३ ॥ अयोध्यायांरामचंद्रंकृष्णंतुद्वारकांतथा ॥ केशवंमथुरायांतुस्मृत्वामुक्तिमवाप्नुयात् ॥ ४ ॥ धन्यासामथुरायत्रसाक्षाज्जातोहरिःस्वयम् ॥ द्वारकासफलालोकेक्रीडितंयत्रविष्णुना ॥ ५ ॥ धन्यानामपिसाधन्याह्ययोध्यासर्वकामदा ॥ यास्वयंरामदेवेनपालिता धर्मबुद्धिना ॥ ६ ॥ यद्ददातिफलंकाशीसेविनांकल्पसेविता ॥ कलौददातिमथुरावासरैकेनतत्फलम् ॥ ७ ॥ प्रभासेचकुरुक्षेत्रेयत्फलं शतवत्सरैः ॥ वसतांनिमिषार्धेनअयोध्यायांतुतद्भवेत् ॥ ८ ॥

## અધ્યાય ૨૬ મો.

ઈંદ્રદ્યુમ્ન પુછે છે—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! મને તીર્થનું માહાત્મ્ય સાંભળવાનો બહુ ઉત્સાહ છે માટે પાપને હણનાર, પવિત્ર, અને પુણ્ય આપનાર તીર્થ વિષે વિસ્તારથી કહો. ॥ ૧ ॥

માર્કંડેય કેહે છે—હે રાજા ! કલિકાલમાં મથુરા, દ્વારકા અને અયોધ્યા એ ત્રણ પુરીઓ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને દેનારી છે અને ભગવાનને પ્યારી છે. ॥ ૨ ॥ મથુરામાં યમુના, દ્વારકામાં ગોમતી અને અયોધ્યામાં સરયૂ એ ત્રણ નદીઓ સેવન કરવાથી મુક્તિ આપનાર છે. ॥ ૩ ॥ અયોધ્યામાં રામચંદ્રનું, દ્વારકામાં શ્રીકૃષ્ણનું અને મથુરામાં કેશવનું સ્મરણ કરવાથી મુક્તિ મળે છે. ॥ ૪ ॥ જેમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણનો જન્મ થયો છે તે મથુરા નગરી ઉત્તમ છે. જેમાં સાક્ષાત્ ભગવાને ક્રીડા કરી છે એવી દ્વારકાપુરી પણ ઉત્તમ છે. ॥ ૫ ॥ સઘળી ઈચ્છાઓને પૂર્ણ કરનારી અયોધ્યા નગરી કે જેનું મહાધર્માત્મા રામચંદ્રજીએ પાલન કર્યું હતું તે તો ઉત્તમમાં પણ ઉત્તમ છે. ॥ ૬ ॥ કલ્પ પર્યંત સેવેલી કાશી સેવન કરનારાઓને જે ફળ આપે છે તે ફળ મથુરાનગરીનું કલિયુગમાં એક દિવસ સેવન કરવાથી થાય છે. ॥ ૭ ॥ પ્રભાસમાં અને કુરૂ ક્ષેત્રમાં સો વર્ષ સુધી રેહેવાથી જે ફળ થાય છે તે ફળ અયોધ્યામાં અરધા નિમેષ માત્ર રેહેવાથી થાય છે. ॥ ૮ ॥ અયોધ્યામાં રામનું, મથુરામાં કેશ-

अयोध्याधिपतिंराममंमथुरायांचकेशवं ॥ द्वारकावासिनंकृष्णंकीर्तयेच्चातिदुर्लभं ॥ ९ ॥ कीर्तनेनापिमथुरास्मरणाद्वारकापुरी ॥ अयोध्यागमनेनापित्रिभिःशुद्धंपदंव्रजेत् ॥ १० ॥ श्रुत्वाभिलिखिताद्दृष्टाअयोध्यामथुरापुरी ॥ पापंहरंतिकल्पोत्थंद्वारकाचतृतीयका ॥ ॥ ११ ॥ द्वारकांयेस्मरिष्यंतितेषांकोटिगुणंफलं ॥ मनसाचिंतयेद्योवैकलौद्वारावतींपुरीं ॥ १२ ॥ कपिलायुतपुण्यंचलभतेहेलयानरः ॥ अश्वमेधसहस्रंतुराजसूयशतंकलौ ॥ १३ ॥ पदेपदेचलभतेगच्छन्द्वारावतींनरः ॥ सफलंजीवितंतेषांकलौनृपवरोत्तम ॥ १४ ॥ येषांनस्खलतेचित्तंद्वारकापथिगच्छतां ॥ गोपीचंदनमुद्रांतुकृत्वाभ्रमतिभूतले १५ सोऽपिदेशोभवेत्पूतःकिंपुनर्यत्रसंस्थितः ॥ गोपीचंदनमाहात्म्यंशृणुमत्तःपुनःपुनः ॥ १६ ॥ गृहेयस्यसदातिष्ठद्गोपीचंदनमृत्तिका ॥ द्वारकातिष्ठतेतत्रकृष्णेनसहिताकलौ ॥ १७ ॥ कृतघ्नोवाथगोघ्नोवाहेतुकःसर्वपापकृत् ॥ गोपीचंदनसंपर्कात्पूतोभवतितत्क्षणात् ॥ १८ ॥ गोपीचंदनखंडंतुयोददातिहिवैष्णवे ॥ कुलमेकोत्तरंतेनभवतेतारितं

વનું અને દ્વારકામાં શ્રીકૃષ્ણનું કીર્ત્તન કરવું કે જે અત્યંત દુર્લભ છે. ॥ ૯ ॥ મથુરા પોતાનું નામ લેવાથી, દ્વારકા સ્મરણ માત્રથી અને અયોધ્યા ત્યાં જવાથી પવિત્ર કરે છે. એઓનાં નામ ગ્રહણ, સ્મરણ અને ગમનથી શુદ્ધ થએલો પુરૂષ પરમ પદ પામે છે. ॥ ૧૦ ॥ અયોધ્યા, મથુરા અને દ્વારકા એ ત્રણે પુરીઓ શ્રવણથી, આળખવાથી અને દર્શન કરવાથી એક કલ્પ સુધીનાં પાપોને મટાડે છે. ॥ ૧૧ ॥ જેઓ દ્વારકાનું સ્મરણ કરે તેઓને કરોડગણું પુણ્ય થાય છે. જે માણસ કલિયુગમાં દ્વારકાનું સ્મરણ કરે ॥ ૧૩ ॥ તેને દશ હજાર કપિલા ગાયોનાં દાન કરવાનું ફળ અનાયાસે મળે છે. જે માણસ દ્વારકાં જતો હોય તેને પગલે પગલે હજાર અશ્વમેધનું અને સો રાજસૂયનું ફળ મળે છે. હે રાજાઓમાં ઉત્તમ ! દ્વારકાના માર્ગમાં જતાં જેઓનું ચિત્ત ધર્મભ્રષ્ટ ન થાય તેઓનું જીવવું સફલ થાય છે. ગોપીચંદનની છાપોવાળો માણસ જે દેશની ધરતીમાં ફરે તે દેશ પવિત્ર થાય છે ત્યારે તે માણસ જ્યાં રહેતો હોય તે દેશ પવિત્ર થાય તેમાં શું કેહેવું. હે રાજા ! મારી પાસેથી વારંવાર ગોપીચંદનનું માહાત્મ્ય સાંભળો. ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥ જેના ઘરમાં ગોપીચંદનની માટી રેહેલી હોય તેના ઘરમાં કલિયુગમાં શ્રીકૃષ્ણ સહિત દ્વારકા રેહે છે. ॥ ૧૭ ॥ કૃતઘ્ન, ગોહત્યા કરનાર, નાસ્તિક કે સઘળાં પાપો કરનાર અમે તેવો હોય તે પણ ગોપીચંદનના સ્પર્શથી તુરત પવિત્ર થઈ જાય છે. ॥ ૧૮ ॥

नृप ॥ १९ ॥ द्वारकासंभवाभूपतुलसीयस्यमंदिरे ॥ तस्माद्बिभेत्स्व तोनित्यंबिभेतिसहकिंकरैः ॥ २० ॥ पंगवस्तेनसंदेहोजन्मांधेनस माजनाः ॥ दृष्टंकृष्णमुखंनैवगत्वाद्वारावतींपुरीं ॥ २१ ॥ अनशनेन यत्पुण्यंप्रयागेत्यजतस्तनुं ॥ द्वादश्यांनिमिषार्धेनतत्फलंकृष्णसंनिधौ ॥ २२ ॥ सूर्यग्रहेगवांकोटिदत्वायत्फलमाप्नुयात ॥ तत्फलंकालि कालेतुद्वारावत्यांदिनेदिने ॥ २३ ॥ भारकोटिसुवर्णस्यग्रहणेचंद्र सूर्ययोः ॥ दत्वायत्फलमाप्नोतितत्फलंकृष्णदर्शने ॥ २४ ॥ दोलासं स्थंतुयेकृष्णंपश्यंतिमधुमाधवे ॥ तेषांपुत्राश्चपौत्राश्चमातामहपिता महाः ॥२५॥ क्रीडंतिविष्णुनासार्धंयावद्ब्रह्मांडसंप्लवं॥कृष्णस्यसंनि धौनित्यंवासराद्वादशीसमाः ॥ २६ ॥ कलौद्वारावतीसेव्याज्ञात्वापु ण्याधिकांनरैः ॥ षट्पुर्यःसुलभाराजन्दुर्लभाद्वारकाकलौ ॥ २७ ॥ स्मरणात्कीर्तनाद्यस्यामुक्तिर्भवतिवैनृणां ॥ सफलंजीवितंतस्यसफ लंतस्यचेष्टितं ॥ २८ ॥ सफलाभारतीतस्यकृष्णकृष्णेतिवक्तियः ॥

જે માણુસ વૈષ્ણવને ગોપીચંદનનો કટકો આપે તે માણુસની એકસોને એક પેહેડીઓ તરી જાય છે. ॥ ૧૯ ॥ હે રાજા ! દ્વારકામાં ઉત્પન્ન થએલી તુલસી જેના ઘરમાં હોય તે માણુસથી પોતાના કિંકરો સહિત યમરાજા સર્વદા બીએ છે. ॥ ૨૦ ॥ જેઓએ દ્વારકાપુરીમાં જઈને શ્રીકૃષ્ણનું મુખ ન જોયું તેઓને જન્માંધ જેવા અને લુલાજ સમજવા. ॥ ૨૧ ॥ પ્રયાગમાં અન્ન છોડી દઈને દેહનો ત્યાગ કરનારને જે ફળ થાય તે ફળ શ્રીકૃષ્ણની પાસે એકાદશી કરવાથી અરધાનિમેષમાં થાય છે. ॥ ૨૨ ॥ સૂર્ય ગ્રહણમાં કરોડ ગાયો દેવાથી જે ફળ થાય તે ફળ કલિયુગમાં દ્વારકામાં દિવસે દિવસે થાય છે. ॥ ૨૩ ॥ ચંદ્ર તથા સૂર્યના ગ્રહણમાં કરોડ ભાર સોનાનું દાન કરવાથી જે ફળ થાય તે ફળ શ્રીકૃષ્ણનું દર્શન કરવાથી થાય છે. ॥ ૨૪ ॥ જેઓ ચૈત્ર વૈશાખમાં હીંડોળે બીરાજેલા શ્રીકૃષ્ણનું દર્શન કરે તેઓના પુત્રો, પૌત્રો, નાહાનાઓ અને દાદાઓ બ્રહ્માંડનો પ્રલય થતાં સુધી વિષ્ણુની સાથે ક્રીડા કરે છે. શ્રીકૃષ્ણના સમીપમાં સઘળા દિવસો એકાદશી જેવાજ છે. ॥ ૨૫ ॥ ॥ ૨૬ ॥ કલિયુગમાં લોકોએ દ્વારકાને અધિક પવિત્ર જાણીને તેનુંજ સેવન કરવું જોઈએ. કલિયુગમાં બીજી છ પુરીઓ સુલભ છે પણ દ્વારકાં દુર્લભ છે. ॥ ૨૭ ॥ દ્વારકાના સ્મરણથી અને કીર્તનથી પણ માણુસોને મુક્તિ મળે છે. જે માણુસ 'કૃષ્ણ ! કૃષ્ણ !' એમ બોલે તેનું જીવિત સફળ છે, ક્રિયા સફળ છે અને વાણી પણ સફળ છે એમ સમજવું. માણુસોનું જે કાંઈ શુભ પાપ હોય તેને ગોમતી મટાડે

गोप्यंयत्पातकंपुंसांगोमतीतद्व्यपोहति ॥ २९ ॥ स्मरणात्कीर्तना द्वापिकिंपुनःप्लवनेकृते ॥ रुक्मिणीसहितंदेवंशंखोद्धारेतुशंखिनं ॥ ॥ ३० ॥ पिंडारकेचतुर्बाहुंदृष्ट्वान्यैःकिंकरिष्यति ॥ द्वादश्यामुपवासेनद्वादश्यांपारणेनच ॥ ३१ ॥ प्राप्यतेहेलयाभूपतद्विष्णोःपरमं पदं ॥ गृहेपिवसतांतीर्थंगृहेऽपिवसतांतपः ॥ ३२ ॥ गृहेऽपिवसतां मोक्षोवंजुलीसमुपोषणात् ॥ वंजुलीद्वारकागंगागयागोविंदकीर्तनं ॥ ॥ ३३ ॥ गोमतीगोकुलंगीतादुर्लभंगोपिचंदनं ॥ एतद्गृणातियोभ क्त्याकृत्वामनसिकेशवं ॥ ३४ ॥ अश्वमेधसहस्रस्यफलंप्राप्नोतिमा नवः ॥ पठिष्यंतिनरानित्यंयेवैश्रोष्यंतिभक्तितः ॥ ३५ ॥ सर्वको टिगुणंज्ञेयमित्याहुःकवयोनृप ॥ कृष्णजागरणेदानंयत्स्वल्पमपिदी यते ॥ ३६ ॥ मानकूटंतुलाकूटंकन्यानृतंगवानृतं ॥ तत्सर्वंविलयं यातिएकादश्यांतुजागरे ॥ ३७ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये तीर्थफलमार्गदर्शनो नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥

છે. ॥ ૨૮ ॥ ૨૯ ॥ સ્મરણથી અને કીર્ત્તનથી પણ ગોમતી પાપને મટાડે ત્યારે નાહાવાથી મટાડે તેમાં શું કેહેવું. દ્વારકામાં રૂક્મિણી સહિત શ્રીકૃષ્ણનું, શંખોદ્ધારમાં (બેટમાં) શંખ નારાયણનું અને પિંડારામાં ચતુર્ભુજ ભગવાનનું દર્શન કરવામાં આવે તો પછી બીજાં પુણ્યો કરવાનું કશું પ્રયોજન નથી. જેમાં બારશમાં ઉપવાસ અને બારસમાંજ પારણું થાય છે એવી વંજુલી એકાદશી દ્વારકામાં કરવાથી અનાયાસે વિષ્ણુનું પરમપદ મળે છે. વંજુલીનો ઉપવાસ કરનારાઓને ઘરમાં રેહેતાં છતાં પણ તીર્થનું ફળ, તપનું ફળ અને મોક્ષ મળે છે. "વંજુલી, દ્વારકા, ગંગા, ગયા, ગોવિંદનું નામ, ગોમતી, ગોકુલ, ગીતા અને ગોપીચંદન એઓ દુર્લભ છે" એવું વાક્ય જે માણસ મનમાં ભક્તિથી ભગવાનનું સ્મરણ કરીને બોલે તેને હજાર અશ્વમેધ કરયાનું ફળ થાય છે. હે રાજા ! જે માણસો ભક્તિથી એ વાકયને બોલ્યા કરે અને સાંભળ્યા કરે તે માણસો જે કાંઈ પુણ્ય કરે તે કરોડગણું થાય છે એમ વિદ્વાનો કેહે છે. શ્રીકૃષ્ણની પાસે જાગરણ કરીને જે કાંઈ થોડુંક પણ દાન કરવામાં આવે તે એ વાક્યથી કરોડગણું થાય છે. ॥ ૩૦ ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥ ॥ ૩૫ ॥ ૩૬ ॥ ધાન્ય આદિનું માપ ભરતા જે કપટ કર્યું હોય, ત્રાજવામાં જોખતા જે કપટ કર્યું હોય, કન્યાને વાસ્તે જે ખોટું બોલાયું હોય કે ગાયને વાસ્તે

જે ખોટું બોલાયું હોય તે સંબંધી સઘળાં પાપો એકાદશીનું જાગરણ કરવાથી નાશ પામે છે. ॥ ૩૭ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહત્મ્યનો તીર્થ કુલમાર્ગદર્શન નામનો છવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

# ॥ सप्तविंशतितमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच॥प्रल्हादंसर्वधर्मज्ञंवेदशास्त्रार्थपारगं॥ सर्वशास्त्रार्थतत्त्वज्ञाःप्रश्नंचक्रुर्यथामति ॥ १ ॥

॥ ऋषयऊचुः ॥ विनाज्ञानाद्विनाध्यानाद्विनाचेंद्रियनिग्रहात् ॥ अनायासेनयेनतत्प्राप्यतेपरमंपदं ॥ २ ॥ धर्मंदनुजशार्दूलब्रूहिसर्वमशेषतः ॥

॥श्रीप्रल्हादउवाच॥श्रूयतामभिधास्यामिगुह्याद्गुह्यतरंमहत्॥ ॥ ३ ॥ यस्यसंस्मरणादेवसर्वपापक्षयोभवेत् ॥ अष्टादशपुराणानां सारात्सारतरंचयत् ॥ ४ ॥ तदहंकथयिष्यामिभुक्तिमुक्तिफलप्रदं ॥ सुखासीनंमहादेवंजगतःकारणेश्वरं ॥ ५ ॥ प्रपच्छषण्मुखोभक्त्यासर्वलोकहितोद्यतः ॥

## અધ્યાય ૨૭ મો.

માર્કંડેય કેહે છે—સઘળાં શાસ્ત્રોના અર્થના તત્વને જાણનારા ઋષિઓએ સર્વ ધર્મોને જાણનારા અને વેદ તથા શાસ્ત્રોના અર્થનો પાર પામેલા પ્રલ્હાદજીને પોતાની બુદ્ધિને અનુસરીને નીચે પ્રમાણે પુછયું હતું. ॥ ૧ ॥

ઋષિઓ પુછે છે—હે દૈત્યોમાં ઉત્તમ ! જ્ઞાનવિના, ધ્યાનવિના, અને ઇંદ્રિયોનો નિગ્રહ કરયાવિના પણ જે ધર્મ કરવાથી અનાયાસે વિષ્ણુના પરમ પદની પ્રાપ્તિ થાય તે ધર્મ સંપૂર્ણ રીતે અમારી પાસે કહો.

પ્રલ્હાદજી કેહે છે—સાંભળો જે તત્વ ગુપ્ત કરતાં પણ ગુપ્ત અને સર્વથી ઉત્તમ છે તે કહું છું. ॥ ૨ ॥ ૩ ॥ જેના સ્મરણથી સઘળાં પાપોનો ક્ષય થાય છે, જે અઢારે પુરાણોના સારમાં પણ સાર રૂપ છે અને જેથી ભુક્તિ તથા મુક્તિ મળે છે એવું તત્વ તમારી પાસે કહું છું. જગતનાં કારણોના પણ કારણ રૂપ મહાદેવ આનંદથી બીરાજ્યા હતા તે સમયે સર્વ લોકોના હિતના ઉદ્યોગમાં લાગેલા કાર્તિકેય સ્વામીએ ભક્તિથી નીચે પ્રમાણે તેમને પુછયું.

॥ स्कंदउवाच ॥ भगवन्सर्वलोकानांदुःखसागरभेषजं ॥६॥
कथयस्वप्रसादेनसुखोपायंविमुक्तये ॥
॥ ईश्वरउवाच ॥ चतुर्विधंतुयत्पापंकोटिजन्मार्जितंकलौ॥
॥ ७ ॥ जागरेवैष्णवंशास्त्रंवाचयित्वाव्यपोहति ॥ वैष्णवस्यचशास्त्र
स्ययोवक्ताजागरेहरेः ॥ ८ ॥ व्यासंतंहिविजानीयान्नारकीत्वन्यथाभ
वेत् ॥ हरिजागरणेयस्यननिद्राजायतेगुह ॥ ९ ॥ मद्भक्तस्यविशेषे
णनृत्यतोगायतश्चवै॥प्रयच्छामिपरंज्ञानंमोक्षंविष्णुःप्रयच्छति॥१०॥
तस्माज्जागरणंकार्यंमद्भक्तेनविजानता ॥ जागरंयेतुकुर्वंतिगायंतिह
रिवासरे ॥ ११ ॥ अग्निष्टोमादियज्ञानांराजसूयादिकर्मणां ॥ वापी
कूपतटाकानांनिमिषार्धेनतत्फलं ॥१२ ॥ जागरेपश्यतांविष्णोर्मुखंरा
त्रौमुहुर्मुहुः ॥येषांहृष्यंतिरोमाणिरात्रौभक्तिमतांनृणां॥ १३ ॥कुलानि
दिविताबंतिवसंतिहरिसंनिधौ॥गीतशास्त्रविनोदैर्यैर्द्वादशीजागरान्वि
ताः॥ १४ ॥ इष्टंपूर्तंचसकलंतैःकृतंनात्रसंशयः ॥ दयितामममभक्ताश्च

કાર્તિકેય પુછે છે. હે મહારાજ ! સર્વ લોકોના દુઃખ રૂપી સમુદ્રના ઔષધ રૂપ, ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥ મુક્તિદાયક અને સેહેજ થઈ શકે એવો જે ઉપાય હોય તે કૃપા કરીને કહો.

મહાદેવ કેહે છે—હે કાર્તિકેય ! જે માણસ કલિયુગમાં જાગરણના સમયમાં વિષ્ણુ સંબંધી શાસ્ત્ર વાંચે તે માણસ કરોડો જન્મમાં કરેલા ચારે પ્રકારનાં પાપોને મટાડે છે. વિષ્ણુ સંબંધી જાગરણના સમયમાં વિષ્ણુ સંબંધી ગ્રંથોને વાંચનાર જે બ્રાહ્મણ હોય તેને સાક્ષાત્ વ્યાસ રૂપ સમજવો જોઈએ. નહીતર નરકમાં પડવું પડે છે. વિશેષે કરી મારો ભક્ત છતાં જે માણસને ભગવાનના જાગરણમાં નાચતાં અને ગાયન કરતાં ઊંઘ આવે નહી તેને હું ઉત્તમ જ્ઞાન આપુંછું અને વિષ્ણુ મોક્ષ આપે છે. ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥ ૧૦ ॥ એટલા માટે મારા સમજુ ભક્તે ભગવાનના મંદિરમાં જાગરણ કરવું જોઈએ. જેઓ એકાદશી સંબંધી જાગરણ કરે છે અને જાગરણ કરતાં ગાય છે તેઓને અગ્નિષ્ટોમ તથા રાજસૂય આદિ યજ્ઞોનું અને વાવ કુવા તથા તળાવ કરાવવાનું પુણ્ય પલક માત્રમાં મળે છે. ॥ ૧૧ ॥ ૧૨ ॥ રાત્રે જાગરણમાં શ્રીકૃષ્ણના મુખારવિંદને વારંવાર નીરખતાં જે ભક્તોનાં રૂવાડાં ઉભાં થઈ જાય ॥ ૧૩ ॥ તેઓની રૂવાડાં જેટલી પેહેડીઓ વૈકુંઠમાં ભગવાનની પાસે વસે છે. જેઓએ ગાયન અને શાસ્ત્રોના વિનોદથી એકાદશીનું જાગરણ કર્યું તેઓએ યજ્ઞો અને જલાશય આદિ સારી રીતે કરયાં એમ અવશ્ય સમજવું. હે

विष्णुभक्ताःषडानन ॥ १५ ॥ संप्राप्यवासरंविष्णोर्येषांजागरणंग
तं ॥ व्यर्थंगतंचतत्पुण्यंतेषांजन्मशतोद्भवं ॥ १६ ॥ पुत्रोवापुत्रपु
त्रोवादौहित्रोदुहितापिवा ॥ करिष्यंतिकुलेऽस्माकंकलौजागरणंहरेः॥
॥ १७ ॥ प्राप्स्यामोन्यासिनांपुण्यंनित्यमाश्रमवासिनां ॥ ताड्यमा
नाःप्रजल्पंतिपितरोयमकिंकरात् ॥ १८ ॥ मुक्तिर्भविष्यत्यस्माकंन
रकाज्जागरेहरेः ॥ तस्माज्जागरणंकार्यंपितॄणांहितमिच्छता ॥ १९॥
तस्यपुण्यंप्रवक्ष्यामिमहाभागवतस्यच॥तिलप्रस्थसहस्रंतुसहिरण्यंद्वि
जातये ॥ २० ॥ दत्वायत्फलमाप्नोतिजागरेहरिवासरे ॥ हेमभार
सहस्रंतुवत्सरंकपिलायुतं ॥ २१ ॥ तत्फलंसमवाप्नोतिजागरेहरि
वासरे ॥ प्रीतिंकरोतिदेवेशेद्वादश्यांजागरेस्थितः ॥ २२ शृणुपुण्यं
समासेनयद्गीतंब्रह्मणामम ॥ त्रिःसप्तकृत्वोधरणींत्रिगुणीकृत्यषण्मु
ख ॥ २३ ॥ दत्वायत्फलमाप्नोतितत्फलंप्राप्नुयान्नरः ॥ गवांशतस

કાર્તિકેય ! જે મારા ભક્તોને અથવા વૈષ્ણવોને એકાદશીનું જાગરણ થાય તેઓ મને પ્યારા લાગે છે. ॥ ૧૪ ॥ ૧૫ ॥ જેઓને એકાદશીનો દિવસ જાગરણ વિના જાય તેઓનું સેંકડો જન્મોનું પુણ્ય વ્યર્થ જાય છે. ॥ ૧૬ ॥ માણસોના પૂર્વજોને યમદૂતો જ્યારે માર મારતા હોય ત્યારે તેઓ યમદૂતોને કેહુ છે કે “ અમારા કુલમાં અમારો દીકરો, પોતરો, દોહિત્રો અથવા દીકરી પણ કલિયુગમાં ભગવાનનું જાગરણ કરશે એટલે અમો નિરંતર આશ્રમોમાં રેહેનારા સંન્યાસી લોકોના પુણ્યને પ્રાપ્ત થશું અને એ જાગરણના પ્રભાવથી અમારો નરકમાંથી છુટકારો થશે. ” આમ છે એટલા માટે પિતૃઓનું હિત ઇચ્છનારાએ જાગરણ કરવુંજ જોઈએ. ॥ ૧૭॥ ॥ ૧૮ ॥ ૧૯ ॥ જાગરણ કરનારા મહા વૈષ્ણવને જે પુણ્ય થાય છે તે વિષે કહું છું. સાંભળો. બ્રાહ્મણને સુવર્ણ સહિત હજાર [2]પ્રસ્થ તિલ આપવાથી જે ફળ થાય તે ફળ એકાદશીનું જાગરણ કરવાથી થાય છે. એક વર્ષ સુધી કપિલા ગાયસહિત હજાર ભાર સોનાનું દાન કરનારને જે ફળ થાય તે ફળ એકાદશીનું જાગરણ કરવાથી થાય છે. એકાદશીનું જાગરણ કરનાર માણસ ભગવાનને પ્રસન્ન કરે છે. ॥ ૨૦ ॥ ૨૧ ॥ ॥ ૨૨ ॥ હે કાર્તિકેય ! મારી પાસે જે બ્રહ્માએ કહ્યું છે તે સંક્ષેપે કહુંછું સાંભળો. ત્રેસઠવાર સઘળી પૃથ્વીનું દાન કરવાથી જે ફળ થાય તે ફળ એકાદશીનું જાગરણ કરવાથી થાય છે. જે જાગરણમાં માણસ સ્તોત્રોના પાઠથી ભગવાનને પ્રસન્ન કરે તેને એક વર્ષ સુધી લાખ ગાયોનું દાન કરવાનું ફળ થાય છે. વેદોક્ત મંત્રોથી

१ तत्फलमाप्नोतीत्यध्याहार्यम्. ૨ ચોસઠ રૂપીઆ ભારનું એક પ્રસ્થ થાય છે.

हस्रेणवत्सरेणापियत्फलं ॥ २४ ॥ तत्फलंप्राप्नुयान्मर्त्यःस्तोत्रैर्यस्तो
षयेद्धरिं ॥ वेदैर्दशगुणाप्रीतिर्यामेनैकेनजागरे ॥ २५ ॥ एवंफला
नुसारेणकर्तव्यंजागरंहरेः ॥ यःपुनःपठतेरात्रौगीतांनामसहस्रकं ॥
॥ २६ ॥ पुण्यंभागवतंचैवपुराणंहरिसंज्ञकं ॥ कलौनामसह
स्रेणगीतापाठेनपुत्रक ॥ २७ ॥ पुण्यंसहस्रगुणितंतथाभाग
वतेनच ॥ दीपंप्रज्वालयेद्रात्रौयस्तुवैहरिजागरे ॥ २८ ॥ नचा
स्तंगच्छतेतस्यपुण्यंकल्पशतैरपि ॥ मंजरीसहितैःपत्रैस्तुलसी
संभवैर्हरिं ॥ २९ ॥ जागरेपूजयेद्भक्त्यानास्तितस्यपुनर्भवः ॥ स्ना
नंविलेपनंपूजांधूपंदीपंतुसंस्तवं ॥ ३० ॥ ॥ नैवेद्यंतुसतांबूलंजाग
रेदत्तमक्षयं ॥ जागरेवासुदेवस्यसर्वेदेवाःसवासवाः ॥ ३१ ॥ देह
माश्रित्यतिष्ठंतियेप्रकुर्वंतिजागरं ॥ जागरेवासुदेवस्यमहाभारतकीर्त
नं ॥ ३२ ॥ येकुर्वंतिगतिंयांतियत्रसंन्यासिनोजनाः ॥ चरितंराम

ભગવાનની સ્તુતિ કરે તો તેથી દશગણી ભગવાનની પ્રીતિ થાય છે. એકાદશીની રાતે એક પોહોર જાગવાથી આટલું ફળ થાય છે. ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥ આ પ્રમાણે ફળના વધારા ઉપર ધ્યાન રાખીને એકાદશીનું જાગરણ કરવું. રાતે ભગવદ્ગીતાનો, વિષ્ણુ સહસ્ર નામનો, પવિત્ર ભાગવત પુરાણનો અને હરિવંશનો પાઠ કરવો. હે પુત્ર ! કલિયુગમાં વિષ્ણુ સહસ્ર નામનો, ભગવદ્ગીતાનો અને ભાગવતનો પાઠ કરવાથી હજારગણું પુણ્ય થાય છે. જે માણસ ભગવાનના જાગરણમાં રાતે દીવો બાળે ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ તેનું પુણ્ય સેકડો કલ્પ વીતતાં પણ ખુટતું નથી. જે માણસ જાગરણમાં માંજર સહિત તુલસીપત્રોથી ભક્તિ પૂર્વક ભગવાનની પૂજા કરે તેને ફરીવાર ભવનો ફેરો રેહેતો નથી. જાગરણમાં સ્નાન, લેપન, પૂજા, ધૂપ, દીપ, સ્તુતિ કે તાંબૂલ સહિત નૈવેદ્ય જે કાંઈ ભગવાનને અર્પણ કરવામાં આવે તે અક્ષય થાય છે. જેઓ જાગરણ કરતા હોય તેઓના દેહમાં તે સમયે ઈંદ્ર આદિ સઘળા દેવતાઓ રહે છે. ભગવાનના જાગરણમાં જેઓ મહાભારતની વાતો કરે અથવા કથા કરે તેઓ સંન્યાસી લોકોની ગતિને પામે છે. જેઓ વિષ્ણુના જાગરણમાં રામચંદ્રજીના ચરિત્રનો અને રાવણના વધની કથાનો પાક કરે તેઓ યોગીઓની ગતિને પામે છે. જેઓએ એકાદશીનું જાગરણ કર્યું તેઓ ચારે વેદનું અધ્યયન કરી ચુક્યા, અશ્વમેધ આદિ યજ્ઞો કરી ચુક્યા અને સઘળાં નાહી ચુક્યા એમ સમજવું. જેઓએ એકાદશીનું જાગરણ કર્યું તેઓએ દશ હજાર ઘોડાઓનું તથા હજાર ઉત્તમ હાથીઓનું દાન કર્યું અને મોટા મોટા લાખ યજ્ઞો કરયા એમ

देवस्यपैवधंरावणस्यच ॥ ३३ ॥ पठंतिजागरेविष्णोर्यातियोगावि
दोयतः ॥ अधीताश्चतुरोवेदाइष्टाश्चाश्वमखादयः ॥ ३४ ॥ स्नातं
तीर्थेषुसर्वेषुयैःकृतंजागरंहरेः ॥ हयानामयुतंदत्तंसहस्रंवरवारणं ॥
॥ ३५ ॥ लक्षंवरमखानांचयैःकृतंजागरंहरेः ॥अष्टादशपुराणैस्तुपठि
तैर्यत्फलंलभेत ॥ ३६ ॥ तत्फलंशतसाहस्रंकृतेजागरणेहरेः ॥ दुर्भि
क्षेचान्नदातॄणांपुंसांभवतियत्फलं ॥ ३७ ॥ तत्फलंचाधिकंप्रोक्तंकु
र्वतांजागरंहरेः ॥ ३८ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये एकादशीजागरणफलं नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

સમજવું. અઢારે પુરાણોનો પાઠ કરવાથી જે ફળ થાય ॥ ૨૯ ॥ ૩૦ ॥ ૩૧ ॥ ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥ તે ફળ એકાદશીનું જાગરણ કરવાથી લાખગણું થાય છે. દુર્ભિક્ષમાં અન્નદાન કરવાથી જે ફળ થાય છે તેથી વધારે ફળ એકાદશીનું જાગરણ કરવાથી થાય છે. (એમ મહાદેવે કાર્તિકેય સ્વામીને કહ્યું હતું.) ॥ ૩૭ ॥ ૩૮ ॥

ઇતિ શ્રી સ્કંદ પુરાણમાંની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'એકાદશીજાગરણફલ' એવા નામનો સતાવિશમો અધ્યાય સંપૂર્ણ. ॥

---

## ॥ अष्टाविंशतितमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ कृत्वाजागरणंविष्णोर्यथान्यायंनरे
श्वर ॥ पितॄणांयच्छतेपुण्यंतस्यकिंकुरुतेगया ॥ १ ॥ भुक्तोवायदि
वाऽभुक्तःक्लीबोनार्यथवानरः ॥ हरिजागरणेनैवसर्वतीर्थप्लुवीभवेत ॥
॥ २ ॥ श्वपचोजागरंकृत्वापरंनिर्वाणमाव्रजेत ॥ ब्रह्महत्यासुरापा

### અધ્યાય ૨૮ મો.

માર્કંડેય કેહે છે—હે ઇંદ્રદ્યુમ્ન રાજા! યથાયોગ્ય રીતે એકાદશીનું જાગરણ કરીને જે માણસ તે પુણ્ય પિતૃઓને આપે તેને ગયા શ્રાદ્ધ કરવાનું કાંઈ પ્રયોજન નથી. ॥ ૧ ॥ સ્ત્રી, નપુંસક અથવા પુરૂષ જે કાંઈ જમીને કે ઉપવાસ કરીને એકાદશીનું જાગરણ કરે તેને સઘળાં તીર્થોમાં નાહ્યાનું પુણ્ય થાય છે. ॥ ૨ ॥ ચાં-

नंस्तेयंगुर्वंगनागमः ॥ ३ ॥ नानाविधानिपापानिनश्यंतिजागरेकृते॥ यैःकृतोजागरोराजन्यैश्वसम्यङ्निरीक्षितः ॥ ४ ॥ गोष्ठ्यांसमागतं यैस्तुतेषांपापंकुतोभवेत् ॥ मातृपूजागयाश्राद्धंसुतीर्थमरणंतथा ॥ ॥ ५ ॥ जागरश्चनृणांराजन्समानिकवयोविदुः ॥ कन्यादानंगया श्राद्धमश्वत्थारोपणंतथा ॥ ६ ॥ जागरश्चनृणांराजन्समानिकवयो विदुः ॥ कृत्वाकांचनपूर्णांचवसुधांवसुधाधिपः ॥ ७ ॥ दत्वायत्फल माप्नोतितत्फलंहरिजागरे॥ रवेर्बिंबमिमंभित्त्वासंप्राप्तेहरिवासरे ॥ ८॥ सयातिपरमंस्थानंजागरंयेनवैकृतं ॥ मेरुमंदरमात्राश्चकृत्वापापस्य राशयः ॥ ९ ॥ हरिजागरणेनैवव्यपोहंतिनसंशयः॥ राज्यंस्वर्गंतथा मोक्षंयच्चान्यद्वांछतांनृणां ॥ १० ॥ ददातिभगवांस्तुष्टःसुगीतैर्जागरे स्थितः ॥ जागरेणापिपापानांश्वपचानांमहीपते ॥ ११ ॥ तत्फलं कविभिःप्रोक्तंकिंपुनःस्तुतिवादिनां॥ ध्यानध्येयविहीनस्यसंगीतस्यच भूपते ॥ १२ ॥ कर्मभ्रष्टस्यकथितोमोक्षस्तुहरिजागरे ॥ जागरेव

ડાલ પણ એકાદશીનું જાગરણ કરે તો પરમ મોક્ષ પામે છે. બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણની ચોરી અને સાવકી માનો સંગ એવાં અનેક પ્રકારનાં પાપો જાગરણ કરવાથી નાશ પામે છે. હે રાજા ! જેઓ જાગરણ કરે અને સારી રીતે પ્રભુને નીરખે ॥ ૩ ॥ ૪ ॥ તથા મંડલીનો સમાગમ કરે તેને પાપનો ભય કેમજ રહે. માણસોને માતાની પૂજા, ગયા શ્રાદ્ધ, ઉત્તમ તીર્થમાં મરણ અને એકાદશીનું જાગરણ એઓ સરખાં ફળ આપનારાં છે એમ વિદ્વાનો કેહે છે. હે રાજા ! કન્યાદાન, ગયાશ્રાદ્ધ, પીપળો વાવવો અને જાગરણ કરવું એઓ સરખાં ફળ આપનારાં છે એમ વિદ્વાનોએ કહ્યું છે. રાજા પૃથ્વીને સોનાથી ભરપૂર કરી બ્રાહ્મણને આપે તેને જેટલું ફળ થાય તેટલું એકાદશીનું જાગરણ કરવાથી ફળ થાય છે. એકાદશીનું જાગરણ કરનાર માણસ સૂર્યના બિંબને ભેદીને પરમધામમાં જાય છે. મેરૂ અને મંદરાચલ જેવડા પાપના સમૂહ કરયા હોય તોપણ તે પાપો એકાદશીનું જાગરણ કરવાથી મટે છે એમાં સંશય નથી. જાગરણમાં ઉત્તમ ગાયનોથી પ્રસન્ન કરેલા ભગવાન ગાયન કરનારાં માણસોને સ્વર્ગ, મોક્ષ તથા બીજાં સુખો પણ આપે છે. હે રાજા ! પાપી ચાંડાલ લોકોને પણ જાગરણ કરવાથી ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ ॥ ૯ ॥ ૧૦ ॥ ૧૧ ॥ ફળ થાય છે ત્યારે સ્તુતિ કરનારાઓને ફળ થાય તેમાં શું કેહેવું. એકાદશીમાં ધ્યાન અને ધ્યેયનો વિચાર કરયાવિના અને કર્મથી ભ્રષ્ટ છતાં પણ જે ગાયન કરે તેને પણ મોક્ષ થાય છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે. જાગરણ કર-

तेमानस्यश्वपचस्यगतिर्भवेत् ॥ १३ ॥ किंपुनर्वर्णजातीनांवैष्णवानांमहीपते ॥ यस्याथजागरेनिद्रानायातिनृपपुंगव ॥ १४ ॥ नतेनजननीयातिखेदंगर्भस्यधारणात् ॥तस्माज्जागरणंकार्यमातुर्जठरवर्जनं ॥ १५ ॥ यस्तुजागरणंरात्रौकृष्णभक्तिसमन्वितः ॥ निमिषेनिमिषेराजन्नश्वमेधफलंलभेत् ॥ १६ ॥ यानिकानिचपापानिब्रह्महत्यासमानिच ॥ कृष्णजागरणेतानिक्षयंयांतिनसंशयः ॥ १७ ॥ नसमंकविभिःप्रोक्तमधिकंकृष्णजागरात् ॥ सूर्यशक्रादयोदेवाब्रह्मरुद्रादयोगणाः ॥ १८ ॥ नित्यमेवसमायांतिजागरेकृष्णवल्लभे ॥ गंगासरस्वतीरेवायमुनाचशतन्हृदा ॥ १९ ॥ चंद्रभागावितस्ताचनद्यस्तापीचतत्रवै ॥ सरांसिचन्हृदाश्चैवसमुद्राःकृष्णजागरे ॥२०॥ एकादश्यांनृपश्रेष्ठगच्छंतिहरिजागरे ॥ स्पृहणीयास्तुतेवत्सयेनराःकृष्णजागरे ॥ २१ ॥ नृत्यंगीतंप्रकुर्वंतिवीणावाद्यंतथैवच ॥ शाठ्यैर्वाप्यथवाभक्त्याशुचिर्वाप्यशुचिर्भवेत् ॥ २२ ॥ कृत्वाजागरणंविष्णोर्मुच्यतेपापकोटिभिः॥ यावत्पदानिस्वगृहात्केशवायतनंप्रति॥

नारा ચાંડાલને પણ સદ્ગતિ થાય છે ॥ ૧૩ ॥ ત્યારે શુદ્ધ વર્ણ અને શુદ્ધ જાતિવાળા વૈષ્ણવોને સદ્ગતિ થાય તેમાં શું કહેવું. હે રાજાઓમાં ઉત્તમ ! જેને જાગરણમાં નિદ્રા ન આવે ॥ ૧૪ ॥ તે માણસને ગર્ભવાસ થતોજ નથી એટલે તેથી કોઈ મા મુંઝાતી નથી. એટલા માટે જેથી માના ઉદરમાં આવવુંજ પડતું નથી. એવું જાગરણ અવશ્ય કરવું જોઈએ. ॥ ૧૫ ॥ જે માણસ રાતે ભગવાનની ભક્તિ રાખીને જાગરણ કરે તેને એક એક નિમેષે અશ્વમેધનું ફળ થાય છે. ॥ ૧૬ ॥ જે કોઈ એ બ્રહ્મહત્યા જેવા પાપો કરયાં હોય તેઓ પણ એકાદશીનું જાગરણ કરવાથી નાશ પામે છે એમાં સંશય નથી. ॥ ૧૭ ॥ બીજું કાંઈ પણ એકાદશીના જાગરણની બરાબર નથી અને તેથી અધિક પણ નથી એમ વિદ્વાનોએ કહ્યું છે. સૂર્ય, ઈંદ્ર, બ્રહ્મા, અને રૂદ્ર આદિ દેવતાઓના સમૂહો ॥ ૧૮ ॥ ભગવાનને પ્યારા જાગરણમાં સર્વદા આવે છે. ગંગા, સરસ્વતી, રેવા, યમુના, શતહ્રદા, ॥ ૧૯ ॥ ચંદ્રભાગા, વિતસ્તા અને તાપી એ નદીઓ, સરોવરો, નદો અને સમુદ્રો શ્રીકૃષ્ણ સંબંધી ॥ ૨૦ ॥ એકાદશીનું જાગરણ થતું હોય ત્યાં અવશ્ય જાય છે. હે રાજા ! જેઓ ભગવાનના જાગરણમાં ॥ ૨૧ ॥ નાચ, ગાયન અને વીણા નાદ કરે તેઓ સર્વ પ્રાણીઓએ ઈચ્છવા યોગ્ય થાય છે. ભક્તિ હોય, શઠપણું હોય, પવિત્રતા હોય અથવા અપવિત્રતા હોય તોપણ ॥ ૨૨ ॥ ભગવાનનું જાગરણ કરવાથી કરો-

॥ २ ३ ॥ अश्वमेधसमानिस्युर्जागरार्थंप्रयच्छतः ॥ पादयोःपांशुकणिकाधरण्यांनिपतंतियाः ॥ २ ४ ॥ तावद्वर्षसहस्राणिजागरीवसतेदिवि ॥ तस्माद्गृहात्प्रगंतव्यंजागरेमाधवस्यच ॥ २ ५ ॥ कलौमलविनाशायसर्वासुद्वादशीषुच ॥ यावंत्यपिचपापानिनिर्मितंजागरंहरेः ॥ २ ६ ॥ निर्दहेन्मेरुतुल्यानियुगकोटिकृतान्यपि ॥ विनादानैर्विनातीर्थैर्विनायज्ञैर्विनाव्रतैः ॥ २ ७ ॥ द्वादशीजागरोपेताकृताकल्मषनाशनी ॥ एकेनैवोपवासेनविष्णुलोकंव्रजंतिते ॥ २ ८ ॥ यत्रभागवतंशास्त्रंयत्रजागरणंहरेः ॥ शालग्रामशिलायत्रतत्राऽगच्छेद्धरिः स्वयं ॥ २ ९ ॥ संप्राप्तेवासरेविष्णोर्येनकुर्वंतिजागरं ॥ मज्जंतिनरकेघोरेनरानास्त्यत्रसंशयः ॥ ३ ० ॥

इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये जागरणमहिमानाम अष्टाविंशतितमोऽध्यायः ॥ २८ ॥

ડો પાપોમાંથી મુક્ત થાય છે. પોતાના ઘરમાંથી જાગરણ કરવાને વાસ્તે ભગવાનના મંદિરમાં જતાં જેટલાં પગલાં મુકવામાં આવે તેટલા અશ્વમેધ કર્યાનું પુણ્ય થાય છે. જેટલી રજની કણીઓ પગમાં ચોટીને ધરતીપર પડે તેટલાં હજાર વર્ષો સુધી, જાગરણ કરનારને વૈકુંઠવાસ થાય છે માટે પાપોનો નાશ કરવા સારૂ કલિયુગમાં પ્રત્યેક એકાદશીએ પોતાના ઘરમાંથી ભગવાનના મંદિરમાં જાગરણ કરવા જવું. કરવામાં આવેલું એકાદશીનું જાગરણ મેરૂ પર્વત જેવડાં અને કરોડો યુગોમાં કરેલાં પણ જે કોઈ પાપો હોય તેઓને બાળી નાખે છે. બીજાં દાન, તીર્થ, યજ્ઞ કે વ્રતો કર્યાવિના પણ જાગરણ સહિત એકાદશી કરવામાં આવે તો તેથી પાપોનો નાશ થઈ જાય છે. પાપી લોકો પણ એકાદશીના એક ઉપવાસથીજ વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ જ્યાં ભાગવત પુરાણ હોય, જ્યાં ભગવાનનું જાગરણ થતું હોય અને જ્યાં શાલિગ્રામની શિલા હોય ત્યાં ભગવાન પોતે આવે છે. ॥ ૨૯ ॥ જે લોકો એકાદશીનું જાગરણ કરતા નથી તેઓ ઘોર નરકમાં બૂડે છે એમાં શંશય નથી. ॥ ૩૦ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો 'જાગરણ મહિમા' એવા નામનો અઠાવીશમો અધ્યાય સંપૂર્ણ.

# ॥ एकोनत्रिंशत्तमोऽध्यायः ॥

॥ मार्कंडेयउवाच ॥ अथान्यच्चप्रवक्ष्यामिगुह्याद्गुह्यतरंतथा ॥ द्वारकायाःपरंपुण्यंमाहात्म्यंह्युत्तमोत्तमं ॥ १ ॥ इतिहासंपुरावृत्तंकथयिष्येमनोरमं ॥ तीर्थक्षेत्रादिदेवानामृषीणांसंशयापहं ॥२॥ सौभाग्यमतुलंदृष्ट्वासिंहराशिगतेगुरौ ॥ गोदावर्यामुनिश्रेष्ठोनारदोभगवत्प्रियः ॥ ३ ॥ गौतमस्याप्यभिमतंत्रैलोक्यसंभवानिवै ॥ तीर्थानिसरितःसर्वाविस्मयंपरमंगताः ॥४॥ तत्रकाशीकुरुक्षेत्रमयोध्यामथुरापुरी॥मायाकांचीह्यवंतिश्चअरण्यान्याश्रमैःसह॥ ५॥हरिक्षेत्रंगयाचैवक्षेत्रंचपुरुषोत्तमं ॥ प्रभासादीनिपुण्यानिमुक्तिक्षेत्राण्यशेषतः ॥ ॥ ६ ॥ जान्हवीयमुनारेवातथापुण्यासरस्वती ॥ सरयूर्गंडकीतापीपयोष्णीसरितांवरा ॥ ७ ॥ कृष्णाभीमरथीपुण्याकावेर्याद्याःसरिद्वराः ॥ स्वर्गेमर्त्येचपातालेवर्तमानाःसतीर्थकाः ॥ ८ ॥ स्थितागोदावरीतीरेसिंहराशिगतेगुरौ ॥ दृष्ट्वाचपुष्करादीनिसप्तसिंधुसरांसिच ॥ ॥ ९ ॥ मेर्वादिपर्वताःपुण्यादर्शनात्पापनाशनाः ॥ तीर्थराजप्रयागं

## અધ્યાય ૨૯ મો.

માર્કંડેય કેહે છે—હવે દ્વારકાનું છાના કરતાં પણ વધારે છાનું અને ઉત્તમ પરમ પવિત્ર બીજું પણ માહાત્મ્ય કહું છું. ॥ ૧ ॥ તીર્થ, ક્ષેત્રાદિક, દેવતાઓ અને ઋષિઓમાં ન્યૂનાધિક પણાનો સંશય જેથી મટી જાય એવો અને મનને ગમે એવો એક પ્રાચીન ઈતિહાસ કહું છું. ॥ ૨ ॥ બૃહસ્પતિ સિંહરાશિમાં હતા ત્યારે ગૌતમ મુનિને પ્યારા ગોદાવરીના અતુલ મહિમાને જોઈ ભગવાનને પ્યારા સર્વ મુનિઓમાં ઉત્તમ નારદજી, ત્રૈલોક્યની અંદરનાં સઘળાં તીર્થો અને સઘળી નદીઓ ભારે વિસ્મય પામ્યાં હતાં. ॥ ૩ ॥ ૪ ॥ કાશી, કુરૂક્ષેત્ર, અયોધ્યા, મથુરા, હરિદ્વાર, કાંચી, ઉજ્જેણ, અરણ્યો, આશ્રમો, ॥ ૫ ॥ હરિક્ષેત્ર, ગયા, પુરૂષોત્તમક્ષેત્ર, પ્રભાસ આદિ પવિત્ર ક્ષેત્રો, સઘળાં મુક્તિ ક્ષેત્રો, ॥ ૬ ॥ ગંગા, યમુના, રેવા, સરસ્વતી, સરયૂ, ગંડકી, તાપી, પયોષ્ણી ॥ ૭ ॥ કૃષ્ણા, ભીમરથી અને કાવેરી આદિ મર્ત્યલોકની ઉત્તમ નદીઓ, તેમજ સ્વર્ગલોકની તથા પાતાલ લોકની ઉત્તમ નદીઓ પણ એ સર્વે પોત પોતાનાં તીર્થો સહિત જે સમયે બૃહસ્પતિ સિંહરાશિમાં હતા તે સમયે ગોદાવરીને કાંઠે રહ્યાં હતાં. એ જોઈ પુષ્કર આદિ સરોવરો, સપ્તસિંધુનાં સરોવરો, દર્શન માત્રથી પાપનો નાશ કરનારા મેરૂ આદિ પવિત્ર પર્વતો, સર્વ તીર્થો સહિત તીર્થ-

चसर्वतीर्थसमन्वितम् ॥ १० ॥ वेदोपवेदाःशास्त्राणिपुराणानिच सर्वशः ॥ सिद्धामुनिगणाःसर्वेदेवर्षिपितृदेवताः ॥ ११ ॥ इंद्रादयः सुरश्रेष्ठाःसिंहस्थेचबृहस्पतौ ॥स्थितागोदावरीतीरेवर्षमेकंप्रहर्षिताः॥ ॥ १२ ॥ यानिकानिचपुण्यानितीर्थक्षेत्राणिसंतिवै ॥ त्रैलोक्येता निसर्वाणिगौतम्यांवीक्ष्यविस्मितः ॥ १३ ॥ देवर्षिनारदस्तत्रमुनि भिःसहितोऽवसत् ॥ सिंहेयातेतुसर्वाणिस्वस्थानेगमनायवै॥ १४॥ आमंत्र्यगौतमींदेवींस्थितानिपुरतस्तदा ॥ सर्वेषांशृण्वतांप्राहगौत मीखिन्नमानसा ॥ १५ ॥ तस्मादुर्जनसंसर्गान्नारदंदेवपूजितं॥१६॥

॥गौतम्युवाच॥ पश्यैतानिसुतीर्थानिगंगाद्याःसरितोऽमलाः॥ सागरागिरयःपुण्यागयात्रितयमेवच ॥ १७ ॥ क्षेत्राणिमोक्षदानीह त्रैलोक्येयानिनारद ॥ देवाश्चपितरःसिद्धाऋषयोभवदादयः ॥१८॥ तीर्थराजःप्रयागश्चसर्वतीर्थसमन्वितः ॥ एतेषामेवसर्वेषांमत्संसर्गा न्महामुने ॥ १९ ॥ विशुद्धानांप्रकाशेनराजतेभुवनत्रयं ॥ पुण्यप्रका शदीप्तानांमुदितानामहर्निशं ॥ २० ॥ सौभाग्यमधुनाप्राप्तंमत्संसर्गे णनारद ॥ प्रयांत्येतानिसर्वाणिस्वस्थानानिप्रहर्षतः ॥ २१ ॥

રાજા પ્રયાગ, વેદ, ઉપવેદ, શાસ્ત્રો, સઘળાં પુરાણો, સિદ્ધ લોકો, સર્વે મુનિઓ, દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ અને ઈંદ્ર આદિ ઉત્તમ દેવતાઓ એઓ પણ સિંહના બૃહસ્પતિનાં સમયમાં એકવર્ષ સુધી ગોદાવરીને કાંઠે આનંદથી રહ્યાં હતાં. ॥ ૮ ॥ ૯ ॥ ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨ ॥ ત્રૈલોક્યમાં જે કોઈ પવિત્ર તીર્થો અને પવિત્ર ક્ષેત્રો છે તે સઘળાંઓને ગોદાવરીમાં આવેલાં જોઈ વિસ્મય પામેલા ॥ ૧૩ ॥ નારદજી પણ મુનિઓ સહિત ત્યાં રહ્યા હતા. સિંહરાશિ ગયા પછી સઘળાં તીર્થો અને ક્ષેત્રો પોતપોતાને ઠેકાણે જવા સારૂ ગોદાવરીની રજા લઈને તેની આગળ ઉભાં હતાં તે સમયે કેટલાંએક પાપીઓના સંસર્ગથી મનમાં ખેદ પામેલાં ગોદાવરી દેવીએ સઘળાંઓ સાંભળતાં દેવતાઓના ઋષિ નારદજીને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥

ગોદાવરી કેહે છે—જુવો આ ઉત્તમ તીર્થો, ગંગા આદિ ઉત્તમ નદીઓ, સમુદ્રો, પવિત્ર પર્વતો, ત્રણે ગયાઓ, ત્રૈલોક્યની અંદરનાં મુક્તિદાયક ક્ષેત્રો, દેવતાઓ, પિતૃઓ, સિદ્ધલોકો, આપ આદિ ઋષિઓ અને સઘળાં તીર્થો સહિત તીર્થોનો રાજા પ્રયાગ એઓ સઘળાં મારા સંસર્ગથી પવિત્ર થયાં છે, નિરંતર રાજી રહ્યાં છે, પવિત્ર પ્રકાશથી દીપે છે અને એઓના પ્રકાશથી ત્રૈલોક્ય દીપી રહ્યું છે. ॥ ૧૭ ॥ ૧૮ ॥ ॥ ૧૯ ॥ ૨૦ ॥ હે મોટા મુનિ નારદજી ! મારા સંસર્ગથી એઓ સર્વે મહાસૌ-

अधुनाहंपरिश्रांतादह्यमानाह्यहर्निशं ॥ दुर्जनानांचसंसर्गाद्भृशंपापा न्विताप्रभो ॥ २२ ॥ एतानिमत्प्रसादेनपुण्यानिमुदितानिच ॥ कथा मिश्रमशांत्यर्थंदुःखिताकिंकरोम्यहं ॥ २३ ॥ क्षेत्रराजाधिराजंच सर्वतीर्थोत्तमोत्तमं ॥ सर्वोत्तमोत्तमंदेवकथ्यतांमेसुखावहं ॥ २४॥

॥ मार्कंडेयउवाच ॥ गोदावर्यावचःश्रुत्वाभगवान्नारदोऽब्रवीत् ॥ क्षणंध्यात्वासुदुःखार्तःप्राप्तसंशयमानसः ॥ २५ ॥ कथंवैगौतम्यद्येषाविषण्णादृश्यतेधुना ॥ दृष्टाप्रसन्नवदनास्वतेजोभिःसमन्विता ॥ २६ ॥

॥ नारदउवाच ॥ अहोह्यत्यद्भुतंह्येतद्गौतम्याव्यसनंमहत् ॥ दृश्यतांऋषयोदेवास्तीर्थक्षेत्रसरिद्वराः ॥ २७ ॥ सुपुण्यातिशयोयस्याअस्माकंसमभूद्द्रुतं ॥ तस्याःपापातिशमनंकथंस्यादिति चिंत्यतां ॥ २८ ॥

ભાગ્ય મેળવી રાજી થઈને હમણાં પોતપોતાને ઠેકાણે જાય છે. ॥ ૨૧ ॥ પણ હમણાં હું દુર્જનોનાં પાપ ધોઈને થાકી રહી છું, દુર્જનોના સંસર્ગથી બહુજ પાપવાળી થઈ છું અને તેથી રાતદિવસ બળ્યા કરૂં છું. ॥ ૨૨ ॥ આ સઘળાં તો મારી કૃપાથી પવિત્ર થયાં છે અને રાજી થયાં છે પણ હું દુઃખ પામી છું તો હવે મારે પાપોની શાંતિ કરવા વાસ્તે કયાં જવું ? અને શું કરવું ? ॥૨૩॥ હે નારદજી ! મને જેથી સુખ ઉપજે એવું જે કોઈ સર્વ તીર્થોમાં શિરોમણિ, ક્ષેત્રોનું ચક્રવર્ત્તી અને સર્વ પદાર્થોમાં અતિ ઉત્તમ હોય તેનું નામ આપો એટલે હું ત્યાં જાઊં. ॥ ૨૪ ॥

માર્કંડેય કહે છે—એ પ્રમાણે ગોદાવરીનું વચન સાંભળી નારદજીના મનમાં દુઃખ ઉત્પન્ન થયું અને સંશય થયો કે ( આથી ઉત્તમ કયું ક્ષેત્ર હશે. ) ॥ ૨૫ ॥ " આ ગોદાવરી કે જે પ્રથમ પ્રસન્ન દેખાતાં હતાં, તેજસ્વી દેખાતાં હતાં અને હર્ષ ભરેલાં મુખવાળાં દેખાતાં હતાં તે હમણાં આ પ્રમાણે ખેદ પામેલાં દેખાય છે તો હવે આનું શું કરવું. " એમ ક્ષણમાત્ર વિચાર કરીને નારદજીએ સઘળા ઋષિઓ આદિને નીચે પ્રમાણે પુછયું. ॥ ૨૬ ॥

નારદજી પુછે છે—હે ઋષિઓ ! હે દેવતાઓ ! હે તીર્થો ! હે ઉત્તમ ક્ષેત્રો ! હે ઉત્તમ નદીઓ ! જુવો. આ ગોદાવરીને અત્યંત અદ્ભુત અને ભારે દુઃખ આવ્યું છે. ॥ ૨૭ ॥ જેથી આપણનાં ઉત્તમ પુણ્યનો તુરત ભારે વધારો થયો એવાં આ ગોદાવરીને દુર્જનોના સંસર્ગથી જે પાપ લાગેલા છે તેઓની અત્યંત શાંતિ કેમ થાય તે વિષે વિચાર કરો. ॥ ૨૮ ॥

॥ मार्कंडेयउवाच॥ तदाचिंतयतांतेषांमुनिर्धारिततत्त्वकः॥ गौतमोभगवांस्तत्रसमायातोमुनीश्वरः ॥ २९ ॥ दृष्ट्वातमृषयोदेवाय थोचितमपूजयन् ॥ जान्हवीयमुनापुण्यानर्मदाचसरस्वती ॥३०॥ वाराणसीकुरुक्षेत्रप्रमुखान्याश्रमैःसह ॥ प्रयागादीनितीर्थानिहर्ष शोकयुतानिच ॥ ३१ ॥ युगपत्तानिसर्वाणिसंपूज्यमुनिमब्रुवन् ॥

ऋषिदेवतीर्थक्षेत्राण्यूचुः॥त्वत्प्रसादेननोजातासम्यक्शुद्धिर्म हामुने॥३२॥यदानीतात्वयागंगागौतमीभूतलंशुभं॥ कृतार्थामानवा जाताःसर्वपापविवर्जिताः ॥ ३३॥ किंतुदुर्जनसंपर्कात्संतप्तागौतमी भृशं ॥ कथंपापैर्विनिर्मुक्तापरमानंदसंप्लुता ॥ ३४ ॥ सुप्रभाजाय तेदेवीतद्गौतमविचिंत्यतां ॥

॥ गौतमउवाच ॥ सर्वेषांक्षेत्रतीर्थानांमहाऽशुभविनाशिनी ॥ ॥ ३५ ॥ गौतमीयंमहाभागाअस्यास्तापःक्वशाम्यति ॥ नास्तिलो कत्रयेतीर्थंस्नातुंसिंहगतेगुरौ ॥ ३६ ॥ यद्वैनायातिगौतम्यांक्षेत्रं चातिविशुद्धये ॥ काशीप्रयागमुख्यानिराजंतेयत्प्रसादतः ॥ ३७ ॥

માર્કંડેય કેહે છે—નારદજીનું વચન સાંભળી સઘળાંઓ વિચાર કરતાં હતાં તેટલી વારમાં આત્મતત્વના સંપૂર્ણ નિશ્ચયવાળા મહાત્મા ગૌતમમુનિ ત્યાં આવ્યા. ॥ ૨૯ ॥ એમને જોઈ ઋષિઓએ, દેવતાઓએ, ગંગાએ, યમુનાએ, નર્મદાએ, સરસ્વતીએ, ॥ ૩૦ ॥ કાશીએ, કુરૂક્ષેત્ર આદિ ક્ષેત્રોએ, આશ્રમોએ અને પ્રયાગ આદિ તીર્થોએ તેમની યથાયોગ્ય પૂજા કરી. હર્ષ તથા શોકથી વ્યાપ્ત થએલાં એ સઘળાંઓએ સામટું પૂજન કરીને ગૌતમમુનિને નીચે પ્રમાણે કહ્યું.

ઋષિ, દેવ, તીર્થ તથા ક્ષેત્રો કેહે છે—હે મોટા મુનિ ! આ સર્વોત્તમ ગોદાવરીને તમેજ પૃથ્વીપર લાવ્યા છો તેથી અમારી સારી રીતે શુદ્ધિ તમારી કૃપાથીજ થઈ છે એમ સમજીએ છીએ. ગોદાવરીના સમાગમથી માણસો સઘળાં પાપોથી રહિત અને કૃતાર્થ થયાં છે. ॥ ૩૧ ॥ ૩૨ ॥ ૩૩ ॥ પરંતુ દુર્જનોના સંસર્ગથી ગોદાવરી બહુજ દુઃખ પામે છે તો હવે એ ગોદાવરી પાપોથી મુક્ત થઈ પરમ આનંદવાળાં અને ઉત્તમ કાંતિવાળાં શી રીતે થાય તે વિષે વિચાર કરો.

ગૌતમ કેહે છે—સઘળાં ક્ષેત્રોનાં અને તીર્થોનાં સઘળાં પાપોનો વિનાશ ગોદાવરીથીજ થયો છે તો હવે આ ગોદાવરીનો પરિતાપ ક્યાં મટશે એ કાંઈ મને સુજતું નથી. ત્રણે લોકમાં એવું કોઈ તીર્થ કે ક્ષેત્ર નથી કે જે સિંહરાશિના બૃહસ્પતિના સમયમાં પોતાની શુદ્ધિને વાસ્તે ગોદાવરીમાં નાહાવા નહી આવતું હોય.

दुष्टसंपर्कसंतापोगोदावर्याव्रजेत्कथं ॥ वदंतुमनयःसर्वेक्षेत्रतीर्थे समाश्रिताः ॥ ३८ ॥

॥ मार्कंडेयउवाच ॥ इत्युक्तामुनयःसर्वेनोचुःकिंचिद्विमोहिताः ॥ तत्रोपायंसविज्ञायगौतमींगौतमोऽब्रवीत ॥ ३९ ॥

॥ गौतमउवाच ॥ आनीतासिमयादेवितपसाराध्यशंकरं ॥ अतोहंशंकरंदेवंप्रक्ष्याम्येनमुपायकं ॥ ४० ॥

॥ मार्कंडेयउवाच ॥ तदाभून्महदाश्चर्यंशृण्वतांशांतिकारकं ॥ जनयत्परमानंदंसर्वेषांमूढचेतसां ॥ ४१ ॥ ध्यायमानेमहादेवेगौतमेनमहात्मना ॥ अकस्मादभवद्वाणीहर्षयंतीजगत्तदा ॥ ४२॥ नादयंतीदिशःसर्वाआब्रह्मभुवनात्तदा ॥ अरूपलक्षणाकाराशमयंती विषादकं ॥ ४३ ॥

॥ दिव्यवाण्युवाच ॥ अहोबतमहाश्चर्यंसर्वेषांशुभदेशुभे ॥ विद्यमानेमहाक्षेत्रेमग्नादुःखार्णवेबुधाः ॥ ४४ ॥ अहोमूढाविनष्टावै

હે સઘળા પૂજ્ય મુનિઓ ! કાશી અને પ્રયાગ આદિ તીર્થો પણ જેની કૃપાથી પાપમુક્ત થયાં છે તે ગોદાવરીને દુર્જનના સંસર્ગથી લાગેલા પાપનો પરિતાપ શી રીતે મટે તે તમોજ કહો. કારણ કે તમો પણ તીર્થોમાં અને ક્ષેત્રોમાં રેહેનારા છો. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥ ૩૭ ॥ ૩૮ ॥

માર્કંડેય કેહે છે—આ પ્રમાણે ગૌતમમુનિનાં વચન સાંભળી મુંઝાઈ ગએલા મુનિઓ કાંઈ પણ બોલ્યા નહી ત્યારે ગૌતમમુનિએ પોતેજ ઉપાય શોધવાની ગોઠવણ કરીને ગોદાવરીને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૩૯ ॥

ગૌતમ કેહે છે—હે ગોદાવરી દેવી ! હું તમને શંકરનું તપથી આરાધન કરીને લાવ્યો છું માટે હું તમારો પરિતાપ મટવાનો ઉપાય પણ શંકરનેજ પુછીશ. ॥૪૦॥

માર્કંડેય કેહે છે—એમ કહી મહાત્મા ગૌતમમુનિ શંકરનું ધ્યાન કરવા લાગ્યા ત્યાં સાંભળનારાઓને શાંતિ આપે એવું અને મુંઝાઈ ગએલા સર્વે લોકોને પરમ આનંદ ઉપજાવે એવું એક મોટું આશ્ચર્ય થયું. એ આશ્ચર્ય એ થયું કે બ્રહ્મલોક સુધી સઘળી દિશાઓને ગજાવતી, જગતને રાજી કરતી, રૂપ લક્ષણ કે આકાર વગરની અને સઘળાઓના ખેદને મટાડનારી નીચે પ્રમાણે આકાશવાણી થઈ. ॥૪૧॥ ૪૨॥૪૩॥

આકાશવાણી કેહે છે—અહો !! આ મોટું આશ્ચર્ય છે કે સઘળાઓને પુત્ર દેનારૂં અને અતિ પવિત્ર એક મોટું ક્ષેત્ર વિદ્યમાન છતાં પણ તમો વિદ્વાન લોકો દુઃખરૂપી સમુદ્રમાં ડુબી ગયા છો. ॥ ૪૪ ॥ જ્યારે તમારા જેવા મૂ-

मज्जंत्यज्ञानसागरे ॥ ऋषयोऽपिनजानंतिसर्वाशुभविनाशनं ॥ ४५॥
अहोहेगौतमाश्चर्यमृषयोनारदादयः ॥ शृण्वंतुक्षेत्रतीर्थानिकृपया
संवदाम्यहं ॥ ४६ ॥ पश्चिमस्यसमुद्रस्यतीरमाश्रित्यवर्तते ॥ अ
स्यास्तुदिशिवायव्यांद्वारकाक्षेत्रमुत्तमं ॥ ४७ ॥ यत्रास्तेगोमतीपु
ण्यासागरेणसमन्विता ॥ पश्चिमाभिमुखोयत्रमहाविष्णुःसदास्थि
तः ॥ ४८ ॥ तत्सर्वपापराशीनामुग्राणामपिसर्वदा ॥ दाहस्थानं
समाख्यातमिंधनानांयथानलः ॥ ४९ ॥ तद्गम्यतांमहाभागागौ
तम्याःपापदाहकं ॥ गोदावरींपुरस्कृत्यक्षेत्रतीर्थसमन्वितां ॥ ५० ॥
प्राप्यद्वारावतींपुण्यांमत्प्रसादाद्द्विजोत्तमाः ॥ प्रभावोद्वारकायावःस
त्यमाविर्भविष्यति ॥ ५१ ॥

॥ मार्कंडेयउवाच ॥ इत्युक्त्वोपरतेदेवेसर्वेतेहर्षमानसाः॥श्रु
त्वासर्वोत्तमंतीर्थंजगृहुर्हरिनामच ॥ ५२ ॥ जितंजितमस्माभि
र्धन्यधन्यतमावयं ॥ तदासर्वाणितीर्थानिक्षेत्राणिसाकमाश्रमैः ॥
॥ ५३ ॥ वाराणसीप्रयागादिसरांसिसिंधवोनगाः ॥ गयाचदेवखा

ષિઓ પણ સઘળાં પાપોનો નાશ કરનારાં એ ક્ષેત્રને જાણતા નથી ત્યારે બીચારા મૂઢ લોકો તો દુખી થયા અને અજ્ઞાનરૂપી સમુદ્રમાં બૂડ્યાજ એમાં સંશય નહી.॥૪૫॥ હે ગૌતમ ! હે નારદ આદિ ઋષિઓ ! હું હવે કૃપાથી તમોને આશ્ચર્ય આપે એવું એક ક્ષેત્ર બતાવું છું તે સાંભળો. ॥ ૪૬ ॥ પશ્ચિમ સમુદ્રને કાંઠે અને આ ક્ષેત્રથી વાયુ ખુણામાં દ્વારકા નામનું ઉત્તમ ક્ષેત્ર છે કે જ્યાં પવિત્ર ગોમતી નદી સમુદ્રની સાથે મળીને વેહે છે અને મહાવિષ્ણુ પશ્ચિમ દિશામાં મુખ રાખીને સર્વદા રહ્યા છે. ॥ ૪૭ ॥ ૪૮ ॥ જેમ અગ્નિ સઘળાં કાષ્ઠોને બાળે છે તેમ એ ક્ષેત્ર સઘળાં ઉગ્ર પાપોના સમૂહોને પણ બાળનાર છે. પાપોને બાળવાનું સ્થાનક એ છે એટલા માટે હે ઋષિઓ ! તમો ગોદાવરીને આગળ કરી સઘળાં ક્ષેત્રો અને તીર્થો સહિત ત્યાં જાઓ. ગોદાવરીનાં પાપ એ સ્થલમાં બળશે. હે ઉત્તમ બ્રાહ્મણો ! મારી કૃપાથી તમો દ્વારકામાં જશો તે સમયે દ્વારકાનો પ્રભાવ પ્રત્યક્ષ રીતે તમારા જોવામાં આવશે એમાં સંશય નથી. ॥ ૪૯ ॥ ૫૦ ॥ ૫૧ ॥

માર્કંડેય કેહે છે—એટલું બોલીને આકાશવાણી બંધ પડતાં તે સર્વ મુનિ લોકો ઉત્તમ તીર્થની વાત સાંભળીને રાજી થયા, ભગવાનનાં નામ લેવા લાગ્યા. ॥ ૫૨ ॥ તથા "આપણે જીત્યા, જીત્યા, આપણે આજ ભારે ભાગ્યશાળી થયા" એમ બોલવા લાગ્યા. તે સમયે સઘળાં તીર્થો, ક્ષેત્રો, આશ્રમો, ॥ ૫૩ ॥ કાશી,

तानिपितरोदेवमानवाः ॥ ५४ ॥ श्रुत्वाप्रमुदितावाचंप्रोचुर्जयजये
तिवै ॥ अहोसर्वोत्तमंतीर्थंक्षेत्रंसर्वोत्तमोत्तमं ॥५५॥ देवदेवोत्तमंदे
वंकृष्णंक्लेशविनाशनं ॥द्रष्टुकामास्तदासर्वेप्रोचुरन्योन्यमादृताः॥५६॥
॥ ऋषिदेवतीर्थान्यूचुः ॥ कदाद्रक्ष्यामहेपुण्यांद्वारकांकृष्ण
पालितां ॥ श्रीकृष्णंदेवदेवंचभक्तक्लेशविनाशकं ॥ ५७ ॥ कदातु
गोमतीस्नानमस्माकंसंभविष्यति ॥ चक्रतीर्थेकदास्नात्वाकृष्णदेव
स्यमंदिरं ॥ ५८ ॥ द्रक्ष्यामःसुमहापुण्यंमुक्तिद्वारमपावृतं ॥ यस्मा
द्भवतिसर्वेषांजन्मसाफल्यमद्भुतं ॥ ५९ ॥ दुर्लभोद्वारकावासोदुर्ल
भंकृष्णदर्शनं ॥ दुर्लभंगोमतीस्नानंरुक्मिणीदर्शनंतथा ॥ ६० ॥
मेरुमंदरतुल्यावैपुण्यपुंजाःकृतायदि ॥ तर्हिस्याद्देवदेवस्यकृष्णस्य
दर्शनंहिनः ॥ द्वारकादर्शनंपुण्यंकदास्माकंभविष्यति ॥ ६१ ॥

इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये आकाशवाण्युद्भवो नाम एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

પ્રયાગ આદિ, સરોવરો, સમુદ્રો, પર્વતો, ગયા, સ્વાભાવિક જલાશયો, પિતૃઓ, દેવતાઓ અને મનુષ્યો એ સાંભળીને 'જય જય' એવા શબ્દો કરવા લાગ્યાં. સર્વોત્તમ તીર્થ અને સર્વોત્તમ ક્ષેત્ર રૂપ દ્વારકાનાં તથા ક્લેશને મટાડનારા દેવાધિદેવ શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઈચ્છાથી તે સર્વે પ્રેમ ભરેલી રીતે તે સમયે એક બીજાને નીચે પ્રમાણે કેહેવા લાગ્યાં. ॥ ૫૪ ॥ ૫૫ ॥ ૫૬ ॥

ઋષિ, દેવ તથા તીર્થો કેહે છે—શ્રીકૃષ્ણે પાળેલી પવિત્ર દ્વારકાને અને ભક્તોના ક્લેશોને ટાળનારા દેવાધિદેવ શ્રીકૃષ્ણને ક્યારે દેખશું. ॥ ૫૭ ॥ આપણને ગોમતીસ્નાન ક્યારે મળશે અને ચક્રતીર્થમાં નાહી મહાપવિત્ર તથા મુક્તિના ખુલ્લા દ્વારરૂપ શ્રીકૃષ્ણના મંદિરને ક્યારે દેખશું કે જેથી સઘળાંઓના જન્મની અલૌકિક સફળતા થાય. ॥ ૫૮ ॥ ૫૯ ॥ દ્વારકામાં નિવાસ દુર્લભ છે, શ્રીકૃષ્ણનું દર્શન દુર્લભ છે, ગોમતીમાં સ્નાન દુર્લભ છે અને રૂક્મિણીનું દર્શન દુર્લભ છે. ॥ ૬૦ ॥ મેરૂ તથા મંદરાચળ જેવડા પુણ્યોના ઢગલા કરયા હશે તોજ આપણને દેવાધિદેવ શ્રીકૃષ્ણનું દર્શન પ્રાપ્ત થશે. હવે આપણને દ્વારકાનું પવિત્ર દર્શન ક્યારે મળે. ॥ ૬૧ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો આકાશવાણ્યુદ્ભવ એવા નામનો ૨૯ મો અધ્યાય સંપૂર્ણ.

# ॥ त्रिंशत्तमोऽध्यायः ॥

॥ मार्कंडेयउवाच ॥ तदातेषांसुतीर्थानांक्षेत्राणामभवन्मुदः ॥ गंतुंद्वारावतींपुण्यांसर्वेषामपिसर्वशः ॥ १ ॥ ऋषीणांपितृदेवानांतीर्थानामपिचोद्यमं ॥ द्वारकागमनेदृष्ट्वात्दृष्टौनारदगौतमौ ॥ २ ॥ महोत्सवोमहांस्तत्रभविष्यतिमनोहरः ॥ तीर्थानांकृष्णयात्रायांगंतव्यमित्यवोचतुः ॥ ३ ॥ अथतेऋषयोदेवाःसर्वतीर्थसमन्विताः ॥ गौतमींतांपुरस्कृत्यययुर्द्वारावतींमुदा ॥ ४ ॥ तदातीर्थानिसर्वाणिक्षेत्राण्यन्यानिकृत्स्नशः ॥ द्वारकागमनारंभेसानंदाऋषयःसुराः ॥ ५ ॥ श्रद्धयापरयाभक्त्याकृष्णदर्शनलालसाः ॥ वीणावादित्रनिरतंनारदंपथितेऽब्रुवन् ॥ ६ ॥

॥ क्षेत्रतीर्थदेवर्षयऊचुः ॥ पृच्छामहेऽधुनात्वांवैयोगिनांपरमंगुरुं ॥ द्वारकायास्तुयात्रायाःकोविधिःसम्प्रकीर्त्यतां ॥ ७ ॥

॥ श्रीनारदउवाच ॥ कृताभ्यंगस्तुपूर्वेद्युःसंपूज्यश्रद्धयाहरिं॥

## અધ્યાય ૩૦ મો.

માર્કંડેય કેહે છે—તે સમયે એ સઘળાં તીર્થોને પવિત્ર દ્વારકા ક્ષેત્રમાં જવાને સઘળી રીતે આનંદ ઉત્પન્ન થયો. ॥ ૧ ॥ ઋષિઓને, પિતૃઓને, દેવતાઓને તથા તીર્થોને દ્વારકાની યાત્રા કરવામાં સજ્જ થએલાં જોઈ નારદજી અને ગૌતમમુનિ બોલ્યા કે "દ્વારકાની યાત્રામાં ભારે મનોહર ઉત્સવ અને મેલાવડો થશે માટે આપણે ત્યાં અવશ્ય જવું. ॥ ૨ ॥ ૩ ॥ પછી ઋષિઓ, દેવતાઓ અને સઘળાં તીર્થો ગોદાવરીને આગળ કરીને પ્રેમથી દ્વારકાની યાત્રા કરવા ચાલ્યાં ॥ ૪ ॥ તે સમયે સઘળાં બીજાં તીર્થો, ક્ષેત્રો, ઋષિઓ અને દેવતાઓ પણ દ્વારકા જવાના આનંદથી ભરપૂર થયાં. ॥ ૫ ॥ ભગવાનના દર્શનની ઉત્કંઠાવાળાં તે સઘળાંઓએ વીણા બજાવવામાં રૂચિવાળા નારદજીને માર્ગમાં શ્રદ્ધાથી અને પરમભક્તિથી નીચે પ્રમાણે કહ્યું. ॥ ૬ ॥

ક્ષેત્ર, તીર્થ, દેવ અને ઋષિઓ કેહે છે—હે નારદજી ! તમે કે જે યોગીઓના પરમ ગુરૂ છો તેમને હમણાં દ્વારકાની યાત્રા કરવાનો વિધિ પુછીએ છીએ. શો વિધિ છે તે કહો. ॥ ૭ ॥

નારદજી કેહે છે—પેહેલે દિવસે તેલનો અભ્યંગ કરી શ્રદ્ધાથી ભગવાનની પૂજા કરીને પ્રસન્નતાથી પોતાની શક્તિ પ્રમાણે વૈષ્ણવ બ્રાહ્મણોની પૂજા કરવી.

पूजयेद्वैष्णवान्विप्रान्स्वशक्त्यासंप्रहर्षितः ॥ ८ ॥ अनुज्ञातोमहा
विष्णोःप्रसादमुपभुज्यवै ॥ शयीतभुविसुप्रीतोद्वारकांकृष्णमानसः ॥
॥ ९ ॥ श्वोभूतेतुशुचिःस्नातःसंपूज्यजगदीश्वरं ॥ प्रदक्षिणंनमस्कृ
त्यमहाविष्णोरनुज्ञया॥ १० ॥ संपृच्छ्यकुलवृद्धांश्चब्राह्मणान्वैष्णवा
न्प्रियान् ॥ प्रतोष्यगंधतांबूलैःकुर्यात्तत्रमहोत्सवं ॥ ११ ॥ ततस्तु
तदनुज्ञातोगीतवादित्रसंस्तवैः ॥ यात्रारंभंप्रकुर्वीतद्वारकायांप्रहर्षि
तः ॥ १२ ॥ द्वारकांगच्छमानश्चशांतोदांतःशुचिःसदा ॥ ब्रह्मचर्य
मधःशय्यांकुर्वीतनियतेंद्रियः ॥ १३ ॥ वेदांश्चैवपुराणानिपठन्गी
तांतथैवच ॥ गीतवाद्यप्रघोषेणनृत्यमानःप्रहर्षितः ॥ १४ ॥ पादसं
वाहनंकार्यंभक्तानांचश्रमापहं॥ पानीयंमुखवासंचद्वारकांप्रतिगच्छ
तां ॥ १५ ॥ अन्नपानादिकंसर्वंविभवेसतिमानवैः ॥ अपिस्वल्पं
स्वशक्त्यावैकृतंकोटिगुणंभवेत् ॥ १६ ॥ पथिकृष्णस्ययोभक्त्याग्रा
समेकंप्रयच्छति ॥ सद्वीपातेनदत्ताभूःपुण्यस्यांतोनविद्यते ॥ १७॥
किंपुनर्द्वारकाक्षेत्रेश्रीकृष्णस्यसमीपतः ॥ एकैकस्मिन्कलौसिक्थेन

॥ ८ ॥ મહાવિષ્ણુની આજ્ઞાથી તેમનો પ્રસાદ જમી રાજી થઇ વિષ્ણુમાં મન રા-
ખીને દ્વારકામાં ધરતીપર સુઇ રેહેવું. ॥ ૯ ॥ પ્રાતઃકાલ થાય ત્યારે સ્નાન કરી
પવિત્ર થઇ ભગવાનની પૂજા કરી તેમની અનુજ્ઞા લઇને પ્રદક્ષિણા તથા નમસ્કાર
કરવા. ૧૦ ॥ પછી કુલના વૃદ્ધ પુરૂષોને પુછી બ્રાહ્મણોને તથા પ્રિય વૈષ્ણવોને
ચંદન અને પાનબીડી આદિથિ પ્રસન્ન કરીને ત્યાં મહોત્સવ કરવો. ॥ ૧૧ ॥ ગાય-
ન, વાજંત્રના નાદ તથા સ્તુતીઓ કરી બ્રાહ્મણોની તથા વૈષ્ણવોની આજ્ઞા લઇને
આનંદથી યાત્રાનો આરંભ કરવો. ॥ ૧૨ ॥ દ્વારકાના માર્ગમાં જતાં સદા શાંત,
સાવધાન, પવિત્ર તથા જિતેંદ્રિય રહીને બ્રહ્મચર્ય પાળવું, ધરતીપર સુવું, ॥ ૧૩ ॥
વેદ પુરાણ તથા ગીતાજીના પાઠ કરવા, ગાયન તથા વાજંત્રના શબ્દ સાંભળી રાજી
થવું તથા આનંદયુક્ત રેહેવું. ॥ ૧૪ ॥ દ્વારકામાં જતા ભક્ત લોકોનો પરિશ્રમ મ-
ટાડવા સારૂ તેઓના પગ ચાંપવા, પાણી દેવું તથા મુખવાસ દેવો. ॥ ૧૫ ॥ જો
શક્તિ હોય તો અન્નપાન આદિ સઘળું દેવું. પોતાની શક્તિના અનુસારથી એમાંનું
થોડુંક કરવામાં આવે તોપણ તે કરોડ ગણું થાય છે. ॥ ૧૬ ॥ દ્વારકાના માર્ગમાં
ભક્તિથી જે માણસ એક કોળીઓ પણ આપે તેને દ્વીપો સહિત પૃથ્વી આપ્યાનું
પુણ્ય થાય છે કે જેનો કદી ક્ષયજ થતો નથી, ॥ ૧૭ ॥ ત્યારે દ્વારકાક્ષેત્રમાં શ્રી
કૃષ્ણના સમીપમાં અન્ન આપ્યાનું પુણ્ય થવા વિષે તો શુંજ કેહેવું. કલિયુગમાં અ-

राजसूयायुतंफलं ॥ १८ ॥ गयाश्राद्धसहस्राणिकृतानिशतसंख्यया ॥ अन्नदानंकृतंयैस्तुद्वारकापथिमानवैः ॥१९॥ औषधंचान्नपानीयंपादुकेयानकंबलान्॥वासांसितोयपात्राणिवित्तंचविभवेसति॥॥ २० ॥ वर्जयेच्छकटंविद्वान्वृथालापंचमैथुनं ॥ परनिंदांनिषिद्धानियानिशास्त्रैर्वदंतिहि ॥ २१ ॥ परान्नंपरपाकंचसतिवित्तेत्यजेद्बुधः ॥ नदोषोऽसतिवित्तेचतावन्मात्रपरिग्रहे ॥ २२ ॥ श्रोतव्या सत्कथाविष्णोर्नामसंकीर्तनंमुदा ॥ जप्तव्यंवैदिकंजाप्यंविष्णोःसंप्रीतिहेतवे ॥ २३ ॥ उत्सवोऽत्रप्रकर्तव्यःसानंदैर्द्विजसत्तमाः ॥ यतध्वंतत्प्रयत्नेनविष्णोःप्रीत्यैममापिच ॥ २४ ॥

॥ मार्कंडेयउवाच ॥ एवंतेनारदेनोक्तामुनयोहृष्टमानसाः ॥ चक्रुस्तेसहिताःसर्वेकृष्णदेवस्यसत्पथि ॥ २५ ॥ केप्यशृण्वन्महाविष्णोःसत्कथालोकविश्रुताः ॥ यासांसंश्रवणादेवभगवान्विशतेहृदि ॥ २६ ॥ अपरेवासुदेवस्यचरितानिसुमंगलाः ॥ वदंतिपरयाभ

ત્રની એક એક કણીએ દશ હજાર રાજસૂય કરયાનું પુણ્ય થાય છે. ॥ ૧૮ ॥ જેઓએ દ્વારકાના માર્ગમાં અન્નદાન કર્યું તેઓએ સોવાર હજારો ગયાશ્રાદ્ધ કરયાં એમ સમજવું. ॥ ૧૯ ॥ શક્તિ હોય તો ઔષધ, અન્ન, પાણી, વાહન, ધાબળા, વસ્ત્રો જલનાં પાત્રો અને ધન એઓનાં પણ દાન કરવાં. ॥ ૨૦ ॥ ગાડાપર બેસવું નહી, વૃથા બોલવું નહી, મૈથુન કરવું નહી, પરાઈ નિંદા કરવી નહી અને બીજાં પણ જે જે વાનાં શાસ્ત્રોમાં નિષિદ્ધ છે તે કરવાં નહી. ॥ ૨૧ ॥ પોતાની પાસે ધન હોય તો સમજુએ પરાયું અન્ન જમવું નહી અને પરાઈ રસોઈમાં પણ જમવું નહી. જો ધન ન હોય તો જેટલું અવશ્ય જોઈએ તેટલું લેવામાં દોષ નથી. ॥ ૨૨ ॥ વિષ્ણુને પ્રસન્ન કરવા વાસ્તે તેમની ઉત્તમ કથા સાંભળવી, પ્રેમથી નામ લેવાં અને વેદોક્ત મંત્રોનો જપ કરવો. ॥ ૨૩ ॥ હે ઉત્તમ બ્રાહ્મણો ! માર્ગમાં આનંદ ભરેલો ઉત્સવ કરવો જોઈએ માટે વિષ્ણુને પ્રસન્ન કરવા સારૂ તે કરવાનું યત્ન કરો. એમ કરવાથી હું રાજી થઈશ. ॥ ૨૪ ॥

માર્કંડેય કેહે છે—એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી સઘળા લોકોએ ભેળા થઈ દ્વારકાના માર્ગમાં પ્રેમ પૂર્વક ઉત્સવ કરયો. ॥ ૨૫ ॥ કેટલાએક, ભગવાનની પ્રખ્યાત કથાઓ સાંભળવા લાગ્યા કે જેઓના શ્રવણથીજ ભગવાન હૃદયમાં આવે છે. ॥ ૨૬ ॥ કેટલાએક પવિત્ર લોકો પરમભક્તિથી ભગવાનનાં ચરિત્રોની વાતો કરવા લાગ્યા અને તેથી તેઓનાં નેત્રોમાં આંસુ આવવા લાગ્યાં તથા

न्यासानंदाःसाश्रुलोचनाः ॥ २७ ॥ अन्येस्मरंतिदेवेशमनादिनि
धनंहरिं ॥ केचिज्जपंतिमुनयःस्तोत्रादीनिमुदान्विताः ॥ २८ ॥ वै
दिकानिपुराणानिवैष्णवानिसुसंयताः ॥ केचित्तुशतनामानिजपंति
मुनयःपथि ॥ २९ ॥ अन्येसहस्रनामानिलक्षनामान्यथापरे ॥ प
श्यंतिरुचिराणिस्मविष्णोरूपाणितेऽधुना ॥ ३० ॥ ततश्चतुर्भुजंवि
ष्णुंशंखचक्रगदांकितं ॥ उत्सवैश्चव्रजंत्यन्येपताकादिविभूषिताः ॥
॥ ३१ ॥ गीतवादित्रघोषेणकरतालस्वनेनच॥ गायंत्येकेनदंत्येकेवा
दित्राणिपरेमुदा ॥ ३२ ॥ वादयंतिमहात्मानःकृतालापाश्चकेचन॥
केचित्तेषुमहापुण्यानृत्यंतिऋषयोमुदा ॥ ३३ ॥ नारदानुगताःसर्वे
वासुदेवपरायणाः॥ सर्वेगर्जंतियुगपन्मिलिताहरिनामभिः ॥ ३४ ॥
परमानंदनिर्मग्नाअन्योन्यंप्रशशंसिरे ॥ विष्णुक्रीडानयेसक्ताजनावै
ष्णववल्लभाः॥ ३५ ॥ तथैवजान्हवीपुण्यायमुनाचसरस्वती ॥ रे
वाद्याःसरितःसर्वाःप्रचक्रुर्गीतनर्तनं ॥ ३६ ॥ प्रयागादीनितीर्थानि

भारे આનંદ થયો. ॥ २७ ॥ કેટલાએક લોકો આદિ અંત વગરના દેવાધિદેવ શ્રી કૃષ્ણનું સ્મરણ કરવા લાગ્યા. કેટલાએક મુનિઓ પ્રીતિથી સ્તોત્ર આદિનો જપ કરવા લાગ્યા. ॥ २८ ॥ કેટલાએક મુનિઓ જિતેંદ્રિયપણાથી વૈદિક સૂક્તોનો તથા પુરાણોનો પાઠ કરવા લાગ્યા. કેટલાએક માર્ગમાં શત નામનો જપ કરવા લાગ્યા. ॥ २९ ॥ કેટલાએક સહસ્ર નામોનો અને કેટલાએક લક્ષ નામોનો પાઠ કરવા લાગ્યા. તેઓને એ સમયે ભગવાનનાં સુંદર સ્વરૂપોનાં દર્શન થવા લાગ્યાં. ॥ ३० ॥ શંખ, ચક્ર તથા ગદાને ધરનારા ચાર ભુજાવાળા વિષ્ણુનાં દર્શન કરી ઉત્સવથી નાચવા લાગ્યા અને કેટલાએક પતાકા આદિ હાથમાં લઈને ચાલવા લાગ્યા. ॥ ३१ ॥ ગાયનોનો, વાજંત્રોનો અને હાથની તાળીઓનો શબ્દ વ્યાપી રહ્યો. કેટલાએક ગાવા લાગ્યા, કેટલાએક નાદ કરવા લાગ્યા અને કેટલાએક પ્રેમથી વાજાં વગાડવા લાગ્યા. ॥ ३२ ॥ કેટલાએક મહાત્માઓ આલાપ કરવા લાગ્યા અને તેઓમાં કેટલાએક પવિત્ર ઋષિઓ પ્રેમથી નાચવા લાગ્યા. ॥ ३३ ॥ નારદજીને અનુસરેલા અને ભગવાનના ભજનમાં તત્પર થએલા સર્વે લોકો મળીને ભગવાનનાં નામોની ગર્જના કરવા લાગ્યા, ॥ ३४ ॥ પરમ આનંદમાં મગ્ન થઈને એક-બીજાનાં વખાણ કરવા લાગ્યા અને વૈષ્ણવોને પ્યારા લાગે એવા કેટલાએક તો વિષ્ણુની ક્રીડાઓના ખતાવા કરવા લાગ્યા. ॥ ३५ ॥ એવી રીતેજ ગંગા, યમુના, સરસ્વતી અને રેવા આદિ સઘળી નદીઓ ગાયન અને નાચ કરવા લાગી. ॥ ३६ ॥

सागराःपर्वतोत्तमाः ॥ वाराणसीकुरुक्षेत्रंपुण्यान्यायतनानिच ॥ ३७॥
त्रैलोक्येयानितीर्थानिक्षेत्राणिदेवनायकाः॥चक्रुर्गीतंचनृत्यंचद्वारका
याश्चसत्पथि ॥ ३८ ॥ मुदितानांचसर्वेषांद्वारकापथिगच्छतां ॥ पु
ण्यंस्यादश्वमेधानांतत्पदेरेणुसंख्यया ॥ ३९ ॥ एकैकस्मिन्पदेदत्ते
द्वारकापथिनृत्यतां ॥ एवंवैकुर्वतांतेषांमुनीनांतीर्थकैःसह ॥ ४० ॥
नारदोमुनयःसर्वेतीर्थक्षेत्रादिसंयुताः ॥ श्रीमत्कृष्णालयंदूराद्ददृशुः
सूर्यसंनिभं ॥ ४१ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये
तीर्थयात्रापथिक्रमकथनं नाम त्रिंशत्तमोऽध्यायः ॥ ३० ॥

પ્રયાગ આદિ તીર્થો, સમુદ્રો, ઉત્તમ પર્વતો, કાશી, કુરૂક્ષેત્ર, બીજાં પણ ત્રૈલોક્યમાં જે પવિત્ર ક્ષેત્રો અને આશ્રમો છે તેઓ અને મોટા દેવતાઓ પણ દ્વારકાના માર્ગમાં ગાયન અને નાચ કરવા લાગ્યાં. ॥ ૩૭ ॥ ૩૮ ॥ દ્વારકાના માર્ગમાં જે કોઈ જતાં હોય તે સઘળાંઓને પગલે પગલે પગમાં ચોંટતી રજની કણીઓ જેટલા અશ્વમેધો કરવાનું પુણ્ય થાય છે અને એ માર્ગમાં નાચનારાઓને પણ એક એક પગલે એટલું પુણ્ય થાય છે તેથી તે મુનિઓ અને તીર્થો એમ કરવા લાગ્યાં. ॥ ૩૯ ॥ ૪૦ ॥ નારદજીએ, સર્વે મુનિઓએ અને તીર્થ ક્ષેત્ર આદિ સઘળાઓએ જતાં જતાં દૂરથી સૂર્ય જેવું શ્રીદ્વારકાનાથજીનું મંદિર દીઠું. ॥ ૪૧ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રહ્લાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહત્મ્યનો
'તીર્થયાત્રાપથક્રમકથન' નામનો ત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकत्रिंशोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ दिव्यंस्वप्रभयाध्वांतमंतर्बहिर्विना
शयत् ॥ जनयत्परमानंदंभक्तानामभयंकरं ॥ १ ॥ पताकाभिर्ध्व

### અધ્યાય ૩૧ મો.

માર્કંડેય કહે છે—પોતાની કાંતિથી અંદર તથા બાહેરના અંધારાને મટાડનારાં, પરમ આનંદને ઉત્પન્ન કરતાં, ભક્તોને અભય આપનારાં, ધ્વજમાં રહેલી પતાકા-

जस्याभिर्द्वारकाजयवर्धनं ॥ दिव्यपुण्यप्रकाशेनराजतेगिरिराडिव ॥
॥ २ ॥ दृष्ट्वालयंमहाविष्णोस्तदायुधविभूषितं ॥ विहायपादुकांच्छ
त्रंदंडवत्पतिताभुवि ॥ ३ ॥ भुविसंलुंठतांतेषांतीर्थानामद्भुतंमहत्॥
अभवद्राजशार्दूलक्षेत्रादीनांचसर्वशः ॥ ४ ॥ वाराणसीकुरुक्षेत्रंप्र
यागंजान्हवीशुभा ॥ यमुनानर्मदापुण्यापुण्याप्राचीसरस्वती ॥ ५॥
गोदावरीगयास्तिस्रःशालग्रामादयस्तथा ॥ पयोष्णीतपतीपुण्या
कावेर्याद्याःसुपुण्यदाः ॥ ६ ॥ पुष्कराद्यानितीर्थानिसागराःपर्वतो
त्तमाः ॥ अयोध्यादिपुरःषट्चश्रीरंगाख्यंतथैवच ॥ ७ ॥ पुरुषो
त्तमंप्रभासंचअरण्यान्याश्रमाःशुभाः ॥ त्रैलोक्येवर्तमानानिसर्वती
र्थानिकृत्स्नशः ॥ ८ ॥ दूरादेवसंनिरीक्ष्यहसंतस्तेपरस्परं ॥ दृष्ट्वा
कृष्णालयंपुण्यंमुहुर्मुहुःप्रहर्षिताः ॥ ९ ॥ श्रद्धाभक्तिप्रकर्षेणलुंठंति
स्मपुनःपुनः ॥ आनंदाश्रुप्रमुंचतःप्रेम्णागद्गदयागिरा ॥ १० ॥ प्र
शसंतिस्मतीर्थानिकृतिनारदगौतमौ ॥ जान्हवीगौतमीगंगासागराः
पर्वतादयः ॥ ११ ॥ अथसंस्तुवतांतेषामन्योन्यंमुदितात्मनां ॥ वी
क्ष्यवक्त्राणिसर्वेषांहर्षितोनारदोऽब्रवीत् ॥ १२ ॥

એથી દ્વારકાના ઉત્કર્ષને વધારનારાં, દિવ્ય તથા પવિત્ર પ્રકાશથી મોટા પાહાડની પેઠે શોભતાં અને ભગવાનનાં આયુધોથી શણગારેલાં એ મહાવિષ્ણુનાં દિવ્ય મંદિરને જોઈ સર્વે લોકો પાદુકા તથા છત્રોને છોડી દઈને ધરતીપર દંડની પેઠે પડ્યા. ॥ १ ॥ ॥ २ ॥ ३ ॥ હે રાજાઓમાં ઉત્તમ ! એ સઘળાં તીર્થ અને ક્ષેત્ર આદિ ધરતીપર લોટવા લાગતાં ભારે અદ્ભુત દેખાવ થયો. ॥ ४ ॥ કાશી, કુરૂક્ષેત્ર, પ્રયાગ, ગંગા, યમુના, નર્મદા, પ્રાચી સરસ્વતી, ॥ ५ ॥ ગોદાવરી, ત્રણે ગયા, શાલગ્રામ આદિ ક્ષેત્રો, પયોષ્ણી, તપતી, કાવેરી, આદિ નદીઓ, ॥ ६ ॥ પુષ્કર આદિ તીર્થો, સમુદ્રો, ઉત્તમ ઉત્તમ પર્વતો, અયોધ્યા આદિ છ પુરીઓ, શ્રીરંગક્ષેત્ર, ॥ ७ ॥ પુરૂષોત્તમક્ષેત્ર, પ્રભાસ, અરણ્યો, શુભ આશ્રમો અને ત્રૈલોક્યમાં જે જે કોઈ પવિત્ર તીર્થ છે ॥ ८ ॥ તેઓ સઘળાં દૂરથીજ ભગવાનનાં મંદિરને જોઈ પરસ્પર હસવાં લાગ્યાં અને તે પવિત્ર દર્શનથી વારંવાર રાજી થવા લાગ્યાં. ॥ ९ ॥ શ્રદ્ધા તથા ભક્તિના વધારાથી વારંવાર લોટતાં અને આનંદનાં આંસુ ખેરતાં તે ગંગા, ગોદાવરી, સમુદ્રો અને પર્વત આદિ તીર્થો મહાભાગ્યશાળી નારદજીને અને ગૌતમ મુનિને વખાણવા લાગ્યાં. ॥ १० ॥ ११ ॥ એક બીજાનાં પણ વખાણ કરતાં અને રાજી થએલાં એ સર્વે તીર્થોનાં મોહોડાં જોઈ નારદજી આનંદથી નીચે પ્રમાણે બોલ્યા. ॥ १२ ॥

॥ नारदउवाच ॥ पंक्तयःपुण्यपुंजानांकृतवोहिसदक्षिणाः॥
सज्जन्मनांसहस्रैस्तुयद्दृष्टंकृष्णमंदिरं ॥ १३ ॥ दर्शनंकृष्णदेवस्यद्वार
कागमनेमतिः ॥ दृढभक्तिर्महाविष्णोर्नाल्पस्यतपसःफलं ॥ १४॥ यू
यंसर्वाणितीर्थानिक्षेत्राणियानिकृत्स्नशः॥धन्यान्यत्रतुकिंवाच्यंदृष्टा
कृष्णपुरीयतः ॥ १५ ॥ धन्येयंगौतमीगंगागौतमोऽयंमहातपाः ॥ सं
प्राप्तंफलमस्माभिर्युष्माभिःसर्वतीर्थकाः ॥ १६ ॥ पश्यपश्यमहाभागे
गोदावर्यथजान्हवि ॥ शोभतेऽसौमहापुण्याद्वारकाकृष्णपालिता ॥
॥ १७ ॥ इमांपश्यंतुतीर्थानियूयंसर्वाःसरिद्वराः॥ पश्यपश्यमहाभा
गेवाराणसिसुशोभने ॥ १८ ॥ कुरुक्षेत्रादिक्षेत्राणिपश्यंतुकृष्णवल्ल
भां ॥ महापुण्यप्रकाशेनराजतेज्ञानशालिनी ॥ १९ ॥ नेदृशीमथुरा
काशीमायायोध्याविराजते ॥ इंद्रप्रस्थंगयाक्षेत्रंप्रभासादीनिकृत्स्न
शः ॥ २० ॥ सूर्योपरागकालेऽपिकुरुक्षेत्रंनराजते ॥ यथेयंशोभते
धन्यापुण्याद्वारावतीभुवि ॥ २१ ॥ अन्येषांसर्वतीर्थानांमाहात्म्यंका
लतोभुवि ॥ द्वारकेयंमहापुण्याक्षेत्रतीर्थोत्तमोत्तमा ॥ २२ ॥

નારદજી કેહે છે—આપણને ભગવાનનાં મંદિરનું દર્શન થયું તેથી જણાય છે કે આપણે હજારો ઉત્તમ જન્મોમાં પુણ્યોના અનેક સમૂહો અને દક્ષિણાઓથી ભરપૂર અનેક યજ્ઞો કરચા હશે. ॥ ૧૩ ॥ શ્રીકૃષ્ણનું દર્શન, દ્વારકામાં જવાનો વિચાર અને શ્રીકૃષ્ણની દઢ ભક્તિ એ ત્રણવાનાં થોડા તપનું ફળ નથી. ॥ ૧૪ ॥ તમો સઘળાં તીર્થો અને સઘળાં ક્ષેત્રો ભાગ્યશાળી છો એમાં શું કેહેવું. કારણ કે દ્વારકાપુરીનું દર્શન થયું. ॥ ૧૫ ॥ હે સર્વ તીર્થો! આ ગોદાવરીને અને મુનિરાજ ગૌતમને મહાભાગ્યશાળી ગણવાં જોઈએ કેમ કે એઓની કૃપાથી અમને તથા તમને આ ફળની પ્રાપ્તિ થઈ. ॥ ૧૬ ॥ હે પૂજ્ય ગોદાવરી! હે ગંગા! જુવો જુવો. આ શ્રીકૃષ્ણે પાળેલી મહાપવિત્ર દ્વારકા શોભે છે. ॥ ૧૭ ॥ હે તીર્થો! હે સઘળી ઉત્તમ નદીઓ! આ દ્વારકાને જુવો. હે સુંદર કાશીપુરી! હે કુરૂક્ષેત્ર આદિ ક્ષેત્રો! આ ભગવાનને પ્યારી દ્વારકા પુરીને જુવો. જ્ઞાનથી ભરેલી આ પુરી મહાપવિત્ર પ્રકાશથી શોભી રહી છે. ॥ ૧૮ ॥ ૧૯ ॥ મથુરા, કાશી, હરિદ્વાર, અયોધ્યા, ઈંદ્રપ્રસ્થ, ગયાક્ષેત્ર અને પ્રભાસ આદિ બીજાં તીર્થો આ દ્વારકા જેવાં શોભતાં નથી. ॥૨૦॥ પૃથિવીમાં પૂજ્ય અને પવિત્ર આ દ્વારકાપુરી જેવી શોભે છે તેવું સૂર્યગ્રહણના સમયમાં પણ કુરૂક્ષેત્ર શોભતું નથી. ॥ ૨૧ ॥ પૃથ્વીમાં બીજાં તીર્થોનું માહાત્મ્ય કાલની ગતિથી ઓછું થઈ જાય છે પણ આ મહાપવિત્ર અને સઘળાં તીર્થો તથા ક્ષેત્રોમાં

द्वारकेयंसुरश्रेष्ठाविभातिभुवनत्रये॥ गोमतीस्वर्गकुंभश्चकृष्णदेवःसुदर्शनं ॥ २३ ॥ पुण्यध्वजपताकाभिर्मुक्तिर्यत्रप्रकाशते ॥ स्वर्गादप्यधिकाभूमिर्यत्संबंधाद्विराजते ॥ २४ ॥ सेयंद्वारावतीधन्याशोभतेदिव्यतेजसा ॥ भूवैकुंठमितिप्रोक्तंत्रैलोक्येऽप्रतिमंध्रुवं ॥२५॥ ग्रहनक्षत्रताराणांयथासूर्यःप्रकाशते ॥

॥ मार्कंडेयउवाच ॥ यथौसतानितीर्थानिपुरस्कृत्यचगौतमीं ॥ २६ ॥ समायातास्तत्रपूर्वमृषयोदेवतागणाः ॥ माहात्म्यंद्वारकायास्तुदृष्ट्वाचकृष्णवल्लभां ॥ २७ ॥ विहायगौतमींतत्रप्रजग्मुरग्रतोऽग्रतः ॥ प्रहृष्टागौतमीतेनऋषिभिस्त्वरितायथौ ॥ २८ ॥ गीतवाद्यैःसुनृत्यैश्चपताकाभिःसमंततः ॥ श्रुत्वासंगर्जितंतेषांमुदाच हरिनामभिः ॥ २९ ॥ प्रहृष्टोनारदस्तत्रव्यूहांश्चक्रेमनोरमान् ॥ सतीर्थान्यग्रतःकृत्वामध्येकृत्वातुशोभनं ॥ ३० ॥ प्रयागंतीर्थराजंचप्रहृष्टंक्षेत्रदर्शनात्॥ततःपश्चात्सरित्स्थानंचकारऋषिसत्तमः॥३१॥

ઉત્તમ દ્વારકાપુરીનું માહાત્મ્ય કદી ઓછું થતું નથી. ॥ ૨૨ ॥ હે ઉત્તમ દેવતા ! ત્રૈલોક્યમાં આ દ્વારકા, ગોમતી, મંદિર ઉપરનો સ્વર્ગકુંભ એવા નામનો કલશ, શ્રીકૃષ્ણ અને સુદર્શન ચક્ર બહુજ શોભે છે. ॥ ૨૩ ॥ આ પુરીમાં પવિત્ર ધ્વજા અને પતાકાઓથી મુક્તિનોજ પ્રકાશ થઈ રહ્યો છે અને આ પુરીના સંબંધથી પૃથ્વી સ્વર્ગ કરતાં પણ વધારે શોભા પામી છે. ॥ ૨૪ ॥ આ પૂજ્ય દ્વારકાપુરી કે જે ત્રૈલોક્યમાં સર્વોત્તમ ભૂવૈકુંઠજ કેહેવાય છે તે દિવ્ય તેજથી કેવી શોભી રહે છે. ॥ ૨૫ ॥ ગ્રહ, નક્ષત્ર અને તારાઓ કરતાં જેમ સૂર્યનો પ્રકાશ અધિક છે તેમ તીર્થક્ષેત્રોમાં દ્વારકાનો પ્રકાશ અધિક છે.

માર્કંડેય કેહે છે—એ પ્રમાણે બોલતાં બોલતાં નારદજી તીર્થોને સાથે લઈ ગોદાવરીને આગળ કરીને ત્યાં પોહોચ્યા. ॥ ૨૬ ॥ ત્યાં પ્રથમથી આવી પોહોચેલા કેટલાએક ઋષિઓ અને દેવતાઓ દ્વારકાને તથા તેની મોટાઈને જોઈ ॥ ૨૭ ॥ ગોદાવરીને પાછળ મુકી દઈને આગળ આગળ વધવા લાગ્યા, અને પ્રસન્ન થએલાં ગોદાવરી પણ આનંદથી ઋષિઓની સાથે ઉતાવળાં ચાલવા લાગ્યાં. ॥ ૨૮ ॥ ચારે કોર ગાયનોથી, વાજાઓથી, નૃત્યોથી, પતાકાઓથી અને પ્રેમ પૂર્વક ભગવાનનાં નામોની ગર્જનાઓથી ॥ ૨૯ ॥ રાજી થએલા નારદજીએ સગવડને વાસ્તે સર્વેના નોખનોખા સુંદર વ્યૂહ ગોઠવ્યા. તીર્થોને અગળ કરી તેઓના મધ્યમાં તીર્થોના

जान्हवीगौतमीरेवायमुनाप्राक्सरस्वती ॥ सरयूर्गंडकीतापीपयो
ष्णीचमहानदी ॥ ३२ ॥ स्वर्गेमर्त्येचपातालेवर्तमानाःसरिद्
राः ॥ कृष्णाभीमरथीतुंगाकावेरीचाघनाशिनी ॥ ३३ ॥ व्रजं
तियुगपत्सर्वाःपश्यंत्योद्वारकांपुरीं ॥ वाराणसीकुरुक्षेत्रमुख्यान्य
न्यानिकृत्स्नशः ॥ ३४ ॥ व्रजंतिदर्शयंत्येवअन्योन्यंद्वारकांपुरीं ॥
ततस्तुसागराःसप्तसर्वैस्तीर्थैःसमन्विताः ॥ ३५ ॥ ततःपश्चादरण्या
न्याश्रमाःपुण्यतमाअपि ॥ ततस्तुपर्वताःसर्वेनृत्यंतश्चप्रहर्षिताः ॥
॥ ३६ ॥ व्रजंतिदर्शयंतस्तेअन्योऽन्यंद्वारकाश्रियं ॥ ततश्चऋष
योदेवाःसमंताद्धृष्टमानसाः ॥ ३७ ॥ गायंत्योनृत्यमानाश्चगर्जंतो
हरिनामभिः ॥ प्राप्ताःश्रीगोमतीतीरंसर्वव्यूहसमन्विताः ॥ ३८ ॥ द
ष्ट्वातांगोमतींदेवींतेचसर्वेप्रहर्षिताः ॥ दृष्ट्वामहत्त्वंगोमत्याःप्रहृष्टोनार
दोऽब्रवीत् ॥ ३९ ॥

॥ नारदउवाच ॥ हेभागीरथिहेरेवेयमुनेशृणुगौतमि ॥ सेयं

રાજા પ્રયાગને રાખ્યો કે જેના મનમાં દ્વારકાના દર્શનથી આનંદ વ્યાપી રહ્યો હતો. તે પછી નદીઓને ગોઠવી દીઠી. ॥ ૩૦ ॥ ૩૧ ॥ ગંગા, ગોદાવરી, રેવા, યમુના, પ્રાચી, સરસ્વતી, સરયૂ, ગંડકી, તાપી, પયોષ્ણી, મહાનદી, ॥ ૩૨ ॥ કૃષ્ણા, ભીમરથી, તુંગા, અને કાવેરી આદિ સ્વર્ગલોક મર્ત્યલોક તથા પાતાલની પાપોનો નાશ કરનારી સઘળી ઉત્તમ નદીઓ દ્વારકાપુરીને જોતી જોતી એકી હારે ચાલવા લાગી. કાશી અને કુરૂક્ષેત્ર આદિ બીજાં સઘળાં ક્ષેત્રો એક બીજાને દ્વારકાપુરી દેખાડતાં દેખાડતાં નદીઓની પાછળ ચાલવા લાગ્યાં. તે પછી સઘળાં તીર્થો સહિત સાત સમુદ્રોને નારદજીએ ગોઠવ્યા. ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥ તે પછી અરણ્યોને અને પવિત્ર આશ્રમોને ગોઠવ્યા અને તે પછી પર્વતોને ગોઠવ્યા. એઓ સઘળાં આનંદથી નાચતાં નાચતાં અને એકબીજાને દ્વારકાની શોભા દેખાડતાં દેખાડતાં ચાલવા લાગ્યાં. પર્વતોની પાછળ મનમાં રાજી થતા ઋષિઓ અને દેવતાઓ નારદજીના ગોઠવવાથી ચારે કોર ચાલવા લાગ્યા. ॥ ૩૬ ॥ ૩૭ ॥ એ પ્રમાણે વ્યૂહમાં ગોઠવાએલા સર્વે લોકો ગાયન કરતા, નાચતા અને ભગવાનનાં નામોની ગર્જના કરતા કરતા ગોમતીને કાંઠે પોહોચ્યા અને ગોમતી દેવીને જોઈ રાજી થયા. ગોમતીના મહિમાને જોઈ બહુજ પ્રસન્ન થએલા નારદજી નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૩૮ ॥ ૩૯ ॥

નારદજી કેહે છે—હે ગંગા ! હે રેવા ! હે યમુના ! હે ગોદાવરી ! સાંભળો.

श्रीगोमतीदेवीविख्याताभुवनत्रये ॥ ४० ॥ यस्याःसकृज्जलेस्नानं वर्धतेब्रह्मविद्यया ॥ ब्रह्मज्ञानसमाचेयंसर्वतीर्थोत्तमोत्तमा ॥ ४१॥ ब्रह्मज्ञानेनमुच्यंतेप्रयागेमरणेनवा ॥ स्नानमात्रेणसर्वेपिगोमत्यांपूर्वजैःसह ॥ ४२ ॥ महिमानंतुगोमत्यावदनैर्युगसंख्यया ॥ वक्तुंनशक्यतेसत्यमनंतत्वात्सरिद्वराः ॥ ४३ ॥

॥मार्कंडेयउवाच॥ निशम्यसर्वतीर्थानिमाहात्म्यमिदमद्भुतं॥ गोमत्यांश्रद्धयास्नात्वाउत्सवैरग्रतोययुः ॥ ४४ ॥ ततःक्षेत्राणितीर्थानिसारितःसागरादयः ॥ ददृशुर्द्वारकांरम्यामागताद्वारमंडले ॥४५॥ स्थितांसिंहासनेदिव्येमणिकांचनभूषिते ॥ सुंदरांशुक्लवर्णांचचंद्रादित्यसमप्रभां ॥ ४६ ॥ दिव्यवस्त्रांसुगंधाढ्यांरत्नाभरणभूषितां ॥ किरीटकुंडलैर्दिव्यैःशोभितांकंकणादिभिः ॥४७॥ वरदाभयहस्तांचशंखचक्रगदायुधां॥ श्वेतातपत्रशोभाढ्यांचामरव्यजनादिभिः ॥४८॥ भक्त्यासंसेवितांतीर्थप्रवरैःसर्वतोदिशं ॥ संस्तवैःस्तूयमानांवैगीतवा

આ ગોમતી દેવી ત્રૈલોક્યમાં વિખ્યાત છે. આના જળમાં એકવાર નાહાવામાં આવે તોપણ તે નાહાવું બ્રહ્મવિદ્યા કરતાં પણ અધિક સુખદાયી થાય છે. આ ગોમતી બ્રહ્મજ્ઞાન સમાન છે અને સઘળાં તીર્થોમાં અત્યંત ઉતમ છે.॥ ૪૦॥ ૪૧ ॥ બ્રહ્મજ્ઞાનથી અથવા પ્રયાગમાં મરવાથી એકનેજ મુક્તિ થાય છે પણ ગોમતીમાં તો સ્નાન માત્ર કરવાથી સઘળા લોકો પોતપોતાના પૂર્વજો સહિત મુક્ત થઈ જાય છે. ॥ ૪૨ ॥ હે ઉત્તમ નદીઓ ! ગોમતીનો મહિમા અનંત છે તેથી ચાર મોહોડાં કરીએ તોપણ તેનું પુરૂં વર્ણન થઈ શકે એમ નથી એ હું સત્ય કહુંછું. ॥ ૪૩ ॥

માર્કંડેય કેહે છે—સઘળાં તીર્થો એ ગોમતીનો અદ્ભુત મહિમા સાંભળી શ્રદ્ધાથી ગોમતીમાં નાહીને ઉત્સવ કરતાં કરતાં આગળ ચાલ્યાં. ॥ ૪૪ ॥ પછી દ્વાર મંડલમાં આવતાં ક્ષેત્રોએ, તીર્થોએ, નદીઓએ અને સમુદ્ર આદિએ રમણીય દ્વારકાં (અધિષ્ઠાતા દેવી) ને દીઠાં. ॥ ૪૫ ॥ મણિ અને સુવર્ણથી શોભતા દિવ્ય સિંહાસન પર બીરાજેલાં, રૂપાળાં, શ્વેત વર્ણવાળાં, ચંદ્ર તથા સૂર્ય સરખી દીપ્તિવાળાં, ॥ ૪૬ ॥ દિવ્ય વસ્ત્રોવાળાં, સુગંધોથી ભરપૂર, રત્નનાં આભરણોવાળાં, દિવ્ય કિરીટ કુંડલ અને કંકણ આદિથી શોભતાં, ॥ ૪૭ ॥ હાથમાં વર તથા અભયને ધરનારાં, શંખ ચક્ર તથા ગદા રૂપ આયુધોવાળાં, ધોળાં છત્ર ચામર તથા પંખાઓ લઈને ચારેકોર ઉભેલાં સઘળાં તીર્થોએ સેવેલાં, સ્તોત્રોથી સ્તુતિ કરાતાં અને ગાયન

द्यादिहर्षितां ॥ ४९ ॥ महासिंहासनस्थांतुदृष्ट्वाद्वारावतींपुरीं॥ प्रणेमु र्युगपत्सर्वेसर्वाणिचसुभक्तितः ॥ ५० ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये ऋषिक्षेत्रादीनां द्वारकादर्शनफलं नाम एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

તથા વાજંત્ર આદિથી પ્રસન્ન થતાં એ દ્વારકાને જોઈ ભક્તિપૂર્વક યાત્રા કરવા આવેલાં તીર્થ આદિ સઘળાંઓએ તેમને પ્રણામ કરયા. ॥ ૪૮ ॥ ૪૯ ॥ ૫૦ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો 'ઋષિ-ક્ષેત્રાદિનાં દ્વારકાદર્શન' એવા નામનો એકત્રીશમો અધ્યાયસંપૂર્ણ.

## ॥ द्वात्रिंशत्तमोऽध्यायः ॥

॥ मार्कंडेयउवाच॥ नारदस्त्वग्रतोगत्वाप्रणम्यायहरिप्रियां॥ उवाचललितांवाचंहर्षयन्द्वारकांपुरीं ॥ १ ॥

॥ नारदउवाच ॥ पश्यपश्यमहाभागेसर्वेप्राप्ताःसुशोभने ॥ तीर्थक्षेत्रादिदेवाश्चऋषयश्चतपोधनाः ॥ २ ॥ पश्येमंपुरतःकृत्वाप्रयागंतीर्थकैःसह ॥ द्वारकेतवपादाग्रेलुंठंतिश्रद्धयाद्भुतं ॥ ३ ॥ इमानिपुष्कराण्येवनमंतिश्रद्धयाशुभे ॥ इयंचगौतमीपुण्यासर्वतीर्थसमन्विता ॥ ४ ॥ सिंहस्थितेगुरौभद्रेसंप्राप्तासौभगंमहत् ॥ किंतुदुर्जनसंसर्गाद्दग्धापापाग्निनातदा ॥ ५ ॥ श्रुत्वाकाशेमहाशब्दंसंप्राप्तेयं

### અધ્યાય ૩૨ મો.

માર્કંડેય કેહે છે—નારદજીએ તો ભગવાનને પ્યારાં દ્વારકાજીની પાસે જઈ પ્રણામ કરી તેમને પ્રસન્ન કરે એવાં નીચે પ્રમાણે સુંદર વચનો કહ્યાં. ॥ ૧ ॥

નારદજી કેહે છે—હે પૂજ્ય અને સુંદર દ્વારકાંજી ! તીર્થો, ક્ષેત્રાદિક, દેવતાઓ અને તપસ્વી ઋષિયો એઓ સર્વે તમારી પાસે આવ્યાં છે તે જુવો. ॥ ૨ ॥ જુઓ તીર્થો સહિત પ્રયાગને અગ્રણી કરીને એ સઘળાંઓ તમારાં ચરણની પાસે શ્રદ્ધાથી અદ્ભુત નાચ કરે છે. ॥ ૩ ॥ હે સુંદરી ! જુવો. આ ત્રણે પુષ્કરો શ્રદ્ધાથી તમને નમે છે. આ પવિત્ર ગોદાવરી કે જે સિંહના બૃહસ્પતિના સમયમાં ભારે સૌભાગ્ય

तवांतिकं ॥ नमस्करोतिदेवित्वांद्वारकेगौतमीशुभा ॥ ६॥ कज्जला चलसंकाशादुष्टसंपर्कदोषतः ॥ तवमार्गेऽभवच्छुभ्राशरच्चद्रंसमप्रभा॥ ॥ ७ ॥ पश्यपश्यमहाभागेइयंभागीरथीशुभे ॥ नमस्करोतितेपादौ संस्पृष्यतिपुनःपुनः॥८॥पश्येमांनर्मदांपुण्यांप्रणतांतवपादयोः ॥ यमुनाचंद्रभागेयंइयंप्राचीसरस्वती ॥ ९ ॥ सरयूर्गंडकीक्षिप्रागोमतीपूर्ववाहिनी ॥ शोणसिंधूनदावेतौअन्याश्वसरितांवराः ॥ १० ॥ पश्यपश्यमहाभागेलुंठंत्येताःपुनःपनः ॥ पयोष्णीतपतीपुण्येनमतस्ते पदांबुजं ॥ ११ ॥ कृष्णाभीमरथीपुण्याकावेर्याद्याःसरिद्वराः ॥ सीताचक्षुर्नदीभद्रानमंत्येताःपदांबुजं ॥ १२ ॥ द्वारकेतेमहापुण्येसप्तद्वीपोद्भवाःपुरा ॥ मंदाकिनीतथापुण्याभोगवतीसरिद्वरा ॥ १३ ॥ त्रैलोक्येवर्तमानानिसर्वतीर्थानितानिवै ॥ नमंतिचरणांभोजंक्षेत्रतीर्थवरेश्वरि ॥ १४ ॥ पश्याश्चर्यमिदंभद्रेवाराणसीविमुक्तिदा ॥ सुभक्त्यातेपदांभोजंशिरसाधार्यवर्तते ॥ १५ ॥ कुरुक्षेत्रंमहापुण्यंनम

પામી હતી તેમ દુર્જનોના સંસર્ગ થવાને લીધે પાપરૂપી અગ્નિથી પણ તપી ગઈ હતી તે આકાશવાણી સાંભળી સર્વ તીર્થો સહિત તમારી પાસે આવીને તમને પ્રણામ કરે છે. ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥ દુષ્ટ પુરૂષોના સંસર્ગનો દોષ લાગવાથી ગોદાવરી કાજળના પાહાડ જેવી થઈ ગઈ હતી પણ તમારા માર્ગમાં આલી ત્યારથી પાછી શરદૃઋતુના ચંદ્ર જેવી ધોળી થઈ છે. ॥ ૭ ॥ જુવો જુવો. આ ગંગા તમારા ચરણમાં નમે છે અને વારંવાર રાજી થાય છે. ॥ ૮ ॥ જુવો જુવો. આ પવિત્ર નર્મદા તમારા ચરણમાં નમે છે. આ યમુના, ચંદ્રભાગા, પ્રાચી સરસ્વતી, સરયૂ, ગંડકી, ક્ષિપ્રા, પૂર્વવાહિની ગોમતી, શોણ તથા સિંધુ નામના બે નદ અને બીજી પણ ઉત્તમ નદીઓ તમારા ચરણમાં વારંવાર લોટે છે. આ પવિત્ર પયોષ્ણી અને તપતી તમારા ચરણમાં નમે છે. ॥ ૯ ॥ ૧૦ ॥ ૧૧ ॥ આ કૃષ્ણા, ભીમરથી, કાવેરી, સીતા, ચક્ષુ, અને ભદ્રા આદિ ઉત્તમ નદીઓ તમારા ચરણમાં નમે છે. ॥ ૧૨ ॥ હે મહાપવિત્ર દ્વારકાજી! આ સાતે દ્વીપની નદીઓ તમને પ્રણામ કરે છે. હે ઉત્તમ ક્ષેત્રોનાં અને તીર્થોનાં ઈશ્વરી! આ પવિત્ર નદીઓમાં ઉત્તમ મંદાકિની, ભોગવતી અને ત્રૈલોક્યની અંદરનાં સઘળાં તીર્થો તમારા ચરણમાં પ્રણામ કરે છે. ॥૧૩॥૧૪॥ હે સુંદરી! આ આશ્ચર્ય જુવો કે મુક્તિ આપનારી કાશીપુરી પ્રેમભક્તિથી તમારા ચરણ કમળને પોતાને માથે ધરી રહી છે. ॥ ૧૫ ॥ હે દ્વારકાજી! આ મહાપવિત્ર કુરૂક્ષેત્ર આનંદથી તમને પ્રણામ કરે છે. આ મથુરાપુરી તમારા ચરણમાં નમી રહી છે

तित्वांप्रहर्षितं ॥ द्वारकेमथुरांपश्यप्रणतांतवपादयोः ॥ १६ ॥
अयोध्यावंतिकामायातेनमंतिपदांबुजं ॥ गयाकांचीविशालाचविर
जालुंठतिक्षितौ ॥ १७ ॥ शालग्राममहाक्षेत्रंनमतेतवपादयोः ॥
पश्यारण्यानिसर्वाणिनैमिषंप्रणतंपुरः ॥ १८ ॥ रेणुकंशूकरंचैवदं
डकारण्यमर्बुदं ॥ नारायणसरःपश्यद्वारकेप्रणतंतथा ॥ १९ ॥ प
श्यैतान्प्रणतान्सर्वान्पर्वतांस्तवपादयोः ॥ अयंमेरुःशैलवरःप्रभासं
क्षेत्रमुत्तमं ॥ २० ॥ भार्गवादीनिचान्यानिसर्वक्षेत्राणिसुंदरी ॥
द्वारकेप्रणमंतित्वांभक्त्यास्थायपुनःपुनः ॥ २१ ॥ पश्येमान्सागरा
न्सप्तपतितांस्तवपादयोः ॥ अयंमेरुश्चकैलासमंदराद्याःसहस्रशः ॥
॥ २२ ॥ हिमाद्रिर्विंध्यशैलश्चश्रीशैलाद्याःप्रहर्षिताः ॥ भक्त्यानमं
तितेपादौदेविसर्वोत्तमोत्तमे ॥ २३ ॥ देवऋषिगणाःसर्वेनमंतित्वां
पुनःपुनः ॥ गीतवाद्यप्रघोषैश्चनृत्यमानाःप्रहर्षिताः ॥ २४ ॥ द्वारके
पश्यचैतानिप्रयागादीनिकृत्स्नशः ॥ वाराणसीकुरुक्षेत्रप्रमुखानिसरि
द्वराः ॥ २५॥ गंगाद्याःसागराःशैलानृत्यंतिपुरतस्तव ॥ ऋषिदेवगणाः

તેને જુવો ॥ ૧૬ ॥ આ અયોધ્યા, ઉજ્જેણ અને હરિદ્વાર તમારા ચરણ કમળને પ્રણામ કરે છે. આ ગયા, કાંચી, વિશાલા અને વિરજા તમારી પાસે ધરતીપર લોટે છે. ॥ ૧૭ ॥ આ શાલગ્રામનું મોટું ક્ષેત્ર તમારાં ચરણમાં નમે છે. આ સઘળાં અરણ્યોને અને તેઓમાં પ્રથમથી નમેલાં નૈમિષારણ્યને જુવો. ॥ ૧૮ ॥ આ રેણુક, શૂકર, દંડકારણ્ય, અર્બુદારણ્ય અને નારાયણ સર નમી રહ્યાં છે તેઓને જુવો. ॥૧૯॥ આ સઘલા પર્વતો તમારા ચરણમાં નમ્યા છે તેઓ ઉપર દૃષ્ટિ કરો. આ સર્વ પર્વતોમાં ઉત્તમ મેરૂ પર્વત છે. આ મહા ઉત્તમ પ્રભાસ ક્ષેત્ર છે. ॥ ૨૦ ॥ હે દ્વારકાજી ! આ ભરૂચ આદિ સઘળાં ક્ષેત્રો ભક્તિને લીધે વારંવાર ધરતીપર પડીને તમને પ્રણામ કરે છે. ॥ ૨૧ ॥ આ સાત સમુદ્રો તમારા ચરણમાં પડ્યા છે તેઓ ઉપર દૃષ્ટિ કરો. હે દેવી ! હે સર્વોત્તમ ! આ મેરૂ, કૈલાસ, મંદર, હિમાલય, વિંધ્યાચળ અને શ્રીશૈલ આદિ હજારો પર્વતો પ્રેમથી આનંદ પૂર્વક તમારા ચરણમાં નમે છે. ॥૨૨॥ ॥ ૨૩ ॥ આ ગાયન અને વાજંત્રોના શબ્દોથી રાજી થઈને નાચતા સઘળા દેવતાઓ અને ઋષિઓ વારંવાર તમને પ્રણામ કરે છે. ॥ ૨૪ ॥ હે દ્વારકાજી ! જુવો. આ પ્રયાગ અને કુરૂક્ષેત્ર આદિ સઘળાં તીર્થો, કાશી, ગંગા આદિ ઉત્તમ નદીઓ, સમુદ્રો અને પર્વતો તમારી આગળ નાચે છે. આ સર્વે ઋષિઓ અને દેવતાઓ

सर्वेगर्जंतिहरिनामभिः ॥ २६ ॥ धन्यान्येतानिचैतेचकिंभाग्यं वर्ण्य तेशुभे ॥ नृत्यंतिद्वारकांप्राप्यपरमानंदसंप्लुताः ॥ २७ ॥ धन्याःपुण्यतमास्तेवैनमस्यास्त्रिदिवौकसां ॥ २८ ॥

॥ मार्कंडेयउवाच ॥ इत्येवंवदतस्तस्यद्वारकाहृष्टमानसा ॥ ॥ २९ ॥ नृत्यतोमुदितान्वीक्ष्यसर्वेषांमानमाददौ ॥ तीर्थादिपर्वतानांचसंलापालिंगनादिभिः ॥ ३० ॥ उवाचललितांवाचंगौतमींस्पृश्यपाणिनां ॥ भागीरथींप्रयागादीन्क्षेत्रादीनथसर्वशः ॥ ३१ ॥ द्वारकामधुरालापैःसर्वानानंदयत्तदा ॥ अथाश्चर्यमभूत्तत्रसर्वानंदाविवर्धनं ॥ ३२ ॥ प्रावर्ततदाप्रौढगीतवाद्यादयःस्वनाः ॥ गर्जनानिसुपुण्यानिहरिशब्दैःपृथक्पृथक् ॥ ३३ ॥ अदृश्यंततदासर्वेब्रह्माद्या देवनायकाः॥महेशःस्वगणैःसाकंभवान्यासमदृश्यत ॥ ३४ ॥ इंद्रश्च त्रिदशैःसाकंयक्षगधर्वकिंनरैःमरुद्भिर्लोकपालैश्चलोकैःसर्वैःप्रहर्षितः ॥३५॥भृग्वाद्याःसनकाद्याश्चनृत्यमानाःप्रहर्षिताः ॥ ब्रह्माणंचपुरस्कृ

તમારી પાસે ભગવાનનાં નામોની ગર્જના કરે છે. ॥ ૨૫ ॥ ૨૬ ॥ હે સુંદરી! આ લોકો તમારી પાસે આવીને પરમ આનંદથી નાચે છે માટે ભાગ્યશાળી છે. એઓના ભાગ્યનું શું વર્ણન કરવું. ॥ ૨૭ ॥ જેઓ તમારી સેવા કરે છે તેઓ અત્યંત પવિત્ર છે, ભાગ્યશાળી છે અને દેવતાઓએ પણ નમવા યોગ્ય છે. ॥૨૮॥

માર્કંડેય કેહે છે—નારદજી એ પ્રમાણે બોલતાં દ્વારકાજીએ એ તીર્થ તથા પર્વત આદિ લોકોને નાચતાં અને રાજી થએલાં જોઈ પોતે પણ મનમાં રાજી થઈને ભાષણ તથા આલિંગન આદિથી સર્વેને માન આપ્યું. ॥ ૨૯ ॥ ૩૦ ॥ ગોદાવરીનો હાથ ઝાલીને તેની સાથે સુંદર વાતચીત કરી અને બીજાં પણ ગંગા તથા પ્રયાગ આદિ સઘળાં તીર્થક્ષેત્રોને મધુર ભાષણોથી રાજી કરચાં. એ સમયમાં સઘળાઓના આનંદને વધારે એવું આશ્ચર્ય થયું. ॥ ૩૧ ॥ ૩૨ ॥ એ આશ્ચર્ય એ થયું કે ગાયન અને વાજંત્ર આદિના પ્રૌઢ શબ્દો થવા લાગ્યા તથા ભગવાનનાં નામોની નોખ નોખી પવિત્ર ગર્જનાઓ થવા લાગી. ॥ ૩૩ ॥ એ સમયે તુરતજ બ્રહ્મા આદિ મોટા મોટા દેવો, પાર્ષદો તથા પાર્વતી સહિત મહાદેવજી, દેવતાઓ સહિત ઈંદ્ર, યક્ષો, ગંધર્વો, કિન્નરો, વાયુગણ, લોકપાલો અને સઘળા લોકો, એઓએ પ્રેમથી ત્યાં દેખાવ દીધો. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ભૃગુ તથા સનક આદિ મહા મુનિઓ પણ પ્રેમથી નાચતા નાચતા ત્યાં આવ્યા. બ્રહ્મા અગ્રણી થવાને લીધે સ્વર્ગના રેહેવાશી દેવતા-

त्यस्वर्गस्थादेवनायकाः ॥ ३६ ॥ ऊचुस्तेद्वारकांदृष्ट्वाब्रह्मेशानादयस्त दा ॥ हर्षविव्हलितात्मानोवीक्ष्यान्योन्यंचविस्मिताः ॥ ३७ ॥

॥ देवाऊचुः ॥ धन्येयंद्वारकादेवीवहतेयत्रगोमती ॥ यत्रा स्तेभगवान्कृष्णःसेयंपुण्याविराजते ॥ ३८ ॥ एतद्वैचक्रतीर्थंचय च्छिलाश्चक्रचिन्हिता ॥ मुक्तिदाःपापिनांलोकेम्लेच्छदेशेऽपिपूजि ताः ॥ ३९ ॥

॥ मार्कंडेयउवाच ॥ ब्रह्मादीनागतान्दृष्ट्वाविस्मितानारदा दयः ॥ क्षेत्राणितीर्थमुख्यानिविस्मितानिसरिद्वराः ॥ ४० ॥ प्रणे मुर्युगपत्सर्वेसर्वाःसर्वाणिसर्वशः ॥ दृष्ट्वादेवगणाःसर्वेद्वारकांप्रववंदि रे ॥ ४१ ॥ गीतवाद्यादिनिर्घोषैर्नृत्यमानाःप्रहर्षिताः ॥ दृष्ट्वाब्रह्म महेशानौद्वारकाप्रीतमानसौ ॥ ४२ ॥ त्यक्त्वासिंहासनंरम्यंदंड वत्पतिताभुवि ॥ ब्रह्मेशानौततोदृष्ट्वाद्वारकामभ्यवंदतां ॥ ४३ ॥ भवानीचततोदृष्ट्वाद्वारकामभिवंदितां ॥ तीर्थक्षेत्रादिदेवैश्चपूजितां कृष्णवल्लभां ॥ ४४ ॥ ननामशुद्धयाभक्त्याद्वारकायाःपदांबुजे ॥

ઓ ત્યાં આવ્યા. ॥ ૩૬ ॥ હર્ષથી વિંહ્વલ થએલા અને એક બીજાને જોઈ વિસ્મય પામેલા બ્રહ્મા અને મહાદેવજી આદિ દેવતાઓ તે સમયે દ્વારકાજીવિષે નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૩૭ ॥ દેવતાઓ બોલે છે—જ્યાં ગોમતી વહે છે અને શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે એવાં આ ભાગ્યશાળી અને પવિત્ર દ્વારકાદેવી બીરાજે છે. ॥ ૩૮ ॥ આ ચક્રતીર્થ છે કે જેની ચક્રના ચિન્હવાળી શિલાઓ લોકમાં પાપીઓને પણ મુક્તિ આપે છે અને મ્લેચ્છોના દેશમાં પણ પૂજાય છે. ॥ ૩૯ ॥

માર્કંડેય કહે છે—નારદ આદિ ઋષિઓ, સર્વે ક્ષેત્રો, ઉત્તમ તીર્થો અને નદીઓ બ્રહ્માદિકને આવેલા જોઈ વિસ્મય પામ્યાં અને તેઓને ચારે કોરથી એકજ સમયે પ્રણામ કરવા લાગ્યાં. એઓને જોઈ રાજી થએલા બ્રહ્માદિક પણ દ્વારકાજીને પ્રણામ કરવા લાગ્યા તથા ગાયન અને વાજંત્રોના શબ્દોથી નાચવા લાગ્યા. બ્રહ્માને અને મહાદેવને પોતાની પાસે પ્રેમથી આવેલા જોઈ દ્વારકાજીએ પોતાનું રમણીય સિંહાસન છોડી દઈ પૃથ્વીપર પડીને તેઓને દંડવત્ પ્રણામ કરચા. દ્વારકાજી બ્રહ્માને અને મહાદેવને પગે લાગ્યાં અને બ્રહ્મા તથા મહાદેવ એ જોઈને વળી દ્વારકાજીને પગે લાગ્યા. ॥ ૪૦ ॥ ૪૧ ॥ ૪૨ ॥ તીર્થ, ક્ષેત્ર અને દેવ આદિ સઘળાઓએ વંદેલાં તથા પૂજેલાં એ શ્રીકૃષ્ણને પ્યારાં દ્વારકાજીને જોઈ પાર્વતીએ પણ શુદ્ધ ભક્તિથી તેમના ચરણમાં પ્રણામ કરચા. તે સમયે રાજી થએલા બ્રહ્માએ તથા મહા-

ऊचतुस्तौतदादेवौद्वारकांप्रतिहर्षितौ ॥ ४५ ॥ श्रेष्ठात्वमंबत्रैलोक्ये
सर्वेषांपापनाशकृत ॥ यतस्त्वांनत्यजेत्साक्षाद्भगवान्विष्णुरव्ययः
॥ ४६ ॥ अथोदर्शयदेवेशंकृष्णंकंसविनाशनं॥ यद्दर्शनान्महासिद्धिः
सर्वेषांनोभविष्यति ॥ ४७ ॥ श्रुत्वोवाचतदादेवान्द्वारकाहर्षविव्ह
ला ॥ दृश्यतांदृश्यतांदेवाःसोयंवैद्वारकेश्वरः ॥ ४८ ॥ यस्यसंदर्शनं
प्राप्यसद्योमुक्तिर्भवेदिति ॥ तदादेवगणाःसर्वेक्षेत्रतीर्थादिसंयुताः ॥
॥ ४९ ॥ पश्चिमाभिमुखंदृष्ट्वाकृष्णंक्लेशविनाशनं ॥ प्रणेमुर्युगपत्स
र्वेनृत्यमानाःसमंततः ॥ ५० ॥ ब्रह्माभवोभवानीचसेंद्रादेवगणामु
दा ॥ दृष्ट्वाकृष्णंप्रणेमुस्तेभक्त्योत्थायपुनःपुनः ॥ ५१ ॥ प्र
यागादीनितीर्थानिगंगाद्याःसरितोऽमलाः ॥ वाराणसीकुरुक्षेत्रमु
ख्यान्यन्यानिकृत्स्नशः ॥ ५२ ॥ सागराःपर्वताःपुण्याअरण्या
न्याश्रमैःसह ॥ ऋषयोयक्षगंधर्वाःशुकाद्याःसनकादयः ॥ ५३ ॥
तथैवान्येचतेसर्वेभक्त्यापरमयामुदा॥ वीक्ष्यवक्त्रंप्रणेमुस्तेकृष्णकृष्णे
तिवादिनः ॥ ५४ ॥ तदातेषांचसर्वेषांसंसिद्धिःकृष्णदर्शनात् ॥ स्ना

દેવજીએ દ્વારકાજીને કહ્યું કે "હે માતાજી! તમે ત્રૈલોક્યમાં શ્રેષ્ઠ છો અને સઘળાંઓનાં પાપોનો નાશ કરનારાં છો. કારણ કે અવિનાશી સાક્ષાત્ વિષ્ણુ ભગવાન કદી પણ તમારો ત્યાગ કરતા નથી. ॥૪૩॥૪૪॥૪૫॥૪૬॥ હવે અમોને કંસનો નાશ કરનારા દેવાધિ દેવ શ્રીકૃષ્ણનાં દર્શન કરાવો કે જેથી સઘળા અમલોકોને મહાસિદ્ધિ પ્રાપ્ત થશે." ॥ ૪૭ ॥ એ સાંભળી હર્ષથી વિહ્વલ થએલાં દ્વારકાજીએ તે સમયે દેવતાઓને કહ્યું કે "હે દેવતાઓ! દર્શન કરો દર્શન કરો. શ્રીદ્વારકાનાથજી આ રહ્યા. એમના દર્શનથી મુક્તિ તુરત પ્રાપ્ત થાય છે." પછી તીર્થ તથા ક્ષેત્ર આદિ સહિત સઘળા દેવતાઓને સઘળા ક્લેશોનો નાશ કરનારા પશ્ચિમાભિમુખ બીરાજેલા શ્રીકૃષ્ણનાં દર્શન થતાં તેઓ સઘળા એકજ સમયે પગે લાગ્યા અને ચારે કોર નાચવા લાગ્યા. ॥ ૪૮ ॥ ૪૯ ॥ ૫૦ ॥ બ્રહ્મા, મહાદેવ, પાર્વતી અને ઈંદ્ર આદિ દેવતાઓના ગણો શ્રીકૃષ્ણને જોઈ ભક્તિને લીધે વારંવાર ઉઠી ઉઠીને પ્રણામ કરવા લાગ્યા. ॥ ૫૧ ॥ પ્રયાગ આદિ તીર્થો, ગંગા આદિ નિર્મળ નદીઓ, કાશી, કુરૂક્ષેત્ર આદિ બીજાં પણ સઘળાં ક્ષેત્રો, ॥ ૫૨ ॥ સમુદ્રો, પવિત્ર પર્વતો, અરણ્યો, આશ્રમો, ઋષિઓ, યક્ષો, ગંધર્વો, શુકાદિક, સનકાદિક ॥ ૫૩ ॥ અને બીજાં પણ સર્વ લોકો પરમ ભક્તિથી અને પ્રેમથી શ્રીકૃષ્ણના મુખારવિંદનાં દર્શન કરી 'કૃષ્ણ કૃષ્ણ' એમ બોલતાં પગે લાગ્યાં. ॥ ૫૪ ॥ એ સમયે તે સઘળાંઓને

त्वातुगोमतीनीरेचक्रतीर्थेविशेषतः ॥ ५५ ॥ दृष्ट्वाश्रीकृष्णवदनंपर मानंदसंप्लुताः ॥ मुंचंतःप्रेमबाष्पौघानात्मानंनविदुःपरं ॥ ५६ ॥ अथदिव्योपहारैश्चश्रद्धाभक्तिसमन्वितः ॥ कमलासनःसंहृष्टःश्रीकृ ष्णंसमपूजयत् ॥ ५७ ॥ स्वर्धेनुपयसास्नाप्यदिव्यैश्चामृतपंचकैः ॥ त्रैलोक्यसंभवैस्तीर्थैर्ब्रह्माप्राप्तमनोरथः ॥ ५८ ॥ भवश्चाथभवानी चपूजयामासभक्तितः ॥ इंद्रोदेवगणाःसर्वेयोगिनःसनकादयः॥ ५९ ॥ ऋषयोनारदाद्याश्चगंगाद्याश्चसरिद्वराः।प्रयागादीनितीर्थानिसागराःप र्वतोत्तमाः॥६०॥क्षेत्राणिक्षेत्रमुख्यानिकाशीमुख्याश्चमुक्तिदाः॥अर ण्यान्याश्रमाःसर्वेश्रीकृष्णंसमपूजयन्।६१।श्रद्धयापरयाभक्त्यासर्वे कृष्णंपृथक्पृथक् ॥ अमूल्यैर्दिव्यवस्त्रैश्चदिव्यगंधानुलेपनैः ॥६२ ॥ सुदिव्याभरणैर्भक्त्यामहारत्नविनिर्मितैः ॥ दिव्यमाल्यैरनेकैश्चचंद नादिसुवस्तुभिः॥ ६३ ॥ प्रिययाश्रीतुलस्यावैश्रीकृष्णंसमपूजयन्॥ स्तोत्रपाठैश्चदिव्यैश्चवेदोक्तमंत्रजैःशुभैः ॥ ६४ ॥ विविधैःस्तोत्रपा ठैश्चसंस्तुतैर्विविधैरपि ॥स्वीयमत्यनुसारेणतुष्टुवुस्तेपुनःपुनः॥६५॥

શ્રીકૃષ્ણના દર્શનથી કૃતાર્થપણું પ્રાપ્ત થયું. ગોમતીના જળમાં તથા વિશેષેકરી ચક્રતીર્થમાં નાહી શ્રીકૃષ્ણના મુખારવિંદનાં દર્શન કરી પરમ આનંદમાં મગ્ન થએલાં અને જેઓને પ્રેમનાં આંસુના પ્રવાહ ચાલ્યા જતા હતા એવાં એ સઘળાંઓને બીજાનું કે શરીરનું પણ ભાન નહી રહ્યું. ॥ ૫૫ ॥ ૫૬ ॥ પછી પ્રસન્ન થએલા બ્રહ્માએ શ્રદ્ધાથી અને ભક્તિથી સઘળા દિવ્ય ઉપહારો વડે શ્રીકૃષ્ણની પૂજા કરી. ॥ ૫૭ ॥ કામધેનુના દુધથી દિવ્ય પંચામૃતોથી તથા ત્રૈલોક્યની અંદરનાં સઘળાં તીર્થોનાં જળોથી શ્રીકૃષ્ણને નવરાવવાથી બ્રહ્માના સઘળા મનોરથ સંપૂર્ણ થયા. ॥ ૫૮ ॥ પછી શંકર, પાર્વતી, ઈંદ્ર, સર્વે દેવતાઓ, યોગીઓ, સનકાદિક, નારદ આદિ ઋષિઓ, ગંગા આદિ ઉત્તમ નદીઓ, પ્રયાગઆદિ તીર્થો, સમુદ્રો, પર્વતો, ક્ષેત્રો, ઉત્તમ ક્ષેત્રો કાશી આદિ મોક્ષપુરીઓ, અરણ્યો અને આશ્રમો એઓએ પણ શ્રીકૃષ્ણની પૂજા કરી. ॥ ૫૯ ॥ ॥૬૦॥૬૧॥ એઓએ શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક અમૂલ્ય દિવ્ય વસ્ત્રોથી, દિવ્ય ચંદનોનાં લેપનથી, મોટાં રત્નોથી જડેલાં દિવ્ય આભરણોથી, દિવ્ય પુષ્પોથી, ચંદન આદિ દિવ્ય વસ્તુઓથી અને પ્યારી તુલસીથી શ્રીકૃષ્ણની જુદી જુદી પૂજા કરીને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે અનેક પ્રકારનાં વૈદિક, સંસ્કૃત તથા પ્રાકૃત સ્તોત્રોના પાઠોથી વારંવાર સ્તુતિ કરી. ॥૬૨॥૬૩॥૬૪॥ ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, અનેક પ્રકારનાં વિષ્ણુ સંબંધી સ્તોત્ર, ચામર તથા પંખા આદિથી ભક્તિ પૂર્વક ક્લેશનો વિનાશ કરનાર

धूपैर्दीपैश्चनैवेद्यैस्तांबूलैर्विविधैरपि ॥ संस्तवैर्वैष्णवैर्भक्त्याचामरव्यजनादिभिः ॥ ६६ ॥ संपूज्यैवंमहाविष्णुंकृष्णंक्लेशविनाशनं ॥ प्रहृष्टानन्तृतुःसर्वेगीतवाद्यप्रहर्षिताः ॥ ६७ ॥ ब्रह्माद्यब्रह्मपुत्राश्वततश्चेंद्रश्चभक्तितः ॥ ब्रह्मादीन्नृत्यतःप्रेक्ष्यभगवान्कमलेक्षणः ॥६८॥ वारयामासहस्तेनप्रीतःप्राहसुरान्प्रभुः ॥

॥ श्रीभगवानुवाच ॥ भोभोब्रह्मन्महेशानहेभवानिसुरेश्वरि ॥ ॥ ६९ ॥ क्षेत्राणिसर्वतीर्थानिनारदसनकादयः ॥ प्रीतोऽहंचैवसर्वेषांवरंवृणुतनिर्जराः ॥ ७० ॥

॥ मार्कंडेयउवाच॥ तदाभिषिलतांलब्ध्वासर्वान्कामानवाप्य च ॥ भक्त्यापरमयायुक्ताःकृष्णंप्रोचुःप्रहर्षिताः ॥ ७१ ॥

॥ श्रीमहेश्वरब्रह्मादयऊचुः॥ प्राप्तःकामवरोऽस्माभिर्भवतःकृपयाविभो ॥ प्रेम्णातवपदांभोजभक्तिरस्त्वनपायिनी ॥ ७२ ॥

॥ मार्कंडेयउवाच ॥ अथब्रह्ममहेशानौसर्वेषांशृण्वतामिदं ॥ श्रद्धयापरयात्दृष्टौद्वारकांप्रत्यवोचतां ॥ ७३ ॥ त्वंदेविसर्वती

મહાવિષ્ણુ શ્રીકૃષ્ણનું પૂજન કરી પ્રસન્ન થએલાં અને ગાયન તથા વાદ્યોથી રાજી થએલાં એ સઘળાંઓ નાચવા લાગ્યાં. ॥ ૬૫ ॥ ૬૬ ॥ બ્રહ્મા, બ્રહ્માના પુત્રો અને ઈંદ્ર એઓએ પણ ભક્તિ પૂર્વક નૃત્ય આદિ કરયાં. શ્રીકૃષ્ણે બ્રહ્માદિકને નાચતા જોઈ, ॥ ૬૭ ॥ હાથની સંજ્ઞાથી નાચતા અટકાવી રાજી થઈને તે દેવતાઓએ નીચે પ્રમાણે કહ્યું.

ભગવાન કેહે છે—હે બ્રહ્મા! હે સદાશિવ! હે દેવતાઓનાં ઈશ્વરી પાર્વતી! ॥ ૬૮ ॥ હે ક્ષેત્રો! હે સઘળાં તીર્થો! હે નારદજી! હે સનકાદિક! હે દેવતાઓ વરદાન માગો. હું પ્રસન્ન થયો છું. ॥ ૬૯ ॥

માર્કંડેય કેહે છે—જેઓને મનવાંછિત પ્રાપ્ત થયું તથા જેઓના સઘળા મનોરથો પૂર્ણ થયા એવા એ સઘલાંઓએ પરમ ભક્તિથી આનંદ પૂર્વક શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૭૦ ॥

સદાશિવ અને બ્રહ્મા આદિ કેહે છે—હે પ્રભુ! આપની કૃપાથી અમને વાંછિત ફળ મળ્યાં છે. હવે એટલુંજ માગીએ છીએ કે અમોને તમારા ચરણારવિંદમાં કોઈ કાળે ટળે નહી એવી પ્રેમભક્તિ હોજો. ॥ ૭૧ ॥

માર્કંડેય કેહે છે—પછી રાજી થએલા બ્રહ્માએ અને સદાશિવે સઘળા લોકો સાંભળતાં પરમશ્રદ્ધાથી દ્વારકાજીને કહ્યું કે ॥ ૭૨ ॥ "હે દેવી! જેમ પર્વતોમાં

र्थानांक्षेत्राणामुत्तमोत्तमा ॥ पर्वतानांयथामेरुःसिंधूनांसागरोयथा ॥
॥ ७४ ॥ प्रकाशानांयथावह्निर्ज्योतिषांसोमएवच ॥ एषांप्रकाशक
र्तॄणांयथासूर्यःप्रकाशते ॥ ७५ ॥ यथाचसर्वदेवानांमहाविष्णुरयं
महान् ॥ तथैवक्षेत्रतीर्थानांसर्वेषामुत्तमोत्तमा ॥ ७६ ॥ भवतीस
र्वदापुण्यासूर्यवद्राजतेभुवि ॥ पूज्यावैसर्वदेवानांतीर्थादीनांतथैव
च ॥ ७७ ॥

॥ मार्कंडेयउवाच ॥ इत्युक्त्वासर्वतीर्थानांक्षेत्रादीनांचसत्त
म ॥ आधिपत्येसुरेशानौद्वारकामभिषिंचतुः ॥ ७८ ॥ चक्रुर्महाभि
षेकंतुद्वारकायाःप्रहर्षिताः ॥ वादयंतोविचित्राणिवादित्राणिमहोत्स
वे ॥ ७९ ॥ दिव्यैःपंचामृतैस्तोयैःसर्वतीर्थसमुद्भवैः ॥ पुण्यैश्चाका
शगंगायादिग्गजानांकरोद्धृतैः ॥ ८० ॥ पूजांचचक्रिरेपुष्पैश्चंदनादिस
मुद्भवैः ॥ अथासीन्महदाश्चर्यंब्रह्मादीनांमुदावहं ॥ ८१ ॥ तदायाताम
हादिव्याःपुरुषाःपार्षदाहरेः ॥ विश्वक्सेनसुनंदाद्याजयंतःपुष्पवर्षिणः ॥
॥ ८२ ॥ गीतवादित्रघोषेणनृत्यमानाःप्रहर्षिताः ॥ किरिटैःकुंडलैर्हारैर्वैजयं

મેરૂ ઉત્તમ છે અને જલાશયોમાં સમુદ્ર ઉત્તમ છે તેમ તમે સર્વ તીર્થોમાં અને સર્વ ક્ષેત્રોમાં ઉત્તમ છો. ॥ ૭૪ ॥ જેમ પ્રકાશોમાં અગ્નિ, તારાગણોમાં ચંદ્ર અને પ્રકાશ કરનારાઓમાં સૂર્ય ઉત્તમ છે તેમ તમે સર્વ તીર્થોમાં ઉત્તમ છો. ॥ ૭૫ ॥ જેમ સર્વ દેવતાઓમાં આ શ્રીકૃષ્ણ ઉત્તમ છે તેમ સઘળાં ક્ષેત્રોમાં અને તીર્થોમાં તમે સર્વોપરિ છો ॥ ૭૬ ॥ મહાપવિત્રપણા વાળા તમે પૃથ્વીમાં સૂર્યની પેઠે શોભો છો અને સર્વ દેવતાઓએ તથા તીર્થ આદિએ પૂજવા યોગ્ય છો." ॥ ૭૭ ॥

માર્કંડેય કહે છે—એ પ્રમાણે કહી બ્રહ્માએ તથા સદાશિવે દ્વારકાંજીને સર્વ તીર્થોના તથા સર્વ ક્ષેત્ર આદિના અધિપતિપણાનો અભિષેક કર્યો ॥ ૭૮ ॥ મોટા હર્ષથી એ મહોત્સવમાં વિચિત્ર વાજાઓ વાગતાં દિવ્ય પંચામૃતોથી, સઘળાં તીર્થોનાં જળોથી, અને દિશાઓના હાથીઓની સુંઢોથી ઉપડાવેલાં આકાશ ગંગાનાં પવિત્ર જળોથી મોટો અભિષેક કરીને પુષ્પોથી તથા ચંદનઆદિના પદાર્થોથી સઘળાઓએ દ્વારકાજીની પૂજા કરી તે સમયે બ્રહ્માદિકને આનંદ આપે એવું મોટું આશ્ચર્ય થયું. ॥ ૭૯ ॥ ૮૦ ॥ ૮૧ ॥ એ આશ્ચર્ય આ પ્રમાણે થયું કે તે સમયે વિષ્વક્સેન, જયંત અને સુનંદ આદિ ભગવાનના દિવ્ય પાર્ષદો પુષ્પોની વૃષ્ટિ કરતા ત્યાં આવ્યા. ॥ ૮૨ ॥ સઘળા પાર્ષદો ગીત તથા વાજંત્રોના શબ્દોથી નાચતા હતા, રાજી થતા હતા, કિરીટો કુંડલો હારો તથા વૈજયંતી માળાઓથી શણગારેલા હતા, શ્યામ હતા,

त्याविभूषिताः ॥८३॥ श्यामाश्चतुर्भुजाःपीतैर्वस्त्रैर्माल्यैर्विभूषिताः ॥ तेऽपितानपिसंदृष्ट्वाप्रहर्षागतसंभ्रमाः ॥ ८४ ॥ ववंदिरेततोऽन्योन्यं प्रहृष्टालिंगनादिभिः ॥ ऋषयोऽन्येऽथदेवाश्चप्रणेमुर्विष्णुपार्षदान् ॥ ॥ ८५ ॥ क्षेत्राणिसर्वतीर्थानिश्रद्धयातान्ववंदिरे ॥ अथतेसमुपागम्यद्वारकांविष्णुपार्षदाः ॥ ८६ ॥ नत्वाथद्वारकानाथंश्रीमत्कृष्णं ववंदिरे ॥ संपूज्यकुसुमैर्दिव्यैस्तुलस्यातद्वनोत्थया ॥ ८७ ॥ तदुत्पन्नैःफलैर्दिव्यैर्धूपनीराजनैःप्रभुं ॥ विविधान्नैश्चतांबूलैर्नत्वाकृष्णमतोषयन् ॥ ८८ ॥ श्रीकृष्णानुगताःसर्वेद्वारकायाःप्रहर्षिताः ॥ पूजांतेमहतींचक्रुर्निःश्रेयसवनादिभिः ॥ ८९ ॥ एवंसंपूजितातैस्तु ब्रह्मेशानादिभिःसुरैः॥ऋषिभिःक्षेत्रतीर्थैश्चद्वारकाकृष्णपार्षदैः॥९०॥ महासिंहासनस्थासाराजहरिवल्लभा ॥ नैवेद्यैर्विविधैर्दिव्यैस्तांबूलैः समपूजयत् ॥ ९१ ॥ क्षेत्रतीर्थादिराजानांमहाराज्ञीत्वमीश्वरी ॥ इतिसर्वेवदंतस्तेद्वारकांसंववंदिरे ॥ ९२ ॥ ब्रह्मामहेश्वरोदेवाऋष

ચાર ચાર ભુજાઓવાળા હતા, અને પીળાં વસ્ત્રોથી તથા પુષ્પોથી શોભતા હતા. બ્રહ્માદિકને જોવાથી આનંદ પામેલા અને તેથી સંભ્રમમાં પડેલા એ પાર્ષદોએ આલિંગન આદિથી બ્રહ્માદિકનું અભિનંદન કર્યું અને બ્રહ્માદિકોએ તેઓનું અભિનંદન કર્યું. ઋષિઓએ અને બીજા દેવતાઓએ ભગવાનના પાર્ષદોને પ્રણામ કરયા. ૮૩ ॥ ૮૪ ॥ ૮૫ ॥ સર્વ ક્ષેત્રોએ અને તીર્થોએ પણ શ્રદ્ધાથી તેઓને પ્રણામ કરયા પછી પાર્ષદોએ દ્વારકાંજીની પાસે આવી નમસ્કાર કરીને તે પછી શ્રીદ્વારકાનાથજીને પ્રણામ કરયા તેઓએ દિવ્ય પુષ્પોથી, દ્વારકાના વનમાં ઉત્પન્ન થએલી તુલસીથી, દ્વારકામાં થએલાં દિવ્ય ફળોથી, ધૂપોથી, આરતીઓથી, અનેક પ્રકારનાં અન્નોથી અને તાંબૂલોથી ભગવાનની પૂજા કરી પ્રણામ કરીને પ્રસન્ન કરયા. ॥ ૮૬ ॥ ૮૭ ॥ ॥ ૮૮ ॥ રાજી થએલા સઘળા શ્રીકૃષ્ણના પાર્ષદોએ નૈશ્રેયસ નામના વનમાં ઉત્પન્ન થએલાં પુષ્પ આદિથી દ્વારકાજીની પણ મોટી પૂજા કરી. ॥ ૮૯ ॥ બ્રહ્મા તથા સદાશિવ આદિ દેવતાઓએ, ઋષિઓએ, તીર્થોએ, અને ભગવાનનાં પાર્ષદોએ એ પ્રમાણે પૂજેલાં. ॥ ૯૦ ॥ તે ભગવાનને પ્યારાં દ્વારકાંજી મોટા સિંહાસનપર શોભવા લાગ્યાં. પછી દ્વારકાજીએ અનેક પ્રકારનાં દિવ્ય ભોજનોથી અને તાંબૂલોથી તે સઘળાઓનો સત્કાર કરયો. ॥ ૯૧ ॥ "મોટાં મોટાં ક્ષેત્રોનાં અને તીર્થોનાં પણ તમે ઈશ્વરી અને ચક્રવર્તી છો" એમ બોલતા બ્રહ્મા, સદાશિવ, દેવતાઓ ઋષિઓ અને ભગવાનના પાર્ષદોએ દ્વારકાજીને નમસ્કાર કરયા તે સમયમાં દેવતાઓ

योविष्णुपार्षदाः ॥ एतस्मिन्नंतरेभूपदेवदुंदुभिनिस्वनाः ॥ ९३ ॥
अश्रूयंतमहाशब्दाह्यभवन्पुष्पवृष्टयः॥ अथास्मिन्महदाश्चर्यंशृणुष्व
नृपसत्तम॥९४॥कुरुक्षेत्रंप्रयागश्चसव्यदक्षिणपार्श्वयोः ॥स्थित्वाज
गृहतुर्दिव्येश्वेतप्रभेमनोरमे॥ ९५ ॥ द्वारकायास्तदाशुभ्रेचामरव्यजने
शुभे ॥ अयोध्यामथुराकाश्यावाराणसीजयस्वनैः॥ ९६॥तीर्थानिसरि
तःसर्वाद्वारकायामुखांबुजं॥पश्यंतःपरमानंदंलेभिरेदेवमानवाः॥९७॥
अथाहुःपार्षदाविष्णोर्धन्यान्येतानिसर्वशः ॥ यैर्दृष्टाद्वारकापुण्यासर्व
लोकैकमंडना ॥ ९८ ॥ नवेदैर्नचयज्ञैश्चतपोयोगसमाधिभिः ॥ द्वार
कागमनेपुंसांमतिःस्यात्कृपयाहरे ॥ ९९ ॥ वेदयज्ञतपोयोगैःसम्य
गाराधितोहरिः ॥ प्रसादंकुरुतेतर्हिद्वारकागमनेमतिः॥ १०० ॥

इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये
द्वारकाभिषेको नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

દુંદુભિઓના ભારે શબ્દો સંભળાવા લાગ્યા અને ફુલની વૃષ્ટિઓ પડવા લાગી. હે રાજાઓમાં ઉત્તમ ! એ સમયમાં એક ભારે આશ્ચર્યકારી દેખાવ થયો તે સાંભળો. ॥૯૨ ॥ ૯૩ ॥ ૯૪ ॥ કુરૂક્ષેત્ર તથા પ્રયાગ એઓએ ડાબે તથા જમણે પડખે ઉભીને દ્વારકાજીને ધોળી કાંતિવાળા મનોહર દિવ્ય ચમર ઢોળવા માંડયા. ॥૯૫॥ અયોધ્યા, મથુરા, કાશી અને બીજાં પણ તીર્થો તથા નદીઓ તે સમયે ‘જય જય’ એવા શબ્દો પોકારવા લાગ્યાં. દેવ અને મનુષ્યોને દ્વારકાજીનું મુખ જોવાથી પરમ આનંદ પ્રાપ્ત થયો. ॥ ૯૬ ॥ ૯૭ ॥ આ સમયે ભગવાનના પાર્ષદો બોલ્યા કે “જેઓએ સર્વ ભુવનોના મુખ્ય શણગારરૂપ આ દ્વારકાજીનાં દર્શન કર્યાં એઓને સઘળી રીતે ધન્યવાદ આપીએ છીએ. ॥ ૯૮ ॥ પુરૂષોને દ્વારકામાં જવાનો વિચાર વેદ ભણવાથી, યજ્ઞો કરવાથી, તપ કરવાથી કે યોગ સંબંધી સમાધિ કરવાથી ઉત્પન્ન થતો નથી પણ ભગવાનની કૃપાથીજ ઉત્પન્ન થાય છે. ॥ ૯૯ ॥ વેદ, યજ્ઞ, તપ અને યોગથી સારી રીતે આરાધેલા ભગવાન જો કૃપા કરે તોજ દ્વારકામાં જવાની બુદ્ધિ આવે છે.” ॥ ૧૦૦ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો
‘દ્વારકાભિષેક’ નામનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ॥

# ॥ त्रयस्त्रिंशत्तमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ श्रुत्वाब्रह्ममहेशानौस्तुतिंतांवैष्णुपा
र्षदैः ॥ द्वारकायास्तुमाहात्म्यंतद्वर्णयितुमाहतुः ॥ १ ॥
॥ ब्रह्ममहेश्वरावूचतुः ॥ भोभोःक्षेत्राणितीर्थानिसरितःसाग
रादयः ॥ द्वारकासेवनीयावैस्थीयतांयदिवोरुचिः ॥ २ ॥
॥ मार्कंडेयउवाच ॥ महेशवचनंश्रुत्वासर्वेषामुत्सवोऽभवत् ॥
आवासंचक्रिरेसर्वेक्षेत्रतीर्थादिदेवताः ॥ ३ ॥ भागीरथीप्रयागश्चय
मुनाचसरस्वती ॥ सरयूर्गंडकीपुण्यागोमतीपूर्ववाहिनी ॥ ४ ॥ अ
न्याश्चसरितःसर्वाःसिंधुशोणौनदौतथा ॥ स्थिताउत्तरादिग्भागेतीर्थैः
पंचाशकोटिभिः ॥ ५ ॥ तथामंदाकिनीपुण्यानदीभागीरथीचया ॥
महानदीनर्मदाचक्षिप्राप्राचीसरस्वती ॥ ६ ॥ जक्षुर्भद्रातथासीतान
द्योऽन्याःपापनाशिनीः ॥ वर्ततेपूर्वदिग्भागेतीर्थैश्चषष्टिकोटिभिः ॥ ७ ॥ प
योष्णीतपतीकृष्णाभीमागोदावरीतथा ॥ कावेरीप्रमुखाःपुण्याअन्या

## અધ્યાય ૩૩ મો.

માર્કંડેય કેહે છે—બ્રહ્મા તથા મહાદેવ વિષ્ણુના પાર્ષદોએ કહેલાં દ્વારકાનાં વખાણ સાંભળી પોતે પણ દ્વારકાના માહાત્મ્યનું વર્ણન કરવા માટે નીચે પ્રમાણે બોલ્યા. ॥ ૧ ॥

બ્રહ્મા તથા મહાદેવ કેહે છે—હે ક્ષેત્રો! હે તીર્થો! હે નદીઓ! હે સમુદ્ર આદિ લોકો! દ્વારકાનું સેવન કરવું યોગ્ય છે એટલા માટે જો તમારી ઈચ્છા હોય તો અહીં રહો. ॥ ૨ ॥

માર્કંડેય કેહે છે—એ પ્રમાણે બ્રહ્માનું તથા મહાદેવનું વચન સાંભળી ક્ષેત્ર, તીર્થ આદિ અને દેવતાઓ એ સઘળાંઓને ત્યાં રેહેવાનો ઉત્સવ થયો અને તે ઉપરથી સઘળાંઓએ ત્યાં નિવાસ કર્યો. ॥ ૩ ॥ ગંગા, પ્રયાગ, યમના, સરસ્વતી, સરયૂ, ગંડકી પૂર્વ વાહિની ગોમતી, બીજી પણ સઘળી નદીઓ અને સિંધુ તથા શોણ નામના બે નદ એઓ પંચાશ કરોડ તીર્થોની સાથે ઉત્તર દિશામાં રહ્યાં. ॥ ૪ ॥ ૫ ॥ મંદાકિની, ભાગીરથી, મહાનદી, નર્મદા, ક્ષિપ્રા, પ્રાચી સરસ્વતી, યક્ષુ, ભદ્રા, સીતા અને બીજી પણ પાપોનો નાશ કરનારી નદીઓ એઓએ સાઠ કરોડ તીર્થની સાથે પૂર્વદિશામાં નિવાસ કર્યો. ॥ ૬ ॥ ૭ ॥ પયોષ્ણી, તપતી, કૃષ્ણા-ભીમા, ગોદાવરી અને કાવેરી આદિ નદીઓ તથા બીજી પણ પાપોનો નાશ કરનારી નદી-

श्चैवाघनाशिनीः ॥ ८ ॥ स्वतीर्थसहिताभक्त्यानवनवतिकोटिभिः ॥
स्थितादक्षिणदिग्भागेद्वारकासेवनोत्सुकाः ॥ ९ ॥ क्रीडंतिगोमतीनी
रेतीरेचकृष्णसंनिधौ ॥ सप्तद्वीपेषुयाःसंतितथान्यावैसरिद्वराः ॥
॥ १० ॥ सागराश्चतथासप्तपश्चिमायांदिशिस्थिताः ॥ क्रीडंतिच
क्रतीर्थेवैतीर्थैश्चशतकोटिभिः ॥ ११ ॥ पश्यंतिचमुहुःकृष्णंपश्चिमा
भिमुखंसदा ॥ विदिशासुचसर्वासुतीर्थसंख्यानविद्यते ॥ १२ ॥ पु
ष्करादीनितीर्थानिविशालंबदरीगया ॥ शतैककोटिभिस्तीर्थैर्गोमत्यु
दधिसंगमे ॥ १३ ॥ वाराणसीचऐशान्यांअवंतीपूर्वदिक्स्थिता ॥
आग्नेय्यांदिशिकांचीचदक्षिणेमथुरास्थिता ॥ १४ ॥ नैर्ऋत्यां
चतथामायाअयोध्यापश्चिमेस्थिता ॥ वायव्यांचकुरुक्षेत्रंहरिक्षेत्रं
तथोत्तरे ॥ १५ ॥ शिवक्षेत्राणिऐशान्यांऐंद्र्यांचपुरुषोत्तमं ॥
आग्नेय्यांचभृगुक्षेत्रंप्रभासंदक्षिणेस्थितं ॥ १६ ॥ श्रीरंगं
नैर्ऋतेभागेलोहदंडंतुपश्चिमे ॥ नारसिंहीचवायव्येकौंकामुख
मथोत्तरे ॥ १७ ॥ कामाख्यारेणुकादीनिशाक्तेयानिचकृत्स्नशः ॥

ઓ એઓએ ॥૮॥ દ્વારકાના સેવનમાં ઉત્સાહ ધરી ભક્તિપૂર્વક પોતાનાં નવાણું કરોડ તીર્થોની સાથે દક્ષિણ દિશામાં નિવાસ કર્યો. ॥૯॥ એઓ ગોમતીના જળમાં, કાંઠાઓમાં તથા શ્રીકૃષ્ણના સમીપમાં ક્રીડા કરવા લાગ્યાં. સાતે દ્વીપોમાં બીજી જે ઉત્તમ નદીઓ છે તેઓએ તથા સાતે સમુદ્રોએ પશ્ચિમ દિશામાં નિવાસ કર્યો. એઓ સો કરોડ તીર્થોની સાથે ચક્રતીર્થમાં ક્રીડા કરવા લાગ્યાં અને પશ્ચિમાભિમુખ બીરાજેલા શ્રીકૃષ્ણનું સર્વદા દર્શન કરવા લાગ્યાં. સઘળા ખુણાઓમાં રહેલાં તીર્થોની તો સંખ્યાજ થઈ શકતી નથી ॥ ૧૦ ॥ ૧૧ ॥ ૧૨ ॥ પુષ્કર આદિ ક્ષેત્રો, વિશાલ, બદરિકાશ્રમ અને ગયા એઓ એક કરોડ અને એકસો તીર્થોની સાથે ગોમતીના અને સમુદ્રના સંગમમાં ક્રીડા કરવા લાગ્યાં. ॥ ૧૩ ॥ ઈશાન ખુણામાં કાશીએ, પૂર્વદિશામાં ઉજ્જેણે, અગ્નિ ખુણામાં કાંચીએ, દક્ષિણ દિશામાં મથુરાએ, નૈર્ઋત ખુણામાં હરિદ્વારે, પશ્ચિમ દિશામાં અયોધ્યાએ, વાયુ ખુણામાં કુરૂક્ષેત્રે અને ઉત્તર દિશામાં હરિક્ષેત્રે નિવાસ કર્યો. ॥ ૧૪ ॥ ૧૫ ॥ ઈશાન ખુણામાં શિવનાં ક્ષેત્રોએ, પૂર્વદિશામાં પુરૂષોત્તમ ક્ષેત્રે, (જગન્નાથ ક્ષેત્રે) અગ્નિ ખુણામાં ભરૂચે, દક્ષિણ દિશામાં પ્રભાસે. ॥ ૧૬ ॥ નૈર્ઋત ખુણામાં શ્રીરંગ ક્ષેત્રે, પશ્ચિમ દિશામાં લોહદંડે વાયુ ખુણામાં નરસિંહી ક્ષેત્રે અને ઉત્તર દિશામાં કૈંકામુખ ક્ષેત્રે નિવાસ કર્યો. ૧૭ હે રાજા ! કામાખ્યા અને રેણુકા આદિ જે ક્ષેત્રો જગદંબાનાં કેહેવાય છે તે સઘળાં-

क्षेत्राण्युत्तरतःसंतिरुक्मिण्याःसंनिधौनृप ॥ १८ ॥ धेनुकंनैमि षारण्यंदंडकंसैंधवंतथा ॥ दशार्णमर्बुदंचैवनरनारायणाश्रमः॥१९॥ यथादिशंवसंतिस्मद्वारकायाःसमंततः ॥ मेर्वादिपर्वताःसौम्याद्वार कासेवनोत्सुकाः ॥ २० ॥ कैलासाद्याश्चऐशान्यांपूर्वस्यांहिहिमा लयः ॥ श्रीशैलाद्याश्चआग्नेय्यांविंध्याद्रिप्रमुखास्तथा ॥ २१ ॥ दक्षिणेरामगिर्याद्यामहेंद्रऋषभादयः॥ अन्येचपुण्यशैलाश्चद्वारकासे वनोत्सुकाः ॥ २२ ॥ पश्यंतःकृष्णवक्त्राब्जंपरमानंदनिर्वृताः ॥ ररा जद्वारकाचंद्रोपथादिविग्रहादिभिः ॥ २३ ॥ प्रथमावरणंतावद्ब्रह्मे शसनकादिभिः ॥ प्रजेश्वरैर्द्वितीयंतुतृतीयंदेवनायकैः ॥ २४ ॥ चतुर्थंश्रुतिसंघानांगंगादीनांचपंचमं ॥ षष्ठमावरणंतीर्थैःप्रयागपुष्क रादिभिः ॥ २५ ॥ काश्याद्याःसप्तमंप्रोक्तंविशालंविरजंगया ॥ अ ष्टमंक्षेत्रमुख्याद्यैर्नवमावरणंतथा ॥ २६ ॥ अरण्यैराश्रमाद्यैश्चसा गरैश्चभवेन्नृप ॥ दशमावरणंप्रोक्तंमेर्वादिपर्वतोत्तमैः ॥ २७ ॥

ઓએ ઉત્તર દિશામાં રૂક્મિણીની પાસે નિવાસ કર્યો. ॥ ૧૮ ॥ ધેનુક, નૈમિષારણ્ય, દંડકારણ્ય, સૈંધવારણ્ય, દશાર્ણારણ્ય, અર્બુદારણ્ય અને નરનારાયણાશ્રમ એઓએ દ્વારકાની ચારે પાસ પોતપોતાની દિશાઓમાં નિવાસ કર્યો. દ્વારકાનું સેવન કરવામાં ઉત્સાહવાળા ઉત્તમ મેરૂ આદિ પર્વતો અને કૈલાસ આદિ પર્વતો એઓએ ઈશાન ખુણામાં નિવાસ કર્યો. હિમાલયે પૂર્વદિશામાં, શ્રીશૈલ આદિ પર્વતો તથા વિંધ્ય આદિ પર્વતોએ અગ્નિ ખુણામાં, રામગિરિ મહેંદ્ર તથા ઋષભ આદિ પર્વતોએ દક્ષિણ દિશામાં અને બીજા પર્વતોએ પશ્ચિમ દિશામાં દ્વારકાનું સેવન કરવા સારૂ નિવાસ કર્યો. ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥ પશ્ચિમ દિશામાં રહેલા પર્વતો શ્રીકૃષ્ણના મુખારવિંદનાં દર્શન નિરંતર મળવાથી પરમ આનંદ માનવા લાગ્યા. જેમ આકાશમાં ચંદ્રગ્રહ આદિથી શોભે છે તેમ પૃથ્વીમાં દ્વારકા એ તીર્થોથી શોભવા લાગી. ॥ ૨૩ ॥ બ્રહ્મા, મહાદેવ અને સનકાદિકથી દ્વારકાનું પેહેલું આવરણ છે, પ્રજાપતિઓથી બીજું આવરણ છે, મોટા દેવતાઓથી ત્રીજું આવરણ પૂજન છે. ૨૪ શ્રુતિઓના સમૂહ તથા ગંગા આદિ નદીઓથી પાંચમું આવરણ છે, પ્રયાગ તથા પુષ્કર આદિ તીર્થોથી છઠ્ઠું આવરણ છે. ॥ ૨૫ ॥ કાશીઆદિ વિશાલ વિરજ તથા ગયાથી સાતમું આવરણ છે, ઉત્તમ ઉત્તમ ક્ષેત્રોથી આઠમું આવરણ છે, અરણ્યો આશ્રમો તથા સમુદ્રોથી નવમું આવરણ છે અને મેરૂ આદિ ઉત્તમ પર્વતોથી દશમું આવરણ છે. ॥ ૨૬ ॥ ૨૭ ॥ એ પ્રમાણે પવિત્ર દ્વારકા મોટા સિંહાસનપર

एवंसाद्वारकापुण्यामहासिंहासनेस्थिता ॥ आवरणैःशुभैःपुण्यैर्दश
भिर्बहिरावृता ॥ २८ ॥ सप्तद्वीपैःसमुद्रैश्चमेरुर्वैकांचनोयथा ॥ ए
तैरावरणैर्युक्तांयेस्मरंतितेद्वारकां ॥ २९ ॥ सर्वपापविनिर्मुक्तायांति
विष्णोःपरंपदं॥एवंब्रह्मादयोदेवाऋषयःसनकादयः॥३०॥द्वारकायां
स्थिताःसर्वेकृष्णसेवनतत्पराः॥श्रद्धयापरयाभक्त्याकन्याराशिस्थिते
गुरौ॥३१॥तदंतेद्वारकांनत्वादृष्ट्वातांतदनुज्ञया॥स्वस्थानानिययुःस्वां
शैःशंसंतोद्वारकाश्रियं ॥ ३२ ॥ गच्छंतस्तेनमंतिस्मव्यथिताद्वारकां
पुनः ॥ श्रीकृष्णंद्वारकानाथंरुक्मिणींश्रद्धयायुताः ॥ ३३ ॥ गोम
तींचक्रतीर्थंवैगोमत्युदधिसंगमं ॥ स्वांशैश्चप्रययुस्तानिगंगाद्याश्चैव
कृत्स्नशः ॥ ३४ ॥ पुनश्चैतानिसर्वाणिकन्याराशिस्थितेगुरौ ॥ आ
यांतिद्वारकांद्रष्टुंब्रह्माद्याश्चैवहार्षिताः ॥ ३५ ॥ एवमद्भुतमाहात्म्या
द्वारकावैनृपोत्तम ॥ सर्वेषांक्षेत्रतीर्थानांमहापापविदाहिका ॥ ३६ ॥
वर्णानामाश्रमाणांचपतितानांचसर्वशः ॥ द्वारकागमनेपुण्यंकिंपुन

બીરાજેલ છે અને બાહારના ભાગોમાં પવિત્ર દશ આવરણોથી વીટાયલ છે. ૨૮ જેમ સાત સમુદ્રોથી અને સાત દ્વીપોથી સોનાનો મેરૂપર્વત વીટાયલ છે તેમ દ્વારકા-એ આવરણોથી વીટાએલ છે. જેઓ એ દશ આવરણોથી વીટાએલી દ્વારકાપુરીનું સર્વદા સ્મરણ કરે તેઓ ॥ ૨૯ ॥ સઘળાં પાપોમાંથી મુક્ત થઈને વિષ્ણુના પરમ પદમાં જાય છે એ પ્રમાણે બ્રહ્મા આદિ દેવતાઓ અને સનકાદિક ઋષિઓ પણ ।૩૦। શ્રીકૃષ્ણના સેવનમાં તત્પર થઈને દ્વારકામાં રહ્યા. જ્યાંસુધી બૃહસ્પતિ કન્યારાશિમાં હતા ત્યાંસુધી પરમ શ્રદ્ધાથી અને ભક્તિથી દ્વારકામાં નિવાસ કરીને અંતે દ્વારકાનાં દર્શન કરી તથા પ્રણામ કરી દ્વારકાની આજ્ઞા લઈને ત્યાંની શોભાને વખાણતાં વખાણતાં પોતપોતાના અંશોથી સઘળાં પોતપોતાને ઠેકાણે ગયાં. ॥૩૧॥૩૨॥ જતાં જતાં પણ દ્વારકાના વિહારથી પીડાઈને દ્વારકાને, દ્વારકાના અધિપતિ શ્રીકૃષ્ણને, રૂક્મિણીને, ગોમતીને, ચક્રતીર્થને અને ગોમતી તથા સમુદ્રના સંગમને શ્રદ્ધાથી વારંવાર પ્રણામ કરચા. સઘળાં ક્ષેત્ર આદિ અને ગંગા આદિ સઘળી નદીઓ એઓ પોતપોતાના અંશોથી તે સમયે ગયાં પણ જ્યારે બૃહસ્પતિ કન્યા રાશિમાં આવે છે ત્યારે દ્વારકાનાં દર્શન કરવા સારૂ પાછાં આવે છે અને બ્રહ્મા આદિ દેવતાઓ પણ તે સમયે આવે છે. ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥ હે રાજાઓમાં ઉત્તમ ! એ પ્રમાણે દ્વારકા કે જેણે સઘળાં ક્ષેત્રોનાં અને તીર્થોનાં પણ મોટાં પાપોને બાળી નાખ્યાં તેનો મહિમા અદ્ભુત છે. ॥ ૩૬ ॥ સઘળા વર્ણો, આશ્રમો અને પતિત લોકોને પણ

द्वारकास्थितौ ॥ ३७ ॥ महापापहरंप्रोक्तंमहापुण्यविवर्धनं ॥ अ त्युग्रपापराशीनांदाहस्थानंप्रकीर्तितं ॥ ३८ ॥ द्वारकागमनंभूपाकिं पुनर्द्वारकास्थितिः ॥ विशेषेणतुविप्रेंद्राःकन्याराशिस्थितेगुरौ ॥३९॥ ब्रह्मादयोपिदृश्यंतेयत्रतीर्थादिसंयुताः ॥ तन्माहात्म्यंमहल्लोकेवक्तुं केनात्रशक्यते ॥ ४० ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये तीर्थयात्रापथिक्रमकथनं नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

દ્વારકામાં જવા માત્રથી પુણ્ય થાય છે ત્યારે દ્વારકામાં નિવાસ કરવાથી પુણ્ય થાય તેમાં શું કેહેવું. ॥ ૩૭ ॥ હે રાજા! દ્વારકામાં જવું એ મોટાં પાપોને હરનાર છે, મોટાં પુણ્યોને વધારનાર છે અને અત્યંત ઉગ્ર પાપોના સમૂહોને પણ બાળનાર છે ત્યારે દ્વારકામાં નિવાસ અને તેમાં પણ બૃહસ્પતિ કન્યા રાશિમાં હોય તે સમયે ત્યાં જવું કે ત્યાં નિવાસ કર્યો હોય તેમાં શું કેહેવું. ॥ ૩૮ ॥ ૩૯ ॥ દ્વારકા કે જેમાં તીર્થ આદિ સહિત બ્રહ્માદિકનાં પણ દર્શન થાય છે તેનો અપાર મહિમા આ લોકમાં કોણથી પુરેપુરો કહી શકાય? કોઈ પણ કહી શકે એમ નથી. ॥ ૪૦ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'સર્વતીર્થનિવાસ' એવા નામનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ चतुस्त्रिंशत्तमोऽध्यायः ॥

॥ मार्कंडेयउवाच ॥ प्रतिवर्षंप्रकुर्वंतिद्वारकागमनंनराः ॥ तेषांपादरजःस्पृष्ट्वादिवियांत्येवपापिनः ॥ १ ॥ सत्यंसत्यंपुनःसत्यं मानृतंममभाषितं ॥ कृष्णंदृष्ट्वापुनःसर्वेपुनंतिपापिनोजनाः ॥ २ ॥ गोमतीनीरपूतानांकृष्णवक्त्रावलोकिनां ॥ दर्शनात्पातकंतेषांयाति

### અધ્યાય ૩૪ મો.

માર્કંડેય કેહે છે—જે માણસો પ્રત્યેક વર્ષે દ્વારકામાં જાય છે તેઓના ચરણની રજનો સ્પર્શ મળે તો પાપી લોકોને પણ અવશ્ય સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. ॥ ૧ ॥ હું સાચું કહું છું, સાચું કહું છું અને વળી સાચું કહું છું કે શ્રીકૃષ્ણનું દર્શન કરનારાં માણસો બીજા પાપીઓને પવિત્ર કરે છે. આ મારૂં બોલવું ખોટું નથી કે

जन्मशतार्जितं ॥ ३ ॥ इतिहासंचपूर्वोक्तंश्रूयतांनृपपुंगव ॥ दिलीपायवसिष्ठेनपरमाश्चर्यवर्धनं ॥ ४ ॥ काश्यास्तुवज्रलेपोहिनक्कचित्सव्यपोह्यते ॥ प्रयागादपिश्रुत्वाहिदिलीपोवाक्यमब्रवीत् ॥ ५॥

॥ दिलीपउवाच ॥ वज्रलेपस्तुकाश्यांवैसुघोरोयत्रनश्यति॥ नप्ररोहंतिपापानियस्मिन्क्षेत्रेद्विजोत्तम ॥ ६ ॥ क्षेत्रंतत्कथ्यतांपुण्यं त्रैलोक्येयदिवर्तते ॥

॥ वसिष्ठउवाच ॥ शृणुराजन्महापुण्यमाख्यानंपापनाशनं॥ ॥ ७ ॥ वाराणस्यांयतिःकश्चित्त्रिदंडीमोक्षधर्मवित् ॥ जपन्नुवासभावेनगायत्रींचसमाहितः ॥ ८ ॥ तत्रकाचित्समायातायुवतीगजगामिनी ॥ तीरेसंस्थाप्यवासांसिगंगायांश्रमशांतये ॥ ९ ॥ नग्नांतांक्रीडतींवीक्ष्ययतिर्मदनपूरितः ॥ दैवाद्विभ्रंशितोमार्गात्स्वैरिण्यापांगमोहितः ॥ १० ॥ मनसाकामयामाससापितंतरुणंपतिं ॥ तयोश्वसंगतिस्तत्रसंजातापापकर्मणोः॥ ११ ॥ तयाविमोहितःसद्यस्तामेवा

ગોમતીના જળથી પવિત્ર થએલાં અને શ્રીકૃષ્ણના મુખનું દર્શન કરનારાં માણસોનું દર્શન મળે તો પણ સૈકડો જન્મોમાં કરેલું પાપ નાશ પામે છે. ॥ ૨ ॥ ૩ ॥ હે રાજાઓમાં ઉત્તમ ! પૂર્વે વસિષ્ઠમુનિએ દિલીપ રાજાની પાસે કહેલો એક ભારે આશ્ચર્ય આપે એવો ઈતિહાસ કહું છું તે સાંભળો. ॥ ૪ ॥ "કાશીમાં પાપ કરવાથી જે વજ્રલેપ થયો હોય તે પ્રયાગમાં કે બીજે પણ કોઈ ઠેકાણે ટળતો નથી" એમ સાંભળવામાં આવતાં દિલીપ રાજાએ વસિષ્ઠને નીચે પ્રમાણે પુછ્યું હતું. ॥ ૫ ॥

દિલીપ પુછે છે—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! કાશીમાં થએલો મહાભયંકર વજ્રલેપ જે ક્ષેત્રમાં નાશ પામે અને કરવામાં આવેલાં પાપો પાછાં ઉગેજ નહી એવું કોઈ પવિત્ર ક્ષેત્ર ત્રૈલોક્યમાં હોય તો કહો.

વસિષ્ઠ કેહે છે—હે રાજા ! પાપોને નાશ કરનારૂં એક પવિત્ર આખ્યાન કહું છું તે સાંભળો. ॥ ૭ ॥ મોક્ષ સંબંધી ધર્મોને જાણનાર અને જિતેંદ્રિયપણાથી ગાયત્રીનો જપ કરયા કરતો એક ત્રિદંડી સંન્યાસી કાશીમાં રેહેતો હતો. ॥ ૮ ॥ ત્યાં કોઈક હાથીના જેવી ચાલવાળી જુવાન સ્ત્રી આવી અને તે ગંગાજીને કાંઠે લુગડાં ઉતારીને પરિશ્રમ મટાડવા સારૂ જળમાં નાહાવા પેઠી. ॥ ૯ ॥ એ નગ્ન સ્ત્રીને ક્રીડા કરતી જોઈ કામદેવથી ઘેરાએલો અને તે છીનાળની નેત્રની અણીઓથી મોહ પામેલો એ સંન્યાસી દેવગતિને લીધે પોતાના માર્ગમાંથી ભ્રષ્ટ થયો. ॥ ૧૦ ॥ એ જુવાન સંન્યાસીને જોઈ તે સ્ત્રીને પણ તેના ઉપર કામના થઈ. પછી પાપ કર્મના

नुससारसः ॥ तत्प्रीत्यैयाचयामासन्यायतोऽन्यायतोधनं ॥ १२ ॥ वाराणस्यांहिनत्यक्तश्चांडालस्यप्रतिग्रहः ॥ स्नानहीनोऽशुचिःपापोरात्रौचौर्येणवर्त्तते ॥ १३ ॥ कस्मिन्कालेदुराचारोमांसार्थीतुवनंगतः॥ ददर्शप्रमदांतत्रमातंगींमदिरेक्षणां ॥ १४ ॥ तस्याःप्रथमतारुण्यंदृष्ट्वापूर्णेनपाप्मना ॥ वनेऽपिनिर्जनेतस्मिन्मातंगीसंगदूषितः ॥ १५ ॥ तयासहान्नपानादिकृतवान्पापमोहितः ॥ अश्नातिसुरयापक्वंगोमांसंपापलंपटः ॥ १६ ॥ तद्गृहेनिधनंप्राप्तःपापात्मासर्वभक्षकः ॥ वाराणसीप्रभावेणनप्राप्तोनरकंतदा ॥ १७ ॥ किंतुतत्रकृतंपापंवज्रलेपंसुदारुणं ॥ शूद्रीसंसर्गपापेनजातोऽसौक्रूरयोनिषु ॥ १८ ॥ वृकोव्याघ्रोरंगःश्वाचशृगालःशूकरोऽभवत्॥ अतीवयातनांप्राप्तःशर्मलेशंनविंदति ॥ १९ ॥ एवंजन्मसहस्रैस्तुनांतःपापस्यकर्मणः ॥ मातं

સંબંધથી તેઓનો ત્યાં સમાગમ થયો. ॥ ૧૧ ॥ એ સ્ત્રીએ મોહ પામેલો એ સંન્યાસી ત્યારથી તેનેજ અનુસરચો અને તેને રાજી કરવા સારૂ લોકોની પાસેથી ન્યાય અન્યાયનો વિચાર નહી કરતાં ધન માગી લાવવા લાગ્યો. ॥ ૧૨ ॥ કાશીમાં ચાંડાલની પાસેથી પણ પ્રતિગ્રહ લેવો તેણે છોડચો નહી. નાહ્યા વગર રેહેતો અને અપવિત્ર રેહેતો એ પાપી સંન્યાસી રાતે ચોરીઓ પણ કરવા લાગ્યો. ॥ ૧૩ ॥ કોઈ દિવસે એ દુરાચારવાળો સંન્યાસી માંસ લેવાને વાસ્તે વનમાં ગયો ત્યાં એક નખરાળી આંખ્યોવાળી ચાંડાલી તેના જોવામાં આવી. ॥૧૪॥ તેની ફુટતી જુવાની જોઈ પુરાં પાપના યોગથી એ સંન્યાસી તે નિર્જન વનમાં પણ તેનો સંગ કરીને વટલ્યો. ૧૫ અને ત્યારથી પાપમાં મોહ પામીને તેની સાથે ખાવા પીવા આદિનો વ્યવહાર પણ કરવા લાગ્યો. પાપમાં લંપટ થએલો એ સંન્યાસી ગાયના માંસને મદિરામાં પકાવીને ખાવા લાગ્યો. ॥ ૧૬ ॥ એ પ્રમાણે સર્વ ભક્ષી થએલો એ પાપી સંન્યાસી કેટલેક દિવસે તે ચાંડાલીના ઘરમાંજ મરણ પામ્યો. એ સંન્યાસી કાશીના પ્રભાવને લીધે નરકમાં તો ન પડ્યો ॥ ૧૭ ॥ પણ કાશીમાં કરેલા પાપનો મહા દારૂણ વજ્રલેપ લાગવાને લીધે પ્રથમ શૂદ્રિનો સંસર્ગ કરવાનું ફળ ભોગવવા ક્રૂર યોનિઓમાં અવતરવા લાગ્યો. ॥૧૮॥ પેહેલા જન્મમાં નાહાર થયો, બીજા જન્મમાં વાઘ થયો, ત્રીજા જન્મમાં સર્પ થયો, ચોથા જન્મમાં કુતરો થયો, પાંચમા જન્મમાં શીયાળ થયો અને છઠા જન્મમાં સૂવર થયો. એ પ્રમાણે બહુજ દુઃખ પામવા લાગ્યો. કોઈ જન્મમાં જરા પણ તેને સુખ પ્રાપ્ત થયું નહી. ॥ ૧૯ ॥ એ પ્રમાણે હજારો જન્મથી પણ તેના પાપનો છેડો આવે એમ ન હતું અને વળી ચાંડાલીના સંગનું પાપ તો

१ अन्नसंधिरार्षः

गीसंगतःपापंननश्येतयुगायुतैः ॥ २० ॥ ततोऽसौसप्तमेजातःशशकोऽ
ष्टमजन्मनि ॥ ततोसौराक्षसोजातःपापात्माधर्मभक्षकः ॥ २१ ॥
प्राणिनोभक्षयन्सर्वान्संप्राप्तोविंध्यपर्वतं ॥ अस्मादनंतरंभाव्यंकृ
कलाशत्वमद्भुतं ॥ २२ ॥ शूद्रीसंगजपापेनभार्याचकृमियोनिजां ॥
अनंतदुःखदांघोरांपुनःपुनरवापसः ॥ २३ ॥ मातंगीसंगपापानांफ
लंह्यतिजुगुप्सितं ॥ युगायुतसहस्रैस्तुभोक्ष्यमाणंसुदारुणं ॥२४॥
अथाश्चर्यमभूत्तत्रदिलीपश्रूयतांमहत् ॥ अलौकिकंचविंध्याद्रौसर्वे
षांविस्मयावहं ॥ २५ ॥ दृष्ट्वाद्वारावतींकश्चित्कृष्णवक्त्रंसुशोभ
नं ॥ गोमतीनीरपूतस्तुविंध्यंप्राप्तःसपांथकः ॥ २६ ॥ तस्यदर्शनमा
त्रेणवज्रलेपःसुदारुणः ॥ वाराणसीसमुद्भूतोभस्मसादभवत्क्षणात्
॥ २७ ॥ जन्मकोटिशतेनापिदुःखभोगोभवेद्यतः ॥ सपापपर्वतो
दग्धःकृष्णपांथकदर्शनात् ॥ २८ ॥ दग्धेऽथक्रूरभावेनघनैर्मुक्तोयथा
शशी ॥ रेजेपुण्यप्रकाशेनकृष्णपांथकदर्शनात् ॥ २९ ॥ नत्वाथ

લાખો યુગથી પણ ન મટે એવું પાછળ ભોગવવું રહ્યું હતું. ॥ ૨૦ ॥ પછી સાતમા અવતારમાં સસલો થયો અને આઠમા અવતારમાં ધર્મનો નાશ કરનાર દુષ્ટ રાક્ષસ થયો. ॥ ૨૧ ॥ સઘળાં પ્રાણીઓનું ભક્ષણ કરનારો એ રાક્ષસ વિંધ્યાચલમાં અને તે પછી તેને અદ્ભુત કાંકીડાનો અવતાર આવવાનો હતો. ॥ ૨૨ ॥ શૂદ્રિનો સંસર્ગ કરવાના પાપને લીધે વારંવાર તેને મહા દુઃખદાયી અને ભયંકર પશુ જાતિની સ્ત્રી મળતી હતી. ॥ ૨૩ ॥ ચાંડાલીનો સંગ કરવા સંબંધી પાપોનું માહા નીચ અને દારૂણ ફળ તો તેને લાખો યુગ સુધી ભોગવવાનું પછવાડે રહ્યું હતું. ॥ ૨૪ ॥ હે દિલીપરાજા! ત્યાં વિંધ્યાચલમાં સઘળાઓને વિસ્મય આપે એવું અલૌકિક આશ્ચર્ય થયું તે સાંભળો. ॥ ૨૫ ॥ દ્વારકાની યાત્રા કરી શ્રીકૃષ્ણના સુંદર મુખનું દર્શન કરી ગોમતીના જળથી પવિત્ર થએલો કોઈ વટેમાર્ગુ માણસ વિંધ્યાચળમાં આવી નીકળ્યો. ॥ ૨૬ ॥ એ વટેમાર્ગુનું દર્શન થતાંજ પેલા રાક્ષસને કાશીમાંથી લાગેલો મહા દારૂણ વજ્રલેપ ક્ષણમાત્રમાં ભસ્મ થઈ ગયો. ॥ ૨૭ ॥ જે પાપને લીધે સેંકડો કરોડ જન્મો સુધી દુઃખ ભોગવવાનાં હતાં તે પાપરૂપી પર્વત દ્વારકાથી આવેલા વટેમાર્ગુના દર્શનથી બળી ગયો. ॥ ૨૮ ॥ દ્વારકાના વટેમાર્ગુના દર્શનથી પાપ જતાં જેમ વાદળાંથી મુક્ત થએલા ચંદ્રમા શોભે તેમ ક્રૂરપણામાંથી મુક્ત થયેલો તે પ્રાણી પુણ્યના પ્રકાશથી શોભવા લાગ્યો. ॥ ૨૯ ॥ પછી વિસ્મય પામીને તેણે પેલા વટેમાર્ગુને કહ્યું કે "અહો! તમારાં દર્શનથી મારૂં ભયંકર ક્રૂરપણું ટળી ગયું

विस्मितःप्राहअहोमेतवदर्शनात् ॥ गतोघोरतमोभावःप्राप्तासांसिद्धिरुत्तमा ॥ ३० ॥ ततोऽभिमुखमभ्येत्यद्वारकापांथकंमुदा ॥ ननामश्रद्धयाभूमौतद्दर्शनमहोत्सवः ॥ ३१ ॥ कस्मात्त्वमागतोभद्रप्रभावःकिंतवेदृशः ॥ वज्रलेपस्तुकाश्यावैदग्धोमेतवदर्शनात् ॥ ३२ ॥

॥ पांथकउवाच ॥ श्रीमतींद्वारकांदृष्ट्वाह्यागतोऽस्म्यत्रराक्षस ॥ वज्रलेपोगतस्तेऽत्रममवक्त्रस्यदर्शनात् ॥ ३३ ॥ गोमत्यांयःसकृत्स्नात्वापश्येत्कृष्णमुखांबुजं ॥ सर्वानुद्धरतेपापानपित्रैलोक्यदाहकान् ॥ ३४ ॥

॥ वसिष्ठउवाच ॥ इत्युक्तोराक्षसोहृष्टःशुद्धात्माभक्तिसंयुतः ॥ नत्वाप्रदक्षिणांकृत्वासंप्राप्तोद्वारकांतदा ॥ ३५ ॥ गोमत्यांस्वतनुंत्यक्त्वाप्राप्तोऽसौवैष्णवंपदं॥स्तूयमानःसुरेशानैर्गंधर्वैःपुष्पवर्षिभिः॥३६॥ इत्थंमयाप्रभावोहिद्वारकायाःप्रकीर्त्तितः ॥ नप्ररोहंतिपापानियस्याःपांथकदर्शनात् ॥ ३७॥ द्वारकायांतुकिंवाच्यंनप्ररोहतिपातकं ॥

અને તે ઉપરાંત પણ ઉત્તમ ફળ મળ્યું. ॥ ૩૦ ॥ પછી તેના દર્શનથી ભારે આનંદ પામેલો પેહેલો પ્રાણી પ્રેમથી તે વટેમાર્ગુને સામે આવીને શ્રદ્ધાથી ધરતીપર પગે લાગ્યો. ॥ ૩૧ ॥ અને બોલ્યો કે "હે ભલા માણસ! તમે ક્યાંથી આવો છો? મને કાશીમાંથી લાગેલો વજ્રલેપ તમારા દર્શનથી મટી ગયો તો આવો તમારો પ્રભાવ શાથી થયો છે? ॥ ૩૨ ॥

વટેમાર્ગુ કેહે છે—હે રાક્ષસ! હું શ્રીદ્વારકાનાં દર્શન કરીને અહીં આવ્યો છું માટે મારૂં મોહોડું જોવાથી તારા પાપનો વજ્ર સરખો દૃઢ લેપ મટી ગયો. ॥૩૩॥ જે માણસે ગોમતીમાં નાહીને એકવાર પણ શ્રીકૃષ્ણના મુખનું દર્શન કર્યું હોય તે માણસ સઘળા ત્રૈલોક્યને બાળી નાખે એવા પાપીઓનો પણ ઉદ્ધાર કરે છે. ॥૩૪॥

વસિષ્ઠ કેહે છે—એ વચન સાંભળી રાજી થએલો, શુદ્ધ થએલો અને જેના મનમાં ભક્તિ ઉત્પન્ન થઈ એવો તે રાક્ષસ પેહેલા વટેમાર્ગુને પગે લાગી પ્રદક્ષિણા કરીને તે સમયેજ દ્વારકામાં આવ્યો અને ત્યાં ગોમતીમાં પોતાના દેહનો ત્યાગ કરી વિષ્ણુના ધામમાં ગયો. એ સમયે મોટા મોટા દેવતાઓ તેની સ્તુતિ કરવા લાગ્યા અને ગંધર્વો પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩૫ ॥ ૩૬ ॥ હે દિલીપ રાજા! આ પ્રમાણે મે દ્વારકાનો પ્રભાવ તમને કહી સંભળાવ્યો. દ્વારકાના વટેમાર્ગુના દર્શનથી પણ પાપો ફળ આપી શકતાં નથી. ॥ ૩૭ ॥ ત્યારે દ્વારકામાં પાપો ફળ ન આપી શકે તેમાં શું કેહેવું. જેમ પાપનો વજ્રલેપ થવાનું સ્થાનક પ્રભુએ સ્થાપ્યું છે તેમ

दाहदेशोऽपिपापानांविष्णुनास्थापितोभुवि ॥ ३८ ॥ इत्येवंकथितंरा जन्यत्पृष्टोऽहंत्वयानघ ॥

॥ मार्कंडेयउवाच ॥ वसिष्टेनोदितंश्रुत्वादिलीपोत्हष्टमानसः॥ ॥ ३९ ॥ द्वार्वत्याःक्षेत्रराजत्वंज्ञात्वासविस्मयंययौ ॥ ययौद्वारावर्तीं द्रष्टुंब्रह्मपुत्रस्यशासनात्॥कृष्णंदृष्ट्वापरांसिद्धिंसंप्राप्तःसनृपोत्तमः॥४०॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये वज्रलेपपापहरो नाम चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

પાપોનો દાહ થવાનું સ્થાનક પણ પ્રભુએ પૃથ્વીમાં સ્થાપ્યું છે. ॥ ૩૮ ॥ હે નિ-ષ્પાપ રાજા ! તમે જે મને પુછયું હતું તેનો ઉત્તર મે તમને આપ્યો.

માર્કંડેય કેહે છે–હે ઈંદ્રદ્યુમ્ન રાજા ! એ પ્રમાણે વસિષ્ઠનાં વચન સાંભળી રાજી થએલો દિલીપ રાજા દ્વારકા ક્ષેત્રને સર્વ તીર્થોનું ચક્રવર્તી જાણીને વિસ્મય પામ્યો અને તુરતજ વસિષ્ઠના કેહેવાથી દ્વારકાના દર્શન કરવા ગયો. રાજાઓમાં ઉત્તમ એ દિલીપ રાજાને શ્રીકૃષ્ણના દર્શનથી પરમ સિદ્ધિ મળી. ॥ ૩૯ ॥ ૪૦ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાની માર્કંડેયે કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'વજ્રલેપ પાપહર' એવા નામનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ पंचत्रिंशत्तमोऽध्यायः ॥

॥ श्रीमार्कंडेयउवाच ॥ अहोक्षेत्रस्यमाहात्म्यंसमंतात्त्रिं शद्योजनं ॥ दिविस्थायत्रपश्यंतिसर्वानेवचतुर्भुजान् ॥ १ ॥ द्वार कावासिनःसर्वान्नमस्यंतिदिवौकसः ॥ अहोक्षेत्रस्यमाहात्म्यंसर्व शास्त्रेषुविश्रुतं ॥ २ ॥ यत्रत्याश्चैवपाषाणायत्रकापिविमुक्तिदाः ॥

### અધ્યાય ૩૫ મો.

માર્કંડેય કેહે છે–અહો ! દ્વારકાક્ષેત્રનું માહાત્મ્ય ચારે પાસ ત્રીશ ત્રીશયો-જન સુધી છે. કારણ કે દેવતાઓ એટલા પ્રદેશમાં રહેલા સઘળા લોકોને ચાર ચાર ભુજા વાળા દેખે છે. ॥ ૧ ॥ દ્વારકામાં રેહેનારા સઘળા લોકોને દેવતાઓ પ્રણામ કરે છે એમ સર્વ શાસ્ત્રોમાં કહ્યું છે માટે દ્વારકા ક્ષેત્રનું માહાત્મ્ય અદ્ભુત છે. ॥ ૨ ॥ એ

अहोक्षेत्रस्यमाहात्म्यमपूर्वंभुविदृश्यते ॥ ३ ॥ मुक्तिंनेच्छंतितत्रत्याः कृष्णसेवासदोत्सुकाः ॥ सर्वज्ञोप्यथवामूढोमुच्यतेयस्यदर्शनात् ॥ ॥ ४ ॥ अपिकीटपतंगाद्याःपक्षिणश्चसरीसृपाः ॥ विमुक्ताःपापिनःसर्वेद्वारकायाःप्रभावतः ॥ ५ ॥ किंपुनर्मानवानित्यंद्वारकायांवसंतिये ॥ सोत्सवाःकृष्णदेवस्यसेवायांविजितेंद्रियाः ॥ ६ ॥ यागतिःसर्वजंतूनांद्वारकापुरवासिनां ॥ सागतिर्दुर्लभानूनंमुनीनामूर्ध्वरेतसां ॥ ७ ॥ सर्वेषुतीर्थक्षेत्रेषुवसतांवर्षकोटिभिः ॥ तत्फलंनिमिषार्धेनद्वारकायांदिनेदिने ॥ ८ ॥ द्वारकायांहुतंजप्तंदत्तंयच्चतपःकृतं ॥ तत्सर्वंकोटिगुणितमनंतंकृष्णसंनिधौ ॥ ९॥ द्वारकायांस्थिताःसर्वे नरानार्यश्चतुर्भुजाः ॥ श्रीकृष्णस्यसदाप्रेष्ठाद्रष्टव्याःपार्षदोत्तमाः ॥ ॥ १० ॥ द्वारकावासिनःसर्वान्दोषबुद्ध्याविपश्यति ॥ सत्यंसत्यं नृपश्रेष्ठकृष्णस्तेनविदूषितः ॥ ११ ॥ द्वारकावासिनोयेवैनिंदंतिपुरुषाधमाः ॥ कृष्णकृपाविहीनास्तेमज्जंतिदुःखसागरे ॥ १२ ॥ जयं

ક્ષેત્રમાં ઉત્પન્ન થએલા પથરાઓ પણ ગમે ત્યાં રહેલાને મુક્તિ આપે છે માટે પૃથ્વીમાં દ્વારકા ક્ષેત્રનું માહાત્મ્ય અદ્ભુત અને અપૂર્વ જોવામાં આવે છે. ॥ ૩ ॥ ત્યાંના લોકો સર્વદા શ્રીકૃષ્ણના સેવનમાં ઉત્સુક હોવાને લીધે મુક્તિને પણ ઈચ્છતા નથી. સર્વજ્ઞ અથવા મૂઢ સઘળા લોકો દ્વારકાવાસીનાં દર્શનથી મુક્તિ પામે છે. ॥ ૪ ॥ કીડા, પતંગીઆ આદિ પક્ષીઓ અને સરપોલીઆં વગેરે સઘળા પાપી જીવો પણ દ્વારકાના પ્રભાવથી મુક્તિ પામે છે ॥ ૫ ॥ ત્યારે જિતેંદ્રિયપણાથી શ્રીકૃષ્ણની સેવામાં ઉત્સુકપણું ધરાવનારા જે માણસો દ્વારકામાં રેહે છે તેઓને મુક્તિ થવામાં શું કેહેવું. ॥ ૬ ॥ દ્વારકામાં રેહેનારા સઘળા જીવોને જે ગતિ મળે છે તે ગતિ સર્વદા બાલબ્રહ્મચારી રેહેનારા મુનિઓને પણ દુર્લભ છે. ॥ ૭ ॥ સઘળાં ક્ષેત્રોમાં અને તીર્થોમાં રહેનારાઓને કરોડો વર્ષે જે ફળ થાય છે તે ફળ દ્વારકામાં રેહેનારાઓને નિત્ય અરધે નિમેષે પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥ દ્વારકામાં જે કાંઈ હોમ, જપ, દાન કે તપ કરવામાં આવે તે સઘળું કરોડગણું થાય છે અને શ્રીકૃષ્ણની પાસેજ કરવામાં આવે તે તો અનંતગણું થાય છે. ॥ ૯ ॥ દ્વારકામાં રહેલાં સ્ત્રીઓ અને પુરૂષો ચાર ચાર ભુજાવાળાં છે, શ્રીકૃષ્ણને સર્વદા પ્યારાં છે અને પાર્ષદોમાં ઉત્તમ છે એમ સમજવું. ॥ ૧૦ ॥ હે રાજાઓમાં! ઉત્તમ! જે માણસ સઘળા દ્વારકાવાસી લોકોને દોષદૃષ્ટિથી જુવે તેણે ખરેખર શ્રીકૃષ્ણને દોષદૃષ્ટિથી જોયા એમ સમજવું. ॥ ૧૧ ॥ જે અધમ પુરૂષો દ્વારકાવાસીઓની નિંદા કરે તે પુરૂષો શ્રીકૃષ્ણની કૃપાથી રહિત

तेनभृशंत्रस्ताःशूलेनारोपिताश्चिरं ॥ कशयाताडितास्तेवैमूर्छिताःपुनरुत्थिताः ॥ १३ ॥ त्राहित्राहिजयंतत्वंवदंतोऽपिविघातिताः ॥ स्मार्यंतेचजयंतेनपूर्वपापंसुदारुणं ॥ १४ ॥ सर्वस्यपुण्यतोलब्धो द्वारकावासउत्तमः ॥ द्वारकावासिनांनिंदामहापापाधिकाध्रुवं॥१५॥ ननिवर्त्तेततत्पापमाज्ञेयंपारमेश्वरी ॥ अतःकृष्णाज्ञयासर्वान्विशुद्धांस्तान्वदाम्यहं ॥ १६ ॥ वैष्णवानांचनिंदायांफलभुङ्ध्वंसुदारुणं ॥ नाल्पतोद्वारकायांचपुण्याज्जन्मभविष्यति ॥ १७ ॥ तस्मात्तुभुज्यतांपापंजातंवैष्णवनिंदनात् ॥ तत्रत्यानांप्रभुर्नैवयमइंद्रोमहेश्वरः ॥ १८ ॥

॥ मार्कंडेयउवाच ॥ तस्माद्द्वारावतींगत्वापश्येत्सर्वांश्चतुर्भुजान् ॥ संसेव्योभगवान्कृष्णःसर्वेषांप्रीतिदायकः ॥ १९ ॥ अतोविप्राःसदापूज्याद्वारकावासिनोजनैः ॥ दत्तमत्राणुमात्रंयत्तदक्षयफलंभवेत् ॥ २० ॥ गोमतीतीरमाश्रित्यद्वारकायांनृपोत्तम ॥ अ

થઈને દુઃખરૂપી સમુદ્રમાં ડૂબે છે. ॥ ૧૨ ॥ એ લોકોને જયંત ભારે ત્રાસ આપે છે, લાંબા સમય સુધી શૂલીએ ચડાવી મુકે છે અને ચાબખાથી મારે છે તો પણ તેઓનાં પ્રાણ કેમે જતાં નથી તેથી મૂર્છિત થઈને વળી પાછા ઉભા થાય છે, ॥૧૩॥ અને વળી માર ખાય છે તો પણ 'હે જયંત! અમને બચાવો બચાવો' એમ પોકાર્યા કરે છે. આ સમયે જયંત તેઓને મહાદારૂણ પૂર્વ પાપનું સ્મરણ આપે છે કે ॥ ૧૪ ॥ "લોકોનાં પુણ્ય હોય તોજ દ્વારકાવાસ મળે છે તે છતાં દ્વારકાવાસીઓની તમે નિંદા કરો છો માટે તમો માહાપાપી કરતાં પણ મોટા પાપી છો તેથી તમારૂં પાપ મટવાનું નથી એ પરમેશ્વરની આજ્ઞા છે. હું પણ ભગવાનની આજ્ઞાથીજ દ્વારકાવાસીઓને પવિત્ર કહું છું. તમો વૈષ્ણવોની નિંદા કરવાનું દારૂણ ફળ ભોગવો. લોકોનો દ્વારકામાં જન્મ થોડા પુણ્યથી થતોજ નથી. વૈષ્ણવોની નિંદા કરવાનું જે તમોને પાપ લાગ્યું છે તે ભોગવવુંજ પડશે. યમ, ઈંદ્ર કે સદાશિવ કોઈ પણ દ્વારકાવાસીઓના માલેક નથી. એઓના માલેક તો શ્રીકૃષ્ણજ છે." ॥ ૧૫ ॥ ૧૬ ॥ ॥ ૧૭ ॥ ૧૮ ॥

માર્કંડેય કેહે છે—આ પ્રમાણે છે માટે દ્વારકામાં જઈને સઘળા દ્વારકાવાસીઓને ચાર ચાર ભુજાવાળાજ જાણવા જોઈએ અને સઘળાંઓને પ્રીતિ આપનારા શ્રીકૃષ્ણ ભગવાનનું સેવન કરવું જોઈએ. ॥ ૧૯ ॥ આ કારણને લીધે લોકોએ દ્વારકામાં રેહેનારા બ્રાહ્મણોનું સર્વદા પૂજન કરવું જોઈએ. દ્વારકામાં અણુમાત્ર દાન દેવાય

न्नदानंतुयःकुर्याच्छ्रद्धयातस्ययत्फलं ॥२१॥ नशक्तास्तस्यसंख्या
यांब्रह्मशेषमहेश्वराः ॥ ब्राह्मणःक्षत्रियोवैश्यःशूद्रोवाप्यंतजातिजः ॥
॥ २२ ॥ नारीवाद्वारकायांचभक्त्यावासंकरोतिहि ॥ कुलकोटिसमु
द्धृत्यविष्णुलोकेमहीयते ॥ २३ ॥ द्वारकावासिनंदृष्ट्वास्पृष्ट्वाचैववि
शेषतः ॥ महापापविनिर्मुक्ताःस्वर्गलोकेवसंतिहि ॥ २४ ॥ माहा
त्म्यंद्वारकायावैसर्वश्रेष्ठंविराजते ॥ सुपुण्याःपांसवोयस्याःपापिनांमु
क्तिदायकाः ॥ २५ ॥ द्वारकायारजःपुंसोवायुनासमुदीरितं ॥ अपि
पापसमाचारान्प्रापयेद्वैष्णवंपदं ॥ २६ ॥ एवंभूतामहापुण्याद्वारका
राजतेभुवि ॥ श्रूयतांनृपशार्दूलमहापापविदाहकं ॥ २७॥ द्वारका
याश्वमाहात्म्यंगोमतीकृष्णसंनिधौ ॥ कुशावर्तात्समारभ्ययावद्वैसा
गरावधि ॥ २८ ॥ यस्यांस्नातुंसमायांतिसर्वेदेवाःसवासवाः॥गोमत्यां
तत्रवैस्नानात्सर्वतीर्थफलंस्मृतं ॥ २९ ॥ अवगाहिताप्रयत्नेनसिंहां
तेगोमतीसकृत् ॥ गोदावर्यांवसेत्पुण्यंवर्षमेकंनिरंतरं ॥ ३० ॥ त
त्पुण्यंसमवाप्नोतिगोमतीसेवनान्नृप ॥ पूर्णवर्षसहस्रंतुतपसश्चफलं

તેનું પણ અક્ષય ફળ થાય છે. ॥ २० ॥ હે રાજાઓમાં ઉત્તમ ! દ્વારકામાં ગોમતીને કાંઠે રહી શ્રદ્ધાથી અન્નદાન આપનારને જે પુણ્ય થાય છે તેની સંખ્યા કરવામાં બ્રહ્મા, શેષ કે સદાશિવ પણ સમર્થ નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે ચાંડાલ જાતિનાં પણ સ્ત્રીઓ કે પુરૂષો ભક્તિથી દ્વારકામાં વાસ કરે તો તેઓ પોતાનાં કરોડો કુલોનો ઉદ્ધાર કરીને વિષ્ણુના લોકમાં પૂજાય છે. ॥ ૨૧ ॥ ૨૨ ॥ ૨૩ ॥ દ્વારકાવાસીનો સ્પર્શ થાય અથવા વિશેષેકરી દર્શન થાય તો પણ મહાપાપોથી મુક્ત થઈને લોકો સ્વર્ગ લોકમાં વસે છે. ॥ ૨૪ ॥ દ્વારકાનું માહાત્મ્ય સર્વથી શ્રેષ્ઠ છે. કારણ કે ત્યાંની પવિત્ર રજની કણીઓ પણ પાપી લોકોને મુક્તિ આપે છે. ॥૨૫॥ વાયુએ ઉડાડેલી દ્વારકાની રજ પાપી માણસોને પણ વિષ્ણુના પદમાં પોહોચાડે છે. ॥ ૨૬ ॥ આવી મહાપવિત્ર દ્વારકા પૃથ્વીમાં બીરાજે છે. હે રાજાઓમાં ઉત્તમ ! મહાપાપોને પણ બાળનારૂં દ્વારકાનું, ગોમતીનું અને શ્રીકૃષ્ણના સમીપનું માહાત્મ્ય સાંભળો. કુશાવર્ત્તથી માંડીને સમુદ્ર સુધીમાં ભારે માહાત્મ્ય છે. ॥ ૨૭ ॥ ૨૮ ॥ ગોમતી કે જેમાં ઈંદ્ર આદિ દેવતાઓ પણ સ્નાન કરવા આવે છે તેમાં સ્નાન કરવાથી સઘળાં તીર્થોનું ફળ થાય છે. ॥ ૨૯ ॥ બૃહસ્પતિ કન્યાના હોય તે સમયે પ્રયત્નથી એકવાર પણ ગોમતીમાં સ્નાન કરે તો ગોદાવરીમાં એક વર્ષ સુધી સિંહના સમયમાં નિરંતર રહેવાનું ફળ થાય છે. ॥ ૩૦ ॥ હે રાજા ! પુરાં હજાર વર્ષ સુધી

लभेत् ॥ ३१ ॥ गौतम्यांश्रद्धयास्नानंपूर्णेसिंहास्थितेगरौ ॥ सहस्र
गुणितंतस्माद्द्वारवत्यांदिनेदिने ॥ ३२ ॥ गच्छगच्छमहाभागद्वारका
मितियोवदेत् ॥ तस्यावलोकनादेवमुच्यंतेपातकैर्नराः ॥ ३३ ॥ द्वा
रकेतिचयोब्रूयाद्द्वारकाभिमुखोजनः ॥ कृपयाकृष्णदेवस्यमुक्तिभा
गीभवेन्नरः ॥ ३४ ॥ सहस्रयोजनस्थस्ययस्यस्याद्बुद्धिरीदृशी ॥ द्वा
रावत्यांगमिष्यामिद्रक्ष्यामिद्वारकेश्वरं ॥ ३५ ॥ तस्यावलोकनादेवम
हापातकिनोजनाः ॥ पापैस्त्यक्ताविराजंतेघनैर्मुक्तायथाग्रहाः ॥ ३६ ॥
धन्यास्तेकृतकृत्यास्तेकृष्णंपश्यंतियेजनाः ॥ नमस्याःसर्वलोकानां
सर्वपुण्यफलोदयाः ॥ ३७ ॥ महापापीनरश्चैवसंप्राप्तोयोनराधमः ॥
मित्रध्रुग्भ्रातृहागोघ्नोव्यभिचारीविनिंदकः ॥ ३८ ॥ स्त्रीराजबाल
हाचैवाविश्वासस्यैवघातकः ॥ सर्वापहारीदुष्टात्मागृहग्रामविदाहकः ॥
॥ ३९ ॥ मातृगामीसुरापश्चभूतध्रुक्सर्वनिंदकः ॥ मातृहापितृहाभ्रूण
ब्रह्मघ्नोगुरुतल्पगः ॥ ४० ॥ एतेचान्येचपापिष्ठामहापापयुताश्च

તપ કરવાથી જે ફળ થાય તે ફળ ગોમતીનું સેવન કરવાથી પ્રાપ્ત થાય છે. ॥ ૩૧ ॥ બૃહસ્પતિ પુરી રીતે સિંહ રાશિમાં હોય તે સમયે ગોદાવરીમાં શ્રદ્ધાથી સ્નાન કરવાનું જે ફળ થાય તેથી હજારગણું ફળ દ્વારકામાં દિવસે દિવસે થાય છે. ॥ ૩૨ ॥ 'હે સારા માણસ ! તું દ્વારકામાં જા, જા' એમ જે કહે તેના દર્શનથી પણ મનુષ્યો પાપોમાંથી મુક્ત થાય છે. ॥ ૩૩ ॥ જે માણસ દ્વારકાદિશામાં મોહોડું રાખી 'દ્વારકા' એટલા અક્ષર બોલે તે માણસ પણ શ્રીકૃષ્ણની કૃપાથી મુક્તિમાં ભાગદાર થાય છે. ॥ ૩૪ ॥ હજાર યોજન છેટે રેહેતાં પણ 'હું દ્વારકામાં જઈશ અને દ્વારકાનાથજીનાં દર્શન કરીશ' એવો જેના મનમાં વિચાર આવે તેના દર્શનથીજ મહા પાપી લોકો પાપોમાંથી મુક્ત થઈને, વાદળાંઓમાંથી મુક્ત થએલા ગ્રહોની પેઠે શોભે છે. ॥ ૩૫ ॥ ૩૬ ॥ જે લોકો શ્રીકૃષ્ણનાં દર્શન કરે છે તેઓ ધન્ય છે, કૃતાર્થ છે, સર્વ લોકોએ પ્રણામ કરવા યોગ્ય છે અને તેઓને સઘળાં પુણ્યોનું ફળ મળી ચુક્યું છે એમ સમજવું. ॥ ૩૭ ॥ મહા પાપી, મિત્રનો દ્રોહ કરનાર, ભાઈને મારી નાખનાર, ગોહત્યા કરનાર, વ્યભિચારી, નિંદા કરનાર, સ્ત્રી હત્યા કરનાર, રાજાની હત્યા કરનાર, બાલહત્યા કરનાર, વિશ્વાસઘાતી, સર્વનું અપહરણ કરનાર, દુષ્ટ ચિત્તવાળો, ઘર બાળનાર, ગામ બાળનાર, માતાનો સંગ કરનાર, સુરાપાન કરનાર, પ્રાણિઓનો દ્રોહ કરનાર, સર્વની નિંદા કરનાર, માની હત્યા કરનાર, પિતાની હત્યા કરનાર, ગર્ભ

पे ॥ सर्वेपापैःप्रमुच्यंतेकृष्णदेवस्यदर्शनात् ॥ ४१ ॥ क्रियतेकिं
नृपश्रेष्ठह्यनंतमभिभाषणं ॥ कृष्णस्यदर्शनात्सर्वंविनश्यतिहिपातकं
॥ ४२ ॥ द्रष्टव्यःश्रद्धयानाथोदेवकीनंदनोहरिः ॥ यत्सांनिध्या
ज्जडंतोयंस्पर्धतेब्रह्मविद्यया ॥ ४३ ॥ गोमत्यांस्नानमात्रंहिमहापा
पविदाहकं ॥ यत्क्षेत्रस्थास्तुपाषाणाःसत्यंवैचक्रचिन्हिताः ॥ ४४ ॥
मोक्षदाश्चापिसर्वेषांस्थितानांकीकटेष्वपि ॥ यत्क्षेत्रस्थंरजःपुण्यं
वायुनीतंविमुक्तिदं ॥ ४५ ॥ पापानामपिसर्वेषांसवायुरपिमोक्षदः ॥
तत्क्षेत्रगमनेबुद्धिर्जातायस्यनरस्यवै ॥ ४६ ॥ नश्येत्तद्दर्शनात्पापं
किमेतत्स्तुतिवर्णनं ॥ कृष्णस्यदर्शनादेवविमुक्ताःसर्वजंतवः ॥४७॥
श्रीकृष्णस्यमुखंदृष्ट्वाह्यनंतफलभाग्भवेत् ॥ वक्तुंशक्तःफलंयस्यशेषो
नकिमुतापरे ॥ ४८ ॥ सर्वज्ञाश्चाप्यसर्वज्ञाःकृष्णदेवस्यपूजने ॥
इयत्तांनैववक्तुंतेब्रह्मेशानादयोऽपिहि ॥ ४९ ॥ तस्माच्छ्रीकृ

પાડનાર, બ્રહ્મહત્યા કરનાર અને સાવકી માનો સંગ કરનાર. ॥ ૩૮ ॥ ૩૯॥ ૪૦॥ એઓ તથા બીજા પણ માહાપાપી તથા અધમ લોકો દ્વારકામાં આવીને શ્રીકૃષ્ણનું દર્શન કરે તો સઘળાં પાપોમાંથી છુટે છે. ॥ ૪૧ ॥ હે રાજાઓમાં ઉત્તમ ! શ્રીકૃષ્ણનાં દર્શનથીજ સઘળાં પાપોનો નાશ થાય છે એ વિષયમાં હું ઝાઝું શું કહું. ॥૪૨॥ ટુંકામાં એટલુંજ કે દેવકીના પુત્ર શ્રીકૃષ્ણને શ્રદ્ધાથી નીરખવા જોઈએ. શ્રીકૃષ્ણના પાસે રેહેવાને લીધે ગોમતીનું પાણી જડ છતાં પણ બ્રહ્મવિદ્યા કરતાં અધિક છે. ગોમતીમાં સ્નાન પણ મહાપાપોને બાળી નાખે છે. ખરેખર એ ક્ષેત્રમાં થએલા ચક્રાંકિત પાષાણો સઘળાઓને તથા કીકટ નામના અધમ દેશમાં રેહેનારાઓને પણ મુક્તિ આપે છે. વાયુએ લાવેલી એ ક્ષેત્રની રજ પણ પવિત્ર છે અને મુક્તિ આપનાર છે. ॥ ૪૩ ॥ ૪૪ ॥ ૪૫ ॥ એ રજનો સ્પર્શ કરીને આવેલો વાયુ પણ સઘળાં પાપોને મટાડનાર છે. જે માણસને દ્વારકામાં જવાનું મન થાય તેના દર્શનથીજ પાપનો નાશ થાય છે. હું દ્વારકાની આથી વધારે કેટલીક સ્તુતિ કરૂં. આ પ્રમાણે છે ત્યારે શ્રીકૃષ્ણના દર્શનથી સઘળા જીવોને મુક્તિ થાય તેમાં આશ્ચર્ય શું. ॥૪૬॥ ॥ ૪૭ ॥ શ્રીકૃષ્ણના મુખારવિંદનાં દર્શનથી એવું અનંત ફળ થાય છે કે જેનું વર્ણન કરવાને શેષનાગ પણ સમર્થ નથી ત્યારે બીજાઓ તો ક્યાંથી સમર્થ હોય. ॥ ૪૮ ॥ સર્વજ્ઞપણું ધરાવનારા બ્રહ્મા તથા મહાદેવ આદિ મહાત્માઓ તથા અલ્પજ્ઞપણું ધરાવનારા બીજાઓ પણ 'શ્રીકૃષ્ણની પૂજાનું ફળ આટલુંજ થાય છે' એમ કેહેવામાં અસમર્થ છે. ॥ ૪૯ ॥ આમ છે એટલા માટે શ્રીકૃષ્ણનું દર્શન સઘળી

ष्णदेवस्यदर्शनंसर्वसिद्धिदं ॥ सप्तद्वीपाब्धिभूदानैर्दानैरन्यैश्चकृ
त्स्नशः ॥ ५० ॥ हेमभारसहस्रैस्तुकुरुक्षेत्रेरवेर्ग्रहे ॥ गजाश्व
रत्नदानैःकिंनिर्मितैर्देवमंदिरैः ॥ ५१ ॥ तेषांपूजादिनासम्यगि
ष्टापूर्तादिभिस्तुकिं ॥ द्वारकेश्वरकृष्णस्यदर्शनेयद्भविष्यति ॥ ५२ ॥
एतेषामपिसर्वेषांसंसिद्धिःकृष्णदर्शने ॥ विशेषेणतुवैशाख्यांजयंत्या
श्चैववासरे॥ ५३ ॥ माघ्यांवाफाल्गुनेचैत्रेज्येष्ठेचैवविशेषतः ॥ पौर्ण
मास्याममावास्यामेकादश्यांतुसंक्रमे ॥ ५४ ॥ द्वादश्यांप्रतिपक्षंतु
रोहिणीश्रवणेतथा ॥ पुष्येपुनर्वसौचैवव्यतीपातेदिनक्षये ॥ ५५॥
सुपुण्येचैवदिवसेग्रहणेचंद्रसूर्ययोः ॥ दर्शनंकृष्णदेवस्यद्वारकायाम
नुत्तमं ॥ ५६ ॥ अनंतफलदंप्रोक्तंसर्वज्ञैःशंकरादिभिः ॥ देवानां
दुर्लभंदेवाःकृष्णदेवस्यदर्शनं ॥ ५७ ॥ मुनयस्तन्नजानंतिसर्वज्ञाः
कृष्णदर्शने ॥ किंपुनःस्पर्शनेक्षीरस्नानादिपूजनेषुच ॥ ५८ ॥ रात्रौ

સિદ્ધિઓને આપનાર છે. સાત દ્વીપ તથા સાત સમુદ્રોવાળી પૃથ્વીનું દાન કરવાથી, બીજાં સઘળાં દાનો કરવાથી. ॥ ૫૦ ॥ કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણને સમયે હજારો ભાર સોનાનાં દાન કરવાથી, હાથીઓનાં દાનથી, ઘોડાઓનાં દાનથી, રત્નોનાં દાનથી, દેવતાઓનાં મંદિરો કરાવવાથી, દેવ મંદિરોની સારી રીતે પૂજા આદિ કરવાથી, યજ્ઞો કરવાથી અને જલાશયો કરાવવા આદિથી પણ તે ફળ થતું નથી કે જે ફળ શ્રીકૃષ્ણના દર્શનથી થાય છે. ॥ ૫૧ ॥ ૫૨ ॥ પણ શ્રીકૃષ્ણનું દર્શન કરવાથી ઉપર કહેલાં સઘળાં ફળોની પ્રાપ્તિ થાય છે. વિશેષે કરી વૈશાખની પુનમને દિવસે, જયંતીને દિવસે, માઘ માસની પુનમને દિવસે, ફાગણ ચૈત્ર તથા જ્યેષ્ઠ માસની પુનમ કે અમાવાસ્યાને દિવસે, એકાદશીને દિવસે, સંક્રાંતિને દિવસે, પ્રત્યેક પખવાડીઆની દ્વાદશીને દિવસે, રોહિણી શ્રવણ પુષ્ય કે પુનર્વસુ નક્ષત્ર હોય તે દિવસે, વ્યતીપાતને દિવસે, ક્ષયતિથિમાં, બીજા પણ પવિત્ર દિવસોમાં અને ચંદ્ર કે સૂર્યના ગ્રહણમાં દ્વારકાની અંદર શ્રીકૃષ્ણનાં દર્શન કરવાં એ સર્વોત્તમ છે. ॥૫૩॥ ॥ ૫૪ ॥ ૫૫ ॥ ૫૬ ॥ સર્વને જાણનારા શંકર આદિ મહાત્માઓએ એ સમયોના દર્શનથી અનંત ફળ થવાનું કહ્યું છે. શંકર આદિ મહાત્માઓએ કહ્યું છે કે "હે દેવતાઓ ! શ્રીકૃષ્ણનું દર્શન દેવતાઓને પણ દુર્લભ છે. ॥ ૫૭ ॥ શ્રીકૃષ્ણનું દર્શન કરવાથી જે ફળ થાય છે તેને સર્વજ્ઞ મુનિઓ પણ જાણતા નથી ત્યારે શ્રીકૃષ્ણના ચરણ સ્પર્શથી અને દુધ આદિથી પૂજન કરવાથી જે ફળ થાય છે તેને તો કેમજ જાણે. ॥ ૫૮ ॥ રાત્રિનો ચોથો પોહોર કે જે આનંદનો સમય છે તેમાં

चतुर्थयामेतुक्षीरस्नानंप्रशस्यते ॥ पूजानीराजनंभूपनैवेद्यंकृष्णव ल्लभं ॥ ५९ ॥ तांबूलंचनमस्कारोगीतवाद्यंचनर्त्तनं ॥ प्रल्हादाव सरेतस्मिन्गीतंनृत्यंचयेजनाः ॥ ६० ॥ कुर्वंतिकृष्णदेवाग्रेतेवैस त्फलभागिनः ॥ तत्रगीतंचनृत्यंचयेप्रकुर्वंतिहर्षिताः ॥ ६१ ॥ ब्र ह्मेशानादिभिस्तुल्याह्यद्यापिकृष्णवल्लभाः ॥ कृष्णसंपूजनंदृष्ट्वामहा पुण्यमवाप्नुयात् ॥ ६२ ॥ श्रीकृष्णस्यमहापूजांकर्तुःपुण्यमनंत कं ॥ स्पर्शनंपूजनंस्तोत्रंनमस्कुर्वंतिसर्वदा ॥ ६३ ॥ धन्यधन्यत मास्तेवैधन्यधन्यतमोत्तमाः ॥ येषांपुण्यस्यमानंवैकर्त्तुनेशाःसुरेश्व राः ॥ ६४ ॥ इत्थंसभगवान्विष्णुर्नजहातिप्रहर्षितः ॥ अद्यापिद्वा रकांपुण्यांकलावपिविशेषतः ॥ ६५ ॥ अतोद्वारावतीदेवीकृष्णदेवे नराजते ॥ द्वारकायाःप्रभावोऽयंविख्यातोभुवनत्रये ॥ ६६ ॥ य स्यांसत्रंप्रपांकृत्वाप्रासादंमहमेवच ॥ यतीनांशरणंकृत्वायतस्तीर्थ निषेवणं ॥ ६७ ॥ वापीकूपंतटाकंवाजीर्णोद्धारमथापिवा ॥ मू र्तिंविष्णोःप्रतिष्ठाप्यदत्वावाभोगसाधनं ॥ ६८ ॥ श्रूयतांतत्फलंभूपः

શ્રીકૃષ્ણને દુધથી નવરાવવા, પૂજા કરવી, આરતી ઉતારવી, પ્યારૂં નૈવેદ્ય ધરવું, પાન બીડી ધરવી, નમસ્કાર કરવા, ગાયન કરવું, વાજાં વગાડવાં અને નાચવું એ બહુજ ઉત્તમ છે. એ અવસરમાં જેઓ શ્રીકૃષ્ણની આગળ ॥ ૫૯ ॥ ૬૦ ॥ ગાયન તથા નાચ કરે છે તેઓને ઉત્તમ ફળ મળે છે. રાજીપાથી ગાયન તથા નૃત્ય કરનારાં માણસો બ્રહ્મા તથા સદાશિવ આદિએ પણ સ્તુતિ કરવા યોગ્ય થયાં છે અને તેઓ વૈકુંઠમાં અદ્યાપિ સુધી ભગવાનને પ્યારાં છે. કોઇએ કરેલી શ્રીકૃષ્ણની પૂજાનું દર્શન કરવાથી પણ મોટું પુણ્ય થાય છે. ॥ ૬૧ ॥ ૬૨ ॥ શ્રીકૃષ્ણની મહાપૂજા કરનારને અનંત પુણ્ય થાય છે. જેઓ સર્વદા શ્રીકૃષ્ણનું સ્પર્શન, પૂજન, તથા સ્તુતિ કરે છે અને તેમને પ્રણામ કરે છે તેઓ કૃતાર્થ છે, કૃતાર્થ કરતાં પણ વધારે કૃતાર્થ છે અને ભાગ્યશાળીઓમાં ઉત્તમ ભાગ્યશાળી છે. એઓના પુણ્યનો માપ કરવાને મોટા દેવતાઓ પણ સમર્થ નથી. ॥ ૬૩ ॥ ૬૪ ॥ દ્વારકાને સર્વોત્તમ ગણીને વિષ્ણુ ભગવાન પ્રેમથી તેમાં રહ્યા છે તે આજ વિશેષેકરી કલિયુગમાં પણ તેને છોડતા નથી. ॥ ૬૫ ॥ એટલા માટે સુંદર દ્વારકા કે જે શ્રીકૃષ્ણના નિવાસથી શોભે છે તેનો આ પ્રભાવ ત્રૈલોક્યમાં પ્રખ્યાત છે. ॥ ૬૬ ॥ દ્વારકામાં અન્નસત્ર કરે, પરબ બાંધે, મંદિર કરે, ઉત્સવ કરે, તીર્થનું સેવન થઇ શકે એવી રીતે સન્યાસીઓની ધર્મશાળા કરે, વાવ કુવો કે તળાવ કરાવે, જીર્ણોદ્ધાર કરે, વિષ્ણુની

सर्वोत्तमंवदाम्यहं ॥ संप्राप्यवांछितान्कामान्कृष्णानुग्रहभाजनं ॥ ॥ ६९ ॥ तेजोमयेषुलोकेषुभुंक्तभोगाननुक्रमात् ॥ स्थापयेद्द्वारकायांवैमूर्त्तिदारुशिलामयीं ॥ ७० ॥ त्रैलोक्यंस्थापितंतेनविष्णोःसामान्यतामियात् ॥ ७१॥ एवंमाहात्म्यमुक्तंचद्वारकायाःसुरोत्तमाः॥ विराजतेसुतीर्थानांपंक्तिभिर्दशभिर्वृता ॥ ७२ ॥ स्मरंतिद्वारकांयेवैदशावरणसंयुतां ॥ भुक्त्वाभोगान्सुविपुलान्प्राप्यकामान्यथेप्सितान् ॥ ७३ ॥ संपूज्यमानास्त्रिदशैर्यांतिविष्णोःपरंपदं ॥ ध्यायंति द्वारकांयेवैदशभिर्भावसंयुताः ॥ ७४ ॥ तान्दृष्ट्वासर्वपापैस्तुमुच्यंते मानवाभुवि ॥ उद्धृत्यसप्तगोत्राणिस्वर्गलोकेवसंतिहि ॥ प्ररोहोनास्तिपापस्यपुण्यवृद्धिरनुत्तमा ॥ ७५ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये यात्रादिफलवर्णनं नाम पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥

મૂર્ત્તિ બેસાડે અથવા વિષ્ણુને ભોગ ધરવાનાં સાધન કરી આપે તેને જે સર્વોત્તમ ફળ થાય તે કહું છું. સાંભળો. એ પુરૂષ શ્રીકૃષ્ણના અનુગ્રહના પાત્રરૂપ થઈ વાંછિત મનોરથોને પ્રાપ્ત થઈ અનુક્રમે તેજોમય લોકોમાં જઈ ભારે વૈભવો ભોગવે છે. જે માણુસ દ્વારકામાં કાષ્ટની અથવા શિલાની મૂર્ત્તિનું સ્થાપન કરે. ॥ ૬૭ ॥ ૬૮ ॥ ॥ ૬૯ ॥ ૭૦ ॥ તેને ત્રૈલોક્યનું સ્થાપન કરયાનું પુણ્ય થાય છે અને વિષ્ણુના સમાનપણું પ્રાપ્ત થાય છે. ॥ ૭૧ ॥ હે દેવતાઓ ! આ પ્રમાણે તમારી પાસે દ્વારકાનું માહાત્મ્ય કહ્યું. ઉત્તમ ઉત્તમ તીર્થોની દશ પંક્તિઓથી (આવરણોથી) વીટાએલી દ્વારકા પૃથ્વીમાં શોભે છે. ॥ ૭૨ ॥ જેઓ દશ આવરણવાળી દ્વારકાનું સ્મરણ કરે તેઓ મોટા મોટા ભોગ ભોગવી વાંછિત મનોરથોને પ્રાપ્ત થઈ, વિષ્ણુના પરમ પદમાં જાય છે અને ત્યાં જતાં દેવતાઓ પણ તેઓનું પૂજન કરે છે. જેઓ ભક્તિભાવ રાખી દશે આવરણો સહિત દ્વારકાનું સ્મરણ કરે છે તેઓને જોઈને પૃથ્વીનાં બીજા માણસો પણ સઘળાં પાપોથી મુકાય છે. દ્વારકા કે જેમાં પાપોનો ઉદયજ નથી અને પુણ્યની સર્વોત્તમ વૃદ્ધિ છે તેના પર પ્રેમ રાખવાથી લોકો પોતાની સાત પેહેડીઓનો ઉદ્ધાર કરીને સ્વર્ગ લોકમાં વસે છે. ॥૭૩॥ ૭૪ ॥૭૫॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રહ્લાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'યાત્રાદિફલવર્ણન' નામનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

# ॥ षट्त्रिंशत्तमोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच॥सुलभामथुराकाशीअवंतीचतथाबले ॥ दुर्लभासर्वदायोध्याद्वारकाचकलौयुगे ॥ १ ॥ अत्युग्राणिचपापानितावत्तिष्ठंतिविग्रहे ॥ यावन्नगच्छतेजंतुःकलौद्वारावतींपुरीं॥ २ ॥ वारिमात्रेणगोमत्यांपिंडदानंविनाकलौ ॥ पितॄणांजायतेतृप्तिश्चक्रतीर्थेनसंशयः ॥ ३ ॥ येऽर्चयंतिसुराध्यक्षंकृष्णंकलिमलापहं ॥ नतेषांमानुषेलोकेदृश्यतेहिपुनर्भवः ॥ ४ ॥ ब्रह्मज्ञानेनमुच्यंतेप्रयागेमरणेनवा ॥ अथवास्नानमात्रेणगोमत्यांकृष्णसंनिधौ ॥ ५ ॥ नास्तिनास्तिमहाभागकलिकालसमोयुगः ॥ स्मरणात्कीर्त्तनाद्विष्णोःप्राप्यतेपरमंपदं ॥ ६ ॥ गवांदशसहस्राणांयज्ञकोट्ययुतायुतं ॥ कलिकालेदिनैकेनप्राप्यतेकेशवार्चनात् ॥७॥ सत्यभामापतिर्यत्रयत्रपुण्याचगोमती ॥ नरामुक्तिंप्रयास्यंतितत्रस्नात्वाकलौयुगे॥८॥उदयैकादशीस्वल्पातथांतेचत्रयोदशी॥संपूर्णाद्वादशीमध्येत्रिस्पृशाचहरि

## અધ્યાય ૩૬ મો.

* પ્રલ્હાદજી કહે છે—હે બલિરાજા! મથુરા, કાશી અને ઉજ્જેણ એઓ સુલભ છે પણ કલિયુગમાં સર્વદા અયોધ્યા અને દ્વારકા દુર્લભ છે. ॥ ૧ ॥ પ્રાણી કલિયુગમાં જ્યાંસુધી દ્વારકામાં જાય નહી ત્યાં સુધી શરીરમાં અતિ ઉગ્ર પાપો રહે છે. ॥ ૨ ॥ કલિયુગમાં ગોમતીના ચક્રતીર્થમાં પિંડદાન નહી કરતાં માત્ર, જળથી તર્પણ કરવામાં આવે તોપણ પિતૃઓને તૃપ્તિ થાય છે એમાં સંશય નથી. ॥ ૩ ॥ જેઓ દેવતાઓના સ્વામી અને કલિયુગના મેલને હણનારા શ્રીકૃષ્ણનું પૂજન કરે તેઓને મનુષ્ય લોકમાં ફરીવાર જન્મવું પડતું નથી. ॥ ૪ ॥ બ્રહ્મજ્ઞાનથી અથવા પ્રયાગમાં મરવાથી અથવા શ્રીકૃષ્ણની પાસે ગોમતીમાં નાહાવાથી મુક્તિ થાય છે. ॥ ૫ ॥ કલિયુગમાં સ્મરણમાત્રથી અને કીર્ત્તનમાત્રથી પણ વિષ્ણુનું પરમ પદ મળે છે એટલા માટે કલિયુગ જેવો બીજો કોઈ પણ યુગ નથી. ॥ ૬ ॥ દશ હજાર ગાયોનું દાન કરવાથી અને કરોડો યજ્ઞો કરવાથી જે ફળ થાય તે ફળ કલિયુગમાં ભગવાનનું પૂજન કરવાથી એક દિવસેજ થાય છે. ॥ ૭ ॥ કલિયુગમાં જે ઠેકાણે સત્યભામાના પતિ શ્રીકૃષ્ણ અને ગોમતી છે ત્યાં નાહાવાથી લોકો મુક્તિ પામશે. ॥ ૮ ॥ સૂર્યો-

* અહીંથી પ્રહ્લાદજીનો અને તેમના પૌત્ર બલિરાજાનો સંવાદ ચાલે છે તેથી જણાય છે કે આ પ્રકરણ સ્કંદપુરાણના કોઈ ત્રીજા ભાગમાંથી લીધું છે.

प्रिया॥९॥एकेनैवोपवासेनउपवासायुतंफलं ॥ जागरेशतसाहस्रंनृत्ये कोटिगुणंकलौ ॥ १० ॥ संसारानलतापेनविह्वलीकृतमानसाः ॥ कृष्णदर्शनतोयेनशीतत्वंयांतिमानवाः ॥ ११ ॥ नददातिनरःश्राद्धं गोमत्यांकृष्णसंनिधौ ॥ क्षुत्पिपासापरीतांगाःपितरस्तस्यदुःखि ताः ॥ १२ ॥ अपिपक्षिपतंगाद्याःपशवःशूकरादयः ॥ मुक्तिंप्रयांति तेसर्वेद्वारावत्यांतुयेमृताः ॥ १३ ॥ प्रयागेमरणेचैवमुक्तिःकाश्यांतथै वच ॥ गोमत्यांस्नानमात्रेणमुक्तोभवतिनान्यथा ॥ १४॥ चंद्रग्रहश तैर्यच्चप्रभासेपरिकीर्तितं ॥ तत्फलंद्वारकायांतुदिनैकेनप्रजायते ॥ ॥ १५ ॥ अमावास्यांकुरुक्षेत्रेसूर्यग्रहणकोटिभिः ॥ तत्फलंकलिका लेतुद्वारकायांदिनेदिने ॥ १६ ॥ सुलभानीहतीर्थानिसुलभाःपर्वतो त्तमाः ॥ दुर्लभोवैष्णवोलोकोद्वारकाचतथापुरी ॥ १७ ॥ वसिष्ठदु हितर्देविशक्तिज्येष्ठेयशस्विनि ॥ त्रैलोक्यवंदितेदेविपापंमेहरगोमति ॥ १८ ॥ गोमतीजलकल्लोलैःक्रीडतेयत्रसागरः ॥ तत्रस्नात्वाऽसुर

દયના સમયમાં થોડીક એકાદશી હોય. અંતે ત્રયોદશી હોય અને વચમાં દ્વાદશી સંપૂર્ણ હોય તો તે અહોરાત્ર ત્રિસ્પૃશા કેહેવાય છે કે જે ભગવાનને પ્રિય છે ॥ ૯ ॥ કલિયુગમાં ત્રિસ્પૃશાનો એક ઉપવાસ કરવાથી દશ હજાર ઉપવાસનું ફળ થાય છે, જાગરણ કરવાથી લાખગણું ફળ થાય છે અને નાચ કરવાથી કરોડગણું ફળ થાય છે. ॥ ૧૦ ॥ સંસારરૂપી અગ્નિના તાપથી મનમાં વિહ્વલ થએલાં મનુષ્યો શ્રીકૃષ્ણના દર્શનરૂપ જળ મળવાથી શીતળ થાય છે. ॥ ૧૧ ॥ જે માણસ શ્રીકૃષ્ણની પાસે ગોમતીમાં શ્રાદ્ધ ન કરે તેના પિતૃઓ ભુખતરસથી વ્યાપ્ત અંગોવાળા અને દુખીઆજ રેહે છે. ॥ ૧૨ ॥ પક્ષી, પતંગીઆ કે સૂવર આદિ પશુ ગમે તે હોય પણ જેઓ દ્વારકામાં મરે તે સર્વે મુક્તિ પામે છે. ॥ ૧૩ ॥ કાશીમાં અને પ્રયાગમાં મરવાથી મુક્તિ થાય છે પણ ગોમતીમાં તો સ્નાન માત્રથી મુક્તિ થાય છે એ નિસ્સંશય છે. ॥ ૧૪ ॥ પ્રભાસમાં સો ચંદ્રગ્રહણોથી જે ફળ થાય તે ફળ દ્વારકામાં એક દિવસે થાય છે. ॥ ૧૫ ॥ કુરૂક્ષેત્રમાં અમાવાસ્યાનાં સો સૂર્ય ગ્રહણોથી જે ફળ થાય તે ફળ કલિકાલમાં દ્વારકામાં એક દિવસે થાય છે. ॥ ૧૬ ॥ જગતમા તીર્થો અને ઉત્તમ પર્વતો સુલભ છે પણ વૈષ્ણવ અને દ્વારકાપુરી દુર્લભ છે. ॥૧૭॥ ગોમતીની સ્તુતિ કરવી કે "હે વસિષ્ઠની પુત્રી ! હે શક્તિની મોટી બેન ! હે કીર્ત્તિવાળી ! હે ત્રૈલોક્યે વંદેલી ! હે ગોમતી દેવી ! મારા પાપનું હરણ કરજો." ॥ ૧૮ ॥ હે દૈત્યોમાં ઉત્તમ ! જ્યાં સમુદ્ર ગોમતીના જળના કલ્લોલોથી ક્રીડા કરે છે ત્યાં

श्रेष्ठासर्वतीर्थफलंलभेत् ॥ १९ ॥ अहोक्षेत्रस्यमाहात्म्यंसमंता त्क्रोशपंचकं ॥ दिविस्थायत्रपश्यंतिसर्वानेवचतुर्भुजान् ॥ २० ॥ यस्याःसीमांप्रविष्टस्यब्रह्महत्यादिपातकं ॥ नश्यतेदर्शनादेवतांपुरीं कोनसेवते ॥२१॥यत्रचक्रांकिताःशैलागोमत्युदधिसंगमे॥यच्छंतिपू जितामोक्षंपुरींकोनुनसेवते ॥२२॥ द्वारकावास्थितंतोयंषण्मासंपिब तेनरः ॥ तस्यचक्रांकितोदेहोभवतेनात्रसंशयः ॥ २३ ॥ ब्रह्मघ्नोवा कृतघ्नोवाअगम्यागमनोपिवा ॥ सर्वपातककर्तावाविप्रोवाश्वपचोऽ पिवा ॥ २४ ॥ सुकृतीदुःष्कृतिर्वापिद्वारकायांवसेद्यदि ॥ मुक्तिदास र्वजंतूनांसर्वेषांत्रिदिवौकसां ॥ २५ ॥ त्यजतेयांकलौनैवकृष्णोदेव किनंदनः ॥ कर्मणामनसावाचातांपुरींकोनसेवयेत् ॥ २६ ॥ नतेक लिवशंयांतिद्वारकायांवसंतिये ॥ व्याप्तंपाखंडिभिःसर्वंवर्जयित्वाहरेः पुरीं ॥ २७ ॥ तस्मात्कलियुगेप्राप्तेसेवनीयाहरेःपुरी ॥ मन्वंतरसह स्राणिकाशीवासेनयत्फलं ॥ २८ ॥ तत्फलंद्वारकायांतुवसतां पंचभिर्दिनैः ॥ पीडयंतिग्रहास्तावद्व्याधयोऽभिभवंतिहि ॥ २९ ॥

નાહાવાથી સઘળાં તીર્થોનું ફળ મળે છે. ॥ ૧૯ ॥ એ ક્ષેત્રનું ફરતું પાંચ પાંચ ગાઉ સુધી માહાત્મ્ય અદ્ભુત છે. કારણ કે દેવતાઓ એટલા પ્રદેશમાં રહેલા સર્વે લોકોને ચાર ચાર ભુજાવાળા દેખે છે. ॥ ૨૦ ॥ જેના સીમાડામાં પેસતાં દ-ર્શનમાત્રથીજ બ્રહ્મહત્યા આદિ પાપો નાશ પામે છે તે પુરીને કોણ ન સેવે ? ॥૨૧॥ જ્યાંના ગોમતી તથા સમુદ્રના સંગમના ચક્રાંકિત પાષાણો પણ પૂજન કરવાથી મુક્તિ આપે છે તે પુરીને કોણ ન સેવે ? ॥ ૨૨ ॥ જે માણસ છ માસ સુધી દ્વાર-કાનું પાણી પીએ તેનો દેહ ચક્રની નીશાનીવાળો થઈ જાય છે એમાં સંશય નથી. ॥ ૨૩ ॥ બ્રાહ્મણને મારી નાખનાર, કૃતઘ્ન, અગમ્યા સ્ત્રીમાં ગમન કરનાર, સઘળાં પાપ કરનાર, બ્રાહ્મણ, ચાંડાલ, પુણ્યવાન કે પાપી ગમે તે હોય પણ તે જો દ્વારકામાં વસે તો મુક્ત થાય છે. દ્વારકા સઘળા જીવોને અને દેવતાઓને પણ મુક્તિ આપ-નાર છે. ॥૨૪॥ ૨૫ ॥ કલિયુગમાં દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ જેને કદી છોડતા નથી તે પુરીને કર્મથી, મનથી તથા વચનથી કોણ ન સેવે ? ॥ ૨૬ ॥ એક દ્વારકા શિવાય બાકી સઘળું જગત પાખંડીઓથી વ્યાપ્ત છે માટે જેઓ દ્વારકામાં રેહે છે તેઓ કલિયુગને વશ્ય થતા નથી. ॥૨૭॥ એટલા માટે કલિયુગ પ્રાપ્ત થતાં દ્વારકાનું અવશ્ય સેવન કરવું જોઈએ. કાશીમાં હજારો મન્વંતર સુધી રેહેવાથી જે ફળ થાય તે ફળ દ્વાર-કામાં પાંચ દિવસ રેહેવાથી થાય છે. કલિયુગમાં જ્યાં સુધી ભક્તિથી માણસે દ્વારકાનું

यावन्नपश्यतेभक्त्याकलौकृष्णपुरींनरः ॥ उपसर्गभयंतावच्छा
किनीभूतसंभवं ॥ ३० ॥ तावन्मृतप्रजानारीदुर्भगादैत्यपुं
गव ॥ यावन्नपश्यतेभक्त्याकलौकृष्णपुरींनरः ॥ ३१ ॥ रुक्मि
णीसत्यभामाचदेवीजांबवतीतथा ॥ मित्रविंदाचकालिंदीभद्राना
ग्नजितीतथा ॥ ३२ ॥ संपूज्यालक्ष्मणातत्रवैष्णवैःकृष्णवल्लभाः ॥
एताःसंपूज्यविधिवद्युक्तश्चनियमैर्व्रतैः ॥ ३३ ॥ गीतवादित्रनिर्घोषैर्दी
पैर्जागरणेनच ॥ सर्वान्कामानवाप्नोतितस्यविष्णुःप्रसीदति ॥ ३४॥
दृष्ट्वातुगोमतीनीरंयथातृप्तिःप्रजायते ॥ नतथातीर्थलक्षैश्चदत्तैःपिंड
शतैरपि ॥ ३५ ॥ गोमतीनीरसंपृक्तंयोमांपश्यतिमानवः ॥ नतेषांपु
नरावृत्तिरित्याहसरितांपतिः ॥ ३६ ॥ सभाग्योहंतदाजातोयदाकृ
ष्णेननिर्मिता ॥ मत्तीरेस्थापिताश्रेष्ठाद्वारकामुक्तिदायिनी ॥ ३७ ॥
द्वारकांगच्छमानस्यविपत्तिश्चभवेद्यदि ॥ नतस्यपुनरावृत्तिःकल्प
कोटिशतैरपि ॥ ३८ ॥ त्रिभिश्चविक्रमैर्येनविक्रांतंभुवनत्रयं ॥
त्रिविक्रमंचतंदृष्ट्वामुच्यतेपातकत्रयात् ॥ ३९ ॥ तस्यतीर्थस्यतुल्यं

દર્શન ન કર્યું હોય ત્યાં સુધી ગ્રહો પીડે છે અને વ્યાધિઓ પરાભવ કરે છે. વિઘ્નોનો ભય તથા ડાકણ અને ભૂતાદિકનો ભય પણ ત્યાં સુધીજ રહે છે. ॥૨૮॥૨૯॥૩૦॥ હે દૈત્યોમાં ઉત્તમ! સ્ત્રી જ્યાં સુધી કલિયુગમાં ભક્તિપૂર્વક દ્વારકાનું દર્શન ન કરે ત્યાં સુધીજ તેનાં છોકરાં મરી જાય છે અને અભાગણી રહે છે. ॥ ૩૧ ॥ રૂક્મિણી, સત્યભામા, જાંબવતી, મિત્રવિંદા, કાલિંદી, નાગ્નજિતી, ભદ્રા અને લક્ષ્મણા એ ભગવાનની પટરાણીઓનું વૈષ્ણવોએ પૂજન કરવું જોઈએ. નિયમો તથા વ્રતોવાળો જે વૈષ્ણવ ગાયન, વાજંત્રો, દીવા અને જાગરણથી વિધિ સહિત એઓની પૂજા કરે તેના સઘળા મનોરથો પૂર્ણ થાય છે અને વિષ્ણુ પ્રસન્ન થાય છે. ॥૩૨॥૩૩॥૩૪॥ પુત્ર જો ગોમતીના જળનું દર્શન કરે તો તેથી પિતૃઓને જેવી તૃપ્તિ થાય છે તેવી લાખો તીર્થ કરવાથી અને હજારો પિંડદાન કરવાથી પણ થતી નથી. ॥ ૩૫ ॥ સમુદ્ર કહે છે કે "જે માણસ ગોમતીના જળની સાથે મળેલાં મારાં સ્વરૂપનું દર્શન કરે તેને પાછો ભવનો ફેરો રહેતો નથી. જે દિવસે શ્રીકૃષ્ણને મુક્તિ દેનારી દ્વારકાપુરીને બનાવીને મારે કાંઠે વસાવી છે તે દિવસથી હું ભાગ્યશાળી થયો છું." ॥૩૬॥ ॥ ૩૭ ॥ દ્વારકાની યાત્રા કરવા જતાં માર્ગમાંજ મરણ થાય તો તે માણસને સેંકડો કરોડ કલ્પો વીતતાં પણ વૈકુંઠમાંથી પાછું ફરવું પડતું નથી. ॥ ૩૮ ॥ જેમણે ત્રણ પગલાંઓથી ત્રૈલોક્યને ભરી લીધું હતું એવા ત્રીકમજીનું દર્શન કરવામાં આવે તો

हिनाधिकंविद्यतेकलौ ॥ जलधिःप्लावयामासकलौप्राप्तेतुतांपुरीं ॥ ॥ ४० ॥ श्रीकृष्णमंदिरंतत्रप्लावितुंनसमशक्यते ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

ત્રણે પ્રકારનાં પાપોમાંથી મુક્ત થવાય છે. ॥ ૩૯ ॥ એ તીર્થથી અધિક કે તુલ્ય બીજું કાંઈ પણ કલિયુગમાં નથી. કલિયુગ પ્રાપ્ત થતાં પૂર્વે સમુદ્રે દ્વારકાને બોળી દીધી પણ તેનાથી ત્યાંનું ભગવાનનું મંદિર ડુબાડી શકાયું નથી. ॥ ૪૦ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો 'દ્વારકા મહિમા' એવા નામનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ सप्तत्रिंशत्तमोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ कृष्णकृष्णेतिकृष्णेतिकलौवक्ष्यातिप्रत्यहं ॥ मानवोहिकलौनित्यंकृष्णरूपीभवेद्द्विसः ॥ १ ॥ कृष्णकृष्णेतिकृष्णेतिवक्ष्यातिप्रत्यहंकलौ ॥ नित्यंतस्यभवेत्पुण्यंतीर्थकोटिसमुद्भवं ॥ २ ॥ संपूर्णैकादशीभूत्वाद्वादश्यांवर्द्धतेयादि ॥ उन्मीलिनीतुविख्यातातिथीनामुत्तमातिथिः ॥ ३ ॥ वंजुलीवासरेयोवैरात्रौकुर्वंतिजागरं ॥ शतयज्ञायुतंपुण्यंमुहूर्त्तार्द्धेनजायते ॥ ४ ॥ संपूर्णाद्वादशीभूत्वावर्द्धतेचापरेदिने ॥ त्रयोदश्यांतुसाप्रोक्तावंजुलीदुर्लभाकलौ ॥५॥ उन्मीलिनीमनुप्राप्ययेप्रकुर्वंतिजागरं ॥ निमिषार्द्धेनत

### અધ્યાય ૩૭ મો.

પ્રલ્હાદજી કહે છે–કલિયુગમાં પ્રત્યેક દિવસે (કૃષ્ણ કૃષ્ણ) એમ જે નિત્ય બોલ્યા કરે તે માણસ શ્રીકૃષ્ણરૂપ થાય છે. ॥ ૧ ॥ કલિયુગમાં નિત્ય 'કૃષ્ણ કૃષ્ણ-કૃષ્ણ' એ જે બોલ્યા કરે તેને નિત્ય કરોડ તીર્થ કર્યાનું ફળ થાય છે. ॥ ૨ ॥ આગલે દિવસ એકાદશી પુરેપુરી હોય તે પાછી બારસને દિવસે વધે તો તે (ઊન્મીલિની) કેહેવાય છે. એ તિથિ સઘળી તિથિઓમાં ઉત્તમ છે. ॥ ૩ ॥ ઊન્મીલિનીની રાત્રિમાં જેઓ જાગરણ કરે તેઓને અરધા અરધા નિમેષમાં કરોડ ગાયનું દાન કરવાનું ફળ થાય છે. ॥ ૪ ॥ બારસ પુરેપુરી હોઈને વળતી તેરસને દિવસે વધે તો તે વંજુલી કેહેવાય છે. આવી તિથિ કલિયુગમાં દુર્લભ છે. ॥ ૫ ॥ વંજુલીની રાત્રિમાં

स्पुण्यंगवांकोटिसमुद्भवं ॥ ६ ॥ संपूर्णेकादशीभूत्वापत्यहंवर्द्धतेय
दि ॥ दर्शश्चपूर्णमासीचपक्षवृद्धिस्तदोच्यते ॥ ७ ॥ पक्षवृद्धिंकलौ
प्राप्यये करिष्यंतिजागरं ॥ निमिषार्धार्द्धमात्रेणगवांकोटिफलप्रदं ॥
॥ ८ ॥ गृहेपिकुर्वतामेतत्किंपुनर्विष्णुसंनिधौ ॥ द्वारावत्यांकलौप्रा
मेकोटिकोटिगुणंफलं ॥ ९ ॥ अथप्रभातसमयेकृत्वास्नानंविधान
तः ॥ संपूज्यकृष्णंविधिवत्कृत्वाकर्मयथोदितं ॥ १० ॥ विप्रान्भाग
वतांश्चैवपूजयेदन्नपानतः ॥ वस्त्रैर्बहुविधैरत्नैर्गोहिरण्यसमन्वितैः ॥
॥ ११ ॥ संपूज्यविधिवत्तांस्तुवित्तशाठ्यंविवर्जयेत् ॥ यथाश
क्त्याथवादत्वातोषणीयाःप्रयत्नतः ॥ १२ ॥ एवंकृतेऽसुरश्रेष्ठकृतकृ
त्योभवेद्विसः ॥ गच्छंतिपरमंस्थानंपितरःस्वकुलोद्भवाः ॥ १३ ॥
येचरौरवसंस्थाश्चयेचकीटत्वमागताः ॥ तत्रैवलिंगरूपेणदुर्वासाःसं
व्यवस्थितः ॥ १४ ॥ तंदृष्ट्वाप्राप्नुयात्कामान्विविधान्विहिताञ्छुभा
न् ॥ नदीचगोमतीतत्रपूर्वंगंगेतिविश्रुता ॥ १५ ॥ तंदृष्ट्वापातकैर्घो

જેઓ જાગરણ કરે તેઓને ઘડીએ ઘડીએ લાખ યજ્ઞો કર્યાનું ફળ થાય છે. ॥ ૬ ॥ એકાદશી પુરેપુરી હોય ને તે પછી પુનમ કે અમાસ સુધી પ્રત્યેક તિથિ વધતી જાય તો તે પક્ષવર્દ્ધિની કેહેવાય છે. ॥ ૭ ॥ કલિયુગમાં પક્ષવર્દ્ધિનીની રાત્રિમાં જેઓ જાગરણ કરે તેઓને અરધે અરધે નિમેષે કરોડ ગાયોનું દાન કરવાનું પુણ્ય થાય છે. ॥ ૮ ॥ ઘરમાં એપ્રમાણે કરે તો પણ પુણ્ય થાય છે ત્યારે કલિયુગમાં દ્વારકામાં શ્રીકૃષ્ણની પાસે જેઓ એ પ્રમાણે કરે તેઓને કરોડ કરોડગણું પુણ્ય થાય તેમાં શું કેહેવું. ॥ ૯ ॥ દ્વારકામાં જઈ પ્રભાતમાં વિધિ સહિત સ્નાન તથા શ્રીકૃષ્ણનું પૂજન કરી શાસ્ત્રવિધિ પ્રમાણે કર્મ કરીને ॥ ૧૦ ॥ પછી અન્ન પાનોથી, અનેક પ્રકારનાં વસ્ત્રોથી, રત્નોથી, ગાયોથી, પૃથ્વીથી અને સુવર્ણથી વૈષ્ણવ બ્રાહ્મણોની પૂજા કરવી. ॥ ૧૧ ॥ એઓનું વિધિ સહિત પૂજન કરવામાં ધનનો ખોટો લોભ કરવો નહી. ધન ન હોય તો શક્તિ પ્રમાણે દાન દઈને તેઓને પ્રયત્નથી પ્રસન્ન કરવા. ॥ ૧૨ ॥ હે દૈત્યોમાં ઉત્તમ ! એમ કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે અને તેના કુલના પૂર્વજો પરમ ધામમાં જાય છે. ॥ ૧૩ ॥ જે પૂર્વજો રૌરવમાં પડ્યા હોય અને જેઓ કીડાનો અવતાર પામ્યા હોય તેઓ પણ મુક્ત થાય છે. ત્યાંજ દુર્વાસા મુનિ લિંગરૂપે રહ્યા છે તેમનાં દર્શન કરવાથી અનેક પ્રકારના યોગ્ય અને શુભ મનોરથો પુરા થાય છે. ત્યાં ગોમતી નદી છે કે જે પૂર્વે ગંગા કેહેવાતાં હતાં તેમનાં દર્શનથી ભયંકર પાપોમાંથી

रैर्मुच्यतेनात्रसंशयः ॥ विधिस्तत्रैवद्रष्टव्योनरैरात्महितैषिभिः ॥१६॥
कृष्णस्यवामपार्श्वेतुमहापातकनाशिनी ॥ तत्रस्नात्वापितॄंस्तर्प्य
दुर्गतिंनैवचाप्नुयात् ॥ १७ ॥ विमानस्थाश्चपितरोगच्छंतिपरमांग
तिं ॥ कृकलासेतिविख्यातंकृष्णस्यैतत्प्रदक्षिणे ॥ १८ ॥ स्ना
त्वातत्रपितॄंस्तर्प्यश्राद्धंकृत्वाविधानतः ॥ कृतकृत्योभवेत्सोऽपिऋ
णान्मुच्येतपैतृकात् ॥ १९ ॥ हृष्टास्तुष्टाश्चपितरोगच्छंतिपरमांग
तिं ॥ तत्रविष्णुपदंनामतस्माच्चपरमंस्मृतं ॥ २० ॥ तस्मिन्स्थाने
कृतेस्नानेकृतेश्राद्धेविधानतः ॥ सभवेत्कृतकृत्यस्तुयात्राचसफलाभ
वेत् ॥ २१ ॥ गोप्रचारंतुतत्रैवतीर्थपापप्रणाशनं ॥ तद्दृष्ट्वामानवो
नूनंवैष्णवंलोकमाप्नुयात् ॥ २२ ॥ तत्रकृष्णःस्थितोदेवःपुराणपुरु
षोत्तमः ॥ तत्रदेवास्तथायज्ञावेदास्तीर्थानिचैवहि॥२३॥ रुक्मिणी
तत्रद्रष्टव्यानित्यंकृष्णस्यवल्लभा ॥ जगतोमातरंदृष्ट्वामुच्यतेपातकत्र
यात् ॥ २४ ॥ कृष्णस्यचमुखंदृष्ट्वाआयुरारोग्यमाप्नुयात् ॥ चक्रती
र्थेनरःस्नात्वामुच्यतेसर्वकिल्बिषैः ॥ २५ ॥ सयातिपरमंस्थानंदाह

છુટે છે એમાં સંશય નથી. પોતાનું હિત ઈચ્છનારાં માણસોએ ત્યાં જઈને પ્રથમ સઘળો વિધિ તપાસી લેવો, અને પછી કરવો. મહા પાપોનો નાશ કરનારાં એ ગોમતી શ્રીકૃષ્ણથી ડાબી પાસ રહ્યાં છે. એમાં નાહી પિતૃઓનું તર્પણ કરવામાં આવે તો કદી પણ દુર્ગતિ થતી નથી. ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥ ૧૭ ॥ એમ કરનારના પિતૃઓ વિમાનોમાં બેસીને પરમ ગતિ પામે છે. શ્રીકૃષ્ણની જમણી પાસ કૃકલાસ કુંડ છે ત્યાં નાહી પિતૃઓનું તર્પણ કરી શ્રાદ્ધ કરે તો મનુષ્ય કૃતાર્થ થાય છે અને પિતૃઓના ઋણમાંથી છુટે છે. ॥૧૮॥૧૯॥ એના પિતૃઓ રાજી થઈ સંતોષપામીને પરમગતિમાં જાય છે. એ તીર્થ પછી તે સ્થલમાંજ વિષ્ણુપદ નામનું તીર્થ છે. ॥૨૦॥ એ સ્થલમાં સ્નાન તથા વિધિ સહિત શ્રાદ્ધ કરવાથી કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે અને યાત્રા સફલ થાય છે. ॥ ૨૧ ॥ ત્યાંજ પાપોનો નાશ કરનારૂં ગોપ્રચાર નામનું તીર્થ છે તેના દર્શન કરવાથી માણસને અવશ્ય વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૨ ॥ ત્યાં પુરાણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન, દેવતાઓ, યજ્ઞો, વેદો અને અનેક તીર્થો રહેલાં છે. ॥ ત્યાં સર્વદા શ્રીકૃષ્ણનાં મુખ્ય પટરાણી અને જગતની માતારૂપ રૂક્મિણી રહ્યાં છે એમનું દર્શન કરવાથી ત્રણે પ્રકારના પાપોમાંથી મુક્ત થવાય છે. ॥ ૨૪ ॥ શ્રીકૃષ્ણના મુખનું દર્શન કરવાથી આયુષ્ય તથા આરોગ્યની પ્રાપ્તિ થાય છે. ચક્રતીર્થમાં નાહવાથી માણસ સઘળા પાપોમાંથી મુક્ત થાય છે. ॥ ૨૫ ॥

प्रलयवर्जितं ॥ चक्रंप्रक्षालितंतत्रकृष्णेनस्वयमेवहि ॥ २६ ॥ तेनवै चक्रतीर्थंवैमुख्यंपरमकंहरेः ॥ वसंतियत्रपाषाणाश्चक्रांकामुक्तिदायकाः ॥ २७ ॥ यैःपूजितैश्चवैपुत्रकृष्णसांनिध्यमाव्रजेत् ॥ तत्रैव यदिलभ्येतचक्रैर्द्वादशभिःसह ॥ २८ ॥ द्वादशात्मासविज्ञेयोमोक्षदः परिकीर्त्तितः ॥ एकचक्रेणपाषाणोद्वारावत्यांसुशोभितः ॥ २९ ॥ सुदर्शनाभिधोयोहिमोक्षैकफलदोऽर्चितः ॥ लक्ष्मीनारायणोद्वाभ्यांभुक्तिमुक्तिफलप्रदः ॥ ३० ॥ तिसृभिश्चाच्युतोदेवऐंद्रस्यानप्रदायकः॥ श्रीप्रदोरिपुहंताचचतुर्वक्रोजनार्दनः ॥ ३१ ॥ पंचभिर्वासुदेवस्तुजन्ममृत्युभयापहः ॥ षड्भिःप्रद्युम्ननामायंलक्ष्मींकांतिंददातिसः ॥ ३२ ॥ सप्तभिर्बलदेवस्तुजन्मकीर्तिप्रवर्धनः ॥ वांछितंचाष्टभिर्भक्त्याददाति पुरुषोत्तमः ॥ ३३ ॥ सर्वंदद्यान्नवव्यूहोदुर्लभंयत्सुरोत्तमैः ॥ राज्यप्रदोदशभिस्तुदशावतारएवच ॥ ३४ ॥ एकादशभिरैश्वर्यमनिरुद्धः

અને જ્યાં દાહ કે પ્રલય નથી થતો એવા ઉત્તમ પદમાં જાય છે. ત્યાં શ્રીકૃષ્ણે પોતે ચક્રને ધોયું હતું તેથી ॥ ૨૬ ॥ એ ભગવાનનું સર્વોત્તમ ચક્રતીર્થ કેહેવાય છે એ તીર્થમાં ચક્રના ચિન્હવાળા પાષાણો છે તે મુક્તિ આપનારા છે. હે પુત્ર! એ પાષાણોનું પૂજન કરવાથી ભગવાનની પાસે રેહેવાનુ મળે છે. ત્યાં બાર ચક્રવાળો પાષાણ મળે તો તેને 'દ્વાદશાત્મા' જાણવો. એ મુક્તિ આપનાર કેહેવાય છે. દ્વારકામાં એ ચક્રવાળો પાષાણ મળે તો તેને 'સુદર્શન' જાણવો. એનું પૂજન કરવાથી મોક્ષરૂપી મુખ્ય ફળ મળે છે. બે ચક્રવાળા પાષાણનું નામ 'લક્ષ્મીનારાયણ' છે તેનું પૂજન કરવાથી ભોગ તથા મોક્ષ એ બન્ને ફળ મળે છે. ॥ ૨૭॥૨૮ ॥૨૯॥૩૦॥ ત્રણ ચક્રવાળા પાષાણનું નામ 'અચ્યુત દેવ' છે. તેનું પૂજન કરવાથી ઈંદ્રનું પદ મળે છે. ચાર ચક્રવાળો પાષાણ (જનાર્દન) કેહેવાય છે. એના પૂજનથી લક્ષ્મી મળે છે તથા શત્રુઓનો નાશ થાય છે. ॥ ૩૧ ॥ પાંચ ચક્રવાળો પાષાણ (વાસુદેવ) કેહેવાય છે તે જન્મ તથા મૃત્યુના ભયને મટાડે છે. છ ચક્રવાળો પાષાણ 'પ્રદ્યુમ્ન' કેહેવાય છે તે લક્ષ્મી તથા કાંતિ આપે છે. ॥ ૩૨ ॥ સાત ચક્રવાળો પાષાણ 'બળદેવ' કેહેવાય છે તે જન્મભર કીર્ત્તિને વધારે છે. આઠ ચક્રવાળો પાષાણ 'પુરૂષોત્તમ' કેહેવાય છે તેનું ભક્તિથી પૂજન કરવામાં આવે તો મનવાંછિત પૂર્ણ થાય છે. ॥૩૩॥ નવ ચક્રવાળો પાષાણ 'નવવ્યૂહ' કેહેવાય છે તેનું પૂજન કરવાથી જે વસ્તુ દેવતાઓને પણ દુર્લભ હોય તે વસ્તુ મળે છે. દશ ચક્રવાળો પાષાણ 'દશાવતાર' કેહેવાય છે તે રાજ્ય આપે છે. ॥ ૩૪ ॥ અગીયાર ચક્રવાળો 'અનિરૂદ્ધ' કેહેવાય છે તે રાજ્ય

प्रयच्छति ॥ निर्वाणंद्वादशात्मातुचक्रैर्द्वादशभिःस्मृतः ॥ ३५ ॥ अ
तऊर्ध्वमनंतोऽसौसौख्यमोक्षप्रदायकः ॥ येकेचित्तत्रपाषाणाःकृष्ण
चक्रेणमुद्रिताः ॥ ३६ ॥ तेषांस्पर्शनमात्रेणमुच्यतेसर्वकिल्बिषैः ॥
सयातिपरमंस्थानंयत्रदेवश्चतुर्भुजः ॥ ३७ ॥ ब्रह्महत्यादिकंपापं
मनोवाक्कायकर्मजं ॥ तत्सर्वंविलयंयातिचक्रांकितस्यपूजनात् ॥
॥ ३८ ॥ म्लेच्छदेशेशुभेवापिचक्रांकोयत्रतिष्ठति ॥ योजनानिदश
द्वेचविष्णुक्षेत्रंमहीतले॥३९॥संवत्सरंतुयःपूजांदर्शनंस्पर्शनंनरः॥ अ
पिपापसमाचारःप्रविशेद्विष्णुमव्ययं ॥ ४० ॥ मृत्युकालेचसंप्राप्तेहृ
दयेयस्तुधारयेत् ॥ चक्रांकंपापशमनंसयातिपरमांगतिं ॥ ४१ ॥
हृदिस्थितेतुचक्रांकेदूतावैवस्वतस्यच ॥ नोपसर्पंतितेभीतादृष्ट्वाकृ
ष्णपरिग्रहं ॥ ४२ ॥ वैष्णवंलोकमाप्नोतिनात्रकार्याविचारणा ॥

આપે છે. બાર ચક્રવાળો 'દ્વાદશાત્મા' કેહેવાય છે તે મોક્ષ આપે છે. ॥ ૩૫ ॥ એથી વધારે ચક્રોવાળો જે હોય તે 'અનંત' કેહેવાય છે તે સુખને તથા મોક્ષને આપનાર છે. એ સ્થલમાં ભગવાનના ચક્રના ચિન્હવાળા જે કોઈ પાષાણો છે તેઓનો ॥ ૩૬ ॥ માત્ર સ્પર્શ કરવાથી સઘળાં પાપો ટળી જાય છે અને જ્યાં ચાર ભુજાવાળા વિષ્ણુ રેહે છે તે ઉતમ સ્થાનની પ્રાપ્તિ થાય છે. ॥ ૩૭ ॥ ચક્રાંકિતનું પૂજન કરવાથી મન, વાણી તથા કાયાથી થએલાં બ્રહ્મહત્યા આદિ સઘળાં પાપો નાશ પામે છે. ॥ ૩૮ ॥ પૃથ્વીપર સારા દેશમાં કે મ્લેચ્છોના દેશમાં પણ જ્યાં ચક્રાંકિત પાષાણ હોય ત્યાં બાર યોજન સુધી વિષ્ણુનું ક્ષેત્ર છે એમ સમજવું. ॥ ૩૯ ॥ જે માણસ એક વર્ષ સુધી ચક્રાંકિત પાષાણનું પૂજન, દર્શન અને અને સ્પર્શ કરે તે માણસ પાપી હોય તો પણ અવિનાશી ભગવાનના સ્વરૂપમાં પ્રવેશ કરે છે. ॥ ૪૦ ॥ જે માણસ પોતાનો મૃત્યુકાળ પ્રાપ્ત થાય ત્યારે પાપોને શમાવનારા ચક્રાંકિત પાષાણને છાતી ઉપર ધરે તેને પરમ ગતિની પ્રાપ્તિ થાય છે. ॥ ૪૧ ॥ જેણે ચક્રાંકિત પાષાણને છાતીપર રાખ્યો હોય તે માણસને શ્રીકૃષ્ણનો અંગીકૃત જાણી યમના દૂતો શ્રીકૃષ્ણના ભયને લીધે તેની પાસેં આવતા નથી. ॥ ૪૨ ॥ ચક્રાંકિત પાષાણને છાતી ઉપર રાખનારો માણસ દુષ્ટ આચારવાળો હોય તો પણ વિષ્ણુના લોકને પામે છે એ વાત નિસંશય છે ત્યારે ધર્માત્મા અને પવિત્ર

अपिपापसमाचारःकिंपुनर्धार्मिकःशुचिः ॥ ४३ दुर्लभाद्वारकापुत्र
दुर्लभंगोमतीजलं ॥ दुर्लभंजागरंरात्रौदुर्लभंकृष्णदर्शनं ॥ ४४ ॥

इति श्रीस्कंदपुराणे श्रीमार्कंडेयप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये चक्रतीर्थमहात्म्यं नाम सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

માણસ તેવા પાષાણને છાતી ઉપર રાખવાથી વિષ્ણુના લોકને પામે તેમાં શું કેહેવું. ૪૩ હે પુત્ર ! પ્રથમ તો દ્વારકાજ દુર્લભ છે, તેમાં ગોમતીનું જળ દુર્લભ છે, રાત્રે જાગરણ દુર્લભ છે અને શ્રીકૃષ્ણનું દર્શન પણ દુર્લભ છે. (આ બારવાનાં ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય છે.)

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'ચક્રતીર્થ માહાત્મ્ય' એવા નામનો સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

## ॥ अष्टत्रिंशत्तमोऽध्यायः ॥

॥श्रीप्रल्हादउवाच॥द्वारकायास्तुमाहात्म्यंशृणुतातमयोदितं॥
शृण्वतोगदतश्चापिमुक्तिःकृष्णाद्भवेद्ध्रुवं ॥ १ ॥ विष्णुभक्तश्चयःपुत्र
स्तंपुत्रंकवयोविदुः ॥ यत्किंचित्कुरुतेपापंपुरुषोलाभमोहितः ॥ २ ॥
निर्दहेत्पदमात्रेणद्वारकागमनेनच ॥ देहेभवंतिरोमाणियावंतिपुरुष
स्यहि ॥ ३ ॥ तावद्युगानिवसतेस्वर्गेकृष्णपुरींगतः ॥ किंपुनर्ब्राह्मणा
भक्त्याकलौकृष्णस्ययेरताः ॥ ४ ॥ श्वपचाद्योपितेधन्यायेगताद्वार

### અધ્યાય ૩૮ મો.

પ્રલ્હાદજી કેહે છે–હે પુત્ર ! હું દ્વારકાનું માહાત્મ્ય કહું છું તે સાંભળો. એ સાંભળે અથવા તેનો પાઠ કરે તેને ભગવાનની કૃપાથી અવશ્ય મોક્ષ મળે છે. ॥ ૧॥ જે પુત્ર વિષ્ણુનો ભક્ત હોય તેજ સુપુત્ર કેહેવાય એમ વિદ્વાનો સમજે છે. લાલચથી મોહ પામેલો પુરૂષ જે કાંઈ પાપ કરે છે તે સઘળું પાપ દ્વારકા જવાને વાસ્તે પગલું ભરવાથી મટી જાય છે. દ્વારકામાં ગએલો ગમે તે માણસ પુરૂષના શરીરમાં જેટલા રૂવાડાં હોય છે તેટલા યુગો સુધી સ્વર્ગમાં વસે છે ત્યારે કલિયુગમાં ભગવાનની ભક્તિથી જે બ્રાહ્મણો દ્વારકામાં રેહે છે તેઓનાં પાપ નજ હોય તેમાં શું કેહેવું. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ જે ચાંડાલાદિક દ્વારકામાં જાય તેઓને ભાગ્યશાળી સમજવા

कापुरी ॥ वैशाखेयेचकुर्वंतिद्वादशींकृष्णसंनिधौ ॥ ५ ॥ शुक्लपक्षेऽथवाकृष्णेरात्रौजागरणान्विते ॥ क्रीडनंगोकुलस्यैवक्रीडांगोपीजनस्यच ॥ ६ ॥ कृष्णावतारकर्माणिश्रोतव्यानिपुनःपुनः ॥ नयंतेविष्णुलोकंतुकुलकोटिशतंनराः ॥ ७ ॥ पठेद्भागवतंरात्रौपुराणंदयितंहरेः ॥ द्वारकायाश्चमाहात्म्यंयत्रयत्रास्थितोनरः ॥ ८ ॥ पठतेशृणुतेवापिद्वारकायाःसमुद्भवं ॥ सकलंफलमाप्नोतिद्वारकागमनादिकं ॥ ९ ॥ सेवंतेसर्वतीर्थानियावज्जीवंतुभक्तितः ॥ तत्फलंसमवाप्नोतिद्वारकायांदिनेदिने ॥ १० ॥ पुत्रब्रह्मसमोदेशऋषिदेशःसउच्यते ॥ मध्यदेशःसविज्ञेयोयत्रजागरणंहरेः ॥ ११ ॥ ब्रह्मवार्त्ताधिकोदेशआर्यदेशोविशेषतः ॥ मध्यदेशोमहाभागशालग्रामशिलाग्रतः ॥ १२ ॥ तन्म्लेच्छसदृशंस्थानंपवित्रंतुपरित्यजेत् ॥ शालग्रामशिलानैवयत्रभागवतानहि ॥ १३ ॥ त्यजेत्तीर्थंमहापुण्यंपुण्यमायतनंत्यजेत् ॥ त्यजेत्पुण्यंतथारण्यंयत्रनद्वादशीव्रतं ॥ १४ ॥ सुदेशोऽपिभवेन्निंद्योवैष्णवा

જોઈએ. જેઓ વૈશાખના શુકલપક્ષમાં અથવા કૃષ્ણપક્ષમાં શ્રીકૃષ્ણની પાસે એકાદશીનું વ્રત કરે, રાતે જાગરણ કરે, ગોકુલ સંબંધી લીલાને અને ગોપીઓ સાથેની ક્રીડાને ભજવી દેખાડે તથા વારંવાર ભગવાનના અવતારની લીલાઓને સાંભળે તેઓ પોતાની સેંકડો કરોડ પેહેડીઓના પૂર્વજોને વિષ્ણુના લોકમાં લઈ જાય છે. ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥ બીજા દેશમાં એકાદશીનું જાગરણ કર્યું હોય તો પણ તેમાં રાતે ભગવાનને પ્યારા ભાગવત પુરાણનો અને દ્વારકાના માહાત્મ્યનો પાઠ કરવો. ॥ ૮ ॥ દ્વારકાના માહાત્મ્યનો પાઠ કરે અથવા સાંભળે તો પણ દ્વારકામાં જવાના સંપૂર્ણ ફળને પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥ જીવતાં સુધી ભક્તિપૂર્વક સઘળાં તીર્થોનું સેવન કરવાથી જે ફળ થાય તે ફળ દ્વારકામાં દિવસે પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥ હે પુત્ર ! જે પ્રદેશમાં એકાદશીનું જાગરણ થાય તે પ્રદેશ બ્રહ્માના દેશ જેવો, ઋષિઓના દેશ જેવો અને મધ્યદેશ જેવો છે એમ સમજવું. ॥ ૧૧ ॥ જ્યાં શાલિગ્રામની શિલા હોય તે પ્રદેશ આર્યદેશ રૂપ છે, મધ્યદેશ રૂપ છે અને બ્રહ્માવર્ત્ત કરતાં પણ અધિક છે એમ સમજવું. ॥ ૧૨ ॥ જ્યાં શાલિગ્રામની શિલા ન હોય અને જ્યાં વૈષ્ણવો ન હોય તે સ્થાનક પવિત્ર હોય તો પણ તેને મ્લેચ્છોના દેશ જેવું ગણીને છોડી દેવું. ॥ ૧૩ ॥ જ્યાં એકાદશીનું વ્રત ન થતું હોય તે તીર્થ, ક્ષેત્ર કે અરણ્ય મહાપવિત્ર હોય તો પણ તેઓને છોડી દેવાં. ॥ ૧૪ ॥ જ્યાં વૈષ્ણવો કે એકાદશીનું વ્રત ન હોય તે દેશ ઉત્તમ હોય તો પણ નિંદા કરવા યોગ્ય છે અને કલિયુગમાં જ્યાં

नहरेर्व्रतं ॥ कुदेशोऽपिभवेत्पूतोयत्रभागवताःकलौ ॥ १५ ॥ संकीर्णयोनयःपूतायेभक्तामधुसूदने ॥ म्लेच्छतुल्याःकुलीनास्तेयेऽभक्तामधुसूदने ॥ १६ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

એ વ્રત અને વૈષ્ણવો હોય તે દેશ અધમ હોય તો પણ પવિત્ર છે. ॥ ૧૫ ॥ જેઓ પોતે વર્ણસંકર છતાં પણ ભગવાનના ભક્ત હોય તેઓને પવિત્ર સમજવા અને જેઓ ઉત્તમ કુલના છતાં પણ ભગવાનના અભક્ત હોય તેઓને મ્લેચ્છ જેવા સમજવા. ॥ ૧૬ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'વજ્રલેપ પાપહર' એવા નામનો આડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकोनचत्वारिंशत्तमोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ हैमवत्यैपुराप्रोक्तंकैलासेशूलपाणिना ॥ नारदस्यपुराप्रोक्तंब्रह्मणामत्समीपतः ॥ १ ॥ गुरुणावज्रहस्तायकथितंपृच्छतेपुरा ॥ द्वादशीजागरेप्रोक्तंफलंपुत्रमयातव ॥ २ ॥ तत्त्वंकुरुष्वभद्रंतेजागरंविष्णुवासरे ॥ यत्फलंजागरेविष्णोःसम्यग्जागरणेकृते ॥ ३ ॥ द्वारकायांतुलभतेदिनैकेनकलौनरः ॥ येवसंतिनरास्तत्रपक्षंमासंतुवत्सरं ॥ ४ ॥ योगिनोऽपिनजानंतिफलंरुद्रादयःसुराः ॥

### અધ્યાય ૩૯ મો.

પ્રલ્હાદજી કેહે છે—હે પુત્ર! એકાદશીનું જાગરણ કરવાનું જે ફળ પૂર્વે કૈલાસ પર્વતમાં સદાશિવે પાર્વતીને કહ્યું હતું, બૃહસ્પતિએ ઇંદ્રના પુછવાથી ઇંદ્રને કહ્યું હતું અને બ્રહ્માએ મારા સમીપમાં નારદજીને કહ્યું હતું તે ફળ મેં તમારી પાસે કહ્યું. ॥ ૧ ॥ ૨ ॥ તમે પણ એકાદશીનું જાગરણ કરતા જાઓ. પ્રત્યેક એકાદશીનું સારી રીતે જાગરણ કરવાથી જે ફળ મળે તે ફળ દ્વારકામાં એક દિવસે જાગરણ કરવાથી મળે છે. દ્વારકામાં પખવાડીઆ સુધી, મહીના સુધી કે વર્ષ સુધી રહે-

नशक्नोतिपदागंतुंद्वारकायांतुमानवः ॥ ५ ॥ माहात्म्यंपठनीयंतुद्वा
रकासंभवंगृहे ॥ दातव्यंवैष्णवानांतुश्रोतव्यंभक्तिभावतः ॥ ६ ॥ शा
लग्रामशिलाग्रेतुयेप्रकुर्वंतिजागरं ॥ यामेयामेफलंप्रोक्तंकोटिदेवसमु
द्भवं ॥ ७ ॥ पक्वान्नंयेप्रकुर्वंतिहविर्धान्यसमुद्भवं ॥ जागरेपद्मना
भस्यघृतेनैवतुपाचितं ॥ ८ ॥ वर्तिद्वयसमायुक्तंदीपंघृतसमन्वित
म् ॥ यःकुर्याज्जागरेविष्णोःशालग्रामशिलाग्रतः ॥ ९ ॥ करोतिनृत्य
वाद्यंचलोकानांरंजनायच ॥ सगांधर्वंपठेच्छास्त्रंवीणामृदुस्वनंतथा ॥
॥ १० ॥ चंदनंतुसकर्पूरंकृष्णागरुविमिश्रितं ॥ विधिनानेनयःकुर्या
द्यत्रतत्रस्थितोऽपिसन् ॥ ११ ॥ बलेवित्तानुसारेणपद्मनाभस्यजा
गरे ॥ तस्यपुण्यंप्रवक्ष्येऽहंसमासेनमहत्फलं ॥ १२ ॥ विस्तारादस
मर्थाहिरुद्रेंद्रवेधसादयः ॥ वाराणस्यांकुरुक्षेत्रेमथुरायांत्रिपुष्करे ॥
॥ १३ ॥ अयोध्यायांप्रभासेचश्रीरंगस्यापिदर्शने ॥ प्रयागेतीर्थरा
जेचगंगासागरसंगमे ॥ १४ ॥ शुक्लतीर्थेभृगुक्षेत्रेश्रीस्थलेमुक्तिसंज्ञ
के ॥ ग्रामेग्रामेपुरेवापियत्फलंपरिकीर्तितं ॥ १५ ॥ पुण्यारण्येषुस

નારાઓને જે ફળ થાય છે તેની સંખ્યાને યોગીઓ અને રૂદ્ર આદિ દેવતાઓ પણ જાણતા નથી. દ્વારકામાં ન જઈ શકાય તો માણસે ઘરમાં પણ દ્વારકામાહાત્મ્યનો પાઠ કરવો, વૈષ્ણવોને તે પુસ્તકનું દાન દેવું અને ભક્તિભાવથી સાંભળવું. ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥ જેઓ શાલિગ્રામની શિલાની પાસે જાગરણ કરે તેઓને એક પોહોરે કરોડ દેવતાઓની પૂજા કર્યાનું ફળ થાય છે. ॥ ૭ ॥ જેઓ એકાદશીના જાગરણમાં શાલિગ્રામની શિલાની પાસે ઘીમાં પકાવેલા ઉત્તમ ધાન્યના પકવાન્નનું નૈવેદ્ય ધરે, બે વાટવાળો ઘીનો દીવો કરે, લોકોને રાજી કરવા વાસ્તે નાચ કરે, વાજાં વગાડે, ગાયન કરે, શાસ્ત્ર વાંચે, વીણાનો કોમળ શબ્દ કરે અને ॥૮॥૯॥૧૦॥ ભગવાનને અગરૂ તથા કપૂર સહિત ચંદનનું લેપન કરે તેઓને પ્રત્યેક પોહોરે કરોડ દેવનું પૂજન કર્યાનું ફળ થાય છે. હે બળિરાજા! ભગવાનના જાગરણમાં પોતાના ધન પ્રમાણે ગમે તે દેશમાં પણ જે માણસ ઉપર પ્રમાણે વિધિ કરે તે માણસને જે મોટું ફળ થાય છે તે હું સંક્ષેપથી કહું છું. ॥ ૧૧ ॥ ૧૨ ॥ વિસ્તારથી કેહેવાને તો રૂદ્ર, ઈંદ્ર તથા બ્રહ્માદિક પણ સમર્થ નથી. કાશીમાં, કુરૂક્ષેત્રમાં, મથુરામાં ત્રણે પુષ્કરમાં, અયોધ્યામાં પ્રભાસમાં, શ્રીરંગજીમાં, તીર્થોના રાજા પ્રયાગમાં, ગંગા સાગરના સંગમમાં, શુક્લતીર્થમાં, ભરૂચમાં, શ્રીસ્થલમાં, મુક્તિ સ્થલમાં, સઘળાં પવિત્ર અરણ્યોમાં, સઘળાં દેવક્ષેત્રોમાં, ગામો ગામમાં અને નગરો નગરમાં લાખો યજ્ઞો, લાખો

वैषुदेवतायतनेषुच ॥ कृतैर्यज्ञायुतैस्तत्रव्रतदानैश्चपुष्कलैः॥ १६ ॥
वेदैरधीतैर्यत्पुण्यंपुराणैश्चावगाहनैः ॥ यत्फलंमुनिभिःप्रोक्तंवेदव्यासे
नपुत्रक ॥ १७ ॥ तत्फलंजागरेविष्णोःपक्षयोःशुक्लकृष्णयोः ॥ गृ
हेसंतिष्ठतेयस्यमाहात्म्यंदैत्यनायक ॥ १८ ॥ द्वारकायाःसमुद्भूतं
सांनिध्यंकेशवस्यच ॥ रुक्मिणीसहितःकृष्णोनित्यंवसतितद्गृहे॥
॥ १९ ॥ ददातिवांछितान्कामान्परत्रेहचकेशवः ॥ योगक्षेमंचकु
रुतेनित्यंतस्यजनार्दनः ॥ २० ॥ कुलेननारकीतस्यप्रेतत्वंनैवाविद्य
ते ॥ द्वारकायास्तुमाहात्म्यंयःपठेत्कृष्णसंनिधौ ॥ २१ ॥ पुनर्नयो
निमभ्येतिब्रह्मवासरसप्तकं ॥ द्वारकायास्तुमाहात्म्यंलिखितंयस्यवे
श्मनि ॥ २२ ॥ निवसंतिचसंतुष्टाःपितरोविष्णुसंनिधौ ॥ गृहेसंति
ष्ठतेनित्यंमथुराद्वारकागया ॥ २३ ॥ अवंतीचतथाकाशीप्रयागकुरु
जांगलं ॥ त्रिपुष्करंनैमिषंचगंगाद्वारंचशूकरं ॥ २४ ॥ शुक्लतीर्थंप्र
यागंचभृगुक्षेत्रंतथैवच ॥ चंडीशंचैवकेदारंतथारुद्रमहालयं ॥ २५॥
ॐकारंशूलभेदंचभूतेशंसोमनायकं॥दशाश्वमेधंशुभ्रंचतीर्थंपापविमो

દાનો તથા લાખો વ્રતો કરવાથી જે ફળ થાય છે તે ફળ ઉપર પ્રમાણે જાગરણ કરનારાને થાય છે. ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥ હે પુત્ર! મુનિઓએ અને વેદ વ્યાસે વેદોના તથા પુરાણોના અધ્યયનથી અને સઘળાં તીર્થોમાં નાહવાથી જે ફળ થવાનું કહ્યું છે તે ફળ શુક્લપક્ષ તથા કૃષ્ણપક્ષમાં એકાદશીનું જાગરણ કરવાથી થાય છે- હે દૈત્યોના રાજા! જેના ઘરમાં દ્વારકામાહાત્મ્યનું પુસ્તક ।૧૭૧૮। તથા શાલિગ્રામની શિલા હોય તેના ઘરમાં સર્વદા રૂક્મિણી સહિત ભગવાન વસે છે. ॥ ૧૯ ॥ એ ભગવાન આ લોકમાં તથા પરલોકમાં સઘળા મનોરથોને પૂર્ણ કરે છે અને સર્વદા યોગક્ષેમ પણ કરે છે. ॥ ૨૦ ॥ એમાં કુળનો કોઈ પણ જણ નરકમાં રેહેતો નથી અને પ્રેત પણ થતો નથી. જે માણસ શાલિગ્રામની પાસે દ્વારકામાહાત્મ્યનો પાઠ કરે તેને બ્રહ્માના સાત દિવસો સુધી ગર્ભવાસ થતો નથી. જેના ઘરમાં લખેલા દ્વારકામાહાત્મ્યનું પુસ્તક હોય તેના પિતૃઓ વિષ્ણુની પાસે ભારે આનંદથી રેહે છે. મથુરા, દ્વારકા, ગયા, ઉજ્જેણ, કાશી, પ્રયાગ, કુરૂક્ષેત્ર, ત્રણે પુષ્કર, નૈમિષારણ્ય, હરિદ્વાર, શૂકરક્ષેત્ર, શુક્લતીર્થ, ભરૂચ, ચંડીશક્ષેત્ર, કેદાર ક્ષેત્ર, રૂદ્રમહાલય, ઓંકારક્ષેત્ર, શૂલભેદક્ષેત્ર, ભૂતેશ ક્ષેત્ર, સોમનાથ, દશાશ્વમેધ, શુભ્રતીર્થ, કણવીરક્ષેત્ર, દેવેશક્ષેત્ર, શિવના સ્થાનરૂપ અવિમુક્ત, બ્રહ્મા આદિ સઘળા દેવતાઓ, સઘળા નાહનાં મોટા તીર્થો અશ્વમેધ આદિ યજ્ઞો, પિતૃઓ, પાર્ષદો, ગંધર્વો, મુનિઓ,

चनं ॥२६॥ कणवीरंचदेवेशमविमुक्तंशिवालयं ॥ ब्रह्मादयःसुरगणा
गृहेतिष्ठंतिसर्वशः ॥ २७ ॥ तीर्थानियानिकानिस्युरश्वमेधादयोम
खाः ॥ पितरोगणगंधर्वामुनयःसिद्धचारणाः ॥ २८ ॥ नागराज
स्त्वनंताख्यःसर्पराजश्चवासुकिः ॥ एतत्सर्वगृहेनित्यंद्वारकापुस्तकं
यदि ॥ २९ ॥ एवंभागवतंशास्त्रंगृहेयस्यसदाभवेत् ॥ नतस्यपुन
रावृत्तिर्ब्रह्मणोदिनमेवहि ॥ ३० ॥ यथाभागवतंशास्त्रंतथाभागव
तोनरः ॥ उभयोरंतरंनास्तितथाविकेशवस्यच ॥ ३१ ॥ तुष्टेभाग
वतेविष्णुःप्रीतोभवतिदैत्यज ॥ तस्मात्केशवतुष्ट्यर्थवैष्णवंपरिपूज
येत् ॥ ३२ ॥ द्वारकादर्शनंयस्तुकरोतिजन्मवासरे ॥ किंतस्यबहु
भिर्दानैस्तीर्थैर्बहुविधैरपि ॥ ३३ ॥ रसविक्रयकर्ताचनीलीक्षेत्रस्य
वापकः ॥ विप्रस्यसुकृतंनास्तिदानकालेबहिष्कृतः ॥ ३४ ॥ नश्य
तेसुकृतंचैववैष्णवानांतुनिंदया ॥ वैष्णवानांनयच्छंतिदानंवैपुरुषा
धमाः ॥ ३५ ॥ नविष्णुस्तोषमायातिदशमन्वंतराणिवै ॥ पूजितो
भगवान्विष्णुर्जन्मांतरशतैरपि ॥ ३६ ॥ प्रसीदतिनविश्वात्मावैष्ण

સિદ્ધલોકો, ચારણલોકો, નાગલોકના રાજા શેષનાગ અને સર્પોનો રાજા વાસુકિ એ-
ઓ સર્વે જે ઘરમાં સખેલું દ્વારકામાહાત્મ્યનું પુસ્તક હોય તે ઘરમાં સર્વદા રેહે છે.
॥ ૨૧ ॥ ૨૨ ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ એ પ્ર-
માણે જેના ઘરમાં સર્વદા ભાગવત પુરાણ રેહેતું હોય તેને બ્રહ્માના એક દિવસ સુ-
ધી બ્રહ્મલોકમાંથી પાછું ફરવું પડતું નથી. ॥ ૩૦ ॥ જેવો ભાગવતનો મહિમા છે તે-
વોજ વૈષ્ણવનો મહિમા છે. ભાગવતમાં, વૈષ્ણવમાં અને વિષ્ણુમાં કાંઈ પણ ભેદ
નથી. ॥ ૩૧ ॥ હે બલિરાજા ! વૈષ્ણવ પ્રસન્ન થાય તો વિષ્ણુ પ્રસન્ન થાય છે એટલા
માટે વિષ્ણુને પ્રસન્ન કરવા સારૂ વૈષ્ણવની પૂજા કરવી. ॥ ૩૨ ॥ જે માણસ જ-
ન્માષ્ટમીને દિવસે દ્વારકાનું દર્શન કરે તેને અનેક પ્રરકારનાં દાનો અને તીર્થો કરવાનું
કાંઈ પ્રયોજન નથી. ॥ ૩૩ ॥ જે બ્રાહ્મણ રસને કે ગળીને વેંચતો હોય તેને દાન
દેવાથી પુણ્ય થતું નથી. એવા બ્રાહ્મણને દાનથી બહિષ્કૃતજ સમજવો. ॥ ૩૪ ॥
વૈષ્ણવોની નિંદા કરવાથી પણ પુણ્યનો નાશ થાય છે. જે અધમ પુરૂષો વૈષ્ણવોને
દાન ન આપે તેઓના ઉપર દશમન્વંતર સુધી ભગવાન પ્રસન્ન થતા નથી. સૈકડો
જન્માંતર સુધી વિષ્ણુની પૂજા કરી હોય તો પણ વૈષ્ણવનું અપમાન કરવામાં આવે
તો વિષ્ણુ ભગવાન પ્રસન્ન થતા નથી. જે માણસ દેવના કાર્યવિના પીપળાને કાપે
તેને પાનડે પાનડે બ્રહ્મહત્યા આદિ પાપ લાગે છે. હે દૈત્યોના રાજા ! જે અધમ

वेचापमानिते ॥ अश्वत्थच्छेदनंयोवैदेवकार्यविनानरः ॥ ३७ ॥
ब्रह्महत्यादिकंपापंपत्रेपत्रेप्रकीर्तितं ॥ छेदनायप्रयच्छेतसूर्यवृक्षं
नराधमः ॥ ३८ ॥ सप्तजन्मानिदैत्येंद्रकुष्ठीभवतिपापकृत ॥ रवे
र्नगंनरायेवैपापपंकेह्यधिष्ठिताः ॥ ३९ ॥ छेदयंतिमहाभागश्रृणुपा
पंवदामितत् ॥ कृतेकुठारघातेवैएकैकस्मिन्वनेनगे ॥ ४० ॥ मन्वं
तराणितावंतिरौरवेवसतिध्रुवं ॥ नपूजांनार्घदानंतुव्रतंगृह्णातिभा
स्करः ॥ ४१ ॥ छेदापकस्यकल्पंतुछेदकस्यतथैवच ॥ सप्तजन्मा
निदारिद्र्यंविजातित्वंसरोगता ॥ ४२ ॥ छेदितेसूर्यवृक्षेतुसूर्येणोक्तं
स्वयंपुरा ॥ शशिक्षयेविशेषेणनच्छिदेतवनस्पतिं ॥ ४३ ॥ पत्रेषु
ष्पेफलेचैवब्रह्महत्याफलंलभेत् ॥ वसतेसप्तकल्पानिपुरेवैवस्वत
स्यहि ॥ ४४ ॥ सूर्यवृक्षस्यकाष्ठेनयत्कृतंमंदिरादिकं ॥ नोन्नतिं
यांतिकार्याणिनपुण्यंभवतिकचित् ॥ ४५ ॥ रोपयेत्पालयेद्योवै
सूर्यवृक्षंनरोत्तमः ॥ सप्तकल्पान्वसेत्पौत्रसमीपेभास्करस्यहि ॥४६॥
रोपितैर्देववृक्षैस्तुयत्फलंलक्षकोटिभिः ॥ बिल्ववृक्षेक्षणैकेनतत्फलंरो

માણસ આકડાના ઝાડને કાપવા સારૂ આપે તે પાપી સાત જન્મ સુધી કોઢીઓ થાય છે. પાપરૂપી કાદવમાં ઘુંચેલા જે લોકો આકડાના ઝાડને કાપે છે તેઓને જે પાપ લાગે છે. તે કહું છું સાંભળો. ॥ ૩૫ ॥ ૩૬ ॥ ૩૭ ॥ ૩૮ ॥ ૩૯ ॥ ૪૦ ॥ વનમાં આકડાના ઝાડ ઉપર જેટલા કુહાડાના ઘા કરવામાં આવે તેટલા મન્વંતરો સુધી અવશ્ય રૌરવ નરકમાં રહેવું પડે છે. આકડાને કપાવનાર અને કાપનાર માણસ જો સૂર્યની પૂજા, અર્ઘદાન કે વ્રત કરે તો તેને સૂર્ય સ્વીકારતા નથી અને તે ઉપરાંત સાત જન્મ સુધી દારિદ્ય, નીચ જાતિપણું અને રોગીપણું પ્રાપ્ત થાય છે. ॥ ૪૧ ॥ ॥ ૪૨ ॥ આકડાના વૃક્ષને કાપવાથી અને કપાવવાથી એવાં પાપ લાગે છે એ પૂર્વે સૂર્યેજ કહેલું છે. વિશેષે કરી અમાવસ્યાને દિવસે કોઈ પણ ઝાડને કાપવું નહીં. ॥ ૪૩ ॥ જો કાપે તો પ્રત્યેક પાનડે, પ્રત્યેક ફુલે અને પ્રત્યેક ફૂલે બ્રહ્મહત્યાનો દોષ લાગે છે અને તે ઉપરાંત સાત કલ્પ સુધી યમપુરીમાં રહેવું પડે છે. ॥ ૪૪ ॥ જે માણસ આકડાનો ઘર વગેરેમાં ઉપયોગ કરે તેનું કાંઈ કામ ચડતી સ્થિતિમાં આવતું નથી. અને કાંઈ સતુકર્મનું ફળ થતું નથી. ॥ ૪૫ ॥ જે ઉતમ માણસ આકડાને વાવે અને પાળે તે માણસ સાત કલ્પ સુધી સૂર્યલોકમાં વસે છે. ॥ ૪૬ ॥ લાખો અને કરોડો આકડા વાવવાથી જે ફળ થાય તે ફળ બીલીનું એક ઝાડ વાવવાથી

१ कुर्यादितिशेषः

पितेभवेत् ॥ ४७ ॥ धात्रीद्रुमेऽप्येवमेवफलंभवतिरोपिते ॥ तुलसीरोपणेऽप्येवमधिकंचापिसुव्रत ॥ ४८ ॥ प्रत्यहंपिंडदानेनपितृणांतुगयाशिरे ॥ प्रीतिर्भवतिसानित्यंगोमत्यांप्लवनेकलौ ॥ ४९ ॥ सोमग्रहसहस्रैस्तुप्रभासेयत्फलंभवेत् ॥ तत्फलंशतसाहस्रंसकृत्कृष्णस्यदर्शनात् ॥ ५० ॥ सूर्यग्रहणलक्षैस्तुयत्फलंकुरुजांगले ॥ द्वारकादर्शनेनापिफलंकोटिगुणंभवेत् ॥ ५१ ॥ प्रयागेवसतांपुण्यंशतमन्वंतराणिवै ॥ कलौतद्वासरार्धेनभवेत्कृष्णावलोकनात् ॥ ५२ ॥ यत्पुण्यंषट्पुरीवासेपुरेवानंदसंज्ञके ॥ वर्षकोटिसहस्रैस्तुकलौकृष्णस्यदर्शनात् ॥ ५३ ॥ शक्तोहिद्वारकांगंतुंमानवोनहिपुत्रक ॥ कृष्णदर्शनजंपुण्यंमाहात्म्यंशृण्वतोभवेत् ॥ ५४ ॥

**इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये 'माहात्म्यकथनो' नाम एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥**

થાય છે. ॥ ૪૭ ॥ આમળીનું ઝાડ વાવવાથી પણ એ પ્રમાણેજ ફળ થાય છે. તુલસીનું ઝાડ વાવવામાં આવે તો એટલું અને એથી અધિક પણ ફલ થાય છે. ॥ ૪૮ ॥ ગયાજીમાં નિત્ય પિંડદાન કરવાથી પિતૃઓને જેવી તૃપ્તિ થાય તેવી તૃપ્તિ કલિયુગમાં નિત્ય ગોમતીમાં નાહાવાથી થાય છે. ॥ ૪૯ ॥ પ્રભાસમાં હજારો ચંદ્રગ્રહણ કરવાથી જે ફળ થાય તેથી લાખગણું ફળ એકવાર દર્શન કરવાથી થાય છે. ॥ ૫૦ ॥ કુરૂક્ષેત્રમાં લાખ સૂર્યગ્રહણ કરવાથી જે ફળ થાય તેથી કરોડગણું ફળ દ્વારકાનું દર્શન કરવાથી થાય છે. ॥ ૫૧ ॥ પ્રયાગમાં સોમન્વંતર સુધી રેહેવાથી જે ફળ થય તે ફળ કલિયુગમાં શ્રીકૃષ્ણનું દર્શન કરવાથી અરધા દિવસમાં થાય છે- ॥ ૫૨ ॥ અયોધ્યા આદિ છ પુરીઓમાં હજાર કરોડ વર્ષ પર્યંત રેહેવાથી જે ફળ થાય તે ફળ કલિયુગમાં શ્રીકૃષ્ણનું દર્શન કરવાથી થાય છે. ॥ ૫૩ ॥ હે પુત્ર ! જે માણસ દ્વારકામાં જવાને અસમર્થ હોય તેને દ્વારકામાહાત્મ્ય સાંભળવાથી શ્રીકૃષ્ણનાં દર્શન કરવાનું પુણ્ય થાય છે. ॥ ૫૪ ॥

**ઇતિ શ્રી સ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યને 'માહાત્મ્યકથન' એવા નામનો ઓગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ.**

# ॥ चत्वारिंशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ सत्यंशौचंश्रुतंधर्मःसुशीलंचक्षमार्जवं॥ सर्वंचानिष्फलंतस्यद्वारकांनगतोयदि ॥ १ ॥ इज्याध्ययनदानानि तपःसत्यंक्षमाघृणा ॥ नकरोतिवृथासर्वंद्वादशींपक्षवर्द्धिनीं ॥ २ ॥ देवान्पितृन्ब्राह्मणांश्चभिक्षूनतिथिपंचमान् ॥ विशल्यांद्वादशींकुर्यात्प्रयातिपरमंपदं ॥ ३ ॥ हस्तप्राप्तश्चतैःस्वर्गःपूज्यंतेदैवतैरपि ॥ मनसाकामितायैस्तुद्वारकाश्रयबुद्धिभिः ॥ ४ ॥ अमरत्वंचतेयांति नतत्रास्तिविचारणा ॥ द्वारकाकलिकालेतुप्रातरुत्थायकीर्तिता॥५॥ सर्वपापविनिर्मुक्ताःस्वर्गंयांतिनसंशयः ॥ रोहिणीसंयुतायेनद्वादशी नह्युपोषिता ॥ ६ ॥ महापातकसंयुक्तोकल्पांतंनरकंव्रजत्॥ एकादशींप्रकुर्वंतिदशमीसंगदूषितां ॥ ७ ॥ जन्मप्रभृतियच्चापिनरैर्वैसुकृतंकृतं ॥ भस्मीभवतितत्सर्वंसुकृतंपूर्वसंयुतं ॥ ८ ॥ दावाग्निनेवसंदग्धासपुष्पफलसंयुता ॥ भस्मीभवतिसावाणीनस्तौतियाहरे

## અધ્યાય ૪૦ મો.

પ્રલ્હાદજી કેહે છે—જે માણુસ દ્વારકામાં ન જાય તેનાં સત્ય, પવિત્રતા, શાસ્ત્રોનું શ્રવણ, ધર્મ, સારૂં શીલ, ક્ષમા અને સરલતા એ સઘળાં નિષ્ફલ થાય છે. ॥૧॥ જે માણુસ પક્ષવર્દ્ધિની દ્વાદશી ન કરે તેનાં યજ્ઞ, અધ્યયન, તપ, સત્ય, ક્ષમા અને દયા એ સઘળાં નિષ્ફલ થાય છે. ॥ ૨ ॥ દેવ, પિતૃ, બ્રાહ્મણ, ભિક્ષુક અને અતિથિ એઓના પૂજન પણ પક્ષવર્દ્ધિનીના વ્રતવિના વ્યર્થ જાય છે. જે માણુસ દશમીના વેધવગરની એકાદશી કરે તે પરમપદમાં જાય છે. ॥ ૩ ॥ જે માણુસો દ્વારકાનો આશ્રય કરવાનું ધારી મનમાં પણ દ્વારકાની ઇચ્છા કરે તેઓને સ્વર્ગ હસ્તગત થાય છે અને ત્યાં દેવતાઓ પણ પૂજે છે. ॥ ૪ ॥ એઓને અમરપણાની પ્રાપ્તિ થાય છે એમાં સંશય નથી. જેઓ કલિકાલમાં સવારમાં ઉઠીને દ્વારકાનું નામ લીએ તેઓ સર્વ પાપોથી મુક્ત થઈને સ્વર્ગમાં જાય છે એમાં સંશય નથી. જેઓ રોહિણી નક્ષત્રવાળી દ્વાદશીનો ઉપવાસ ન કરે તેઓ મહાપાપથી યુક્ત થઈને એક કલ્પ સુધી નરકમાં પડે છે. જેઓ દશમીના વેધવાળી એકાદશી કરે તેઓનું જન્મભરનું અને પૂર્વજન્મોનું પુણ્ય પણ ભસ્મ થઈ જાય છે. ॥ ૫ ॥ ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ જેમ દાવાગ્નિથી બળેલી લતા ફુલ ફલ સહિત ભસ્મ થાય છે તેમ ભગવાનના ગુણોની સ્તુતિ

गुणान् ॥ ९ ॥ गृहेचनरकंतस्ययमदंडद्वितीयकं ॥ नयत्रपठ्यते नित्यंविष्णोर्नामसहस्रकं ॥ १० ॥ नरकंचभवेत्तस्यद्वितीयंयमशासनं ॥ नैवभागवतंयत्रपुराणंगीयतेकलौ ॥ ११ ॥ करपत्रैश्चपीड्यंतेसुतीव्रैर्यमशासनैः ॥ निंदांकुर्वंतियेपापावैष्णवानांमहात्मनां ॥ १२ ॥ त्यजकाशींत्यजगयांत्यजगंगांसरस्वतीं ॥ त्यजरेवांचयमुनांमथुरांत्यजदेविकां ॥ १३ ॥ अयोध्यांत्यजतापींचचंद्रभागांचगंडकीं ॥ क्षिप्रंत्यजकुरुक्षेत्रंपरमानंदमेवच ॥ १४ ॥ प्रभासंत्यजकावेरींत्यजगोदावरींतथा ॥ चंद्रभागांपयोष्णींचनदींचर्मण्वतींतथा ॥ १५ ॥ शतह्रदांचसरयूंत्यजशोणंमहानदं ॥ पयोष्णींतुंगभद्रांचसिंधुंचैवमहानदीं ॥ १६ ॥ क्षिप्रांवेत्रवतींचैवप्रयागंत्यजपुष्करं ॥ जंबूनदींकदंबांचत्दृदितोष्णींचकौशिकीं ॥ १७ ॥ विपाशांचस्वर्णरेखांनैमिषंत्यजदंडकं ॥ त्यजार्बुदवनंपुण्यंधर्मारण्यंमहावनं ॥ १८ ॥ सैंधवंत्यजवृंदाख्यमुत्कलावर्तकंत्यज ॥ अर्कस्थलंश्रीस्थलंचत्यजपौत्रभृगुस्थलीं ॥ १९ ॥ बदर्याख्यंमहापुण्यंपुण्यंव्यासाश्रमंत्यज ॥ गंगाद्वारंतीर्थराजंकुशावर्तंगयाशिरः ॥ २० ॥ पूर्वोदधिंतुकपिलंतिलकंनीलपर्वतं ॥ एवमादीनितीर्थानित्यक्त्वावैद्वारकांभज ॥ २१ ॥

वगरनी वाणी पण पोताना विषयो सहित भस्मरूप थाय छे. ॥ ९ ॥ जेना घरमां नित्य विष्णु सहस्र नामनो पाठ न थाय तेना घरमां यमदंड सहित नरक रहे छे एम समजवु. ॥ १० ॥ ज्यां कलियुगमां भागवतनां पाठ आदि न थतां होय त्यां नरक अने यमदंड बन्ने रहे छे. ॥ ११ ॥ जे पापीओ महात्मा वैष्णवोनी निंदा करे छे तेओ यमनी आज्ञाथी तीव्र करवतो वते चीराय छे. ॥ १२ ॥ काशी, गया, गंगा, सरस्वती, रेवा, यमुना, मथुरा, देविका, अयोध्या, तापी, चंद्रभागा, गंडकी, कुरुक्षेत्र, परमानंदक्षेत्र, प्रभास, कावेरी, गोदावरी, पयोष्णी, चर्मण्वती, शतद्रु, सरयू, शोणनद, तुंगभद्रा, सिंधु, महानदी, क्षिप्रा, वेत्रवती, प्रयाग, पुष्कर, जंबूनदी, कदंबा, हृदितोष्णी, कौशिकी, विपाशा, स्वर्णरेखा, नैमिषारण्य, दंडकारण्य, अर्बुदारण्य, धर्मारण्य, सैंधवारण्य, वृंदावन,, उत्कलावर्तक, अर्कस्थल, श्रीस्थल, भरूच, बदरिकाश्रम व्यासाश्रम, हरिद्वार, कुशावर्त्त, गयाजी, ॥ १३ ॥ १४ ॥ १५ ॥ १६ ॥ १७ ॥ ॥ १८ ॥ १९ ॥ २० ॥ पूर्वसागर, कपिलाश्रम, अने नीलपर्वत आदि सघळा तीर्थोने दइने तमे द्वारकानुंज सेवन करो. ॥ २१ ॥ के जे द्वारकामां रुक्मिणी सहि-

रुक्मिणीसहितःकृष्णोयत्रतिष्ठतिसर्वदा ॥ सप्तद्वीपवतींक्षोणींसं
तितीर्थानियानितु ॥ २२ ॥ द्वारकायांतुतिष्ठंतिसांनिध्यात्कंसहाय
तः ॥ येप्रकुर्वंतितिलकंगोपीचंदनसंज्ञकं ॥ २३ ॥ नतेषांपुनराव
त्तिर्विष्णुलोकंव्रजंतिते ॥ येपश्यंतिमहापुण्यांगोपीचंदनमृत्तिकां
॥ २४ ॥ विनापुण्येनगच्छंतिलोकान्कामदुघान्नराः ॥ येषांलला
टेतिलकंगोपीचंदनसंभवं ॥ २५ ॥ यमदूतैर्नावलोक्याःपापकोटि
शतैर्वृताः ॥ वैष्णवानांप्रयच्छंतिगोपीचंदनमृत्तिकां ॥ २६ ॥ यत्पु
ण्यंपुंड्रकान्नॄणांतत्सर्वंलभ्यतेनरैः ॥ यावत्तिष्ठंतिदेहेतुगोपीचंदनपुं
ड्रकं ॥ २७ ॥ निमिषेनिमिषेपुण्यंशतधेनुफलप्रदं ॥ गोपीचंदनमृ
त्स्नाभिःस्पृष्टंयस्यकलेवरं ॥ २८ ॥ पापकोटिशतैस्त्यक्तोजन्मायु
तत्रयैरपि ॥ गोपीचंदनपुंड्रेणद्वादश्यांजागरेकृते ॥ २९ ॥ विष्णो
र्नामसहस्रेणपतितोमुक्तिमाप्नुयात् ॥ द्वारकाद्वारकेत्याहप्रातरुत्थाय
योनरः ॥ ३० ॥ द्वारकासंभवंपुण्यंकीर्तनाल्लभतेहिसः ॥ येनित्यं
प्रातरुत्थायद्वादशीद्वादशीतिच ॥ ३१ तीर्थकोटिशतैःप्रोक्तंतेलभंते

ત શ્રીકૃષ્ણ સર્વદા રેહે છે. દ્વારકામાં શ્રીકૃષ્ણ સાનિધ્ય રેહે છે તેથી સાતે દ્વીપવાળી પૃથ્વીમાં જેટલાં તીર્થો છે તે સઘળાં દ્વારકામાં રેહે છે, જેઓ ગોપીચંદનનું તિલક કરે છે તેઓ વિષ્ણુલોકમાં જાય છે અને ત્યાંથી તેઓને પાછું ફરવું પડતું નથી. જેઓ મહાપવિત્ર ગોપીચંદનની માટીનાં દર્શન કરે છે તેઓ બીજાં પુણ્યો કર્યાવિના પણ ઇચ્છાને પૂર્ણ કરનારા લોકોમાં જાય છે. જેઓના કપાલમાં ગોપિચંદનનું તિલક હોય તેઓએ સૈકડો કરોડ પાપો કર્યાં હોય તો પણ યમના દૂતો તેઓની સામે જોઈ શકતા નથી. વૈષ્ણવોને ગોપીચંદનની માટી આપવામાં આવે તો ગોપીચંદનનું તિલક કરવાથી થતું સઘળું પુણ્ય પ્રાપ્ત થાય છે. ગોપીચંદનનું તિલક શરીરમાં જેટલી વાર સુધી રહે તેટલીવાર સુધી એક એક નિમેષે સો ગાયોનું દાન કરવાનું ફળ થાય છે. જેના શરીરને ગોપીચંદનની માટીનો સ્પર્શ થાય તે પુરૂષ દશ હજાર જન્મનાં સૈકડો પાપોથી છુટે છે. ગોપીચંદનનું તિલક કરી એકાદશીનું જાગરણ કરવામાં આવે અને વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવામાં આવે તો પતિતને પણ મુક્તિ થાય છે. ॥ ૨૨ ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ જે માણસ સવારમાં ઉઠીને 'દ્વારકા દ્વારકા' એમ બોલે ॥ ૩૦ ॥ તેને એ કીર્તનમાત્રથી દ્વારકાનું પુણ્ય મળે છે. જેઓ સવારમાં ઉઠીને નિત્ય (એકાદશી એકાદશી) એમ બોલે.॥૩૧॥

१ कीर्तयंतीत्यध्याहारः २ फलमित्यध्याहार्यम्.

दिनेदिने ॥ येनित्यंप्रातरुत्थायवैष्णवानांतुकीर्तनं ॥ ३२ ॥ कुर्वंतितेभागवताःकृष्णतुल्याःकलौयुगे ॥ ३३ ॥

इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये गोपीचंदनधारणफलकथनोनाम चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

તેઓને દિવસે દિવસે સેકડો કરોડ તીર્થોનું ફળ મળે છે. જેઓ સવારમાં ઉઠીને નિત્ય વૈષ્ણવોનાં નામ લિયે તે વૈષ્ણવો ॥ ૩૨ ॥ કલિયુગમાં શ્રીકૃષ્ણ જેવાજ છે એમ સમજવું. ॥ ૩૩ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો (ગોપીચંદન ધારણ ફલ કથન) એવા નામનો ચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकचत्वारिंशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ निहतेकौरवेसैन्येसर्वेयोधेक्षयंगते ॥ अर्जुनोभक्तियुक्तात्मागतोऽसौकृष्णसंनिधौ ॥ १ ॥ प्रदक्षिणंततः कृत्वाप्रणम्याशिरसाहरिं॥कृतांजलिपुटोभूत्वाइदंवचनमब्रवीत् ॥२॥ ॥ अर्जुनउवाच ॥ अद्यापिसंशयःकृष्णहृदयेममवर्तते ॥ शंखोद्धारफलंब्रूहिअनुग्राह्योभवाम्यहं ॥ ३ ॥ शंखिनोदर्शनादेव किंपुण्यंतुकुशेश्वरे ॥ रुक्मिणीकुंडकेचैवकिंपुण्यंप्रियमेलके ॥ ४॥ त्रिलोचनेतुकिंपुण्यंकिंपुण्यंतुकलिंजरे ॥ चतुर्मुखेतुकिंपुण्यंकिंपुण्यं ध्यानदर्शने ॥ ५ ॥

### અધ્યાય ૪૧ મો.

પ્રલ્હાદજી કેહે છે— મહાભારતના યુદ્ધમાં કૌરવોનું સૈન્ય હણાઈ ગયા પછી અને રાતે પાંડવોના સઘળા યોદ્ધાઓનો પણ ક્ષય થયા પછી ભક્તિવાળા અર્જુને શ્રીકૃષ્ણની પાસે જઈ પ્રદક્ષિણા કરી મસ્તકવતે પ્રણામ કરી હાથ જોડીને નીચે પ્રમાણે પુછયું. ॥ ૧ ॥ ૨ ॥

અર્જુન પુછે છે—હે શ્રીકૃષ્ણ! હજી સુધી શંખોદ્ધારના (બેટના) ફળ વિષે મારા મનમાં સંશય છે માટે જો હું તમારા અનુગ્રહનું પાત્ર હોઉં તો મારી પાસે તે ફળ કહો. ॥ ૩ ॥ શંખનારાયણના અને કુશેશ્વરના દર્શનથી શું ફળ થાય છે. રૂક્મિણીકુંડ, પ્રિયમેલક, ત્રિલોચન, કલિંજર, ચતુર્મુખ અને ધ્યાન દર્શન નામનાં તીર્થોથી શાશાં પુણ્ય થાય છે. ॥ ૪ ॥ ૫ ॥

॥ श्रीभगवानुवाच ॥ साधुसाधुमहाबाहोयन्मांत्वंपरिपृच्छसि ॥ अहंतेकथयिष्यामियत्सुरैरपिदुर्लभं ॥ ६ ॥ यस्यस्मरणमात्रेणसर्वपापंव्यपोहति ॥ शंखोद्धारसमतीर्थनभूतंनभविष्यति ॥७॥ प्रभासादीनितीर्थानिगंगाद्याःसरितस्तथा ॥ सागराःपर्वताःपुण्याःपुण्याःसर्वेद्रुमास्तथा॥८॥ अश्वमेधादयोयज्ञावेदास्तत्रनसंशयः॥इंद्रादिदेवताःसर्वाभृग्वादिऋषयस्तथा॥९॥गंधर्वास्तुंबराद्याश्चकुबेरश्चधनेश्वरः॥आदित्याद्याग्रहाःसर्वेशंखोद्धारेप्रतिष्ठिताः॥१०॥अश्विन्यादीनिऋक्षाणिअनंताद्याश्चपन्नगाः॥विष्वक्सेनाद्याश्चगणाब्रह्मविष्णुमहेश्वराः॥११॥ सिद्धयोऽप्सरसश्चैवशंखोद्धारेधनंजय ॥ अथकिंबहुनोक्तेनत्रैलोक्यंसचराचरं ॥ १२ ॥ सरक्षोगणगंधर्वापुरीद्वारावतीतथा ॥ तथाचसर्वतीर्थानिशंखोद्धारमिदंश्रिताः ॥ १३ ॥ ये स्मरंतिमनोवृत्त्याशंखोद्धारंगृहेस्थिताः ॥ नतेषांपुनरावृत्तिर्याब्रह्मांडसंप्लवं ॥ १४ ॥ चिंतयंतिसदानित्यंशंखोद्धारेतुशंखिनं ॥ कुलकोटिशतैर्युक्ताविष्णुलोकंव्रजंतिते ॥ १५ ॥ नावमारोहयेद्य

શ્રીકૃષ્ણ કેહે છે—હે મોટા વીર ! બહુ સારૂં. તમે મને પુછો છો માટે જે વિષય દેવતાઓને પણ દુર્લભ છે તે વિષય કહું છું. ॥ ૬ ॥ શંખોદ્ધાર જેવું તીર્થ બીજું કોઈ થયું નથી અને થવાનું પણ નથી. કારણ કે શંખોદ્ધારના સ્મરણ માત્રથીજ સઘળાં પાપોનો નાશ થાય છે. ॥ ૭ ॥ પ્રભાસ આદિ તીર્થો, ગંગા આદિ નદીઓ, સમુદ્રો, પવિત્ર પર્વતો, સર્વ પવિત્ર વનસ્પતિઓ, અશ્વમેધ આદિ યજ્ઞો, ચારે વેદ, ઈંદ્ર આદિ સઘળા દેવતાઓ, ભૃગુ આદિ ઋષિઓ, તુંબર આદિ ગંધર્વો, ધનના અધિપતિ કુબેર અને સૂર્ય આદિ ગ્રહો એ સર્વે શંખોદ્ધારમાં રહ્યાં છે એમાં સંશય નથી. ॥ ૮ ॥ ૯ ॥ ૧૦ ॥ અશ્વિની આદિ નક્ષત્રો, શેષ આદિ નાગો, વિષ્વક્સેન આદિ પાર્ષદો, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, સિદ્ધિઓ અને અપ્સરાઓ એ સઘળાં શંખોદ્ધારમાં રહ્યાં છે. હે અર્જુન ! ઝાઝું શું કહું. સ્થાવર જંગમ સહિત ત્રૈલોક્ય, રક્ષણ કરનારા રાક્ષસો તથા ગંધર્વો સહિત દ્વારકાપુરી અને સઘળાં તીર્થો શંખોદ્ધારમાં રહ્યાં છે. ॥ ૧૧ ॥ ૧૨ ॥ ૧૩ ॥ જે લોકો પોતાના ઘરમાં બેસીને પણ મનમાં શંખોદ્ધારનું સ્મરણ કરે તેઓને બ્રહ્માંડનો પ્રલય થતાં સુધી પાછો ભવનો ફેરો રેહેતો નથી. ॥ ૧૪ ॥ જેઓ સર્વદા શંખોદ્ધારમાં રહેલા શંખનારાયણનું સ્મરણ કરે તેઓ પોતાની સૈકડો કરોડ પેહેડીઓની સાથે વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૧૫ ॥ જે માણસ વાહાણમાં બેસી શંખોદ્ધારના દર્શન કરવા જાય તેને, જેમ દેવતાઓ શંકરને નમે છે તેમ

स्तुशंखोद्धारंचपश्यति ॥ समयावंदनीयस्तुयथादेवैस्तुशंकरः ॥१६॥ क्षीयतेयदिमार्गस्थःशंखोद्धारंनचेत्कृतं ॥ वल्लभस्तुसमेपार्थयथा श्रीश्चतथाह्यसौ ॥ १७ ॥ येनकेनप्रकारेणदूरस्थोवापिमानवः ॥ शंखोद्धारेमतिर्यस्यस्वर्गस्तेनह्युपार्जितः ॥ १८ ॥ किंगतेनकुरुक्षेत्रे वाराणस्यांतुनैमिषे ॥ स्वगृहेचिंतयेत्पार्थशंखोद्धारेतुशंखिनं ॥१९॥ यत्फलंतुसरस्वत्यांसूर्यग्रहणकोटिभिः ॥ तत्फलंनिमिषार्धेनशंखो द्धारस्यदर्शनात् ॥ २० ॥ योददातिगवांलक्षंब्राह्मणेवेदपारगे ॥ तत्फलंलभतेपार्थशंखोद्धारस्यदर्शनात् ॥ २१ ॥ योयतीन्भोजये द्भक्त्यानित्यमब्दशतंनरः ॥ शंखोद्धारेतुसंस्नातुःकलांनार्हतिषोडशीं ॥ २२ ॥ विष्णौतुष्टेकुरुश्रेष्ठतृप्ताःसर्वाश्चदेवताः ॥ सुरतृप्तौततःपार्थ पितॄणांतृप्तिरक्षया ॥ २३ ॥ सर्वतीर्थमिदंपार्थपुरास्रष्टाप्रजापतिः ॥ सर्वतीर्थानुमानेनपुण्यसंख्यांचकारह ॥ २४ ॥ शंखोद्धारेनरःस्ना त्वादृष्ट्वादेवंतुशंखिनं ॥पुण्यसंख्यांनजानामियथादानंतुवैधृते॥२५॥

છું નમું છું. ॥ ૧૬ ॥ જો માર્ગમાંજ મરી જાય અને શંખોદ્ધારની યાત્રા ન થાય તો પણ તે માણસ લક્ષ્મીજીની પેઠે મને પ્યારો થાય છે. ॥ ૧૭ ॥ દૂર રહેતાં છતાં પણ જે મનુષ્યને કોઈ પ્રકારથી પણ શંખોદ્ધારમાં જવાનું મન થતું હોય તેણે સ્વર્ગ-લોકને મેળવી લીધો છે એમ સમજવું. ॥ ૧૮ ॥ હે અર્જુન ! કુરૂક્ષેત્રમાં, કાશીમાં અને નૈમિષારણ્યમાં જવાનું શું પ્રયોજન છે. પોતાના ઘરમાં રહીને શંખોદ્ધારમાં બી-રાજેલા શંખનારાયણનું ચિંતન કરવાથીજ કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે. ॥ ૧૯ ॥ સર-સ્વતીમાં કરોડ સૂર્યગ્રહણો કરવાથી જે ફળ થાય તે ફળ શંખોદ્ધારના દર્શનથી અર-ધા નિમેષમાં પ્રાપ્ત થાય છે. ॥ ૨૦ ॥ સંપૂર્ણ વેદ ભણેલા બ્રાહ્મણને લાખ ગાયો દે-વાથી જે ફળ થાય તે ફળ શંખોદ્ધારના દર્શન માત્રથી પ્રાપ્ત થાય છે. ॥ ૨૧ ॥ જે માણસ ભક્તિથી સો વર્ષ સુધી નિત્ય સંન્યાસીઓને જમાડે તે માણસ પણ શંખોદ્ધા-રમાં સ્નાન કરનારા સોળમા ભાગના ફળને પામતો નથી. ॥ ૨૨ ॥ હે અર્જુન ! વિષ્ણુ પ્રસન્ન થવાથી સર્વે દેવતાઓ પ્રસન્ન થાય છે અને દેવતાઓ પ્રસન્ન થાય એટ-લે પૂર્વજોને અક્ષય તૃપ્તિ પ્રાપ્ત થાય છે. ॥ ૨૩ ॥ બ્રહ્માએ પૂર્વે સઘળાં તીર્થમય શંખોદ્ધારને સજી સઘળા તીર્થોના અડસટાથી પુણ્યની ગણતરી કરવા માંડી ત્યાં છેલીવારે બ્રહ્માને એવું બોલવું પડયું કે " જેમ વૈધૃતમાં દાન કર્યાના પુણ્યની સંખ્યા જણાતી નથી તેમ જે માણસ શંખોદ્ધારમાં નાહીને શંખનારાયણનાં દર્શન કરે તેના પુણ્યની સંખ્યા મારાથી જણાતી નથી." ॥ ૨૪ ॥ ૨૫ ॥ જ્યાં સુધી શંખોદ્ધાર-

तावद्भ्रमंतिसंसारेनरकेपापसंकुले ॥ शंखोद्धारंनपश्यंतियावद्ब्रह्मन विंदति ॥ २६ ॥ शंखोद्धारेतुसंस्नायपुनर्जन्मनविद्यते ॥ गर्भवासं नपश्यंतिप्रसादाद्रुक्मिणीपतेः ॥ २७ ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ यानिकानिचतीर्थानिनसंतिचमही तले ॥ तानिसर्वाणितीर्थानिशंखोद्धारेवसंतिवै ॥ २८ ॥ शंखोद्धारसमंतीर्थमोक्षदंचनदृश्यते ॥ त्रीणिकोटीनिसार्द्धानितीर्थानिचाथपुत्रक ॥ २९ ॥ शंखोद्धारेवसंतीहसर्वेतीर्थात्मकंफलं ॥ ब्रह्महत्यासहस्राणिअगम्यागमनानिच ॥ ३० ॥ मुच्यतेपातकैर्घोरैःशंखोद्धारस्यदर्शनात् ॥ तस्मात्त्वंवैशुचिर्भूत्वापितृश्राद्धंचकारय ॥ ३१ ॥ कुलकोटिसहस्राणांजायतेतृप्तिरक्षया ॥ शंखोद्धारेमतिर्यस्यमनसायश्चचिंतयेत् ॥ ३२ ॥ आशीर्वादान्प्रयच्छंतिपितरोनरकेस्थिताः ॥ यस्यनास्तिमनःकृष्णेशंखोद्धारंनपश्यति ॥ ३३ ॥ तस्यस्वर्गेऽपिपितरःशापंदास्यंतिदारुणं ॥ येकुर्वंतिपितृश्राद्धमेकादश्यांविशेषतः ॥ ३४ ॥ पितृकोटिसहस्र

नां दर्शन न थाय अथवा ज्यां सुधी ब्रह्मविद्या न मळे त्यां सुधी संसारमां अने पापीओने भोगववाना नरकमां भम्या करे छे. ॥ २६ ॥ शंखोद्धारमां नाहावाथी फरीवार भवनो फेरो रेहेतो नथी. शंखनारायणनां दर्शन करनारने भगवाननी कृपाथी गर्भवास जोवो पडतो नथी. ॥ २७ ॥

प्रल्हादजी केहे छे—पृथ्वीमां जे कोई तीर्थो छे ते सघळां शंखोद्धारमां वसे छे. ॥ २८ ॥ शंखोद्धार जेवुं मोक्षदेनारुं तीर्थ कोई पण जोवामां आवतुं नथी. साडा त्रण करोड तीर्थो शंखोद्धारमां वसे छे माटे शंखोद्धारथी सर्व तीर्थोनुं काम थाय छे. हजारो ब्रह्महत्याओथी अने अगम्या स्त्रीओना समागमोथी जे भयंकर पापो लाग्यां होय ॥ २९ ॥ ३० ॥ तेओ शंखोद्धारनां दर्शनथी नाश पामे छे. एटला माटे तमे पवित्र थईने त्यां पूर्वजोनुं श्राद्ध करो. ॥ ३१ ॥ श्राद्ध करवाथी हजारो करोड पेहेडीओना पितृओने अक्षय तृप्ति थाय छे. जेने शंखोद्धारमां जवानुं मन थाय अने जे माणस मनथी पण शंखोद्धारनुं चिंतन करे तेने ॥ ३२ ॥ नरकमां पडेला पितृओ आशिर्वाद आपे छे. जेनुं मन श्रीकृष्णमां न होय अने जे शंखोद्धारनां दर्शन न करे तेना पितृओ स्वर्गमां रह्या होय तो पण दारुण शाप आप्या करे छे. विशेषे करी एकादशीने दिवसे त्यां श्राद्ध करवामां आवे तो हजारो करोड पितृओने अक्षय तृप्ति थाय छे. जे माणस शंखोद्धारमां नाही सोनुं, तल, गायो, घर, अन्न, अने पृथ्वीनां

स्यजायतेतृप्तिरक्षया॥ शंखोद्धारेनरःस्नात्वादानंदद्याच्चनिर्मलं॥३५॥ सुवर्णंचतिलाःगावोगृहमन्नंचमेदिनीं ॥ योददातिचगामेकांकोटि संख्यायुतंफलं ॥ ३६ ॥ विप्रायगृहमेकंतुयोदद्यात्सर्वसंयुतं ॥ लभे त्कृष्णपुरींरम्यांयासुरैरपिदुर्लभा ॥ ३७ ॥ कांचनेवैगृहेपुत्रपितृभिः परिवेष्टितः ॥ अन्नदानंददद्यस्तुशंखोद्धारेव्यवस्थितः ॥ ३८ ॥ तेनलब्धास्वयंमुक्तिःप्रसादाद्रुक्मिणीपतेः ॥ अन्नदानसमंपुत्रनभू तंनभविष्यति ॥ ३९ ॥ तस्मात्सर्वप्रयत्नेनअन्नदानंसमाचरेत ॥ तपसाकिंसुतप्तेनजपहोमादिभिर्व्रतैः ॥ ४० ॥ कृष्णधर्मविहीनस्य सर्वमेवनिरर्थकं ॥ प्रभासेयद्भवेत्पुण्यंराहुग्रस्तेनिशाकरे ॥ ४१ ॥ कोटिकोट्यधुतंपुत्रशंखोद्धारस्यदर्शनात ॥ कन्यासहस्रंयोदद्यात्ती र्थेगत्वाहिमालये ॥ ४२ ॥ तत्फलंदितिजश्रेष्ठशंखोद्धारस्यदर्शना त ॥ ४३ ॥ एकादश्यांतुयत्पुण्यंमाधवेपरिकीर्तितं ॥ तत्फलंत्रि गुणंप्रोक्तंशंखोद्धारस्यदर्शनात ॥ ४४ ॥ केदारउदकंपीत्वागंगायां मरणेनतु ॥ गोमतीस्नानमात्रेणशंखोद्धारस्यदर्शनात ॥ ४५ ॥

નિર્મલ દાન કરે તેઓનું અપાર કલ્યાણ થાય છે. જે એક ગાયનું દાન કરે તેને પણ કરોડ ગાયોના દાનનું પુણ્ય થાય છે. ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥ જે માણસ સઘળી ઉપયોગી વસ્તુઓથી ભરપૂર કરીને બ્રાહ્મણને એક ઘર આપે તે માણસ રમણીય વૈકુંઠ લોકને પ્રાપ્ત થાય છે કે જે લોક દેવતાઓને પણ દુર્લભ છે. ।૩૭। એ માણસ વૈકુંઠ લોકમાં પોતાના પિતૃઓ સહિત સોનાના ઘરમાં વસે છે. જે માણસ શંખોદ્ધારમાં આવીને અન્નનું દાન કરે તેને શ્રીકૃષ્ણની કૃપાથી અનાયાસે મુક્તિ મળે છે. હે પુત્ર! અન્નદાન જેવું કોઈ દાન થયું નથી અને થશે પણ નહી. ॥ ૩૮ ॥ ॥ ૩૯ ॥ એટલા માટે સઘળા પ્રકારનાં યત્ન કરીને અન્નનું દાન કરવું જોઈએ. જો વૈષ્ણવ ધર્મથી રહિત હોય તો તપ, જપ, વ્રત, અને હોમ આદિથી કાંઈ વળતું નથી. એ સઘળાં વ્યર્થજ થાય છે. ॥ ૪૦ ॥ ચંદ્રગ્રહણના સમયમાં પ્રભાસમાં જે પુણ્ય થાય છે તેથી કરોડોગણું પુણ્ય શંખોદ્ધારના દર્શનથી થાય છે. હે બલિરાજા! હિમાલયના તીર્થમાં જઈને હજાર કન્યાદાન કરવાથી જે ફળ થાય તે ફળ શંખોદ્ધારનું દર્શન કરવાથી થાય છે. ॥ ૪૧ ॥ ॥ ૪૨ ॥ ૪૩ ॥ વૈશાખ માસની એકાદશી કરવાથી જે પુણ્ય કહ્યું છે તેથી ત્રણગણું પુણ્ય શંખોદ્ધારના દર્શનથી થાય છે.।૪૪। કેદાર ક્ષેત્રમાં જળ પીવાથી, ગંગાજીમાં મરવાથી, ગોમતીમાં નાહાવાથી અને શંખોદ્ધારનાં દર્શનથી સમાન ફળની પ્રાપ્તિ થાય છે. ॥ ૪૫ ॥ કરોડ સૂર્ય ગ્રહણોમાં હજાર

यत्फलंगोसहस्रेणसूर्यग्रहणकोटिषु ॥ सहस्रगुणितंतस्म च्छंखोद्धा रस्यदर्शनात ॥ ४६ ॥ कुरुक्षेत्रनिवासेनजान्हवीमरणेन तु ॥ गोम तीस्नानमात्रेणशंखोद्धारस्यदर्शनात ॥ ४७॥ श्रोत्रियोऽप्यंत्यजोवा पिचान्येवासर्वजंतवः ॥ गोघ्नश्चैवकृतघ्नश्चब्रह्महागुरुतल्पगः॥४८॥ मुच्यंतेसर्वपापेभ्यःशंखोद्धारस्यदर्शनात ॥ योबलेपूजयेद्विष्णुंपत्रै स्तुलसिसंभवैः ॥ ४९ ॥ तस्माद्विशंकतेदेवइंद्रश्चैवनिजासनात् ॥ येनकेनविनोदेनकृत्वाकृष्णस्यजागरं ॥ ५० ॥ धन्यास्तेमानवालो केमृतायांतिचतुर्भुजं ॥ जलमध्येसमुद्रस्यद्वारकायातदुत्तरे ॥ ५१॥ तत्रमध्येस्थितःशंखीदेवःपापौघनाशनः ॥ शंखोद्धारेनरःस्नात्वाश्राद्धं कृत्वायथाविधि ॥ ५२ ॥ सयातिपरमंलोकंपितॄनुद्धृत्यदैत्यज ॥ शंखिनंचनमस्कृत्यपूजयित्वाविधानतः ॥ ५३ ॥ विमलंलोकमाप्नो तियत्रगत्वानशोचति ॥ कृतकृत्योभवेन्मर्त्योदृष्ट्वादेवंतुशंखिनं॥५४॥

હજાર ગાયોનું દાન કરવાથી જે ફળ થાય તેથી હજારગણું ફળ શંખોદ્ધારનાં દર્શનથી થાય છે. ॥૪૬॥ કુરૂ ક્ષેત્રમાં નિવાસ કરવાથી, ગંગાજીમાં મરવાથી, ગોમતીમાં નાહાવાથી અને શંખોદ્ધારનાં દર્શનથી સરખાં ફળ થાય છે. ॥ ૪૭ ॥ બ્રાહ્મણ હોય, ચાંડાલ હોય, બીજા કોઈ પ્રાણી હોય, ગોહત્યા કરનાર હોય, કૃતઘ્ન હોય, બ્રહ્મહત્યા કરનારા હોય કે સાવકી માનો સંગ કરનાર હોય તેઓ પણ શંખોદ્ધારનાં દર્શન કરવાથી સઘળાં પાપોમાંથી મુક્ત થાય છે. હે બલિરાજા ! જે માણસ તુલસી પત્રોથી શંખનારાયણની પૂજા કરે તે માણસથી પોતાના આસનપર બેઠેલો ઈંદ્ર પણ બીએ છે. જેઓ ગમે તે વિનોદથી એકાદશીનું જાગરણ કરે તે ભાગ્યશાળી માણસો મરણ પામ્યા પછી ચતુર્ભુજ ભગવાનને પ્રાપ્ત થાય છે. ॥ ૪૮ ॥ ૪૯ ॥ ૫૦ ॥ દ્વારકાથી ઉત્તર ભાગમાં સમુદ્રના જળના મધ્યમાં શંખોદ્ધાર ( બેટ ) છે તેમાં પાપોના સમૂહનો નાશ કરનાર શંખનારાયણ બીરાજે છે. જે માણસ શંખોદ્ધાર ( શંખતલાવ ) માં નાહી યથાવિધિ શ્રાદ્ધ કરે તે માણસ પિતૃઓનો ઉદ્ધાર કરીને વૈકુંઠ લોકમાં જાય છે. શંખનારાયણને પ્રણામ કરી વિધાન પ્રમાણે તેમનું પૂજન કરે તો જ્યાં જઈને કશા પ્રકારનો શોક કરવો પડતો નથી એવા નિર્મલ લોકને પામે છે. માણસ શંખનારાયણના દર્શનથી કૃતાર્થ થાય છે. ॥ ૫૧ ॥ ૫૨ ॥ ૫૩ ॥ ૫૪ ॥ વિધિ પૂર્વક શંખનારાયણનાં દર્શન કરવાથી ઘણા જન્મોમાં કરેલાં પાપોથી મુક્ત થવાય છે, શંખ-

मुच्यतेपातकैर्घोरैर्बहुजन्मकृतैरपि ॥ यथाभिलषितान्कामाल्लँ
भतेस्यप्रयच्छति॥५५॥विधिवच्चैवदृष्ट्वातंलभतेलोकमीप्सितं।५६।

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये शंखोद्धारमाहात्म्यं नाम एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

નારાયણ મનવાંછિત સુખ આપે છે અને જે લોકમાં જવાની ઈચ્છા હોય તે લોકની પ્રાપ્તિ થાય. છે ॥ ૫૫ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'શંખોદ્વાર માહાત્મ્ય' એવા નામનો એકતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ द्वाचत्वारिंशोऽध्यायः ॥

॥श्रीप्रल्हादउवाच॥ ततःपिंडारकंगच्छेत्तीर्थंपापप्रणाशनं ॥ यत्रदेवश्चतुर्बाहुःस्वयमेवव्यवस्थितः ॥ १ ॥ विधिनापूजयित्वातं दृष्ट्वातुजगतःपतिं ॥ मुच्यतेविविधैःपापैर्मानवोनात्रसंशयः ॥२॥ कपालमोचनंनामदेवंलोकेऽतिविश्रुतं ॥ तंदृष्ट्वादेवदेवेशंमुच्यतेब्रह्महत्यया ॥ ३ ॥ पिंडारकेमहातीर्थेयत्ररुक्मवतीनदी ॥ श्राद्धस्पृहास्तु पितरोगर्जमानास्तुसर्वशः ॥ ४ ॥ नृत्यमानाःसमायांतिमानवस्यच पृष्ठतः ॥ तस्मिन्कुंडेतुगच्छंतंनरंदृष्ट्वाकृतोद्यमं ॥ ५ ॥ वैशाखेचैत्र

### અધ્યાય ૪૨ મો.

પ્રલ્હાદજી કેહે છે–તે પછી, પાપોનો નાશ કરનારા પિંડારક ( પિંડારા ) નામના તીર્થમાં જવું કે જ્યાં પોતે ચતુર્ભુજ વિષ્ણુ રહ્યા છે. ॥ ૧ ॥ એ જગતના પતિ વિષ્ણુનું વિધિ સહિત પૂજન કરવાથી માણસ અનેક પ્રકારનાં પાપોમાંથી મુક્ત થાય છે એમાં સંશય નથી. ॥ ૨ ॥ ત્યાં કપાલમોચન નામના મોટા દેવ જગતમાં અત્યંત પ્રખ્યાત છે તેમનાં દર્શન કરે તો બ્રહ્મહત્યાથી પણ મુક્ત થાય છે. ॥ ૩ ॥ પિંડારક નામના એ મોટા તીર્થમાં રૂકમવતી નામની નદી છે. એ કુંડરૂપ તીર્થમાં જવાનો ઉદ્યમ કરીને ચાલતા થએલા મનુષ્યની પાછલ શ્રાદ્ધની ઈચ્છાથી ગર્જના કરતા અને નાચતા સર્વે પિતૃઓ આવે છે. ॥ ૪ ॥ ૫ ॥ હે દૈત્યોમાં ઉત્તમ ! ચૈત્ર

मासेतुशुक्लपक्षेऽसुरोत्तम ॥ चतुर्दश्यांकृतस्नानःश्राद्धंकृत्वानरःकिल ॥ ६ ॥ कपालमोचनंदृष्ट्वामुच्यतेसर्वपातकैः ॥ अगस्त्यसंज्ञकस्तत्रतटाकःसर्वदुर्लभः ॥ ७ ॥ तत्रस्नात्वाविधानेनश्राद्धंकर्तुर्यथाविधि॥ पितरस्तृप्तिमायांतिगयाश्राद्धेनवैयथा ॥ ८ ॥ यज्ञाश्चविहितायत्र पूर्वंतत्रविधिर्महान् ॥ चकारविधिनायज्ञंसर्वलोकहितायच ॥ ९ ॥ भुजच्छेदःकृतोयत्रविष्णुनाप्रभविष्णुना ॥ छद्मनाद्विजरूपेणास्थितानांयज्ञसाधने ॥ १० ॥ यज्ञवाटंचतंदृष्ट्वामुच्यतेपातकत्रयात् ॥ कृतेश्राद्धेतुतत्रैवकृतकृत्योभवेन्नरः ॥ ११ ॥ नदीरुक्मवतीनामसर्वपापप्रणाशिनी ॥ यानिकानिचतीर्थानित्रैलोक्येसंभवंतिहि॥१२॥ गंगागयाकुरुक्षेत्रंनैमिषंपुष्करंतथा ॥ यज्ञावेदास्तथादेवाःसमायांतिनसंशयः ॥ १३ ॥ अपिनःकुलजोभूयाद्योऽत्रनःपिंडदोभवेत् ॥ पिंडारकेमहातीर्थेयास्यामःपरमांगतिं ॥ १४ ॥ वृक्षत्वंचगतायेवैपिशाचत्वंचयेगताः ॥ पुद्गलत्वंगतायेचयेचप्रेतत्वमागताः ॥ १५ ॥ येचकीटत्वमापन्नास्तिर्यग्योनिगताश्चये ॥ नरकेष्वथमग्नाश्चगच्छं

તથા વૈશાખના શુક્લપક્ષમાં ચોદશને દિવસે ત્યાં નાહી શ્રાદ્ધ કરી કપાલમોચનનાં દર્શન કરે તો સઘળાં પાપોથી મુક્ત થાય છે. ત્યાં મહાદુર્લભ અગસ્ત્ય નામનું તળાવ છે તેમાં વિધિપૂર્વક નાહી શ્રાદ્ધ કરવામાં આવે તો પિતૃઓને ગયાશ્રાદ્ધના જેવી તૃપ્તિ થાય છે. ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ ત્યાં ઘણા યજ્ઞો થએલા છે અને મહાત્મા બ્રહ્માએ પણ સર્વ લોકોના હિતને વાસ્તે ત્યાં વિધિપૂર્વક યજ્ઞ કર્યો હતો. ॥ ૯ ॥ એ સ્થલમાં કેટલાએક કપટી લોકો બ્રાહ્મણોના વેષ ધરી યજ્ઞ કરવા બેઠા હતા તેઓના હસ્તોને મહાસમર્થ વિષ્ણુએ કાપી નાખ્યા હતા. ॥ ૧૦ ॥ એ યજ્ઞના સ્થાનકનું દર્શન કરે તો ત્રણે પાપમાંથી મુક્ત થાય છે. ત્યાં શ્રાદ્ધ કરવામાં આવે તો માણસ કૃતાર્થ થાય છે. ॥ ૧૧ ॥ ત્યાં સર્વ પાપોનો નાશ કરનારી રૂક્મવતી નામની નદી છે. એ સ્થલમાં ગંગા, ગયા, કુરૂક્ષેત્ર, નૈમિષારણ્ય અને પુષ્કર આદિ ત્રૈલોક્યમાનાં સઘળાં તીર્થો, યજ્ઞો, ચારે વેદ તથા દેવતાઓ આવે છે એમાં સંશય નથી. ॥ ૧૨ ॥ ॥ ૧૩ ॥ પિતૃઓ બોલ્યા કરે છે કે "અમારા કુલમાં એવો કોઈ ઉત્પન્ન થાઓ કે જે અમોને મોટા તીર્થ પિંડારકમાં પિંડદાન આપે. અમોને એ સ્થલમાં પરમ ગતિ મળશે." ॥ ૧૪ ॥ વૃક્ષપણું પામેલા, પિશાચપણું પામેલા, સૂક્ષ્મ જંતુપણું પામેલા, પ્રેતપણું પામેલા, કીડાપણું પામેલા, પશુપક્ષીના અવતારને પામેલા અને નરકમાં ડૂબેલા પિતૃઓ પણ પિંડારકના શ્રાદ્ધથી મુક્તિ પામે છે. ॥ ૧૫ ॥ ૧૬ ॥

तिपरमांगतिम् ॥१६॥ गयातोऽप्यधिकंप्रोक्तंश्राद्धंकृत्वाऽसुरोत्तम॥ कृतकृत्योभवेन्मर्त्योवैशाख्यांश्राद्धकृन्नरः ॥ १७ ॥ श्राद्धंचपिंडारकतीर्थराजेकुर्वंतियेभक्तिपरामनुष्याः ॥ तेनैवतृप्तिंखलुयांतिदिव्यांगच्छंतिलोकान्विमलान्विपापान् ॥ १८ ॥

इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये 'पिंडारकतीर्थमाहात्म्यं' नाम द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

હે દૈત્યોમાં ઉત્તમ ! ત્યાં શ્રાદ્ધ કરવું એ ગયાશ્રાદ્ધથી પણ અધિક છે. ત્યાં વૈશાખની પુનમને દિવસે શ્રાદ્ધ કરવાથી માણસ કૃતાર્થ થાય છે. ॥ ૧૭ ॥ પિંડારક કે જે તીર્થોનું અધ્યક્ષ છે તેમાં ભક્તિ પુરઃસર માણસો જો શ્રાદ્ધ કરે તો તેથીજ પિતૃઓને દિવ્ય તૃપ્તિ થાય છે અને નિર્મલ તથા નિષ્પાપ ગતિની પ્રાપ્તિ થાય છે. ॥ ૧૮ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'પિંડારકતીર્થ માહાત્મ્ય' એવા નામનો બેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ त्रयश्चत्वारिंशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ श्रीनामांकितपत्रैस्तुश्रीपतिंयेऽर्चयंतिवै ॥ सप्तलोकाननुप्राप्यसप्तद्वीपाधिपोभवेत् ॥ १ ॥ श्रीकांतवृक्षपत्रैस्तुयेऽर्चयंतिसदासुरान् ॥ पुण्यंभवातितेषांवैवाजपेयायुतंफलं ॥ २ ॥ अश्वत्थदलनिर्मुक्तंशिरस्यापातयेज्जलं ॥ ऋषीणांमुनिसंघानांदेवानांयातिपूज्यतां ॥ ३ ॥ चतुर्वक्त्रंहरंसूर्यवज्रह

### અધ્યાય ૪૩ મો.

પ્રલ્હાદજી કહે છે—જેઓ બીલીપત્રોથી લક્ષ્મીના પતિ ભગવાનની પૂજા કરે તેઓ સાતે લોકને પ્રાપ્ત થઈને સાતે દ્વીપના અધિપતિ થાય છે. ॥ ૧ ॥ જેઓ બીલીપત્રોથી દેવતાઓનું સર્વદા પૂજન કરે તેઓને દશ હજાર વાજપેય કર્યાનું પુણ્ય થાય છે. ॥ ૨ ॥ જે માણસ દેવમૂર્ત્તિઓની ઉપર પીપળાનાં પાનડાંથી પાણી નાખે તેઓ ઋષિઓના, મુનિઓના અને દેવતાઓના પણ પૂજ્ય થાય છે. ॥ ૩ ॥ બીલીપત્રોથી બ્રહ્મા, શિવ, સૂર્ય અને ઇંદ્ર આદિ દેવતાઓનું પૂજન કરવામાં આવે

स्तादिकान्सुरान् ॥ श्रीवृक्षपत्रैःसंपूज्यलोकानाप्नोतिशाश्वतान् ॥४॥ लक्ष्मीसरस्वतींदेवींसावित्रींचंडिकांतथा ॥ पूजयित्वादिवंयातिप त्रैःश्रीवृक्षसंभवैः ॥ ५ ॥ तुलसीपत्राधिकंप्रोक्तंदलंश्रीवृक्षसंभवं ॥ तस्मान्नित्यंप्रयत्नेनपूजनीयःसदाच्युतः ॥ ६ ॥ द्वादश्यांरविवारेण श्रीवृक्षंयेऽर्चयंतिवै ॥ ब्रह्महत्यादिकैःपापैर्नलिप्यंतेकृतैरपि ॥ ७ ॥ यथाकरिपदेऽन्यानिप्रविशंतिपदानिवै ॥ तथाधर्माश्चदैत्येंद्रनियमा हरिवासरे ॥ ८ ॥ यथानीराणिसर्वाणिजलराशौविशंतिहि ॥ तथा पुण्यानिसर्वाणिनिमग्नानिहरेर्दिने ॥ ९ ॥ अध्रुवेणशरीरेणप्रतिक्ष णविनाशिना ॥ कथंनोपवसेज्जंतुर्द्वादशींजागरान्वितां ॥ १० ॥ अतीताःपुरुषाःसप्तभविष्याश्चचतुर्दश ॥ नरस्तारयतेसर्वान्लोकेकृ ष्णेतिकीर्तनात् ॥ ११ ॥ यागतिर्योगयुक्तस्यसत्त्वस्थस्यमनीषिणः॥ द्वारकांगच्छमानस्यपदैकेनापिसाभवेत् ॥ १२ ॥ तेनजीवंतिलोकेऽ स्मिन्यत्रयत्रस्थितानराः ॥ द्वारकायैस्तुनोदृष्टात्रिषुलोकेषुविश्रु ता ॥ १३ ॥ द्वारकायांप्रकुर्वंतियतीनांभोजनस्थितिं ॥ ग्रासेग्रासे

તો અવિનાશી લોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૪ ॥ બીલીપત્રોથી લક્ષ્મીની, સરસ્વતીની, સાવિત્રીની અને ચંડિકાની પૂજા કરવામાં આવે તો સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. ॥ ૫ ॥ બીલીપત્ર તુલસી પત્રથી પણ અધિક કહેવાય છે એટલા માટે નિત્ય પ્રયત્ન પૂર્વક બીલીપત્રોથી ભગવાનની પૂજા કરવી. ॥ ૬ ॥ જેઓ બારશ અને રવિવારને દિવસે બીલીના ઝાડની પૂજા કરે તેઓને બ્રહ્મહત્યા આદિ પાપોનો પણ લેપ થતો નથી. ॥ ૭ ॥ હે દૈત્યોના રાજા ! જેમ બીજાં પગલાં હાથીના પગલામાં પેસી જાય છે તેમ સઘળા ધર્મો અને નિયમો એકાદશીમાં પેસી જાય છે. ॥ ૮ ॥ જેમ સઘળાં જળો સમુદ્રમાં પેસી જાય છે તેમ સઘળાં પુણ્યો એકાદશીમાં પેસી જાય છે. ॥ ૯ ॥ આ શરીર કે જે અધ્રુવ અને ક્ષણે ક્ષણે વિનાશ પામનાર છે તેથી પ્રાણીએ એકાદશીનો ઉપવાસ અને જાગરણ શા માટે નહી કરવાં. ॥ ૧૦ ॥ જગતમાં માણસ 'શ્રીકૃષ્ણ' એવું નામ લેવાથી આગલી સાત પેહેડીઓનો અને ભવિષ્યની ચૌદ પેહેડીઓનો ઉદ્ધાર કરે છે. ॥ ૧૧ ॥ સત્વગુણમાં રહીને યોગ કરયા કરતાં વિદ્વાનને જે ગતિ થાય છે તે ગતિ દ્વારકામાં જતાં એક એક પગલે થાય છે. ॥ ૧૨ ॥ ત્રૈલોક્યમાં પ્રખ્યાત દ્વારકાપુરીને જેઓએ દીઠી નથી તે માણસો ગમે તેવા દેશમાં રહ્યા હોય તો પણ જીવતે મુવા છે. ॥ ૧૩ ॥ જેઓ દ્વારકામાં સંન્યાસિઓના ભોજનને વાસ્તે નીમણોક કરી આપે છે તેઓને એક એક કોળીએ સો સો

मखशतंतेलभंतेफलंनराः ॥ १४ ॥ यतीनांयेप्रयच्छंतिकौपीनाच्छा
दनादिकं ॥ वसतांद्वारकामध्येयथाशक्त्यातुभोजनं ॥ १५ ॥ शृणु
पुण्यंप्रवक्ष्यामिसमासेनहिदैत्यज ॥ विस्तरादसमर्थोहमृषयोदेवता
गणाः ॥ १६ ॥ कोटिभिर्वैदविहितैर्गंगायांपितृपक्षतः ॥ भोजितै
र्यदवाप्नोतितत्फलंदैत्यनायक ॥ १७ ॥ एकस्मिन्भोजितेपौत्रभि
क्षुकेफलमीदृशं ॥ दातव्यंभिक्षुकेचान्नंयथाशक्त्यनुसारतः ॥१८॥
धन्यास्तेयतयःसर्वेयेवसंतिकलौयुगे ॥ कृष्णमाश्रित्यदैत्येंद्रद्वारका
यांदिनेदिने ॥ १९ ॥ ताःस्त्रियस्तेद्विजेंद्राश्चद्वारकायांकलौयुगे ॥
प्रातरुत्थायपश्यंतिकृष्णस्यमुखपंकजं ॥ २० ॥ पशवःकृमयःकी
टायेचान्येपक्षियोनयः ॥मुक्तिंगच्छंतितेसर्वेसंतियेद्वारकांपुरीं॥२१॥
यानिकानिचतीर्थानिचराणिस्थावराणिच ॥ त्रिकालंस्नातुमायांति
गोमत्युदधिसंगमे ॥ २२ ॥ दृष्ट्वाकृष्णमुखंरम्यंकार्तिकेशुक्लपक्षतः ॥
कोटिजन्मार्जितैपापैर्मुच्यंतेसर्वजंतवः ॥२३॥ प्राणिनोयेमृताश्चै
वद्वारकांकृष्णसंनिधौ॥पापिनस्तत्पदंयांतिभित्त्वासूर्यस्यमंडलं ।२४।

યજ્ઞનું ફળ થાય છે. ॥ ૧૪ ॥ હે બલિરાજા ! જેઓ દ્વારકામાં રેહેનારા સંન્યાસીઓને કૈપીન આદિ વસ્ત્રો આપે છે તથા શક્તિ પ્રમાણે ભોજન આપે છે તેઓને જે પુણ્ય થાય છે તે સંક્ષેપથી કહું છું તે સાંભળો. વિસ્તારથી કેહેવાને તો ઋષિઓ અને દેવતાઓ પણ અસમર્થ છે. ॥ ૧૫ ॥ ૧૬ ॥ ગંગાજીને કાંઠે શ્રાદ્ધ પક્ષમાં વેદોક્ત રીતિથી કરોડ સંન્યાસીઓને જમાડવાથી જે ફળ થાય છે તે ફળ દ્વારકામાં એક સંન્યાસીને જમાડવાથી થાય છે એટલા માટે પોતાની શક્તિને અનુસરીને સંન્યાસીને અન્ન દેવું જોઈએ. ॥ ૧૭ ॥ ૧૮ ॥ કલિયુગમાં જે સંન્યાસીઓ દ્વારકામાં નિત્ય શ્રીકૃષ્ણનો આશ્રય કરીને વસે છે તે સઘળાઓનાં ભાગ્ય બહુ ઉત્તમ છે એમ સમજવું. ॥ ૧૯ ॥ જે સ્ત્રીઓ અને જે બ્રાહ્મણો કલિયુગમાં દ્વારકામાં રહી પ્રભાતે ઉઠીને શ્રીકૃષ્ણના મુખારવિંદનું દર્શન કરે છે તેઓનાં ભાગ્ય બહુ ઉત્તમ છે. ॥ ૨૦ ॥ જે પશુ, કૃમિ, પતંગ કે પક્ષીની યોનિ પામ્યા હોય તેઓ પણ જો દ્વારકામાં રેહેતા હોય તો મુક્તિ પામે છે. ॥ ૨૧ ॥ સ્થાવર અને જંગમ જે કોઈ તીર્થો છે તેઓ સઘળાં ત્રણે સંધ્યામાં ગોમતીના અને સમુદ્રના સંગમમાં નાહાવા સારૂ આવે છે. ॥ ૨૨ ॥ કાર્ત્તિકના શુક્લપક્ષમાં શ્રીકૃષ્ણના રમણીય મુખારવિંદનું દર્શન કરવામાં આવે તો સઘળાં પ્રાણીઓને કરોડો જન્મોના પાપોમાંથી છુટકારો મળે છે. ॥ ૨૩ ॥ જે પાપી પ્રાણીઓ પણ દ્વારકામાં શ્રીકૃષ્ણના સમીપમાં મરણ

आब्रह्मस्तंबपर्यंतंजगदेतच्चराचरं ॥ प्रीतंतेनहितत्सर्वंयोगतोद्वारकांपुरीं ॥ २५ ॥ द्वारकाचक्रतीर्थेचयेवसंतिनरोत्तमाः ॥ तेषांनिवारिताःसर्वेयमेनयमकिंकराः ॥ २६ ॥ स्नात्वापश्यंतिगोमत्यांकृष्णंकलिमलापहं ॥ नतेषांविषयेयूयंनत्वस्मद्विषयेहिते ॥ २७ ॥ किंपुनर्द्विजवर्याश्चअनूचानायशस्विनः ॥ क्षत्रियाःक्षत्रधर्मेणवैश्यामार्गानुसारिणः ॥ २९ ॥ अपिकीटःपतंगोवावृक्षायेवातदाश्रिताः ॥ यांतितेकृष्णसदनंसंसारेनपुनर्भवः ॥ २८ ॥ त्रिवर्णपूजासंयुक्ताःशूद्रास्तत्रनिवासिनः॥द्वारकायास्तुमाहात्म्यात्पदंविष्णोःप्रयांतिते॥३०॥ महापापान्वितायेचउपपातकिनस्तथा ॥ द्वारकायाःप्रभावेणगच्छंतिपदमव्ययं॥ ३१॥पठन्नामसहस्रंतुतथाभागवतंनरः॥ गीतांपठतिकृष्णाग्रेविष्णुलोकंव्रजंतिते ॥ ३२ ॥ येस्नांतिगोमतीनीरेतथावैरुक्मिणीन्हृदे ॥ शंखचक्रगदाहस्ताःकृष्णरूपाभवंतिते ॥ ३३ ॥ उपोष्यैकादशींशुद्धांदशमीसंगवर्जितां ॥ श्राद्धंकुर्वंतिद्वादश्यांचक्र

પામે છે તેઓ સૂર્યના મંડલને ભેદીને વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૨૪ ॥ જે માણસ દ્વારકાપુરીમાં જાય તેણે બ્રહ્માથી તે થુંબડાં પર્યંત સઘળાં સ્થાવર જંગમ જગતને તૃપ્ત કર્યું, એમ સમજવું. ॥ ૨૫ ॥ જે ઉત્તમ મનુષ્યો દ્વારકાના ચક્રતીર્થની પાસે વસે છે તેઓ મરતાં તેઓને પકડવા જતા પોતાના દૂતોને યમરાજા અટકાવે છે. ॥ ૨૬ ॥ યમરાજા પોતાના દૂતોને કેહે છે કે "જેઓએ ગોમતીમાં નાહીને કલિયુગના મળને મટાડનારા શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં છે તે લોકોની દૃષ્ટિએ તમો પડશો નહી અને તેઓ આપણી દૃષ્ટિએ પડશે નહી. ॥ ૨૭ ॥ આ પ્રમાણે સાધારણ માણસો પણ દ્વારકામાં મરવાથી યમપુરીમાં જતા નથી ત્યારે અંગ સહિત વેદ ભણનારા ઉતમ બ્રાહ્મણો, ક્ષત્રિય ધર્મથી ચાલનારા ક્ષત્રિયો, સુમાર્ગે ચાલનારા વૈશ્યો અને ત્રણે વર્ણની સેવા કરનારા શૂદ્રો જેઓ દ્વારકામાં મરે તેઓ યમપુરીમાં ન જાય તેમાં શું કેહેવું. દ્વારકામાં રેહેનારા કીટ; પતંગ અને વૃક્ષો પણ દ્વારકાના મહિમાને લીધે શ્રીકૃષ્ણના લોકને પામે છે. તેઓને ફરીવાર ભવનો ફેરો રેહેતો નથી. ॥૨૮॥ ૨૯॥ ૩૦॥ જેઓ મહાપાતકી અને ઉપપાતકી હોય તેઓ પણ દ્વારકાના પ્રભાવને લીધે અવિનાશી પદમાં જાય છે. ॥૩૧॥ શ્રીકૃષ્ણની પાસે જેઓ વિષ્ણુસહસ્ર નામનો, શ્રી ભાગવતનો કે ગીતાજીનો પાઠ કરે તેઓ વિષ્ણુના લોકમાં જાય છે. ૩૨ જેઓ ગોમતીના જલમાં 'રૂક્મિણીહ્રદ' નામના સ્થાનકમાં નાહાય છે તેઓ હાથમાં શંખ, ચક્ર તથા ગદા ધરનારા શ્રીકૃષ્ણ રૂપ થાય છે. ॥ ૩૩ ॥ દશમીના વેધ

र्तीर्थेसुनिर्मले ॥ ३४ ॥ ब्राह्मणंपूजयित्वाचमधुपायससर्पिषा ॥ मोदकैर्घृतपूर्णैश्चपायसेनाविशेषतः ॥ ३५ ॥ संतर्प्यविधिवद्भक्त्या शक्त्यादत्वातुदक्षिणां॥गोभूहिरण्यवासांसितांबूलंचफलानिच॥३६॥ उपानच्छत्रकुसुमंजलपूर्णान्घटांस्तथा ॥ पक्वान्नसंयुतान्दद्या त्सफलान्दक्षिणान्वितान् ॥ ३७ ॥ एवंयःकुरुतेसम्यग्विष्णुमुद्दि श्यकार्त्तिके ॥ दत्वादानंयथाशक्त्याविष्णुलोकंसवैव्रजेत् ॥ ३८ ॥ वसतेद्वारकायांतुचक्रपाणिर्गदाधरः ॥ भक्तानांचैवसंप्रीत्याभक्त्या दुर्वाससस्तथा ॥ ३९ ॥ अनुज्ञयादेवतानांभूभारोत्तारणायवै ॥ वसतेद्वारकायांतुकलिकालेतुकेशवः ॥ ४० ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये 'द्वारकावसतिमाहात्म्यं' नाम त्रयश्चत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

પગરની કાર્તિક શુદ એકાદશીનો સારી રીતે ઉપવાસ કરી બારશને દિવસે નિર્મલ ચક્રતીર્થમાં શ્રાદ્ધ કરવું. બ્રાહ્મણોને પૂજીને મધ તથા ઘીવાળા દુધપાકથી તથા ચુઅ-વતા ઘીવાળા લાડવાઓથી તૃપ્ત કરવા. વિશેષે કરી દુધપાકથી તૃપ્ત કરી ભક્તિથી વિધિ-પૂર્વક શક્તિ પ્રમાણે દક્ષિણા દેવી. ગાય, પૃથ્વી, સુવર્ણ, વસ્ત્ર, તાંબૂલ, ફળો, પગરખાં, છત્ર અને પુષ્પ, આદિ દેવાં. ફલ સહિત, દક્ષિણા સહિત અને પક્વાન્ન સહિત જળથી ભરેલા ઘડા દેવા. આ પ્રમાણે જે માણસ વિષ્ણુના ઉપદેશથી કરે છે અને શક્તિ પ્રમાણે દાન આપે છે તે વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૩૪ ॥ ૩૫ ॥ ॥ ૩૬ ॥ ૩૭ ॥ ૩૮ ॥ ચક્ર અને ગદાને ધરનારા ભગવાન કે જે દેવતાઓની સંમતિથી પૃથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે મથુરામાં અવતર્યા હતા તે પોતે ભક્તો ઉપર પ્રીતિને લીધે અને દુર્વાસાની ભક્તિને લીધે કલિકાલમાં શ્રીદ્વારકાપુરીમાં વસે છે. ॥ ૩૯ ॥ ૪૦ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાની પ્રહ્લાદજીએ કહેલી સંહિતા રૂપ દ્વારકા માહાત્મ્યનો 'દ્વારકા વસતિમહિમા' એવા નામનો ત્રેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

# ॥ चतुश्चत्वारिंशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ धन्यास्तुननुतेलोकेगोमत्यांतुकृतोदकाः॥ पूजयिष्यंतियेकृष्णंकेतकीतुलसीदलैः ॥ १ ॥ नतेषांसंभवोऽस्तीह घोरेसंसारसागरे ॥ तेषांमृत्युःपुर्ननास्तिअमरत्वंहितेगताः ॥ २ ॥ अन्यत्रवैयतीनांतुकोटीनांयत्फलंलभेत् ॥ द्वारकायांतुचैकेनभोजि तेनतुचाधिकं ॥ ३ ॥ अतीतंवर्तमानंचभविष्यंयच्चपातकं ॥ निर्दहेन्नास्तिसंदेहोद्वारकामनसास्मृता ॥ ४ ॥ द्वारकांतुसमासाद्य श्रीकृष्णमनुपश्यति ॥ कल्पकोटिसहस्रैस्तुनास्तितस्यपुनर्भवः॥५॥ तीर्थाध्ययनयज्ञाश्चपुनरावर्त्तकाःस्मृताः ॥ द्वारकायांमृतायेचतेसर्वे ह्यनिवर्तिनः ॥ ६ ॥ ज्ञात्वाकलियुगंघोरंहाहाभूतमचेतनं ॥ चक्र तीर्थंनमुंचंतिकृतार्थास्तेनसंशयः ॥ ७ ॥ कथंनसेव्यतेमूढैर्द्वारका कृष्णवल्लभा ॥ मृतानांयत्रजंतूनांश्वेतद्वीपेस्थितिःसदा ॥ ८ ॥ पुष्क राद्यानितीर्थानिगंगाद्याःसरितस्तथा ॥ कुरुक्षेत्रादितीर्थानिकाश्या

## અધ્યાય ૪૪ મો.

પ્રલ્હાદજી કેહે છે—જગતમાં જેઓ ગોમતીમાં તર્પણાદિક કરીને કેતકીથી અને તુલસી પત્રોથી શ્રીકૃષ્ણની પૂજા કરશે તેઓ ભાગ્યશાલી હોવા જોઈએ. ॥ ૧ ॥ આ સંસાર રૂપી ભયંકર સમુદ્રમાં એઓને જન્મ થવાનો નથી અને ફરીવાર મરણ પણ થવાનું નથી. એઓ તો દેવપણુંજ પામ્યા એમ સમજવું. ॥ ૨ ॥ બીજા સ્થલમાં કરોડ સંન્યાસીઓ જમાડવાથી જે ફળ થાય તે ફળ અથવા તેથી અધિક ફળ દ્વારકામાં એક સંન્યાસી જમાડવાથી થાય છે. ॥ ૩ ॥ મનમાં સ્મરણ કરેલી દ્વારકા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ પ્રકારનાં પાપોને બાળે છે એમાં સંદેહ નથી. ॥ ૪ ॥ જે માણસ દ્વારકામાં જઈને શ્રીકૃષ્ણનાં દર્શન કરે તેનો હજારો કરોડ કલ્પોથી પણ ફરીવાર જન્મ થતો નથી. ॥ ૫ ॥ તીર્થ, વેદાધ્યયન અને યજ્ઞો કરનારાઓને ફરીવાર જન્મ થાય છે પણ જેઓ દ્વારકામાં મરે તેઓનો વૈકુંઠમાંથી ફરીવાર જન્મ થતો નથી. ॥ ૬ ॥ આ કલિયુગને ભયંકર, હાહાકાર ભય અને બુદ્ધિનો નાશ કરનાર જાણી જેઓ ચક્રતીર્થને છોડતા નથી તેઓ કૃતાર્થ છે એમાં સંશય નથી. ॥ ૭ ॥ શ્રીકૃષ્ણને પ્યારી દ્વારકા કે જેમાં મરણ પામેલા જંતુઓને સર્વદા શ્વેતદ્વીપમાં રેહેવાનું મળે છે તેને મૂઢ લોકો શા માટે સેવતા નથી. ॥ ૮ ॥ પુષ્કર, કુરૂક્ષેત્ર, પ્રભાસ અને કાશી આદિ ઉત્તમ તીર્થો, ગંગા આદિ નદીઓ, ગયા આદિ પિતૃઓના

दीन्युत्तमानिच ॥ ९ ॥ गयादिपितृतीर्थानिप्रभासाद्यानियानिच ॥
वनानिवाप्यःपुराणिग्रामाश्चनिवसंतिवै ॥ १० ॥ काश्यादिषट्पु
रोनित्यंनिवसंतिकलौयुगे ॥ नित्यंकृष्णस्यसदनेपापिनांमुक्तिहेतवे
॥ ११ ॥ वैशाखशुक्लद्वादश्यांप्रबोधिन्यांविशेषतः ॥ व्यतीपातेच
संक्रांतौवैधृतेचविशेषतः ॥ १२ ॥ वैशाख्यांदैत्यशार्दूलमन्वादिषुयु
गादिषु ॥ कृतेश्राद्धेतुतत्रैवपितृणांचाक्षयागतिः ॥१३॥ अन्यतीर्थे
पर्वयोगेद्वारकायांदिनेदिने ॥ तस्मात्सर्वप्रयत्नेनसर्वतीर्थाधिका
हिसा ॥ १४ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये
चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

તીર્થો, વનો, વાવો, પવિત્ર પુરો, પવિત્ર ગામો અને કાશી આદિ ૭ પુરીઓ પાપી લોકોને મુક્તિ દેવા સારૂ કલિયુગમાં સર્વદા દ્વારકામાં રહે છે. ॥ ૯ ॥ ૧૦ ॥ ૧૧ ॥ હે દૈત્યોના રાજા! વિશેષે કરી વૈશાખ શુદ બારશ, કાર્તિક શુદ અગીયારશ, વ્યતીપાત, સંક્રાંતિ, વૈધૃત, વૈશાખ શુદ પુનમ, મન્વાદિ તિથીઓ અને યુગાદિ તિથીઓ એઓમાં શ્રાદ્ધ કરવામાં આવે તો પિતૃઓને અક્ષય ગતિ થાય છે. ॥ ૧૨ ॥ ૧૩ ॥ બીજાં તીર્થોમાં પર્વણીના યોગમાં શ્રાદ્ધાદિક કરવાથી વિશેષ પુણ્ય થાય છે અને દ્વારકામાં તો ગમે ત્યારે શ્રાદ્ધાદિક કરવાથી પણ વિશેષ પુણ્ય થાય છે એટલા માટે સર્વ પ્રયત્નથી દ્વારકાનું સેવન કરવું જોઈએ. દ્વારકા સઘળા તીર્થોથી અધિક છે. ॥ ૧૪ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહત્મ્યનો 'મકીર્ણક માહાત્મ્ય' એવા નામનો ચુમાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ पंचचत्वारिंशोऽध्यायः ॥

॥ श्रीप्रल्हादउवाच ॥ वृषोत्सर्गप्रकुर्वंतिवैशाख्यांचैवकार्त्तिक्यां ॥
द्वारकायांपिशाचत्वात्पितॄणांतुगतिर्भवेत ॥ १ ॥गच्छेतुपुत्रःपौत्रोवा

### અધ્યાય ૪૫ મો.

પ્રલ્હાદજી કેહે છે—જેઓ દ્વારકામાં વૈશાખ અને કાર્તિકની પુનમને દિવસે નીલ પરણાવે તેઓના પિતૃઓ પિશાચપણામાંથી છુટીને સદ્ગતિ પામે છે. ॥ ૧ ॥

द्वारकांमोक्षदांपुरीं ॥ स्नानमात्रेणगोमत्यांश्रीकृष्णस्यचदर्शने ॥२॥ विलयंयांतिपापानिजन्मकोटिकृतान्यपि ॥ पुरींप्रदक्षिणींकुर्यात्पठन्नामसहस्रकं ॥ ३ ॥ प्रदक्षिणीकृतंसर्वंब्रह्मांडंतेनचैवहि ॥ सर्वेषांचैवपापानांभेषजंद्वारकाकलौ ॥ ४ ॥ महादानैस्तुचान्यत्रयत्फलंपरिकीर्तितं ॥ द्वारकायांतुकाकिण्यांदत्तायांजायतेक्षणात् ॥ ॥ ५ ॥ द्वारकाचैकतःप्रोक्तासर्वकर्माणिचैकतः ॥ द्वारकांत्यजतःप्राणान्भवतेचाक्षयागतिः ॥६ ॥ द्वादशीवासरेप्राप्तेमाहात्म्यंद्वारकाभवं ॥ पठतेसंनिधौविष्णोःशृणुवक्ष्यामियत्फलं ॥ ७ ॥ सर्वेषुचैवलोकेषुकामचारीविराजते ॥ पद्मवर्णेनयानेनकिंकिणीजालमालिना ॥ ८ ॥ देवराजगणाढ्येनवीणामुरजवादिना ॥ दिव्यश्वेताश्वयुक्तेनकामगेनयथासुखं ॥ ९ ॥ ब्रह्मांडसंप्लवोयावत्क्रीडतेऽप्सरसांगणैः ॥ अथातःसंप्रवक्ष्यामिपितृभिःपरिकीर्तितं ॥ १० ॥

જેઓના પુત્ર અથવા પૌત્ર મુક્તિ દેનારી દ્વારકાપુરીમાં જઈ ગોમતીમાં સ્નાન માત્ર કરીને શ્રીકૃષ્ણનાં દર્શન કરે તેઓનાં કરોડો જન્મનાં પાપો પણ નાશ પામે છે. જે માણસ વિષ્ણુસહસ્રનામનો પાઠ કરતાં દ્વારકાને પ્રદક્ષિણા કરે તેને સઘળા બ્રહ્માંડની પ્રદક્ષિણા કરયાનું ફળ થાય છે. કલિયુગમાં દ્વારકા સઘળાં પાપોનાં ઔષધ રૂપ છે. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ બીજાં તીર્થોમાં મોટાં દાનો કરવાથી જે ફળ થાય તે ફળ દ્વારકામાં એક કોડીનું દાન કરવાથી ક્ષણ માત્રમાં થાય છે. ॥ ૫ ॥ એક કોર સઘળાં સત્કર્મો છે અને એક કોર એકલી દ્વારકા છે એમ કેહેવાય છે. દ્વારકામાં મરનારને અક્ષય ગતિ થાય છે. ॥ ૬ ॥ દ્વાદશીને દિવસે વિષ્ણુની પાસે દ્વારકામાહાત્મ્યનો પાઠ કરનારને જે ફળ થાય તે વિષે કહું છું. સાંભળો. ॥ ૭ ॥ કમળ સરખા વર્ણ વાળા, ઘુઘરીઓના સમૂહથી શોભતા, મોટા મોટા દેવતાઓના સમૂહોથી ભરેલા, વીણા તથા મૃદંગના નાદવાળા, દિવ્ય ધોળા ઘોડાઓથી જોડેલા અને ધારયા પ્રમાણે પહોચનારા વિમાનમાં બેસીને સઘળા લોકોમાં પોતાની ઇચ્છા પ્રમાણે ફરે છે અને જગતનો પ્રલય થાય ત્યાં સુધી અપ્સરાઓની સાથે પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરે છે. હવે દ્વારકાના વિષયમા પિતૃઓ જે બોલે છે તે તમારી પાસે કહું છું. ॥ ૮ ॥ ૯ ॥ ૧૦ ॥ હે દૈત્યોના રાજા ! યમપુરીમાં બેઠેલા પિતૃઓ સુખની ઇ-

गाथायांदैत्यशार्दूलकामयद्भिःस्वकेपुरे ॥ अपिस्यात्सकुलेऽस्माकंगो मत्यांतुजलांजलिं ॥ ११ ॥ तिलाक्षतेनसंयुक्तंद्वारकायांप्रदास्यते ॥ पयोमूलफलैःपुष्पैस्तोयैश्चैवप्रयत्नतः ॥ १२ ॥ केवलैर्जलदर्भैश्चगो मत्यांश्राद्धमाचरेत् ॥ अपिस्यात्सकुलेऽस्माकंपुत्रोवापुत्रिकासुतः ॥ १३ ॥ अपिस्यात्सकुलेऽस्माकंपुत्रोवापुत्रिकासुतः ॥ योगत्वाद्वा रकायांतुयोगिनःप्रीणयिष्यति ॥ १४ ॥ संप्राप्यद्वादशींशुद्धांकरि ष्यतिचजागरं ॥ भविष्यतिकुलेऽस्माकंकश्चित्पुरुषसत्तमः ॥ १५ ॥ गोपीचंदनपुंड्रंतुयोनित्यंप्रकरिष्यति ॥ अपिस्यात्सकुलेऽस्माकंपुत्रः पौत्रोयतव्रतः ॥ १६ ॥ गोपीचंदनदानेनतोषयिष्यतिवैष्णवान् ॥ भविष्यंतिकुलेऽस्माकंवैष्णवानांतुसंनिधौ ॥ १७ ॥ द्वारकायाश्च माहात्म्यंपठिष्यतियतव्रतः ॥ भविष्यतिकुलेऽस्माकंवैष्णवानांप्रदा स्यति ॥ १८ ॥ अस्माकंप्रीणनार्थायमाहात्म्यंद्वारकोद्भवं ॥ भवि ष्यतिकुलेऽस्माकंमाहात्म्यंद्वारकाभवं ॥ १९॥ लिखित्वाकृष्णतुष्ट्यर्थं

રછાથી ગાથામાં બોલ્યા કરે છે કે " દ્વારકામાં જઈ ગોમતીમાં અમોને તિલ અક્ષત સહિત જળનો અંજલિ આપે એવો કોઈ અમારા કુલમાં ઉત્પન્ન થશે ? દુધ, મૂળ, ફળ, ફુલ, દર્ભ સહિત જળ અથવા કેવલ જળથી પણ ગોમતીમાં પ્રયત્ન પૂર્વક શ્રાદ્ધ કરે એવો કોઈ અમારા કુલમાં દીકરો કે દોહિત્રો ઉત્પન્ન થશે ? એવો કોઈ ઉત્પન્ન થાય તો ઠીક. ॥ ૧૧ ॥ ૧૨ ॥ ૧૩ ॥ દ્વારકામાં જઈ યોગિઓને તૃપ્ત કરે એવો કોઈ દીકરો કે દોહિત્રો અમારા કુલમાં ઉત્પન્ન થશે ? ॥ ૧૪ ॥ એવો કોઈ અમારા કુલમાં ઉત્તમ પુરૂષ જન્મશે કે જે દ્વારકામાં શુદ્ધ એકાદશીનું જાગરણ કરે. ॥૧૫॥ નિત્ય ગોપીચંદનનું તિલક કરે એવો કોઈ ધર્માત્મા દીકરો કે પોત્રો અમારા કુલમાં ઉત્પન્ન થશે ? ॥ ૧૬ ॥ વૈષ્ણવોને ગોપીચંદન આપીને રાજી કરે એવો કોઈ જણ અમારા કુલમાં ઉત્પન્ન થાય તો ઠીક. ॥ ૧૭ ॥ વૈષ્ણવોની પાસે જીતેંદ્રિયપણાથી દ્વારકાના માહાત્મ્યનો પાઠ કરે અથવા અમોને તૃપ્ત કરવા સારૂ વૈષ્ણવોને દ્વારકામાહાત્મ્યનું પુસ્તક આપે એવો કોઈ જણ અમારા કુલમાં જન્મશે ? શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા સારૂ દ્વારકામાહાત્મ્યનું પુસ્તક લખીને પોતાના ઘરમાં રાખે એવો કોઈ જણ અમારા કુલમાં જન્મશે ? કલિયુગમાં પવિત્ર દિવસે દ્વારકામાહાત્મ્યનો પાઠ કરે એવો

स्वगृहेधारयिष्यति॥भविष्यतिकुलेऽस्माकंसंप्राप्तेपुण्यवासरे ॥२०॥ यःपठिष्यतिमाहात्म्यंद्वारकासंभवंकलौ ॥ स्वर्णदानंचगोदानंपृथ्वीदानंतथैवच ॥ २१ ॥ यावज्जीवंभवेद्दत्तंयेनेदंधारितंकलौ ॥ गृहदानंवाजिदानंहस्तिदानंतथैवच ॥ २२ ॥ यावज्जीवंभवेद्दत्तंयेनेदंधारितंकलौ ॥ चांद्रायणंचपाराकंकृच्छ्रंसांतपनंव्रतं ॥ २३ ॥ यावज्जीवंकृतंसर्वंयेनेदंश्रावितंकलौ ॥ तप्तकृच्छ्रंमहाकृच्छ्रंमासोपोष्यंतथैवच ॥ २४ ॥ यावज्जीवंकृतंतेनयेनेदंश्रावितंकलौ ॥ प्रायश्चित्तानिचीर्णानिपापानांशमनायच ॥ २५ ॥ द्वारकायास्तुमाहात्म्यंयेनविस्तारितंकलौ ॥ जप्यैस्तपोभिर्यत्पुण्यंयज्ञैर्दानैर्व्रतैःकृतैः ॥ २६ ॥ यत्फलंतदवाप्नोतिद्वादश्यांयःपठेदिदं ॥ तावत्तिष्ठंतिवपुषिब्रह्महत्यादिकानिच ॥ २७ ॥ यावन्नलिखतेजंतुर्माहात्म्यंद्वारकाभवं ॥ दानैःसर्वैश्चकिंतस्यसर्वतीर्थावगाहनैः ॥ २८ ॥ द्वारकायाश्चमाहात्म्यंयेनेदंलिखितंकलौ ॥ सर्वतीर्थप्रदंनित्यंसर्व

કોઈ જણ અમારા કુલમાં જન્મશે?" ॥ ૧૮ ॥ ૧૯ ॥ ૨૦ ॥ કલિયુગમાં જે માણસ આ દ્વારકા માહાત્મ્યનું શ્રવણ કરે તેને, જીવતાં સુધી સુવર્ણ, ગાય, પૃથ્વી, ઘર, હાથી અને ઘોડાનાં દાન કર્યાનું પુણ્ય થાય છે. જે માણસ કલિયુગમાં આ દ્વારકામાહાત્મ્ય સંભળાવે તેને, જીવતાં સુધી ચાંદ્રાયણ, પારાક, કૃચ્છ્ર, સાંતપન, તપ્ત કૃચ્છ્ર અને મહા કૃચ્છ્ર અને મહીના મહીનાના ઉપવાસ કર્યાનું ફળ થાય છે. કલિયુગમાં જે માણસ આ દ્વારકા માહાત્મ્યનો વિસ્તાર કરે તેણે પાપોને શમાવવાને વાસ્તે સઘળાં પ્રાયશ્ચિત્તો કરી લીધાં એમ સમજવું. જે માણસ દ્વાદશીને દિવસે આ દ્વારકામાહાત્મ્યનો પાઠ કરે તેને સઘળાં જપ, તપ, યજ્ઞ, દાન અને વ્રત કર્યાનું ફળ થાય છે. જ્યાં સુધી માણસ આ દ્વારકામાહાત્મ્યને ન લખે ત્યાં સુધીજ તેના શરીરમાં બ્રહ્મહત્યા આદિ પાપો રેહે છે. જેણે કલિયુગમાં આ દ્વારકામાહાત્મ્ય લખ્યું તેને સઘળાં દાનો કરવાનું અને સઘળાં તીર્થોમાં નાહ્વાનું શું પ્રયોજન છે. કશું પ્રયોજન નથી. ॥ ૨૧ ॥ ૨૨ ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ આ દ્વારકામાહાત્મ્ય સર્વ તીર્થોનાં તથા સર્વ દાનોનાં ફળને આપનાર છે, સઘળાં દુઃખોને મટાડનાર છે, સઘળા રોગોનો નાશ કરનાર છે, સર્વદા મોટી સંપત્તિ આપનાર

दानफलप्रदं ॥ २९ ॥ सर्वदुःखप्रशमनंसर्वरोगविनाशनं ॥ महासं
पत्प्रदंनित्यंदारिद्र्यांतकरंमहत् ॥ ३० ॥ सर्वशोकप्रशमनंस
र्वाशुभविनाशनं ॥ सर्वार्तिहरणंनित्यंसर्वदुःखनिवारणम् ॥ ३१ ॥
सर्वसिद्धिकरंनित्यंनित्यंधर्मविवर्धनं ॥ सर्वोत्पातप्रशमनंविषशस्त्रा
ग्निनाशनं ॥ ३२ ॥ ग्रहपीडाप्रशमनंसर्वविघ्नप्रणाशनं ॥ चतुर्वर्ग
प्रदंनित्यंहरिभक्तिविवर्धनं ॥ ३३ ॥ नैवव्याधिर्भवेत्तस्ययाम्यंत
स्यभयंनहि ॥ माहात्म्यंपठतेयोऽत्रद्वारकायाःसमुद्भवं ॥ ३४ ॥ लि
खितंतिष्ठतेयत्रगृहेतस्मिन्दिनेदिने ॥ सर्वमेतदवाप्नोतियदुक्तंपितृ
भिःस्वयं ॥ ३५ ॥ तत्त्वंशृणुष्वमाहात्म्यंद्वारकायाःसमुद्भवं ॥ वि
धिहीनांक्रियाहीनांपूजांगृह्णातिकेशवः ॥ ३६ ॥ माहात्म्यंतिष्ठतेयत्र
लिखितंयस्यवेश्मनि ॥ नापराधसहस्रैस्तुकृतैर्लिप्यातिमानवः ॥३७॥
यःपठेच्छृणुयाद्वापिमाहात्म्यंद्वारकासुच ॥ द्वादशीनांतुसर्वेषांफलं
प्राप्नोतिमानवः ॥ ३८ ॥ अन्यदेशेपठेद्वापिविष्णुलोकंसगच्छति ॥

છે, દારિદ્રને અત્યંત ટાળનાર છે, સઘળા શોકોને શમાવનાર છે, સઘળાં અશુભોને નાશ કરનાર છે, સઘળી પીડાને હરનાર છે, સર્વદા સઘળાં દુઃખોનું નિવારણ કરનાર છે, ॥ ૨૯ ॥ ૩૦ ॥ ૩૧ ॥ સઘળી સિદ્ધિઓ આપનાર છે, સર્વદા ધર્મને વધારનાર છે, સઘળા ઉત્પાતોને શાંત કરનાર છે, વિષ, શસ્ત્ર તથા અગ્નિના ભયનો નાશ કરનાર છે, ગ્રહોની પીડાને મટાડનાર છે, સઘળાં વિઘ્નોનો નાશ કરનાર છે, ચારે પુરૂષાર્થ આપનાર છે અને સર્વદા પ્રભુની ભક્તિને વધારનાર છે. ॥૩૨॥૩૩॥ જગતમાં જે માણસ દ્વારકામાહાત્મ્યનો પાઠ કરે તેને વ્યાધિનો કે યમનો ભય થતો નથી. ॥ ૩૪ ॥ જેના ઘરમાં દ્વારકામાહાત્મ્ય લખી રાખેલું હોય તેને પિતૃઓએ રાખેલી સઘળી આશાઓ પૂર્ણ કરવાનું ફળ થાય છે. ॥ ૩૫ ॥ હે બલિરાજા! એટલા માટે તમે આ દ્વારકામાહાત્મ્ય સાંભળ્યા કરજો કે જેથી વિધિ રહિત તથા ક્રિયા રહિત થએલી પૂજાને પણ ભગવાન સ્વીકારે છે. ॥ ૩૬ ॥ આ માહાત્મ્ય જેના ઘરમાં હોય કે જેના ઘરમાં લખાયું હોય તે માણસ હજારો અપરાધ કરવા છતાં પણ કોઈ અપરાધોથી લેપાતો નથી. ॥ ૩૭ ॥ જે માણસ દ્વારકામાં આ માહાત્યનો પાઠ કરે અથવા સાંભળે તેને સઘળી એકાદશીઓ કરવાનું ફળ

यःस्मरेत्प्रातरुत्थायमाहात्म्यंद्वारकासुच ॥ ३९ ॥ द्वादशीनांतुस र्वासांयथोक्तंलभतेफलं॥द्वारकायाःसमुद्भूतंमाहात्म्यंपठतेतुयः॥४०॥ त्रिदशैःपूज्यतेनित्यंवंद्यतेसिद्धचारणैः ॥ माहात्म्यंपठ्यतेयत्रद्वार कायाःसमुद्भवं ॥ ४१ ॥ द्वारकावसतेतत्रतत्रविष्णुःस्वयंव्रजेत् ॥ माहात्म्यंतिष्ठतेयत्रतत्रलक्ष्मीःस्वयंवसेत् ॥ ४२ ॥ तत्रतीर्थानिस र्वाणिसर्वेदेवाःसवासवाः॥यज्ञावेदाश्चऋषयस्त्रैलोक्यंसचराचरं४३ श्रुत्वैतत्पुण्यमाख्यानंगांचदद्यात्पयस्विनीं ॥ रम्यांचमाहिषींदद्या द्विष्णुमुद्दिश्यदापयेत् ॥ ४४ ॥ भूमिदानंप्रकर्तव्यंजन्मनःश्रेयइ च्छता ॥ वाचकायचवस्त्राणिस्वर्णालंकारमेवच ॥ ४५ ॥ यथा विष्णुंतथाव्यासमभेदेनैवपूजयेत् ॥ विष्णुवाचकसंयोगाद्यथोक्तं लभतेफलं ॥ ४६ ॥ वैष्णवःप्राप्यतेव्यासःपूर्वपुण्यप्रभावतः ॥

થાય છે. ॥ ૩૮ ॥ જે માણસ બીજા દેશમાં પણ આ માહાત્મ્યનો પાઠ કરે તેને વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે. જે માણસ પ્રભાતમાં ઉઠીને દ્વારકામાહાત્મ્યનું સ્મરણ કરે તેને સઘળી એકાદશીઓ કર્યાનું શાસ્ત્રોક્ત ફળ મળે છે. જે માણસ દ્વારકામાહાત્મ્યનો પાઠ કરે તેને સર્વદા દેવતાઓ પૂજે છે અને સિદ્ધ તથા ચારણ લોકો પ્રણામ કરે છે. જ્યાં દ્વારકામાહાત્મ્યનો પાઠ થતો હોય ત્યાં દ્વારકા વસે છે, અને ત્યાં વિષ્ણુ ભગવાન પોતે પધારે છે, જે ઘરમાં આ માહાત્મ્ય હોય તે ઘરમાં સાક્ષાત્ લક્ષ્મીજી વસે છે. ॥ ૩૯ ॥ ૪૦ ॥ ૪૧ ॥ ૪૨ ॥ જે ઘરમાં આ માહાત્મ્ય હોય તે ઘરમાં સઘળાં તીર્થો, ઈંદ્ર સહિત સઘળા દેવતાઓ, યક્ષો, ચારે વેદ, ઋષિઓ અને સચરાચર ત્રૈલોક્ય વસે છે. ॥ ૪૩ ॥ આ પવિત્ર માહાત્મ્ય સાંભળ્યા પછી વિષ્ણુના ઉદ્દેશથી દુધાળ ગાયનું અથવા ઉત્તમ ભેંસનું દાન કરવું જોઈએ. ॥ ૪૩ ॥૪૪॥ આખા જન્મનું સાફલ્ય કરવાની ઈચ્છા હોય તો પૃથ્વીનું દાન પણ કરવું જોઈએ. વાંચનારને વસ્ત્રો તથા સુવર્ણના અલંકાર દેવા જોઈએ. ॥ ૪૫ ॥ જેવા વિષ્ણુ છે તેવોજ વાંચનાર વ્યાસ છે એમ જાણી વ્યાસને વિષ્ણુરૂપ સમજીને તેની પૂજા કરવી. કારણ કે વિષ્ણુ અને વ્યાસ એ બન્નેને પ્રસન્ન કરવાથી ઉપર કહ્યા પ્રમાણે ફળ મળે છે. ॥ ૪૬ ॥ તેમાં પણ પૂર્વજન્મનાં પુણ્યો હોય તોજ વૈષ્ણવ વ્યાસ (વાંચનાર) મળે છે. જે માણસ શ્રદ્ધાથી સંભળાવે અને જે માણસ શ્રદ્ધાથી સાંભળે તેને

श्रद्धयाश्रावयेद्यस्तुश्रद्धयावैशृणोतिच ॥ यथोक्तंलभतेपुण्यंनात्र कार्याविचारणा ॥ ४७ ॥ इदंयशस्यमायुष्यंरोगघ्नंकीर्तिवर्धनं ॥ यच्छ्रुत्वातुनरोराजन्सर्वपापैःप्रमुच्यते ॥ ४८ ॥

॥ इति श्रीस्कंदपुराणे श्रीप्रल्हादप्रोक्तसंहितायां श्रीद्वारकामाहात्म्ये माहात्म्यफलश्रुतिर्नाम पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

॥ इति स्कंदपुराणोक्तं श्रीद्वारकामाहात्म्यं समाप्तम् ॥

ઉપર કહ્યા પ્રમાણે સંપૂર્ણ ફળ મળે છે. એમાં સંદેહ રાખવો નહી. ॥ ૪૭ ॥ આ દ્વારકા માહાત્મ્ય યશને વધારનાર છે, આયુષ્યને વધારનાર છે, રોગોનો નાશ કરનાર છે અને કીર્તિને વધારનાર છે. હે બલિરાજા! માણસ આ માહાત્મ્ય સાંભળીને સઘળાં પાપોમાંથી મુક્ત થાય છે. ॥ ૪૮ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંની પ્રલ્હાદજીએ કહેલી સંહિતારૂપ દ્વારકામાહાત્મ્યનો 'માહાત્મ્યફલસ્તુતિ' એવા નામનો પીસતાળીશમો અધ્યાય સંપૂર્ણ.



## श्रीमद्गर्गाचार्यसंहितायां श्रीद्वारकाखंडे नारद बहुलाश्वसंवादे द्वारकागमनकारणंनाम ॥ नवमोऽध्यायः ॥

॥ बहुलाश्वउवाच ॥ त्रिषुलोकेषुविख्याताधन्यावैद्वारकापुरी ॥ परिपूर्णतमःसाक्षाच्छ्रीकृष्णोयत्रवासकृत ॥ १ ॥ श्रीकृष्णस्यांगसंभूतापुरीद्वारावतीश्रुता ॥ कस्मादिहागताब्रह्मन्कस्मिन्काले वदप्रभो ॥ २ ॥

॥ श्रीनारदउवाच ॥ साधुसाधुत्वयापृष्टंद्वारकागमकारणं॥ यच्छ्रुत्वाशुद्धतांयातिलोकघात्यपिपातकी ॥ ३ ॥ शर्यातिनामराजा भूच्चक्रवर्तीमनोःसुतः ॥ चकारराज्यंधर्मेणवर्षाणामयुतंभुवि ॥४॥ उत्तानबर्हिरानर्तोभूरिषेणइतित्रयः॰ ॥ शर्यातेरभवन्पुत्राःसर्वधर्मभृतांवराः ॥ ५ ॥ उत्तानबर्हिषेपूर्वांभूरिषेणायदक्षिणां ॥ पश्चिमांचदिशंसर्वामानर्तायददौनृपः ॥ ६ ॥ ममेयंहिमहीकृत्स्नामयाधर्मेण

### ગર્ગસંહિતાનો દ્વારકાખંડનો અધ્યાય ૯ મો.

બહુલાશ્વરાજા પુછે છે—હે નારદજી ! ત્રણે લોકમાં પ્રખ્યાત દ્વારકાપુરી ભાગ્યશાળી છે કે જ્યાં સોળે કળાઓથી સંપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન રહે છે. ॥ ૧ ॥ દ્વારકાપુરી શ્રીકૃષ્ણના અંગમાંથી ઉત્પન્ન થઈ છે એમ મેં સાંભળ્યું છે તો એ પુરી મનુષ્ય લોકમાં શા કારણથી આવી છે અને કયા સમયમાં આવી છે તે કહો. ॥૨॥

નારદજી કહે છે—દ્વારકામાં આવવાનું કારણ તમે પુછ્યું એ બહુજ સારૂં કર્યું કે જે સાંભળવાથી લોકોનો ઘાત કરવાના પાપવાળો માણસ પણ શુદ્ધ થાય છે. ॥ ૩ ॥ શર્યાતિ નામનો વૈવસ્વત મનુનો પુત્ર ચક્રવર્તી રાજા હતો. તેણે દશ હજાર વર્ષ સુધી પૃથ્વીમાં ધર્મની મર્યાદા પ્રમાણે રાજ્ય કર્યું હતું. ॥ ૪ ॥ શર્યાતિના ઉત્તાનબર્હિ, આનર્ત્ત અને ભૂરિષેણ નામના ત્રણ પુત્રો હતા અને તેઓ સંપૂર્ણ ધર્મ પાળનારાઓમાં ઉત્તમ હતા. ॥ ૫ ॥ ઉત્તાનબર્હિને સઘળી પૂર્વદિશા, ભૂરિષેણને સઘળી દક્ષિણ દિશા અને આનર્ત્તને સઘળી પશ્ચિમ દિશા આપીને શર્યાતિએ ભલામણ કરી કે " આ સઘળી પૃથ્વી મારી છે, મેં ધર્મની રીતિથી પાળેલી છે અને મેં મારા બળથી

पालिता॥बलार्जितावलिष्ठेनयूयंतांपालयिष्यथ ॥ ७ ॥ पितुर्वचः समाकर्ण्यआनर्तोमध्यमःसुतः ॥ ज्ञानीज्ञानमयंवाक्यमुवाचप्रहसन्निव ॥ ८ ॥

॥ आनर्तउवाच ॥ तवेयंनमहीकृत्स्नानत्वयापालिताक्वचित ॥ नत्वद्बलार्जिताराजन्बलिष्ठोभगवान्भुवि ॥ ९ ॥ महीश्रीकृष्णवेषस्यतेनैवपरिपालिता ॥ तत्तेजसाजिताकृत्स्नाबलिष्ठोनहरेः समः ॥ १० ॥ सएवविश्वंस्वकृतंसृजत्यत्तिचपातिच ॥ सएवब्रह्मपरमंकालःकलयतांप्रभुः ॥ ११ ॥ योऽतःप्रविश्यभूतानिभूतैरत्त्यखिलाश्रयः ॥ सविष्णवाख्योऽधियज्ञोऽसौपरिपूर्णतमःस्वयं ॥१२ ॥ यद्भयाद्वातिवातोऽयंसूर्यस्तपतियद्भयात् ॥ यद्भयाद्वर्षतेदेवोमृत्युश्चरतियद्भयात ॥ १३ ॥ परिपूर्णतमंसाक्षाच्छ्रीकृष्णंपरमेश्वरं ॥ भजसर्वात्मनाराजन्माहंकारंसमाचर ॥ १४ ॥

॥नारदउवाच॥ ज्ञानंप्राप्तोऽपिशर्यातिराक्षिप्तःपुत्रवाक्छरैः॥ आनर्तस्वसुतंप्राहरुषाप्रस्फुरिताधरः ॥ १५ ॥

મેળવી છે તો હવે તમો આ પૃથ્વીનું સારી રીતે પાલન કરજો. ॥ ૬ ॥ ૭ ॥ એ પ્રમાણે પિતાનું વચન સાંભળી વચલો દીકરો આનર્ત્ત કે જે જ્ઞાની હતો તેણે હસવાની ઢબથી નીચે પ્રમાણે વચન કહ્યું. ॥ ૮ ॥

આનર્ત્ત કેહે છે—હે પિતા ! આ સઘળી પૃથ્વી તમારી નથી, તમે કદી પાળી નથી અને પોતાના બળથી મેળવી પણ નથી. જગતમાં બળવાન્ તો એક નારાયણજ છે. ॥ ૯ ॥ સઘળી પૃથ્વી શ્રીકૃષ્ણાવતારનીજ છે, તેમણેજ પાળેલી છે અને તેમના તેજથી જીતાએલી છે. શ્રીકૃષ્ણ સમાન બીજો કોઈ બળવાન નથી. ॥ ૧૦ ॥ પોતે કરેલા જગતને એ ભગવાનજ સર્જે છે, પાળે છે અને નષ્ટ કરે છે એ ભગવાનજ પરબ્રહ્મ છે અને કાળ કે જે વશ્ય કરનારાઓમાં મુખ્ય છે તે પણ ભગવાનનુંજ સ્વરૂપ છે. ॥ ૧૧ ॥ સર્વના આશ્રય રૂપ જે કાળ પદાર્થોની અંદર પ્રવેશ કરીને એકથી બીજાનો નાશ કરે છે તેજ પોતે સોળે કળાઓથી સંપૂર્ણ અને યજ્ઞોના સ્વામી નારાયણ છે. ॥ ૧૨ ॥ અત્યંત પરિપૂર્ણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ કે જેની બીકથી વાયુ વાય છે, જેની બીકથી સૂર્ય પ્રકાશ કરે છે, જેની બીકથી ઈંદ્ર વૃષ્ટિ કરે છે અને જેની બીકથી મૃત્યુ સર્વત્ર પોતાની ગતિ કરે છે તેમનુંજ સઘળી રીતે ભજન કરો. હે રાજા ! વૃથા અહંકાર નહી કરો. ॥ ૧૩ ॥ ૧૪ ॥

નારદજી કહે છે—પોતે જ્ઞાની છતાં પણ પુત્રનાં આવાં વચનરૂપી બાણોથી

॥ शर्यातिरुवाच ॥ दूरंगच्छअसद्बुद्धेगुरुवद्भाषसेकथं ॥
यावद्भूतंतुमेराज्यंतावत्त्वंमामहींवसः ॥ १६ ॥ यस्त्वयाराधितःकृ
ष्णःसोऽपिसर्वसहायकृत॥नवीनांकिंमहींतेवैभगवानेवदास्यति।१७।
॥ श्रीनारदउवाच ॥ इत्युक्तस्तुतदानर्तोराजानंप्राहमा
नदः ॥ यत्रतेचमहीराज्यंतत्रवासोनमेभवेत् ॥ १८ ॥ पित्रा
निःसारतोराज्ञाप्यानर्तोऽब्धितटंगतः ॥ वेलामेत्यतपस्तेपेवर्षाणा
मयुतंजले ॥ १९ ॥ प्रेमलक्षणयाभक्त्यासंतुष्टोभगवान्हरिः ॥
तस्मैस्वंदर्शनंदत्वावरंब्रूहीत्युवाचह ॥ २० ॥ कृतांजलिपुटोभूत्वा
नर्तउत्थायशीघ्रतः ॥ ननामकृष्णपादाब्जंरोमांचीप्रेमविह्वलः ॥२१॥
॥ आनर्तउवाच ॥ नमस्तेवासुदेवायनमःसंकर्षणायच ॥
प्रद्युम्नायानिरुद्धायसात्वतांपतयेनमः ॥ २२ ॥ पित्रानिष्कासितो
देवत्वामहंशरणंगतः ॥ देहिमह्यंभूमिमन्यांयत्रवासोहिमेभवेत॥२३॥

પોતાની ક્ષતિ થઈ માની ક્રોધથી જેના હોઠ ફરકવા લાગ્યા એવા શર્યાતિ રાજાએ તે પોતાના પુત્ર આનર્ત્તને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧૫ ॥

શર્યાતિ કેહે છે—હે દુષ્ટ બુદ્ધિવાળા! દૂર જા. તું ગુરૂની પેઠે કેમ બોલે છે. જ્યાં સુધી મારૂં રાજ્ય છે ત્યાં સુધી તારે પૃથ્વીમાં રેહેવું નહી. ॥ ૧૬ ॥ તેં જે શ્રીકૃષ્ણની આરાધના કરી છે તે ભગવાન જો કે.સર્વને સહાયતા આપનાર છે તો પણ એ તને નવી પૃથ્વી આપશે કે? ॥ ૧૭ ॥

નારદજી કેહે છે—આ પ્રમાણે પિતાનાં વચન સાંભળી માન આપનારો આ-નર્ત્ત બોલ્યો કે "જ્યાં તમારી પૃથ્વી છે અને જ્યાં તમારૂં રાજ્ય છે ત્યાં મારે રેહેવું-જ નહી" ॥ ૧૮ ॥ પછી પિતાએ કાહાડી મુકેલા આનર્ત્તે સમુદ્રને કીનારે આવી-ને દશ હજાર વર્ષ સુધી જળમાં તપશ્ચર્યા કરી. ॥ ૧૯ ॥ એની પ્રેમલક્ષણા ભક્તિ-થી પ્રસન્ન થએલા ભગવાને તેને પોતાનું દર્શન દઈને કહ્યું કે "વરદાન માગ્ય." ॥ ૨૦ ॥ એ વચન સાંભળી જેનાં અંગમાં રૂવાડાં ઉભાં થઈ ગયાં એવા આનર્ત્તે પ્રેમથી વિહ્વલ થઈ હાથ જોડી તુરત ઉભો થઈ ભગવાનના ચરણારવિંદમાં પ્રણામ કરીને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ॥ ૨૧ ॥

આનર્ત્ત કેહે છે—આપ કે જે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધ એ ચાર વ્યૂહ રૂપ છો અને ભક્તોના પાલક છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું. ॥ ૨૨ ॥ હે પ્રભુ! મને મારા પિતાએ કાહાડી મુકેલો છે તેથી હું આપને શરણે આવેલો છું મને બીજી પૃથ્વી આપો કે જ્યાં મારે રેહેવાનું થાય. ॥ ૨૩ ॥ ભક્તોના ક્લેશોને

ध्रुवोऽपियत्प्रसादेनययौसर्वोत्तमंपदं ॥ तस्मैनमोभगवतेप्रणतक्लेशहारिणे ॥ २४ ॥

॥ श्रीनारदउवाच ॥ आनर्तमानतंदीनंभगवान्दीनवत्सलः ॥ प्रसन्नःश्रीमुखेनाहमेघगंभीरयागिरा ॥ २५ ॥

॥ श्रीभगवानुवाच ॥ अन्यानमेदिनीलोकेकिंकर्तव्यंमयानृप ॥ स्ववचस्त्वद्दतंकर्तुंद्भक्त्याहंपरितोषितः ॥ २६ ॥ तस्माद्दैवस्यलोकस्यवैकुंठस्यपरंतप ॥भूखंडंयोजनशतंददामिविमलंशुभं २७

॥ श्रीनारदउवाच ॥ इत्युक्त्वानर्तनृपतिंभगवान्भक्तवत्सलः ॥ वैकुंठाच्चसमुत्पाद्यभूखंडंशतयोजनं ॥ २८ ॥ चक्रंसुदर्शनंधृत्वासमुद्रेभीमनादिनि ॥ दधारभगवान्देवस्तस्योपरिविदेहराट् ॥ २९ ॥ आनर्तोलक्षवर्षांतंतत्रराज्यंचकारह॥ पुत्रपौत्रसमायुक्तोराजन्वैकुंठसंपदि ॥ ३० ॥ इदंश्रुत्वाथशर्यातिःपितावैविस्मितोऽभवत् ॥ आनर्तोनामदेशोऽभूदानर्तस्यप्रसादतः ॥ ३१ ॥ रैवतस्तस्यपुत्रोऽभूच्छ्रीशैलस्यगिरेःसुतं ॥ समुत्पाटयस्वहस्ताभ्यामानर्तेषु

હરનારા આપ કે જેમની કૃપાથી ધ્રુવને પણ સર્વોત્તમ પદ મળ્યું છે તેમને હું પ્રણામ કરૂં છું. ॥ ૨૪ ॥

નારદજી કેહે છે—નમેલા અને દીનતાવાળા આનર્તનાં એ વચનો સાંભળી દીનપર પ્રેમ રાખનારા ભગવાને પ્રસન્ન થઈને શ્રીમુખથી મેઘનાદ સરખી ગંભીર વાણીથી તેને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૨૫ ॥

ભગવાન કેહે છે—હે રાજકુમાર ! જગતમાં બીજી પૃથ્વી છેજ નહી માટે મારે શું કરવું. તો પણ તેં મને ભક્તિથી પ્રસન્ન કર્યો છે માટે તારાં વચનને સત્ય કરવા સારૂ મારા અલૌકિક વૈકુંઠ લોકમાંથી ધરતીનો નિર્મલ અને સુંદર સો યોજનનો કટકો તને આપું છું. ॥ ૨૬ ॥ ૨૭ ॥

નારદજી કેહે છે—ભક્તવત્સલ ભગવાને આનર્ત રાજાને એ પ્રમાણે કહી વૈકુંઠમાંથી સો યોજનનો ધરતીનો કટકો ઉખેડી, ભયંકર નાદવાળા સમુદ્રમાં સુદર્શન ચક્ર ધરીને તે ચક્ર ઉપર રાખી દીધો. ॥ ૨૮ ॥ ૨૯ ॥ હે બહુલાશ્વરાજા ! વૈકુંઠ લોક સરખી સંપત્તિવાળાં તે સ્થાનકમાં આનર્ત રાજાએ દીકરા પોતરાઓ સહિત લાખ વર્ષ સુધી રાજ્ય કર્યું. ॥ ૩૦ ॥ આ વાત સાંભળી આનર્તના શર્યાતિને પણ ભારે વિસ્મય થયો. ભગવાનની કૃપાથી મળેલો એ દેશ આનર્ત રાજાના નામ ઉપરથી આનર્ત ( ઓખા ) જ કેહેવાયો. ॥ ૩૧ ॥ એ આનર્તનો પુત્ર 'રૈવત' હતો તેણે

स्यपातयत् ॥ ३२ ॥ सोऽभूद्रेवतनाम्नापिरैवतोनामपर्वतः ॥ कुश स्थलींविनिर्मायराज्यंकृत्वाथरैवतः ॥ ३३ ॥ समादायस्वकांकन्यां ब्रह्मलोकंजगामह ॥ बलदेवविवाहेऽपितत्कथाकथितामया ॥ ३४ ॥ तस्माद्द्वारावतींपुण्यांमोक्षद्वारंविदुःसुराः ॥ ३५ ॥

इति श्रीमद्गर्गाचार्यसंहितायां श्रीद्वारकाखंडे श्रीनारदबहुलाश्वसंवादे द्वारकागमनकारणंनाम नवमोऽध्यायः ॥

અંરૈલ પર્વતના પુત્રને પોતાના બે હાથવતે ઉખેડીને આનર્ત્ત દેશમાં નાખ્યો તેથી તે દેશમાં રૈવતના નામ ઉપરથી એ પર્વત રૈવતાચલ ( ગિરનાર ) કેહેવાય છે. પછી રૈવત રાજા દ્વારકાં વસાવી તેમાં રાજ્ય કરી પોતાની કન્યાને લઈને બ્રહ્મલોકમાં ગયો હતો કે જે કથા મેં તમને બળદેવજીના વિવાહના પ્રસંગમાં કહી છે. ૧૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥ આ કારણથી દેવતા દ્વારકાને પવિત્ર અને મોક્ષના સ્થાનક રૂપ સમજે છે. ॥ ૩૫ ॥

ઈતિ શ્રી ગર્ગસંહિતામાના દ્વારકાખંડમાં નારદજી અને બહુલાશ્વના સંવાદમાં (દ્વારકાગમન કારણ) એવા નામનો નવમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ दशमोऽध्यायः ॥

॥ बहुलाश्वउवाच ॥ गोमत्यांहिमहानद्यांचक्रतीर्थंशुभार्थदं ॥ कथंजातंबहुमतंतन्मेब्रूहिमहामते ॥ १ ॥

॥ नारदउवाच ॥ अत्रैवोदाहरंतीममितिहासंपुरातनं ॥ यस्यश्रवणमात्रेणपापहानिःपराभवेत् ॥ २ ॥ अलकेशोराजराजो

### અધ્યાય ૧૦ મો.

બહુલાશ્વ પુછે છે—હે મોટી બુદ્ધિવાળા નારદજી ! મહાનદી ગોમતીમાં શુભ પુરૂષાર્થ આપનારૂં અને ઘણાઓએ સ્વીકારેલું ચક્રતીર્થ કેવી રીતે થયું છે તે મને કહો. ॥ ૧ ॥

નારદજી કેહે છે—આ વિષયમા આ એક પ્રાચીન ઈતિહાસ કેહેવામાં આવે છે કે જેને સાંભળવા માત્રથીજ પાપોની અત્યંત હાનિ થાય છે. ॥ ૨ ॥ ભંડારીના

निधीशोधमभृत्प्रभुः ॥ वैष्णवंयज्ञमारेभेकैलासोत्तरभूमिषु ॥ ३ ॥
तस्ययज्ञेस्वयंविष्णुरागतोवैस्वधामतः ॥ ब्रह्माशिवोजंभभेदीवरुणो
यादसांपतिः ॥ ४ ॥ वायुर्यमोरविःसोमःक्षितिःसर्वजनेश्वरी ॥
गंधर्वाप्सरसःसिद्धाःसर्वेतत्रसमाययुः ॥ ५ ॥ देवर्षयःसमाजग्मुस्त
थाब्रह्मर्षयोनृप ॥ धनाध्यक्षोऽभवत्तस्यपुत्रस्तुनलकूबरः ॥ ६ ॥
रक्षार्थीवीरभद्रोऽभूत्सत्सेवायांगजाननः ॥ तथामरुद्गणाःसर्वेपरिवे
षणकारिणः ॥ ७ ॥ बाहुलेयःसभापूजामकरोद्धर्मतत्परः ॥ घंटा
नादःपार्श्वमौलिःकुबेरस्यतुमंत्रिणौ ॥ ८ ॥ सर्वशास्त्रविदांश्रेष्ठौ
दानाध्यक्षौबभूवतुः ॥ एवंहिविधिवद्यज्ञोबभूवपरमोत्सवः ॥ ९ ॥
अध्वरावभृथस्नातोराजराजोमहामनाः ॥ परंभागंचदेवेभ्योविप्रेभ्यो
दक्षिणामदात् ॥ १० ॥ एवंपूर्णेऽध्वरेमुख्येतुष्टेदेवर्षिसत्तमे ॥
आजगामाथदुर्वासादंडीच्छत्रीजटाधरः ॥ ११ ॥ क्रोधीकृशःपादुकां
घ्रिर्दीर्घश्मश्रुःकृशोदरः ॥ दर्भासनसमित्पात्रमृगचर्मधरःपरः ॥ १२ ॥

સ્વામી, ધર્માત્મા અને મહાસમર્થ અલકાપુરીના રાજા કુબેરજીએ કૈલાસના ઉત્તર ભાગમાં વિષ્ણુસંબંધી યજ્ઞ કરવાનો આરંભ કરચો. ॥ ૩ ॥ તે યજ્ઞમાં પોતે વિષ્ણુ ભગવાન પોતાના ધામમાંથી પધારચા હતા. બ્રહ્મા, શિવ, ઈંદ્ર, વરૂણ, વાયુ, યમ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, સર્વલોકોનાં ઈશ્વરી જગદંબા, ગંધર્વો, અપ્સરાઓ અને સિદ્ધલો-લોકો એ સર્વ પણ એ યજ્ઞમાં આવ્યાં હતાં. ॥ ૪ ॥ ૫ ॥ હે રાજા! દેવર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ પણ આવ્યા હતા. કુબેરજીનો પુત્ર નલકૂબર એ યજ્ઞમાં ધનનો ઉપરી થયો હતો. ॥ ૬ ॥ વીરભદ્ર યજ્ઞનું રક્ષણ કરવાનું કામ કરતા હતા, ગણપતિ મહાત્માઓની સેવાનું કામ કરતા હતા, સઘળા મરૂત દેવતાઓ પીરસવાનું કામ કરતા હતા, ॥ ૭ ॥ કાર્તિકેય સ્વામી ધર્મમાં તત્પર રહીને સભાની પૂજાનું કામ કરતા હતા અને ઘંટા નાદ તથા પાર્શ્વમૌલિ નામના કુબેરજીના બે મંત્રીઓ કે જેઓ સઘળા શાસ્ત્રવેત્તાઓમાં ઉત્તમ હતા તેઓ દાનાધ્યક્ષ થયા હતા. આવી રીતે ભારે ઉત્સવ વાળો તે યજ્ઞ વિધિ પ્રમાણે પુરો કરવામાં આવ્યો. ॥ ૮ ॥ ૯ ॥ યજ્ઞનું અવભૃથ સ્નાન કરી ઉદાર મનવાળા કુબેરજીએ દેવતાઓને ઉત્તમ ભાગ આપ્યા અને બ્રાહ્મણોને દક્ષિણા આપી. ॥ ૧૦ ॥ એ મુખ્ય યજ્ઞ પુરો થયા પછી અને સર્વે મોટા મોટા દેવતાઓ અને ઋષિઓ પ્રસન્ન થયા પછી દંડ, છત્ર અને જટાને ધારણ કરનાર દુર્વાસા મુનિ ત્યાં આવ્યા. ॥ ૧૧ ॥ એ ક્રોધી મુનિ શરીરે દુબળા હતા, પગમાં ચાંખડીઓ પેહેરી હતી, દાઢી બહુ લાંબી હતી, પેટ પાતળું હતું, અને હાથમાં

तमागतंसमागम्यपूजयित्वाविधानतः ॥ भयभीतःपरिक्रम्यकुवेरः प्रणनामह ॥ १३ ॥ अद्यमेसफलंजन्मसफलंमंदिरंचमे ॥ अद्यमे सफलोयज्ञोब्रह्मंस्त्वय्यागतेसति ॥ १४ ॥ इत्थंसंतोषितस्तेनदुर्वासाभगवान्मुनिः ॥ देवंमनुष्यधर्माणंप्राहप्रहसिताननः ॥ १५०॥

॥ श्रीदुर्वासाउवाच ॥ त्वंराजराजोधर्मात्मादानीविप्रपरायणः ॥ कृतस्तेवैष्णवोयज्ञोविष्णुसंतोषकारणं ॥ १६ ॥ नयाचितोमयात्वंवैक्वापिवैश्रवणप्रभो ॥ अद्यैवयाचनांकुर्वेज्ञात्वात्वांदानिसत्तमं ॥ १७ ॥ मद्यांचांसफलीकुर्यास्तुभ्यंदास्यामिसद्वरं ॥ नचेत्वांभस्मसात्कुर्वेशापेनातिभयेनवै ॥ १८ ॥ वर्ततेत्वद्गृहेसर्वेत्रैलोक्यनिधयोनव ॥ तान्मेप्रयच्छभद्रंतेतदर्थागतवानहं ॥ १९ ॥

॥ श्रीनारदउवाच ॥ एतच्छ्रुत्वाराजराजोदानशीलउदारधीः॥ओमितिप्रतिगृह्णीष्वप्राहतंगुह्यकेश्वरः॥२०॥एवंनिधीन्प्रदास्यंतंदानाध्यक्षौनिधीश्वरौ॥घंटानादसपार्श्वमौलिरूचतुर्लोभमोहितौ २१

દર્ભનું આસન, સમિધ અને મૃગચર્મ ધરચાં હતાં. ॥ ૧૨ ॥ દુર્વાસા આવતાં કુબેરજીએ તેમને મળી વિધિ સહિત પૂજા કરી ભયભીતપણાથી પ્રદક્ષિણા કરીને પ્રણામ કરચા. ॥ ૧૩ ॥ વળી કહ્યું કે "હે મહામુનિ ! આજ આપના પધારવાથી મારો જન્મ સફલ થયો. મારૂં ઘર સફળ થયું અને મારો યજ્ઞ પણ સફળ થયો." ॥૧૪॥ આ પ્રમાણે કુબેરજીનાં વચન સાંભળી સંતોષ પામેલા મહાત્મા દુર્વસા મુનિએ હસતા મોહોડાથી કુબેરજીને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧૫ ॥

દુર્વાસા કેહે છે–હે કુબેરજી ! તમે યક્ષોના રાજા છો, ધર્માત્મા છો, દાતા છો અને બ્રાહ્મણોના સેવક છો, તમે આ વિષ્ણુ સંબંધી યક્ષ કરચો તેથી વિષ્ણુ પ્રસન્ન થએલા હોવા જોઈએ. ॥ ૧૬ ॥ હે મહાસમર્થ કુબેરજી ! મે કદી પણ તમારી પાસે યાચના કરી નથી. તમને મોટા દાતા જાણીને આજજ તમારી પાસે યાચના કરૂં છું. ॥ ૧૭ ॥ મારી યાચનાને સફળ કરશો તો હું તમને ઉત્તમ વરદાન આપીશ અને નહી સફલ કરો તો મહાભયંકર શાપથી ભસ્મ કરી નાખીશ. ॥ ૧૮ ॥ ત્રૈલોક્યમાના નવે ભંડાર તમારા ઘરમાં છે તે મને આપી દીયો. તમારૂં ભલું થશે. હું એ વાસ્તેજ આવેલો છું. ॥ ૧૯ ॥

નારદજી કેહે છે—એ પ્રમાણે દુર્વાસાનાં વચન સાંભળી યક્ષોના આધિપતિ, મોટા દાતા અને ઉદાર બુદ્ધિવાળા કુબેરજીએ હા પાડીને કહ્યું કે "સુખથી સઘળા નિધિઓનો પ્રતિગ્રહ કરો." ॥ ૨૦ ॥ એ પ્રમાણે કુબેરજી નિધિઓ આપી દેવા

॥ द्वावूचतुः ॥ एकोयंब्राह्मणोलोभीनिधिभिःकिंकरिष्यति॥ लक्षंद्रव्यंदेहिचास्मैवृत्तिंरक्षतथोत्तरां ॥ २२ ॥

॥ श्रीनारदउवाच ॥ तद्वचःपरुषंश्रुत्वादुर्वासाःक्रोधविग्रहः॥ भ्रूभंगकुटिलीभूतेरक्तेनेत्रेचकारह ॥ २३ ॥ स्थलीवसर्वब्रह्मांडंचचालनिमिषद्वयं ॥ प्रणतंधनदंवीक्ष्यताभ्यांशापंददौमुनिः ॥ २४ ॥

॥ मुनिरुवाच ॥ घंटानादमहादुष्टपापबुद्धेऽतिलुब्धक ॥ ग्राहवत्त्वंधनग्राहीग्राहोभवमहाखल ॥ २५ ॥ पार्श्वमौलेपापबुद्धेधनलोभमदान्वित ॥ गजवत्प्रेरणांकुर्वंस्त्वंगजोभवदुर्मते ॥ २६ ॥

॥ श्रीनारदउवाच ॥ ताभ्यांशापंमुनिर्दत्वानिधीन्नीत्वाकुबेरतः ॥ वरंददौपुनस्तस्मैदुर्वासादुर्लभंपरं ॥ २७॥ अस्माद्दानाच्चद्विगुणाभवंतुनिधयोनव॥ इत्युक्त्वासनिधिःप्रागादहोतेजीयसांबलं२८

॥ इति श्रीमद्गर्गाचार्यसंहितायां श्रीद्वारकाखंडे श्रीनारदबहुलाश्वसंवादे गोमत्युपाख्यानं नाम दशमोऽध्यायः ॥ १० ॥

લાગ્યા ત્યારે ઘંટાનાદ અને પાર્શ્વમૌલિ નામના તેમના બે મંત્રિઓએ પોતાના લાભમાં મોહિત થઈને કુબેરજીને નીચે પ્રમાણે કહ્યું. ॥ ૨૧ ॥

ઘંટાનાદ તથા પાર્શ્વમૌલિ કેહે છે—આ લોભી બ્રાહ્મણ એકલો છે તે સઘળા નિધિઓ લઈને શું કરશે તમે આ બ્રાહ્મણને એક લાખ ધન આપો અને એમ કરીને ભવિષ્યની પોતાની આજીવિકાનું રક્ષણ કરો. ॥ ૨૨ ॥

નારદજી કેહે છે—એઓનું એ કઠણ વચન સાંભળી ક્રોધની મૂર્ત્તિરૂપ દુર્વાસાએ પોતાનાં નેત્રોને રાતાં અને ભમર ચડાવવાથી વાંકાં કરયાં. ॥ ૨૩ ॥ એ સમયે બે નિમેષ જેટલી વાર તો સઘળું બ્રહ્માંડ બાંધેલા મેડાની પેઠે ધ્રુજ્યું. કુબેરજીને પગમાં પ્રણામ કરતા જોઈ દુર્વાસાએ પેહેલા બે મંત્રીઓને નીચે પ્રમાણે શાપ દીધો. ॥ ૨૪ ॥

દુર્વાસા કેહે છે—હે પાપબુદ્ધિવાળા ! મહા દુષ્ટ ! મહાખલ ! અતિ લોભીઆ! ઘંટાનાદ ! તું ઝૂડની પેઠે ધનને પકડી રાખનાર છે માટે ઝૂડ થઈજા. ॥ ૨૫ ॥ હે ધનના લોભ તથા મદવાળા ! પાપ બુદ્ધિ ! દુર્મતિ ! પાર્શ્વમૌલિ ! તું હાથીની પેઠે મસ્તપણાથી પ્રેરણા કરે છે એટલા માટે હાથી થઈજા. ॥ ૨૬ ॥

નારદજી કેહે છે—એ પ્રમાણે દુર્વાસાએ તેઓને શાપ દઈ કુબેરજીની પાસેથી ભંડાર લઈ પછી કુબેરજીને બીજાને ન મળે એવું ધારદાન આપ્યું કે " આ દાનના પ્રભાવથી તમારી પાસે નવે ભંડાર બમણા ધનવાળા પેહોંજો." એ પ્રમાણે કહી દુર્વાસા

ભંડારોને લઈને ત્યાંથી ગયા. અહો ! તેજસ્વીઓનું સામર્થ્ય અપાર હોય છે. ॥ ૨૭ ॥ ૨૮ ॥

ઇતિશ્રી ગર્ગસંહિતામાના દ્વારકાખંડમા નારદજી અને બહુલાશ્વના સંવાદમાં (ગોમત્યુપાખ્યાન) એવા નામનો દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ एकादशोऽध्यायः ॥

॥ श्रीनारदउवाच ॥ कुबेरमंत्रिणौदीनौविप्रशापविमोहितौ ॥ तत्रसाक्षात्स्वयंविष्णुःप्राहतौशरणंगतौ ॥ १ ॥

॥ श्रीभगवानुवाच ॥ मदर्चासंयुतेयज्ञेभवंतौदुःखसंयुतौ ॥ ब्राह्मणानांवचोहंवैदूरीकर्तुनचक्षमः ॥ २ ॥ भवतंग्राहमातंगौयुद्धं हियुवयोर्यदा ॥ तदावैमत्प्रसादेनप्रकृतिंस्वांगमिष्यथः ॥ ३ ॥

॥ श्रीनारदउवाच ॥ इत्युक्तौहरिणातौद्वौराजराजस्यमंत्रिणौ ॥ बभूवतुर्ग्राहगजौजातिस्मरणसंयुतौ ॥ ४ ॥ घंटानादोऽभवद्ग्राहोगोमत्यांचशतंसमाः ॥ विकरालोमहाभीममहाप्रौढवपुर्धरः ॥ ॥ ५ ॥ पार्श्वमौलिर्गजेंद्रोऽभूद्रैवतस्यगिरेर्वने ॥ चतुर्दंतःकज्जलाभः

### અધ્યાય ૧૧ મો.

નારદજી કેહે છે—કુબેરજીના બે મંત્રીઓ તો બ્રાહ્મણના શાપથી મુંઝાઈ રાંક થઈને વિષ્ણુને શરણે ગયા. તેઓને સાક્ષાત્ સ્વરૂપનાં દર્શન દઈને વિષ્ણુએ નીચે પ્રમાણે કહ્યું. ॥ ૧ ॥

વિષ્ણુ કેહે છે—જેમાં મારૂં પૂજન થતું હતું એવા યજ્ઞમાં તમો દુઃખ પામ્યા એ મને ઠીક લાગતું નથી તો પણ બ્રાહ્મણોના વચનને મિથ્યા કરવાને હું સમર્થ નથી. ॥ ૨ ॥ તમો ઝૂડ અને હાથી થઇને જ્યારે યુદ્ધ કરશો ત્યારે મારી કૃપાથી પાછા પોતાની સ્થિતિને પ્રાપ્ત થશો. ॥ ૩ ॥

નારદજી કેહે છે—વિષ્ણુએ આ પ્રમાણે આજ્ઞા કરતાં એ બે કુબેરજીના મંત્રિઓ ઝૂડ અને હાથીરૂપ થયા પણ તે અવતારમાં તેઓને પૂર્વજન્મનું સ્મરણ રહ્યું. ॥ ૪ ॥ ઘંટાનાદ તો ગોમતીમાં વિકરાલ, મહાભયંકર અને ભારે મોટા શરીરવાળો ઝૂડ થયો. ગોમતીમાં રેહતાં તેને સો વર્ષ નીકળી ગયાં. ॥૫॥ પાર્શ્વમૌલિ ગિર-

पृष्ठप्राच्योधनुःशतं ॥ ६ ॥ वंजुलैःकुरवैःकुंदैर्बदरैर्वेत्रवेणुभिः ॥ रं
भाभूर्जवटैर्युक्तैकोविदारासनार्जुनैः ॥ ७ ॥ मंदारपाटलाशोकचूत
चंपकचंदनैः ॥ पनसोदुंबराश्वत्थखर्जूरैर्बीजपूरकैः ॥ ८ ॥ प्रिया
लाम्रातकाम्रैश्चक्रमुकैःपरिमंडिते ॥ रैवतस्यवनेदीर्घेविचचारमहा
गजः ॥ ९ ॥ एकदामाधवेमासिगजेंद्रोगिरिगह्वरात् ॥ स्नातुंतांगो
मतींगंगामाययौसगणोनदन् ॥ १० ॥ चिरंसमवगाह्याप्सुशुंडादंडै
रितस्ततः ॥ करेणूःकलभान्सर्वान्स्नापयामासनागराट् ॥ ११ ॥
महान्ग्राहोपितत्रस्थोबलीयान्दैवनोदितः ॥ अग्रहीच्चरणेनागंक्रो
धपूरितविग्रहः ॥ १२ ॥ येनैवतद्गृहेनीतोगजेंद्रोबलदर्पितः ॥ तमा
कृष्यबहिःप्राप्तःपुनस्तेनविकर्षितः ॥ १३ ॥ करेणवश्चकलभास्तं
तारयितुमक्षमाः ॥ एवंतयोर्युध्यतोश्चकर्षतोर्बहिरंतरं ॥ १४ ॥
पंचाशत्पंचवर्षाणिव्यतीयुःपश्यतांसतां ॥ एवंकश्मलमापन्नोगजो
जातिस्मरोमहान् ॥ १५ ॥ प्रेमलक्षणयाभक्त्याहरिपादकृताश्रयः॥
सस्मारश्रीहरिंदेवंमृत्युपाशवशंगतः ॥ १६ ॥

નાર પર્વતના મોટા વનમાં ચાર દાંતવાળો, આંજણ સરખો અને ચારસો હાથ ઊંચો તથા આડો હાથી થયો. ॥ ૬ ॥ નેતર, કુરબક, ડોલર, બોરડી વંજુલ, વાંસ, કેળ, ભૂર્જ, વડ, કોવિદાર, દેવદાર, બીબલા, મંદાર, પાટલ, આસોપાલવ, આંબા, ચંપક, ચંદન, ફનસ, ઊંબરા, પીપળા, ખજુરી, બીજોરાં, રાણ, જંગલી આંબા, હાફુસ આંબા, અને સોપારી ઈત્યાદિ વૃક્ષોથી શોભી રહેલા ગિરનાર પર્વતના મોટા વનમાં એ મોટો હાથી ફરતો હતો. ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥ એક દિવસે વૈશાખ મહીનામાં પર્વતની ઝાડીમાંથી પોતાનાં ટોળાં સહિત ગર્જના કરતો કરતો એ હાથી ગોમતીજીમાં નાહાવા સારૂ ગયો. ॥ ૧૦ ॥ પાણીમાં ઘણીવાર સુધી નાહી સુંઢવતે ચારે કોર પાણીને હલાવતો હાથી હાથણીઓને અને બચ્ચાંઓને નવરાવવા લાગ્યો. ॥ ૧૧ ॥ એટલીવારમાં ત્યાં રહેલા મહા બળવાન્ મોટા ઝૂડે દૈવની પ્રેરણાથી ક્રોધથી વ્યાપ્ત થઈને તે હાથીનો પગ પકડી લીધો. ॥ ૧૨ ॥ એ ઝૂડ તે બળવાન્ હાથીને પાણીની અંદર લઈ જવા લાગ્યો અને હાથી પાછો ઝૂડને ખેંચીને બાહાર લાવવા લાગ્યો. ॥ ૧૩ ॥ હાથણીઓ કે બચ્ચાં કોઈપણ તેને કાહાડવાને સમર્થ થયાં નહી. આ પ્રમાણે અંદર તથા બાહાર પરસ્પરને ખેંચ્યા કરતાં એ ઝૂડ અને હાથીને લડતાં લડતાં સહુ જાણે એમ પંચાવન વર્ષ નીકળી ગયાં. આ પ્રમાણે કષ્ટ પ્રાપ્ત થતાં મૃત્યુના પાશને વશ થએલો અને જેને પૂર્વજન્મ સાંભર્યો હતો એવો એ મોટો હાથી

॥ श्रीगजेंद्रउवाच ॥ श्रीकृष्णकृष्णसखवृष्णिवपुर्दधानकृष्णापदुद्धरणनाथसुरेशविष्णो ॥ पूर्णप्रभोपरमपावनपुण्यकीर्त्तेमांपाहिपाहिपरमेश्वरपापपाशात् ॥ १७ ॥

॥ श्रीनारदउवाच ॥ एवंग्राहगृहीतांगंस्मरंतंचहरिंहरिः॥ ज्ञात्वाहृष्टखगंवेगादधावद्दीनवत्सलः ॥ १८ ॥ स्वयंखगात्समुत्तीर्यधावंश्चक्रंसमाक्षिपत् ॥ चक्रप्राप्तेःपूर्वमेवग्राहस्यापिशिरोद्भुतं॥१९॥ दैन्येप्राप्तेधनमिवदेहाच्छिन्नंबभूवह ॥ पश्चात्प्रपतितंचक्रंगोमत्याश्चह्नदेनदत् ॥ पाषाणनिचयान्सर्वांश्चक्राकारांश्चकारह ॥ २० ॥ तन्नेमिसंघर्षभवंचक्रतीर्थंशुभावहं ॥ तच्चक्रदर्शनाद्राजन्ब्रह्महत्यांप्रमुच्यते ॥ २१ ॥ ग्राहश्छिन्नशिराभूत्वापूर्वरूपंदधारह ॥ श्रीकृष्णानुग्रहाद्धस्तीदिव्यरूपोबभूवसः ॥ २२ ॥ परिक्रम्यहरिंनत्वास्तुत्वादेवंकृतांजलिः ॥ कुबेरमंत्रिणौतौद्वौजग्मतुःस्वपदंपुनः ॥ ॥ २३ ॥ देवेषुपुष्पवर्षत्सुजयध्वानिनदत्सुच ॥ जगामभगवान्सा

પ્રેમલક્ષણા ભક્તિથી ભગવાનના ચરણનો આશ્રય કરીને તે ભગવાનનું સ્મરણ કરવા લાગ્યો. ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥

હાથી સ્તુતિ કરે છે—હે શ્રીકૃષ્ણ ! હે અર્જુનના મિત્ર ! હે યાદવના સ્વરૂપને ધારણ કરનાર ! હે દ્રૌપદીના દુઃખને મટાડનારે ! હે નાથ ! હે દેવતાઓના સ્વામી ! હે વિષ્ણુ ! હે પૂર્ણ ! હે પ્રભુ ! હે પરમ પાવન ! હે પવિત્ર કીર્ત્તિવાળા ! હે પરમેશ્વર ! આ પાપના પાશમાંથી મારી રક્ષા કરો, રક્ષા કરો. ॥ ૧૭ ॥

નારદજી કહે છે—એ પ્રમાણે ઝૂડે પકડેલા હાથીને પોતાનું સ્મરણ કરતો જાણી દીનવત્સલ ભગવાન ગરૂડજી ઉપર બેસીને તુરત ત્યાં દોડી પોહોચ્યા. ॥૧૮॥ પોતે ગરૂડજી ઉપરથી ઉતરી દોડી જઈને ઝૂડ ઉપર ચક્ર ફેંક્યું. જેમ ધન દીનતા આવ્યા પેહેલાંજ શરીરથી જુદું પડી જાય તેમ ઝૂડનું અદ્ભુત માથું ચક્ર પોહોચ્યા પેહેલાંજ શરીરમાંથી જુદું થઈ ગયું. ચક્ર તો ગાજતું ગાજતું તે પછી ગોમતીના દ્રોમાં પડ્યું અને ત્યાં પડીને તેણે તે સ્થલના સઘળા પાષાણોને ચક્રાકાર કરી દીધા. ॥ ૧૯ ॥ ૨૦ ॥ હે રાજા ! એ ચક્રના પાટા ઘસાવાથી ત્યાં શુભકારી ચક્રતીર્થ થયું છે કે જેનાં ચક્રોનાં દર્શનથી બ્રહ્મહત્યા પણ મટી જાય છે. ॥ ૨૧ ॥ માથું કપાઈ પડ્યા પછી ઝૂડ મટીને ઘંટાનાદ થઈ રહ્યો અને હાથી પણ ભગવાનના અનુગ્રહથી દિવ્યરૂપવાળો પાર્શ્વમૌલિ થઈ રહ્યો. ॥ ૨૨ ॥ એ બે કુબેરજીના મંત્રિઓ હાથ જોડી ભગવાનને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી સ્તુતિ કરીને પાછા પોતાના સ્થા-

क्षात्स्वकंधामकृतेःपरं ॥ २४ ॥ चक्रतीर्थकथामेनांयःशृणोति
नरोत्तमः ॥ चक्रतीर्थस्नानफलंसंप्राप्नोतिनसंशयः ॥ २५ ॥
गजग्राहकथांपुण्यांयःशृणोतिसमाहितः ॥ दुःस्वप्नंनश्यतेतस्यसु
स्वप्नंभवतिध्रुवं ॥ २६ ॥

॥ इति श्रीमद्गर्गाचार्यसंहितायां श्रीद्वारकाखंडे नारदबहुलाश्वसंवादे चक्रतीर्थोत्पत्तौ गजग्राहमोक्षोनामैकादशोऽध्यायः ॥ ११ ॥

નાકમાં ગયાં. ॥ ૨૩ ॥ દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરતાં અને 'જય જય' એવા નાદ કરતાં પોતે સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ પણ પોતાના અકૃત્રિમ ધામમાં પધારયા. ॥ ૨૪ ॥ જે ઉત્તમ આ ચક્રતીર્થ સંબંધી કથા સાંભળે તેને ચક્રતીર્થમાં નાહ્યાનું ફળ થાય એમાં સંશય નથી. ॥ ૨૫ ॥ જે માણસ જિતેંદ્રિય રહીને આ હાથીની અને ગ્રાહની પવિત્ર કથા સાંભળે તેનું દુઃસ્વપ્ન મટી જાય છે અને અવશ્ય સુસ્વપ્ન થાય છે. (નરસું સ્વપ્ન નરસું ફળ નહી આપતાં સારૂં ફળ આપે છે.) ॥ ૨૬ ॥

ઇતિ શ્રી ગર્ગસંહિતામાના દ્વારકાખંડમાં નારદજીના અને બહુલાશ્વના સંવાદમાં 'ચક્રતીર્થોત્પત્તિ' એવા નામનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ.

---

## ॥ द्वादशोऽध्यायः ॥

॥ श्रीनारदउवाच ॥ शंखोद्धारेतीर्थमुख्येस्वर्णदानंददाति
यः ॥ सगच्छेद्वैष्णवंलोकंसर्वोपद्रववर्जितं ॥ १ ॥ श्रीकृष्णभक्तः
शांतात्मात्रितोनाममहामुनिः ॥ तीर्थयात्राप्रसंगेनप्राप्तआनर्तभूमि
षु ॥ २ ॥ दृष्ट्वाशुभंसरःस्नात्वाहरेःपूजांचकारह ॥ तत्पूजायांमहा
शंखंतस्मिन्ध्यानगतेमुनौ ॥ ३ ॥ चोरयामासकक्षीवांस्तस्यशिष्योऽ

### અધ્યાય ૧૨ મો.

નારદજી કેહે છે—જે માણસ શંખોદ્ધાર નામના ઉત્તમ તીર્થમાં બ્રાહ્મણને સોનાનું દાન આપે તે માણસ જેમાં કોઈ પણ ઉપદ્રવ નથી એવા વિષ્ણુના લોકમાં જાય છે. ॥ ૧ ॥ શ્રીકૃષ્ણના ભક્ત અને શાંત અંતઃકરણ વાળા 'ત્રિત' નામના એક મોટા મુનિ તીર્થયાત્રાના પ્રસંગથી ઓખાદેશ ગયા હતા. ॥ ૨ ॥ એ મુનિ ત્યાં એક સુંદર સરોવર જોઈ તેમાં નાહીને ભગ॰ ની પૂજા કરવા બેઠા. પૂજા કર-

तिलोभतः ॥ पूजाशंखंगतंवीक्ष्यक्रुद्धःप्राहत्रितोमुनिः ॥ ४ ॥ येन
नीतस्तुमेशंखःसशंखोभवतुध्रुवं॥ तदैवशंखरूपोऽभूत्कक्षीवाञ्छाप
पीडितः॥ ५ ॥ तत्पादयोर्निपतितःपाहिमामित्युवाचह ॥ शीघ्रंशांत
स्त्रितःप्राहदुर्मतेकिंकृतंत्वया ॥ स्तेयदोषाद्भुंक्ष्वपापंमद्वचोनोमृषाभ
वेत् ॥ ६ ॥ भजश्रीकृष्णपादाब्जंसतेमोक्षंकरिष्यति ॥ इत्युक्त्वाथा
गतेराजंस्त्रितेदेवेमहामुनौ ॥ ७॥ सरोवरेनिपतितःकक्षीवाञ्छंखरूप
धृक् ॥ प्रवदन्कृष्णकृष्णेतिशतवर्षास्थितोभवत् ॥ ८ ॥ परिपूर्णतमः
साक्षाद्भगवान्भक्तवत्सलः ॥ आगत्यसरसस्तीरंमाभैष्टेत्यभयंददौ॥
॥ ९ ॥ तांमेघनादगंभीरांगिरंश्रुत्वाजलेचरः ॥ चुक्रोशपाहिपाहीति
देवदेवजगत्पते ॥ १० ॥ भुजगेंद्रभोगरुचाभुजेनभगवान्प्रभुः ॥ शं
खभक्तंगजमिवप्रोज्जहारदयापरः ॥ ११ ॥ तदैवदिव्यरूपोभूच्छंख
रूपंविहायसः ॥ कृतांजलिर्हरिंनत्वास्तुतिंचक्रेतदार्द्रकः ॥ १२ ॥

તાં ધ્યાનમાં લાગી ગયા તે સમયે 'કક્ષીવાન્' નામના તેમના એક શિષ્યે અત્યંત લોભથી પૂજાના મોટા શંખને ચોરી લીધો. પૂજાના શંખને ગએલો જોઈ ત્રિતમુનિ બોલ્યા કે ॥ ૩ ॥ ૪ ॥ "જે ધણી મારા શંખને લઈ ગયો હોય તે અવશ્ય શંખ થઈ જજો" શાપથી પીડાએલો કક્ષીવાન્ તુરત શંખરૂપ થઈ ગયો. ॥ ૫ ॥ એ કક્ષીવાન્ ત્રિતના પગમાં પડીને બોલ્યો કે "મારી રક્ષા કરો." તુરત શાંત થએલા ત્રિત મુનિએ કહ્યું કે "અરે દુર્મતિ ! તેં આ કામ શું કર્યું તું ચોરીના દોષને લીધે પાપ ભોગવ્ય. મારૂં વચન મિથ્યા થવાનું નથી. ॥ ૬ ॥ તું શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ભજન કરય એટલે તે તારો છુટકારો કરશે" હે રાજા ! એટલું કહીને મોટા મુનિ ત્રિત ત્યાંથી ગયા અને કક્ષીવાન્ તો શંખનું રૂપ ધરીને સરોવરમાં પડ્યો તે કૃષ્ણ કૃષ્ણ એમ બોલતો બોલતો તેમાંજ સો વર્ષ સુધી રહ્યો. ॥ ૭ ॥ ૮ ॥ પછી ભક્તવત્સલ સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણે તે સરોવરને કાંઠે આવીને (બીશ માં) એમ અભય દાન દીધું. ॥ ૯ ॥ એ મેઘનાદ જેવી ગંભીરવાણી સાંભળીને શંખ બરકીને બોલ્યો કે "હે દેવના દેવ ! હે જગતના પતિ ! રક્ષા કરો, રક્ષા કરો." ॥ ૧૦ ॥ તે સમયે દયાળુ ભગવાને સર્પના શરીર જેવા સુંદર હાથથી આગળ જેમ હાથીને કાહાડ્યો હતો તેમ પોતાની ભક્તિ કરનારા શંખને બાહાર કાહાડ્યો. ॥ ૧૧ ॥ તે સમયેજ શંખનું રૂપ છુટી જતાં દિવ્ય રૂપ થએલા અને ભક્તિથી ભીંજાએલા કક્ષીવાને હાથ જોડી ભગવાનને પ્રણામ કરીને નીચે પ્રમાણે સ્તુતિ કરી. ॥ ૧૨ ॥

॥ कक्षीवानुवाच ॥ वासुदेवनमस्तेस्तुगोविंदपुरुषोत्तम ॥ दीनवत्सलदीनेशद्वारकेशपरेश्वर ॥ १३ ॥ ध्रुवेध्रुवपदंदात्रेप्रल्हाद स्यार्तिहारिणे ॥ गजस्योद्धारिणेतुभ्यंबलेर्बलिविदेनमः ॥ १४ ॥ द्रौपदीचीरसंतानकारिणेहरयेनमः ॥ गराग्निवनवासेभ्यःपांडवानां सहायिने ॥ १५ ॥ यादवत्राणकर्त्रेचशक्रादाभीररक्षिणे ॥ गुरु मातृद्विजानांचपुत्रदात्रेनमोनमः ॥ १६ ॥ जरासंधनिरोधार्तनृपा णांमोक्षकारिणे ॥ नृगस्योद्धारिणेसाक्षात्सुदाम्नोदैन्यहारिणे ॥ १७॥ वासुदेवायकृष्णायनमःसंकर्षणायच ॥ प्रद्युम्नायानिरुद्धायचतुर्व्यू हायतेनमः ॥ १८ ॥ त्वमेवमाताचपितात्वमेवत्वमेवबंधुश्चसखा त्वमेव ॥ त्वमेवविद्याद्रविणंत्वमेवत्वमेवसर्वंममदेवदेव ॥ १९ ॥

॥ श्रीनारदउवाच॥एवंस्तुत्वाहरिंराजन्कक्षीवान्प्रेमपूरितः॥ विमानवरमास्थाययादवानांचपश्यतां ॥ २० ॥ विभ्राजयन्दश दिशःशतसूर्यसमप्रभः ॥ जगामवैष्णवंलोकंसर्वोपद्रववर्जितं ॥ २१ ॥

કક્ષીવાન્ સ્તુતિ કરે છે—હે વાસુદેવ! હે ગોવિંદ! હે પુરૂષોત્તમ! હે દીનવત્સલ! હે દીન નાથ! હે દ્વારકાના નાથ! હે પરમેશ્વર! આપને પ્રણામ હોજો. ॥૧૩॥ આપ કે જે ધ્રુવને ધ્રુવપદ આપનાર, પ્રલ્હાદની પીડાને હરનાર, ગજેંદ્રને ઉદ્ધાર કરનાર અને બલિરાજાએ અર્પણ કરેલા ઉપહારને જાણનાર છો તેમને પ્રણામ કરૂં છું. ॥ ૧૪ ॥ આપ શ્રીકૃષ્ણ કે જે દ્રૌપદીને અનેક વસ્ત્રો પૂરનાર અને પાંડવોને ઝેર, અગ્નિ તથા વનવાસના ભયમાં સહાયતા આપનાર છો તેમને પ્રણામ કરૂં છું. ॥ ૧૫ ॥ આપ કે જે યાદવોનું રક્ષણ કરનાર, ઈંદ્રના કોપથી ગોકુલની રક્ષા કરનાર અને ગુરૂને, માતાને તથા બ્રાહ્મણને પુત્ર આપનાર છો તેમને વારંવાર પ્રણામ કરૂં છું. ॥ ૧૬ આપ કે જે જરાસંધના બંધથી પીડાએલા રાજાઓને છોડાવનાર, સાક્ષાત્ નૃગ રાજાને ઉદ્ધાર કરનાર અને સુદામાની દીનતાને હરનાર છો તેમને પ્રણામ કરૂં છું. ॥ ૧૭ ॥ આપ કે જે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ રીતે ચારવ્યૂહ રૂપ શ્રીકૃષ્ણ છો તેમને પ્રણામ કરૂં છું. ॥ ૧૮ ॥ હે દેવના દેવ! મારા આપજ માતા છો, આપજ પિતા છો, આપજ બંધુ છો, આપજ સખા છો, આપજ વિદ્યા છો, અને ધન પણ આપજ છો. મારૂં સઘળું આપજ છો. ॥ ૧૯ ॥

નારદજી કહે છે—હે રાજા! સો સૂર્ય સરખા તેજવાળો અને દશે દિશાઓને શોભાવતો કક્ષીવાન્ એ પ્રમાણે પ્રેમના પૂરથી ભગવાનની સ્તુતિ કરી યાદવો જેતાં છતાં ઉત્તમ વિમાનમાં બેસીને સઘળા ઉપદ્રવોથી રહિત વૈકુંઠ લોકમાં ગયો. ૨૦॥૨૧

शंखोद्धारःकृतोयस्मिन्हरिणामैथिलेश्वर ॥ तस्मात्तीर्थंमहापुण्यंशंखोद्धारकथांगतं ॥ २२ ॥ शंखोद्धारकथामेतांयःशृणोतिनरोत्तमः॥ शंखोद्धारस्नानफलंलभतेनैसंशयः ॥ २३ ॥

॥ इति श्रीमद्गर्गाचार्यसंहितायां श्रीद्वारकाखंडे नारदबहुलाश्वसंवादे शंखोद्धारमाहात्म्यं नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

હે બહુલાશ્વરાજા ! તે સ્થલમાં ભગવાને એ પ્રમાણે શંખનો ઉદ્ધાર કર્યો તેથી એ મહાપવિત્ર તીર્થ ( શંખોદ્ધાર ) એવા નામથી કહેવાયું છે. ॥ ૨૨ ॥ જે ઉત્તમ માણસ આ શંખોદ્ધારની કથા સાંભળે તેને શંખોદ્ધારમાં સ્નાન કરવાનું ફળ થાય એમાં સંશય નથી. ॥ ૨૩ ॥

ઇતિશ્રી ગર્ગસંહિતામાના દ્વારકાખંડમાં નારદજી અને બહુલાશ્વના સંવાદમાં 'શંખોદ્ધાર માહાત્મ્ય' એવા નામનો બારમો અધ્યાય સંપૂર્ણ.

---



## આ પુસ્તકને પ્રથમથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં નામ.

### મુંબઈ.

૧૦ શેઠ મુલજી જેઠા હ. વલભદાસ.
૬ „ રામજી લક્ષ્મીદાસ.
૫ „ જુઠા કાનજી સુત કાળીદાસ.
૪ „ ઠાકરશી મુલજી.
૩ „ જેરામ નારાયણ.
૩ „ વકીલ વિઠ્ઠલ ભાઊ હાજી.
૨ „ મેઘજી ગોવિંદ.
૨ „ પરસોત્તમ લક્ષ્મીદાસ.
૨ „ ગોકલદાસ કેરજી.
૨ જોશી ગીગા પરધાન.
૨ શેઠ રામદાસ ભાણજી.
૨ „ મોરારજી ગોકલદાસ.
૨ „ ચત્રભુજ શીવજી.
૨ „ મનજી નરસી.
૨ જોશી વસનજી હીરજી.
૨ શેઠ કાનજી દ્વારકાદાસ.
૨ „ ગીરધરદાસ જેઠા.
૨ શા. કાનજી ધરમસી.
૧ શેઠ હેમરાજ કાનજી દ. સુંદરજી.
૧ „ ગોરધનદાસ રતનસી.
૧ „ રણછોડદાસ કાનજી.
૧ „ દેવીદાસ દામોદર.
૧ „ કેશવજી મદનજી.
૧ „ નથુ ખીમજી અખોટી.
૧ „ ગોકલદાસ મુરારજી.
૧ „ માધવજી ઠાકરશી.
૧ „ મનજી ગિરધર.
૧ „ ખટાઉ ખીમજી.
૧ „ ધરમશી વલ્લભદાસ.
૧ „ ગોવિંદ કારા.

૨૫ શેઠ લક્ષ્મીદાસ ખીમજી.
૫ „ ગોરધનદાસ ખટાઉ.
૪ „ ગોરધનદાસ ગોકલદાસ.
૩ ત્ર્યંબક—આપાજી કેળકર (દ્વારકા)
૧ શેઠ ભીમજી રવજી સનસનની કુંપની.
૧ શેઠ ધરમશી કાનજી.
૧ શેઠ મુરજી કલ્યાણજી રાજડા (ખંભાળીયું.)
૧ શા. હરીદાસ ગોવંજી (નગર)
૧ બાઈ રેવા પ્રભાશંકર (નગરકન્યાશાળા.)
૧ શા. માધવજી વી. છગનલાલ.
૧ ઠક્કર માણકલાલ ત્રીકમદાસ.
૧ શેઠ વિરજી ખેતશી બંગાળી.
૧ „ કલ્યાણજી હંસરાજ બંગાલી.
૧ „ સામજી શીવજી હ. ઝીણા શવરામ.
૧ „ માધવજી કુરજી હ. ઝીણા શવરામ.
૧ શા. પુરૂષોત્તમદાસ ઈછાલાલ.
૧ ઠક્કર પુરૂસોત્તમ સામજી.
૧ શેઠ હરગોવન ચતુ.
૧ „ ત્રીકમદાસ માધવજી.
૧ જોસિ જેઠા ભીમજી.
૧ શેઠ કુરજી સુરજી.
૧ શા. દેવીદાસ ભગવાનદાસ.
૧ ઠક્કર નથુ લખમીદાસ ગાંધી (દ્વારકા)
૧ ભટ રતનજી હરજી. (ગીરનારા.)
૧ ઠક્ક ધરમશી લાલજી.
૧ નારાણદાસ ખીમજી.

૧ શા. નગીનદાસ જેકીસનદાસ.
૧ ઠક્કર લાલજી પરષોત્તમ.
૧ શેઠ લખમીદાસ લીલાધર.
૧ જાની દયારામ માવજી (ગિરનારા)
૧ ઠક્કર રામજી જેરામ.
૧ ,, વસનજી ઝવેરી.
૧ ,, રણછોડ જગાણી.
૧ શેઠ લીલાધર સામજી જાદવજી.
૧ ,, વસનજી જાદવજી.
૧ ઠક્કર લાલજી દામોદર.
૧ ,, દામોદર કાનજી.
૧ ,, કલ્યાણજી જીવરાજ.
૧ શેઠ જમનાદાસ દેવીદાસ.
૧ ,, વાલજી સામજી.
૧ જોસિ વેલજી દેવજી (પોકરણા)
૧ શેઠ રૂપસીંગ મથુરાંદાસ લવજી.
૧ રાજેશ્રી નૃસિંહપ્રસાદ હરીપ્રસાદની પુસ્તકશાલા.
૧ શેઠ વાલજી નેણશી.
૧ ઠક્કર લાલજી સુંદરજી.
૧ જોસી ઉકા બલદેવ,
૧ શેઠ જેરામ શિવજી.
૧ ,, અપજી શિવજી.
૧ ,, મુરારજી દયાલ રતનસિ.
૧ ,, વિરજી રવજી.
૧ શા. નથુરામ નાગરદાસ.
૧ શેઠ રજાછોડદાસ પરસોતમ.
૧ મોદી ત્રીભોવનદાસ રતનજી.
૧ શેઠ ગોરધન પીતામર.
૧ ,, સુંદરદાસ જાદવજી.
૧ ,, કાનજી ખેતસિ. હ. મુરજી લખમીદાસ.
૧ ,, શવજી ધરમસિ.
૧ ,, નથુ ઉમરસિ.
૧ શેઠ કલ્યાણજી ઉમરસિ.
૧ ,, મુરજી ઉમરસિ,
૧ શેઠ કરસનદાસ હરીભાઈ.
૧ ભટ પ્રેમજી વીરજી (ગીરનારા.)
૧ મેતાજી જંમ્યતરામ ભોળાનાથ.
૧ ઠક્કર ગીરધર જસા.
૧ ,, જીવરામ જાદવજી.
૧ ,, લખમીદાસ હંસરાજ.
૧ શેઠ દયાલ ધનજી.
૧ ઠક્કર રતનસી જીવરાજ.
૧ શા. વિઠલદાસ પ્રભુદાસ.
૧ ઠક્કર મોનજી મેઘજી.
૧ મુલતાની લાલુમલ મોટુમલ,
૧ ખાખી ઈશ્વરદાસજી (મહાલખમી.)
૧ શેઠ તુલસિદાસ ત્રિકમદાસ.
૧ ,, વિઠલદાસ મોરારજી.
૧ ઠક્કર નેણસિ તુલસિદાસ.
૧ ,, પ્રાગજી પ્રેમજી.
૧ ,, ત્રિકમદાસ ડુંગરસિ.
૧ ,, ભાણજી ખીમજી.
૧ શા. કલાભાઈ નરસિંહદાસ.
૧ વ્યાસ. દયારામ ગીરધર જોસિ.
૧ રા. રા. હરીસરણાઈ કોચીન મલબાર.
૧ સાધુ. ધરમદાસ ભરથદાસ નારાણસર.
૧ જોસિ. વેલજી નથુ.
૧ ઠક્કર જગજીવન હેમરાજ.

**દ્વારકા કચેરીના અમલદારો.**

૧ ઓખા નેટીવ જનરલ લાઈબ્રેરી.
૧ રાજેશ્રી ગંગાધર હરી કાળે, દ્વારકા મુનસફ.
૧ ,, મહાદેવ સખારામ, દ્વારકા વૈવટદાર.
૧ ,, વ્યંકટરાવ બાપુ, દ્વારકા ઈજનેર.

૧ રાજેશ્રી વાઘજી ચત્રભુજ,
દ્વારકા રેસિડેન્ટ સિરસ્તેદાર.
૧ ,, બાકરલાલ અમરજી,
મજમુદાર એજંટ.
૧ ,, આત્મારામ અનંત,
બેટ થડક્લાસ માજીસ્ટ્રેટ.
૧ ,, ગોરધનદાસ હરીભાઈ,
દ્વારકા પોસ્ટમાસ્તર.
૧ ,, ચીંતુ બલવંત,
કારકુન.
૧ ,, ભગવાનલાલ અમૃતલાલ,
જેલર.
૧ ,, રાવજી હરી કેળકર,
ત્રીજુરી સરાફ.
૧ રાજેશ્રી જુગતરામ કલ્યાણજી,
ત્રીજુરી કારકુન.
૧ ,, સખારામ નારાયણ,
સેનાપતિ કારકુન.
૧ ,, પ્રાણજીવન ગંગારામ,
કેટર માસ્તર.
૧ ,, રૂપશી સોમજી,
કારકુન.
૧ ,, ગણેશ સખારામ,
મ્યુનિસિપાલ કારકુન.
૧ આચાર્ય વિશ્વંભર હરિદત્ત,
વકીલ.
૧ પંડયા ઝીણા દયારામ.
સરકારી જોશી.
૧ રાજેશ્રી જેતવલાલ વેણીલાલ,
એ. વ. સ્કુ. હેડમાસ્તર.
૧ ,, યશવંતરાવ અમૃતરાવ,
અમરેલી વકીલ.
૧ ,, ગણપતરામ રાજારામ, સરકારી
ગુજરાતી સ્કુલના હેડમાસ્તર.

૧ રાજેશ્રી માધવલાલ પુરૂસોત્તમ,
સ. ગુ. સ્કુ. આસીસ્ટંટ.
૧ ,, નથુ ઓધવજી જોશી,
ઈજનેરી કારકુન.
૧ ,, નારાયણ પ્રાગજી,
(વરવાલુ.)
૧ પંડયા ગોપાલજી રવજી,
સિદ્ધનાથના પૂજારી.
૧ ઠક્કર નારાણદાસ રાઘવજી,
કરના તથા જગાતના ઇજારદાર.
૧ દવે દયારામ લીલાધર,
દ્વારકા સ્ટીમર એજંટ.

## દ્વારકાના વેપારીઓ.

૧ ,, માધવજી દયાલ હ. સુંદરજી.
૧ ,, નારણદાસ હેમરાજ.
૧ ,, રાઘવજી કાનજી હ. જેરામ.
૧ ,, લખમીદાસ દયાલ.
૧ ,, ઉકા હેમરાજ હ, નરશી.

## દ્વારકાંના ગુગળીઓ.

૧ મીન મુરજી વેલજી.
૧ પાઢ વલભજી હરજી હ. નથુ વલભજી
૧ વાઈડા વિઠલજી રવજી.
૧ વાયડા. જેકૃષ્ણ વી. ઝીણા.
૧ ઉપાધ્યા કાનજી નારાણજી.
૧ ઉપાધ્યા ઈંદરજી નારાણજી.
૧ ઉપાધ્યા ત્રીકમજી લાલજી.
૧ ઉપાધ્યા વીરજી હરી.
૧ ભટ દયારામ જેઠા વ્યાસ.
૧ પાઢ ગોકલદાસ રામજી.
૧ ,, દામોદર ભાણજી.
૧ ,, ખીમા ભોળા.
૧ ,, ચંદરજી દયારામ.
૧ મીનનારસનજી વિ. કેશવજી.

૧ દવે દયારામ સોમજી.
૧ પાઢીયા રૂગનાથજી શીવરામ.
૧ પઢીયાર કરસનજી લીલાધર.
૧ શ્રીમાળી ગોર ત્રીકમજી દામોદર.
૧ ઠક્કર મુલજી વેલજી.
૧ „ ઓધવજી વલભજી પીંડારાના ગોર.

## ખંભાળીયું.

૨ વ્યાસ શીવરામ ઉર્ફે ઘેલા પરષોત્તમ.
૧ પાઢ ભુદરજી મકનજી.
૧ ઠાકર વાલજી જીવરાજ.
૧ વાઈડા ધનજી રામજી.
૧ ઉપાધ્યા હરીકૃષ્ણ જગજીવન.
૧ વાયડા કાકુ લખમીદાસ.
૧ ઉપાધ્યા દયારામ ગોકલજી.
૧ „ પ્રાગજી લવજી.
૧ ઠાકર મુરજી કેશવજી.
૧ „ લખમીદાસ મેઘજી.
૧ „ હરજીવન મેઘજી.
૧ „ મુરજી ભીમજી.
૧ „ માવજી લાલજી.
૧ દવે નથુ કલ્યાણજી.
૧ „ વાલજી શીવજી.
૧ „ લખમીદાસ મુરજી.
૧ „ ઝીણા નારાયણજી.
૧ ઉપાધ્યા ગીરધારી દેવરામ.
૧ વાઈડા વીરજી રામજી.
૧ વાઈડા પ્રાગજી દેવકૃષ્ણ.
૧ „ છગન ગોપાલજી.
૧ „ પરષોતમ લાલજી.
૧ ઠાકરૂ ધનજી રૂઘનાથજી.
૧ પાઢ વૃનરાવન વિ. જેકૃષ્ણ.
૧ „ દેવકૃષ્ણ વિ. દયારામ.
૧ વાયડા ત્રીકમજી વિ. વિસનજી.
૧ ઠાકર ઘેલા જાદવજી.
૧ „ વલભદાસ વીરજી.
૧ પાઢ નંદરામ સુંદરજી (નગર.)
૧ શ્રીસ્વામીજી રામાનંદજી. (નગર)
૧ શા. હરીદાસ ગોવંદજી (નગર.)
૧ રાજેશ્રી મુરૂ ગોપાલ ઉર્ફે તાતાસાહેબ (વડોદરા.)
૧ રાવલ દયાશંકર ગણપતરામ અમદાવાદ.
૧ દવે મહાનંદ છગનભાઈ (કડી પરગણે)
૧ પારેખ અંબારામ લલુભાઈ (વિરમગામ)
૧ જાની કાનજી વિ. નથુ (કોડીનાર.)

## બેટ શંખોધાર.

૧ વાયડા ગોકલદાસ મુરજી મુખત્યાર વકીલ.
૧ „ કરસનદાસ જેકૃષ્ણ, (મેડીકલપ્યુપલ.)
૧ „ નાનજી ડોસા.
૧ „ ગોવનજી મનજી.
૧ પાઢ કુંવરજી દયારામ.



# સૂચના.

સર્વે આર્યબંધુઓ તથા સજ્જનોને સૂચના કરવામાં આવે છે કે નીચે લખ્યાં પુસ્તકો છપાઈ તૈયાર થયાં છે જે સાહેબોને લેવાની ખાહેસ હોય તેઓએ રોકડી કિમ્મતે મંગાવી લેવાં.

| | રૂ. આ. પૈ. |
|---|---|
| સ્કંદ પુરાણોક્ત દ્વારકા માહાત્મ્ય અને તેના શબ્દે શબ્દનું ગુજરાતી ભાષાંતર .... .... .... .... .... .... .... | ૩—૦—૦ |
| દ્વારકામાહાત્મ્ય મૂળ.... .... .... .... .... .... .... | ૧—૦—૦ |
| ભોજ પ્રબન્ધ અને તેનું ગુજરાતી ભાષાંતર.... .... .... .... | ૨—૮—૦ |
| સનકાદિવિરચીત ગોમત્યષ્ટક અને તેનું ભાષાંતર .... .... .... | ૦—૦—૬ |
| દ્વારકા તથા બેટના નકસા .... .... .... .... .... .... | ૦—૧—૦ |

## છપાય છે.

"શ્રીકૃષ્ણ જન્મખંડ" નું ગુજરાતી ભાષાંતર છપાય છે. રાયલ આઠ પેજી ફારમ ૧૦૦ ને આશરે પૃષ્ટ ૮૦૦ સારા કાગળો તથા પાકાં પુઠાંથી પ્રથમ ગ્રાહક થનાર પાસેથી રૂ. ૪) અને તૈયાર થયે લેનારની પાસેથી રૂ. ૬) લેવામાં આવશે.

ઠે. કાલકાદેવી પાસે ઠકર વાલજી શામજીના માળામાં.

દ્વારકા પુસ્તક પ્રસારક મંડળી.